દાદા ભગવાન પ્રરૂપિત

# આપ્તવાણી

## શ્રેણી - ૧૪

## ભાગ - ૩

સંકલન : દિપક દેસાઈ

**પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ**
**મહાવિદેહ ફાઉન્ડેશન**
૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજ પાછળ,
ઉસ્માનપુરા, અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮



**પ્રથમ આવૃતિ :** ૮,૦૦૦ માર્ચ ૨૦૧૩

**ભાવ મૂલ્ય : 'પરમ વિનય'**
**અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૭૦ રૂપિયા**

**લેસર કંપોઝ :** દાદા ભગવાન ફાઉન્ડેશન, અમદાવાદ.

**મુદ્રક :** મહાવિદેહ ફાઉન્ડેશન
પાર્શ્વનાથ ચેમ્બર્સ, નવી રિઝર્વ બેંક પાસે,
ઉસ્માનપુરા, અમદાવાદ.
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

# ત્રિમંત્ર








નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ॥ ૧ ॥
ૐ નમો ભગવતે વાસુદેવાય ॥ ૨ ॥
ૐ નમઃ શિવાય ॥ ૩ ॥
જય સચ્ચિદાનંદ



## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં આત્મજ્ઞાન કરાવી રહ્યા છે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સમર્પણ

'નેતિ, નેતિ' વેદ વદે, ના મળશે 'આત્મા' શાસ્ત્રમાં;
'ગો ટુ જ્ઞાની', નિજાત્મા પમાય, દાદાકૃપાએ સહજમાં.

કળિકાળનું ધીટ્ આશ્ચર્ય, પ્રગટ્યા દાદા ભગવાન અવનીમાં;
અક્રમ વિજ્ઞાને, જ્ઞાની સંજ્ઞાએ આતમ પ્રગટ્યો સ્વ-સ્વરૂપમાં.

વિસરાઈ ગયો મૂળ આત્મા, અજ્ઞાન માન્યતામાં;
આતમ જ્ઞાને, સ્વના ભાને, દેહથી નોખો 'હું શુદ્ધાત્મા'.

ઘડે મૂર્તિ 'પોતે' પોતાની, કરે પ્રતિષ્ઠા 'વ્યવહાર આત્મા';
મન-વચ-કાયા 'નિશ્ચેતન ચેતન', નિર્જરે 'વ્યવસ્થિત' હિસાબમાં.

શ્રુત-મતિ-અવધિ-મનઃપર્યવ, કેવળજ્ઞાન વર્ણન શાસ્ત્રમાં;
અનુભવ-લક્ષ-પ્રતીત, પામ્યા નિજપદ, જ્ઞાની કૃપાથી પ્રત્યક્ષમાં.

ગોપિત જ્ઞાન 'દાદા' હૃદયે વસ્યું, અજાયબી અહો એ શબ્દોમાં સર્યું;
અનંત ઐશ્વર્યમય, અલૌકિક વાણી, 'આપ્તવાણી' માંહી અમૃત ભર્યું.

સમાયા સર્વે ફોડ વિજ્ઞાન તણા, અપૂર્વ ચૌદ આપ્તવાણીમાં;
જ્ઞાની કરુણાના વરસ્યા જ્ઞાન, સમર્પાયા જગકલ્યાણમાં.

❖ ❖ ❖ ❖ ❖

# ભવિષ્યના શાસ્ત્રો સમ છે આપ્તવાણી !

તે આ આપ્તવાણીઓ ચૌદ છે, તે બધાં આગમોના સાર રૂપે છે. એટલે પછી લોકોને આગમોની જરૂર નહીં પડે.

આ આપણી આપ્તવાણીઓમાં તમામ શાસ્ત્રો આવી ગયા હશે અને લોકોને નવા શાસ્ત્ર તરીકે, વેદાંતીઓ અને જૈનીઝમ બધા માટે ભેગું શાસ્ત્ર ચાલશે. અત્યારેય ભેગું ચાલવા માંડ્યું છે.

આપણી આપ્તવાણી તો શા હારુ લખેલી છે કે આ બહારના લોકોને 'આત્મા શું છે ને શું નથી અને આ પરમાત્મા શું છે ને શું નથી'નું ભાન ઉત્પન્ન થવા માટે છે. કંઈ એક ધર્મવાળા માટે નથી લખેલું. અને આ તો ચૌદ આપ્તવાણીઓ તો હેલ્પીંગ થઈ પડશે. બધાય ધર્મો આમાંથી ચાલવાના છે. બધાના માટે, આખા વર્લ્ડના કલ્યાણ માટે લખેલું છે.

આ આપ્તવાણીઓ બહુ ઈફેક્ટિવ છે. વીતરાગ શાસ્ત્રોનાં બધા લૉ (કાયદા) એમાં આવે છે.

**પ્રશ્નકર્તા :** આપે તો વેરાયેલાં, વિખરાયેલા મોતીઓને શોધી હાર બનાવ્યા જેવું સાહિત્ય આપેલ છે. ખૂબ ખૂબ ધન્યવાદ છે. આપના અમે ખૂબ ઋણી છીએ.

**દાદાશ્રી :** આ આપણા પુસ્તકો આવ્યા પછી બધા ધર્મવાળા લોકો શું કહે છે કે હવે શાસ્ત્રો ઊંચા મૂકશો તો ચાલશે. આપણી દેશી ભાષામાં છે. આ પછી એનું બીજી ભાષાઓમાં ભાષાંતર થશે. ચૌદ આપ્તવાણી નીકળશે અને આ જ શાસ્ત્રો તરીકે ચાલુ થશે.

**પ્રશ્નકર્તા :** ચૌદ આપ્તવાણી જ થશે કે એનાથી આગળ જશે ?

**દાદાશ્રી :** ના, ચૌદ આપ્તવાણી જ થશે અને આગળ જાય એટલો માલ તો બહુ છે, પણ ચૌદમાં બધું આવી જશે.

આ આપ્તવાણી પુસ્તક તો હજારો વર્ષ સુધી ખૂબ કામ આપશે.

# પ્રસ્તાવના

પરમ પૂજ્ય દાદાશ્રીની જ્ઞાનવાણીનું સંકલન એટલે જ વ્યવસ્થિત શક્તિથી સંયોગો તેમજ નિમિત્તોની સંકલનાનું પરિણામ. અનંત અવતારના પરિભ્રમણમાં જ્ઞાની પુરુષ પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને થયેલા અનેકો અનુભવો નિર્મોહી દશાને લઈને તાદશ્ય વર્તાયા કરતા હતા, તે આ ભવે નિમિત્ત આધીન સહજ જ્ઞાનવાણી નીકળતા આત્મા-અનાત્માના સાંધા પરના ગુહ્ય રહસ્યોના સૂક્ષ્મ ફોડ પડતા ગયા. પૂજ્ય નીરુમાએ આ જગત ઉપર અસીમ કૃપા કરી કે દાદાશ્રીના તમામ શબ્દેશબ્દ ટેપરેકર્ડ દ્વારા ઝીલી લીધા.

પૂજ્ય નીરુમાએ દાદાશ્રીની વાણીને સંકલિત કરી ચૌદ આપ્તવાણીઓ, પ્રતિક્રમણ, વાણીનો સિદ્ધાંત, મા-બાપ છોકરાનો વ્યવહાર, પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર, પૈસાનો વ્યવહાર, આપ્તસૂત્ર, નિજદોષ દર્શનથી નિર્દોષ, સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય જેવાં ઘણાં પુસ્તકો તેમજ વિવિધ વિષયો પર ઘણી પુસ્તિકાઓ પ્રકાશિત કરેલ હતી. અને એમની સ્થૂળ દેહની અનુપસ્થિતિમાં આ વાણીની પુસ્તકોમાં સંકલનની કાર્યવાહી ઘણા બધા બ્રહ્મચારી ભાઈઓ-બહેનો તથા સેવાર્થી મહાત્માગણના આધારે આગળ ધપી રહી છે.

જેમ કારખાનામાં માલસામાન ભેગો થઈ ફાઈનલ પ્રોડક્ટ બને, એવી રીતે જ્ઞાનવાણીના આ દાદાઈ કારખાનામાં દાદાના જ્ઞાનવાણીના પુસ્તકો બની રહ્યા છે. સૌ પ્રથમ કેસેટોમાંથી દાદાશ્રીની વાણી ઉતારાય છે. પછી એનું ચેકીંગ થાય ને પાછું રિચેકીંગ થઈ એની શુદ્ધતાની ચકાસણી કરી અને જેમ છે તેમ વાણીની જાળવણીનો પૂર્ણ પ્રયાસ કરવામાં આવે છે. પછી એ વાણી સબ્જેક્ટ (વિષય) પ્રમાણે સંગ્રહ થાય. તેનું પાછું વિવિધ દૃષ્ટિકોણવાળી વાતોમાં વિભાજન થાય અને એક જ વ્યક્તિ સાથે દાદાશ્રી સત્સંગની વાતચીત કરતા હોય, તેવા ભાવપૂર્વક અજ્ઞાનથી જ્ઞાનના અને કેવળજ્ઞાન સુધીના સાંધાના સર્વ ફોડને આપતી વાણીની સંકલના થાય. છેવટે એ સંકલન પ્રૂફ રિડીંગ થઈને છપાય છે. આમાં સૂક્ષ્મમાં પરમ પૂજ્ય દાદા ભગવાનની કૃપા, પૂજ્ય નીરુમાના

આશીર્વાદ, દેવ-દેવીઓની દૈવી સહાયતાથી અને અનેક મહાત્માઓની સેવાના નિમિત્તથી અંતે આ ગ્રંથ રૂપે આપના હાથમાં આવી રહ્યો છે.

જેમ એક ફિલ્મ માટે પ્રોડ્યુસર, ડાયરેક્ટર જુદી જુદી ક્લિપો બનાવે છે, એક કલાકારના જીવનમાં બાળપણ, લગ્ન, મૃત્યુ કાશ્મિરમાં હોય, તો એક સાથે બધું ફિલ્મ પાડીએ, પછી સ્કૂલ, યુવાની, ધંધો વગેરે દિલ્લીમાં કર્યા હોય, ફરવા પેરિસ, સ્વીટ્ઝરલેન્ડ ગયો હોય, આમ અનેક ક્લિપો હોય પણ પછી એડીટીંગ થઈને આપણને નાનપણથી મૃત્યુ સુધીના સીન (દૃશ્યો) જોવા મળે. એમ દાદાશ્રી એમની વાણીમાં એક સબ્જેક્ટ માટે બિગિનિંગથી એન્ડ (શરૂઆતથી અંત) સુધીની બધી વાતો કહી ગયા છે. જુદા જુદા નિમિત્તે, જુદા જુદા સમયે, જુદા જુદા ક્ષેત્રે નીકળેલી વાણી અત્રે એડીટીંગ (સંકલિત) થઈને પુસ્તક રૂપે પ્રાપ્ત થાય છે. જેમાં દાદાશ્રીએ આત્મા-અનાત્માના સાંધા ઉપર રહીને આખો સિદ્ધાંત ખુલ્લો કર્યો છે. આપણે આ વાણી વાંચીને સ્ટડી કરીએ કે જેથી એમણે જે અનુભવ્યું, તે આપણને સમજાય ને અંતે અનુભવાય.

**- દીપક દેસાઈ**

# સંપાદકીય

શાસ્ત્રોમાં આત્મજ્ઞાન અને આત્માના સ્વરૂપ વિશે ફોડ તો આપ્યા હોય છે પણ તે બહુ સૂક્ષ્મતાએ આપેલા હોય, તેનો યથાર્થ તાગ પામવો અતિ કઠિન હોય છે. અને તેની યથાર્થ સમજ મેળવવા માટે જરૂર પડે છે અનુભવી પુરુષની, અધ્યાત્મ વિજ્ઞાનીની કે જેમના હૃદયમાં તીર્થંકરોએ, પૂર્વેના જ્ઞાનીઓએ આપેલું આ અતિ સૂક્ષ્મ અને ગોપિત વિજ્ઞાન ખુલ્લું થયેલું હોય.

આ કાળના લોકોની પુણ્યૈ, તે પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મવિજ્ઞાન પ્રગટ થયું અને પછી મૂળ પ્રકાશના આધારે જગતના તમામ અતિ ગુહ્ય રહસ્યો એમણે ખુલ્લા કર્યાં. અને તે પણ આજના યુગમાં સહેલાઈથી સમજાય તેવી ભાષામાં અને આ કાળને અનુરૂપ દૃષ્ટાંતો સાથે.

દાદાશ્રી પાસે વિભિન્ન લોકો વિવિધ પ્રકારની સમજણ લઈને આવતા અને પ્રશ્નો પૂછતા. તેમાં કોઈ શાસ્ત્રોના અભ્યાસુ પણ હોય, કોઈ આધ્યાત્મિકમાં રસ ન ધરાવતા એવાય હોય, ભણેલા-અભણ, શહેરના-ગામડાના પણ હોય, તે દરેકને સહેલાઈથી સમજાઈ જાય અને એ પણ આજના યુગની ભાષામાં ને એને માટે, એક જ વસ્તુ માટે જુદા જુદા દાખલા અને જુદા જુદા નામ આપી સિદ્ધાંતની ગેડ પાડી છે.

દાખલા તરીકે કોઈ પ્રશ્નકર્તાના પ્રશ્નમાં 'કર્મ ચાર્જ કોણ કરે છે ?' તેના જવાબમાં તે વ્યક્તિ કયા માઈલ ઉપર ઊભી છે, એનું શું બેકગ્રાઉન્ડ છે તે પ્રમાણે જુદી જુદી રીતે દાદાશ્રીએ જવાબ આપ્યા છે. કોઈ શાસ્ત્ર અભ્યાસી હોય તો તેને કહ્યું છે કે વ્યવહાર આત્મા કર્મ ચાર્જ કરે છે પણ જો એ જ પ્રશ્ન શાસ્ત્રનો અભ્યાસી ના હોય તો તેને કહ્યું છે કે પાવર ચેતન કર્મ ચાર્જ કરે છે. કારણ એ દરરોજ ઘેરે પાવર ભરેલી બૅટરી શું કામ કરે છે તે જાણતો હોય, એટલે તેને તરત જ ગેડ પડી જાય કે કેવી રીતે કર્મ ચાર્જ થાય છે. જ્ઞાની પુરુષની આ જ બલિહારી છે કે સામેની વ્યક્તિ કેટલી સહેલાઈથી વાત સમજી શકે છે, તે પ્રમાણે સમજાવતા હોય છે.

ખંડ-૧માં આપણને આત્માના સ્વરૂપો રિયલી, રિલેટિવલી, સંસાર વ્યવહારમાં દરેક રીતે, કર્મ બાંધતી વખતે, કર્મફળ ભોગવતી વખતે અને પોતે મૂળ સ્વરૂપે કોણ છે, એમ અસ્તિત્વના સ્વરૂપો જે જ્ઞાની પુરુષના શ્રીમુખે બોલાયા છે, એના વિગતવાર ફોડ પ્રાપ્ત થાય છે.

સંસાર પરિભ્રમણમાં મૂળ આત્મા બગડ્યો જ નથી, દ્રવ્ય-ગુણ-પર્યાયથી શુદ્ધ જ છે, એ વાત ત્રિકાળ સત્ય છે. અજ્ઞાનતાથી, સંયોગોના દબાણથી વિભાવિક આત્મા ઊભો થઈ ગયો છે. એટલે આમ આ વ્યવહાર આત્મા ઊભો થઈ ગયો છે અને એ મૂળ આત્માથી જુદો વિભાગ થઈ ગયો છે. એનાથી જ કર્મ ચાર્જ થાય છે. એને પાવર ચેતન, મિશ્ર ચેતન, વ્યવહાર આત્મા, ચાર્જ પ્રતિષ્ઠિત આત્મા, સૂક્ષ્મતમ અહંકાર એવા નામ અપાયા છે અને ચાર્જ થયેલું જ્યારે ડિસ્ચાર્જ થાય છે ત્યારે એને માટે ડિસ્ચાર્જ પ્રતિષ્ઠિત આત્મા, મિકેનિકલ ચેતન, નિશ્ચેતન ચેતન, મડદું, પાવર, પાવર ભરેલું પૂતળું, સૂક્ષ્મતર અહંકાર જેવા વિવિધ શબ્દો વપરાયા છે.

જે મૂળ આત્મા અને પછી ઊભો થયેલો વિભાવિક આત્મા, એની હકીકત જે દાદાશ્રી સમજાવવા માગે છે, તે એમને દેખાય છે, અનુભવાય છે અને આપણે હજી સમજવા માંગીએ છીએ કે હકીકત છે શું ? જે વસ્તુનું આપણને કશું જ જ્ઞાન નથી એ બાબત કઈ રીતે સમજાવે ? જે માઈલસ્ટોને હજુ આપણે પહોંચ્યા નથી તેને દાખલા દ્વારા સમજાવવાનો પ્રયત્ન કરે છે, છતાં ખરેખર તો રિયલ વસ્તુના કોઈ દૃષ્ટાંત હોય નહીં.

એટલે દાદાશ્રી કહે છે કે 'જે મને દેખાય છેને, એ તમને એક્ઝેક્ટ સમજાવી શકાય નહીં. આ જેટલા શબ્દો મારી પાસે હાથમાં આવે એનાથી હું તમને સમજાવવાનો પ્રયત્ન કરું છું. બાકી આના માટે શબ્દો હોતા નથી. આ તો ખોળી ખોળીને શબ્દો ભેગા કરવા પડે, આત્માને વર્ણવા માટે. બાકી મૂળ આત્મા નિઃશબ્દ છે, અવર્ણનીય છે, અવક્તવ્ય છે.'

જેમ એક હાથી રૂમમાં હોય અને બારણું બંધ હોય તો એમાં સોયની અણી જેટલું એક નાનું કાણું પાડીએ તો હાથીના સૂંઢ, મોઢું, આંખ દેખાય. બીજી બાજુ કાણું પાડીએ તો તેમાંથી પૂંછડું દેખાય. બારણામાં

નીચે કાણું પાડીને જુએ તો પગ દેખાય આમ વ્યૂ પોઈન્ટવાળાને મૂળ વસ્તુનું ખંડ-ખંડ દર્શન ઊભું થાય છે. છતાં મૂળ વસ્તુ અખંડ છે પણ સમજાવતી વખતે, વાક્યો બોલતી વખતે જુદી વાત નીકળે અને સમજનારનેય પાછા આવરણ હોય, તે સમજે જુદી રીતે.

એટલે આ તો મૂળ સિદ્ધાંત સમજાવો ઘણો અઘરો છે છતાં કારુણ્ય ભાવથી, કૃપાથી દાદાશ્રી શબ્દો દ્વારા સમજાવી શકે છે.

બીજી એક સ્પષ્ટતા કરવાની રહી કે જેમણે બીજી બધી આપ્તવાણીઓનો અભ્યાસ કર્યો હોય તેમને આ આપ્તવાણી વાંચતા એવું લાગશે કે અત્યાર સુધીના આપ્તવાણીના અભ્યાસથી જે તારણ નીકળેલું, તે આ આપ્તવાણીમાં કેમ જુદું પડે છે ? જ્ઞાનીની વાણીમાં વિરોધાભાસ તો ના હોય તો આપ્તવાણીમાં જુદું જુદું કેમ તારણ આપ્યું છે ? દાખલા તરીકે પહેલાની આપ્તવાણીમાં વાંચ્યું હશે કે 'પ્રતિષ્ઠિત આત્મા' જ જગતનું અધિષ્ઠાન છે અને તે જ નવા કર્મ બાંધે છે અને આ આપ્તવાણીમાં વાંચશું તો દાદા કહે છે ખરેખર તો જ્ઞાન મળ્યા પછી જે બાકી રહ્યું તે 'પ્રતિષ્ઠિત આત્મા' અને અજ્ઞાનમાં જે કર્મ બાંધે છે 'પ્રતિષ્ઠિત આત્મા' નહીં પણ 'વ્યવહાર આત્મા.' તો આ દેખીતો જે વિરોધાભાસ લાગે પણ ખરેખર જ્ઞાનીનો અંતર આશય સમજાય તો તેમ નથી જ.

જ્યાં સુધી પોતાને આત્માનો અનુભવ થયો નથી ત્યાં સુધી પોતે અજ્ઞાની છે. એટલે અજ્ઞાન દશામાં ડિસ્ચાર્જ કર્મોમાં એકાકારપણે જ વર્તે છે અર્થાત્ પોતે દેહ રૂપે જ વર્તે છે, નામ રૂપે વર્તે છે, અહંકાર રૂપે વર્તે છે. ડિસ્ચાર્જ પરિણામ પોતે જ છે, પોતે જ કરી રહ્યો છે, એમ વર્તે છે. વર્તન અને શ્રદ્ધા એકપણે વર્તે છે. જેમ વાણી એ ડિસ્ચાર્જ છે અને 'હું બોલ્યો' એ માન્યતા, એમાં એકાકાર જ, તન્મયાકારપણે વર્તે છે. એટલે ઘણી વખત મુમુક્ષુને વાત સમજાવવા માટે આત્માની ઊંડાણની હકીકતનો વિગતવાર ફોડ પાડવાને બદલે દાદાશ્રી પ્રતિષ્ઠિત આત્મા જ કર્મ બાંધે છે એમ કહે છે. કારણ કે અજ્ઞાની પોતે ડિસ્ચાર્જ થતા પ્રતિષ્ઠિત આત્મામાં જ વર્તે છે. એટલે તન્મયાકાર થવાથી ઑટોમૅટિક ચાર્જ થયા જ કરે છે.

જેમ જાડી ભાષામાં 'મેં કેરી ખાધી' જ કહેવાય પણ સૂક્ષ્મતાએ મેં છાલ અને ગોટલો કાઢી નાખીને ગર્ભ ખાધો કે રસ પીધો કહેવાય.

એટલે મિશ્ર ચેતન, પ્રતિષ્ઠિત આત્મા કે વ્યવહાર આત્મા સંબંધી દાદાશ્રીની વાણીને આપણે બહુ ઝીણવટથી, વિરોધાભાસથી પકડવાને બદલે એમના પોઈન્ટ ઑફ વ્યૂને પકડીને, અંતર આશયને પકડીને એ વાતને વૈજ્ઞાનિક ઢબથી સમજીશું તો પોતાના નિજ સ્વરૂપ અનુભવના મૂળ સિદ્ધાંત સરળતાથી સમજમાં આવતા જશે.

શાસ્ત્રમાં આત્મા અને જડ તત્ત્વો સંબંધી વિગતવાર સમજણ આપી છે પણ રોજિંદા જીવન વ્યવહારમાં પોતે કઈ રીતે આત્મામાં વર્તી શકે અને જડથી જુદો રહી શકે તે તો અનુભવી જ્ઞાની પુરુષ જ આપણને વર્ણવી શકે, વર્તાવી શકે.

ખંડ-૨માં આત્મા પોતે વસ્તુત્વ રૂપે શું છે ? પોતે જ્ઞાન સ્વરૂપ જ છે પણ જ્ઞાન સ્વરૂપના અજ્ઞાનથી લઈને કેવળજ્ઞાન સુધીના પ્રકારો તેમજ જ્ઞાન-દર્શનના જુદા જુદા પ્રકારો કઈ રીતે છે ? એની સર્વ વિગતોની વિસ્તૃત સમજણ પ્રાપ્ત થાય છે. અજ્ઞાન એ પણ જ્ઞાન જ છે. અજ્ઞાનમાં કુશ્રુત, કુમતિ અને કુઅવધિ, જ્યારે જ્ઞાનમાં શ્રુતજ્ઞાન, મતિજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન આમ પાંચ વિભાગ છે. જ્યારે દર્શનમાં ચક્ષુ દર્શન, અચક્ષુ દર્શન, અવધિ દર્શન, કેવળ દર્શન આમ વિભાગો પડે છે. જે પ્રશ્નોત્તરી દ્વારા થયેલા સત્સંગો અત્રે સંકલિત થયા છે.

દાદાશ્રીએ કેવળજ્ઞાન જોયું છે, એટલે એમણે સમજાવ્યું કે આ પ્રમાણે જ્ઞાનમાં આગળ વધો તો પછી જ્ઞાનશ્રેણીના આ સ્ટેશનો પછી કેવળજ્ઞાનનું સ્ટેશન આવશે, એટલે કેવળજ્ઞાન દશા સુધી પહોંચવા માટેની બધી સમજણ અહીં ખુલ્લી કરી નાખી છે.

જ્ઞાનના વિવિધ પ્રકારોની વાતો દાદાશ્રીની અનુભવગમ્ય વાણી છે. શાસ્ત્રમાં ઝીણવટથી કરેલી વ્યાખ્યાઓમાં આપણી બુદ્ધિથી મેળ બેસાડવા જતા લાગે કે દાદાશ્રી કહે છે એ જુદું છે અને શાસ્ત્રમાં તો આવું લખ્યું છે. ક્વચિત્ જો બુદ્ધિના પ્રશ્ને આવા ડખા થાય તો બુદ્ધિને બાજુએ રાખવી

અને જ્ઞાની પુરુષની વાણીને યથાર્થ સમજી મોક્ષ માર્ગે પુરુષાર્થ કરવો, તો અનુભવ શ્રેણીઓ સિદ્ધ કરી શકાશે. મૂળ જગ્યાએ આવીશું, મૂળ વસ્તુ પામીશું ત્યારે સમ્યક્ દૃષ્ટિએ જોતા શાસ્ત્રની વાતથી કોઈ જુદાઈ નહીં રહે.

દાદાશ્રી કહે છે કે 'અમે આ જ્ઞાન તો બહુ સરસ આપેલું છે પણ નિકાલી કર્મો જથ્થાબંધ છે ને એટલે ભૂલાઈ જાય એવું બને. આ તો આની ઉપર વિચાર કર-કર કરે ત્યારે યાદ રહે આ અને પછી કાયમ થઈ જાય. વિચાર ના કરે તો પાછું ગુંચવાયેલું રહી જાય.' એટલે જો એક વાર વાંચવાથી ગુંચવાડો ઊભો થતો હોય તો અનુભવે સમજાય છે કે એનું એ જ ફરી ફરીથી વાંચીશું તો વધુ સ્પષ્ટતાથી સમજાતું જશે.

વધુ સ્પષ્ટતા માટે આપ્તવાણી-૧૩ અને ૧૪ના ભાગ-૧ અને ૨ના ઉપોદ્‌ઘાત અવશ્ય વાંચવા, એમાં ઘણા સ્પષ્ટીકરણ કરેલા જ છે.

દાદાશ્રીના થયેલા સત્સંગોની શક્ય તેટલી વધુ વિગતો એકત્ર કરી ચૌદમી આપ્તવાણીના ગ્રંથો બની શક્યા છે. અહીં વાચકને ક્વચિત્ એવું લાગે કે એક જ વાત પુનઃ પુનઃ આવ્યા કરે છે છતાં તમામ વાણી સંકલિત કરીને મૂકવામાં આવી છે, જેથી જ્ઞાની પુરુષના અગાધ જ્ઞાનનો એને ખ્યાલ આવે. બને એટલી વાત સ્પષ્ટપણે આગળ વધે તેમજ શરૂઆતથી અંત સુધી એનું સાતત્ય જળવાઈ રહે એવો નમ્ર પ્રયાસ થયો છે. અને કૌંસમાં મૂકેલા શબ્દોના અર્થ એ સંપાદકની હાલ પ્રવર્તતી સમજણના આધારે બને તેટલી સુસંગત રીતે મૂકવાના પ્રયત્નો થયેલા છે છતાં કંઈક વિરોધાભાસ લાગે તો તે જ્ઞાનીના જ્ઞાનમાં કંઈ ભૂલ નથી પણ સંકલનાની ખામીને લીધે હોઈ શકે, એવી ભાસિત તમામ ક્ષતિઓ માટે ક્ષમાપના.

**- દીપક દેસાઈ**

# ઉપોદ્ઘાત

## ખંડ-૧

## આત્માના સ્વરૂપો

### [૧] પ્રતિષ્ઠિત આત્મા

### (૧.૧) પ્રતિષ્ઠિત આત્માનું સ્વરૂપ

મૂળ આત્મા એ કેવળજ્ઞાન સ્વરૂપ છે. 'હું શુદ્ધાત્મા છું' એ જ્ઞાન સ્વરૂપ છે, પણ 'પોતે કોણ છે' એ નહીં જાણવાથી, અજ્ઞાનતાથી પોતાની જાતને આપણે જે માનીએ છીએ કે 'હું ચંદુ છું' (સૂક્ષ્મતમ અહંકાર) એ જ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા.

આજનો આ ચંદુ (સૂક્ષ્મતર અહંકાર), આ દેહ-વાણી-મન એ બધું ડિસ્ચાર્જ સ્વરૂપે છે. એ પૂર્વે જે પ્રતિષ્ઠા કરેલી તે આજે પૂતળું ફળ આપે છે. તેમાં અજ્ઞાનતાથી પોતે નવી પ્રતિષ્ઠા કરતો જાય છે, 'હું જ ચંદુ, આ દેહ મારો, આનો ધણી થઉ, આનો મામો થઉ.' એ આવતા ભવની પોતે નવી મૂર્તિ ઘડી રહ્યો છે. હુંપણાની જે પ્રતિષ્ઠા કરે છે, એટલે પછી બીજે ભવ આખી જિંદગી એ પૂતળું બોલશે, ચાલશે, વ્યવહાર કરશે.

જ્ઞાન મળ્યા પછી પોતાને ભાન થાય કે 'હું શુદ્ધાત્મા છું' અને પોતે શુદ્ધાત્મા સ્વરૂપ થયા પછી સમજાય કે પોતે અક્રિય છે, અનંત જ્ઞાનક્રિયા, અનંત દર્શનક્રિયાવાળો છે. જ્યાં સુધી પોતે શુદ્ધાત્મા થયો નથી ત્યાં સુધી પોતે પ્રતિષ્ઠિત આત્મા સ્વરૂપે છે અને તેથી કર્તા-ભોક્તાપદમાં છે. પૂર્વભવની પ્રતિષ્ઠા એ આ ભવમાં ભોક્તાપણે ભોગવે છે, પણ પાછો અજ્ઞાનતાથી કર્તા થઈ બેસે છે અને અજ્ઞાનતાથી નવી પ્રતિષ્ઠા કરી આવતા ભવનો નવો પ્રતિષ્ઠિત આત્મા ઊભો કરે છે.

આજનો ચંદુ એ આખોય પ્રતિષ્ઠિત આત્મા ડિસ્ચાર્જ સ્વરૂપે છે, પણ અજ્ઞાનતાથી પોતે એમાં ભળે છે એટલે પાછો ફરી બીજા અવતારના કર્મ ચાર્જ થાય છે. નવું પૂતળું તૈયાર થાય છે.

'હું ચંદુ છું, આ દેહ મારો છે, આનો ધણી થઉ, આનો મામો થઉ' એ જે બોલી રહ્યો છે આજે, જે પહેલા પ્રતિષ્ઠા કરેલું, યોજનારૂપે હતું; એ પહેલાનું કર્મ આજે રૂપકમાં ફળરૂપે આવ્યું છે. હવે રૂપકમાં આવે અને એવો વ્યવહારનો પાઠ ભજવે તેનો વાંધો નથી પણ અજ્ઞાનતાથી એને એવી જ શ્રદ્ધા છે, માટે ફરી પાછું બીજ પડે છે. એટલે દેહમાં જ પ્રતિષ્ઠા કરે છે કે 'આ હું છું.' એટલે ફરી પાછો દેહ ઉત્પન્ન થાય છે. (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા, તે પ્રતિષ્ઠા કરી કરીને મૂર્તિ ઘડે. તે પછી ફળ આપે બીજે અવતારે.

આ ભવમાં જૂનું બધું ભોગવી રહ્યો છે, પણ તેમાં અહંકાર કરવાનું હોય નહીંને !

પ્રતિષ્ઠિત આત્માની પ્રતિષ્ઠા કોણ કરે છે ? અહંકાર. એનો એ જ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા, બીજો (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા ઊભો કરે છે. આજે વર્તનમાં, વાણીમાં અહંકાર કરે છે એ પહેલાનો ડિસ્ચાર્જ પ્રતિષ્ઠિત આત્મા છે અને રોંગ બિલીફથી પોતે ફરી છે તે પ્રતિષ્ઠા કરે છે, કે 'હું ચંદુ, હું કરું છું, આ મારું છે' એ આવતા ભવની પ્રતિષ્ઠા. એટલે જૂની પ્રતિષ્ઠા વર્તનમાં ઉકલે છે ને નવી પ્રતિષ્ઠા રોંગ બિલીફથી ઉત્પન્ન કરે છે. એમ ઘટમાળ ચાલ્યા કરે છે.

'હું ચંદુ, આનો મામો, આ વિચાર મને આવ્યો' એ પાછલી પ્રતિષ્ઠાનું આશ્રવ છે તે પછી નિર્જરા થાય છે. એ નિર્જરા થતી વખતે એવો ને એવો ઘાટ ઘડીને બંધપૂર્વક નિર્જરા થાય છે. હવે આ જ્ઞાન પ્રાપ્ત થયેલું હોય, તેય બોલે 'હું ચંદુ, આનો મામો' તે પાછલી પ્રતિષ્ઠાનું જ પણ આજે 'હું ચંદુભાઈ છું' એ શ્રદ્ધા ઊડી ગઈ છે એટલે પોતે નવી પ્રતિષ્ઠા કરતો નથી. એટલે એને સંવર કહેવાય છે. બંધ નવો નથી થતો.

જડ અને ચેતનના સામીપ્ય ભાવથી વિભાવ ઊભો થાય છે. એમાં અહંકાર ઊભો થાય છે. એ અહંકાર જ માને છે કે 'હું ચંદુ, મેં કર્યું, આ મારું' એ આવતા ભવની પ્રતિષ્ઠા થાય છે. બીજે અવતારે એ પ્રતિષ્ઠા થયેલું પૂતળું ફળ આપે. અહંકાર ના હોય તો નવી પ્રતિષ્ઠા થાય નહીં.

(સૂક્ષ્મતમ) અહંકાર એ જ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા અને (ડિસ્ચાર્જ)

પ્રતિષ્ઠિત આત્મામાં અજ્ઞાનતાથી પાછો અહંકાર ફરી ઊભો થાય અને અહંકારમાંથી પ્રતિષ્ઠિત આત્મા ઊભો થાય. બેઉ કારણ-કાર્ય છે. મૂળ આત્મા અત્યારેય શુદ્ધ જ છે.

'હું ચંદુલાલ છું' બોલે છે, પછી મૃત્યુ વખતે ચંદુલાલ પડી જાય ને 'હું' રહે ફક્ત. આ દેહ છૂટી જાય છે, પણ હુંપણાથી નવો દેહ બાંધી રહ્યો છે. પ્રતિષ્ઠિત આત્મા 'જેણે' જેવો ચીતર્યો, સ્ત્રીનો, ગધેડાનો, ભેંસનો, કૂતરાનો તેવું તેને થાય એવું છે.

જ્યાં સુધી મોક્ષ ના થાય ત્યાં સુધી આ શરીરમાં મૂળ આત્મા જુદો જ રહે છે. આ જન્મે છે, મરે છે તે પ્રતિષ્ઠિત આત્મા છે. શુદ્ધાત્મા એ મૂળ વસ્તુ છે અને પ્રતિષ્ઠિત આત્મા એ માન્યતા છે. રોંગ માન્યતા, રોંગ બિલીફથી ઊભું થયેલું પૂતળું. તે રાઈટ બિલીફથી ઊડી જાય.

જડ અને ચેતન બે વસ્તુ નજીક આવવાથી વિશેષ પરિણામ ઉત્પન્ન થાય છે, એનાથી પ્રતિષ્ઠિત આત્મા થાય છે. એનાથી પ્રતિષ્ઠા થાય છે એટલે પ્રકૃતિ બંધાય છે અને પાછું પ્રકૃતિને આપણે 'આ હું છું' કહીએ તો આવતા ભવની નવી પ્રકૃતિ બંધાય. 'હું કોણ છું' જાણે તો નવી પ્રતિષ્ઠા છૂટી જાય.

'હું કોણ છું' ભાન થાય પછી આ પ્રતિષ્ઠિત આત્મા ડિસ્ચાર્જ સ્વરૂપે રહે છે.

મૂળ આત્મા એ શુદ્ધ ચેતન છે, જ્યારે (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા એ નિશ્ચેતન ચેતન છે, પાવર ભરેલા સેલ છે. અજ્ઞાનતાથી નવી બૅટરી ચાર્જ થાય છે. 'હું કોણ છું, કરે છે કોણ,' જાણે તો ચાર્જ બંધ થઈ જાય. મૂળ આત્મા તેનો તે જ રહે છે, એની હાજરીમાં અજ્ઞાનતાથી આ ચાર્જ થયા કરે છે.

ડિસ્ચાર્જ પ્રતિષ્ઠિત આત્મામાં બિલકુલ ચેતન નથી. આટલા બધા લોકો કામ કરે છે, બધું કરે છે છતાં એમનામાં બિલકુલ ચેતન નથી. મૂળ આત્માની માત્ર હાજરીથી ચાલે છે.

ગયા અવતારે પ્રતિષ્ઠા કરી, તે આજે આ શરીર મળ્યું અને

અજ્ઞાનતાથી આ અવતારમાં ફરી પ્રતિષ્ઠા કરી રહ્યા છે, તે આવતે ભવ શરીર મળશે. પોતે જેવો ભાવ કરે તે જડ તત્ત્વની એટલી બધી શક્તિ છે કે આંખ-નાક-કાન બધું તૈયાર થઈ જાય એવું છે.

આખી જિંદગીના કાર્યો ડિસ્ચાર્જ સ્વરૂપે છે. એમાં આજે ચાર્જ પ્રતિષ્ઠિત આત્મા, વ્યવહાર આત્મા વપરાતો નથી, ફક્ત આવતો ભવ બાંધવા માટે વપરાઈ રહ્યો છે. જ્ઞાન પછી નવો ભવ બાંધવાનું બંધ થાય છે, તેથી પોતે નિજસ્વરૂપમાં રહી શકે.

દેહને મારે તો એ 'મને જ માર્યો' માને છે, ને એવું કહે છે. મૂળ આત્મા જુદો છે એવું જાણતા જ નથી. 'આ જ હું છું, મારા સિવાય બીજું કંઈ નહીં.' હું જ આ, રોંગ બિલીફો બેસી ગઈ છે એને કે કર્તાભાવે હું જ કરું છું આ.

પ્રતિષ્ઠિત આત્મા એટલે માનેલો આત્મા. 'હું ચંદુ' બોલ્યા કે નવો ઊભો થાય અને 'હું શુદ્ધાત્મા' ભાન થાય કે પોતે મૂળ આત્મામાં પેસી જાય. રોંગ માન્યતાથી આખી દુનિયા ઊભી થઈ ગઈ છે.

## (૧.૨) જગતનું અધિષ્ઠાન

પ્રતિષ્ઠિત આત્મા એ જ આ જગતનું મોટામાં મોટું અધિષ્ઠાન છે. જો પ્રતિષ્ઠિત આત્મા નથી તો કશું છે જ નહીં. પ્રતિષ્ઠિત આત્મા એ જ અજ્ઞાન છે, પણ અજ્ઞાન કહીએ તો લોકો કહેશે કે, ના, જગતનું અધિષ્ઠાન આત્મા છે, પણ કયો ? (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા, વ્યવહાર આત્મા (વિભાવથી હું ઊભો થયો તે, ડેવલપ થતો 'હું', સૂક્ષ્મતમ અહંકાર).

આ જગત અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયું છે, એટલે વિભાવિક આત્મા, (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા અને પછી એમાં જ લય થાય છે. એમાંથી પાછું ઉત્પન્ન થાય છે ને એમાં લય થાય છે. મૂળ આત્માને કશું લેવાદેવા નથી.

સંજોગોના દબાણથી અને લોકસંજ્ઞાથી સ્વરૂપનું અજ્ઞાન ઊભું થયું છે, તેથી કરીને સ્વરૂપ કંઈ બગડ્યું નથી. 'હું'પણું બદલાયું છે. અસ્તિત્વનું ભાન તો છે જ દરેકને, પણ વસ્તુત્વનું ભાન રહ્યું નથી. તેથી રોંગ બિલીફ બેસી ગઈ છે. વસ્તુત્વનું ભાન થાય તો પોતે આત્મારૂપે જ છે.

પોતે જ પ્રતિષ્ઠા કરે છે કે ઊંઘ નહીં આવે તો ચાલશે, પણ ડૉલર મળવા જોઈએ. તે ફળસ્વરૂપે ડૉલર મળ્યા ને ઊંઘ ના આવે. હવે બૂમાબૂમ કરે તે ના ચાલે. નવી પ્રતિષ્ઠા સુધારો કે ચિંતા વગરનું જીવન જોઈએ અને મોક્ષે જવું છે, તે પછી તેવું આવે.

નિમિત્ત વગર કોઈ કાર્ય થાય નહીં. (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા નિમિત્તભાવે કર્તા છે. ખરેખર કર્તા નથી, એ માની બેઠો છે. જેમ સ્ટેશન પર ગાડી ચાલે છે, તે પોતે એમ માને છે કે હું ચાલ્યો, ત્યાં સુધી બંધન છે.

અજ્ઞાન ભાવમાં 'હું કરું છું' તેનાથી પ્રતિષ્ઠિત આત્મા બંધાય છે. (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા આ બધું કરે છે ને વ્યવસ્થિત શક્તિને આધીન કરે છે.

(ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માની સત્તા કેટલી ? માત્ર સારી કે ખોટી પ્રતિજ્ઞા કરી શકે કે સારો કે ખોટો નિશ્ચય કરી શકે, તે સિવાય બીજું કશું કરી શકે નહીં.

સંસારભાવને પામેલું બધું, (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા, પુદ્‌ગલ બધું વ્યવસ્થિતના તાબામાં છે. મૂળ આત્માને વ્યવસ્થિતની સાથે સંબંધ નથી. મૂળ આત્મા જ્ઞાતા-દ્રષ્ટા જ રહે છે.

જગત ચલાવવા માટે મૂળ આત્માને કશું કરવું પડતું નથી. આ બધા (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માઓના જે પરિણામો છે તે મોટા કોમ્પ્યુટરમાં જાય છે. પછી બીજા બધા એવિડન્સો ભેગા થઈને તે કોમ્પ્યુટરની મારફત બહાર પડે છે, રૂપકમાં આવે છે, તેને 'વ્યવસ્થિત શક્તિ' કહેવાય છે.

આ લોકોએ આપણી પ્રતિષ્ઠા કરી કે આ ચંદુ ને આપણે માનીય લીધું કે 'હું ચંદુ', ત્યાં સુધી આ ક્રોધ-માન-માયા-લોભ મહીં રહ્યા છે. 'હું શુદ્ધાત્મા છું' ભાન થાય એટલે કે પોતે નિજસ્વરૂપમાં આવે તો પ્રતિષ્ઠા તૂટે અને ક્રોધ-માન-માયા-લોભ જાય.

દરેક જન્મે ઈન્દ્રિયો ભોક્તા બને છે, પણ પોતે અહંકાર કરે છે કે 'મેં ખાધું, મેં કર્યું'. અહંકાર અતિ સૂક્ષ્મ છે, તે શી રીતે ભોગવે ? દેહને

ઠંડક થઈ તો કહેશે, 'મને ઠંડક થઈ, મેં આમ કર્યું.' એ સૂક્ષ્મ ભાવ પ્રતિષ્ઠાથી કૉઝલ બૉડી બને છે, તે આવતે ભવ ઈફેક્ટિવ બૉડી બને.

પરણે તો હું ધણી થયો, કહેશે અને બાળક જન્મે તો કહેશે, હું બાપ થયો. છોકરાને પરણાવે તો કહેશે, હું સસરો થયો અને દીક્ષા લે તો કહેશે, હું સાધુ થયો. સસરાની પ્રતિષ્ઠા તોડી અને સાધુની પ્રતિષ્ઠા ઊભી કરી. આમ પ્રતિષ્ઠા છે ત્યાં સુધી પેલા ક્રોધ-માન-માયા-લોભ તો ઊભા જ રહેવાના.

મૂળ આત્મા જુદો જ રહ્યો છે. આ બધું કામ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા કરે છે. આને પુદ્ગલ કહેવાય છે. 'હું આચાર્ય છું' એવી પુદ્ગલમાં પ્રતિષ્ઠા કરે છે. તેનાથી પેલો (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા બીજે ભવ આખી જિંદગી કામ કર્યા કરે છે. 'હું શુદ્ધાત્મા છું' એવી પ્રતિષ્ઠા થાય તો નવું ચાર્જ ના થાય.

(ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માને જ આત્મા માની પોતે એને સ્થિર કરવા જાય છે, સ્થિરતાથી આનંદ થાય પણ સ્થિરતા તૂટી કે હતો તેવો ને તેવો. મૂળ આત્મા સ્થિર જ છે, પણ આ વાત લોકોને ખબર જ નથીને !

કેવળજ્ઞાનીઓએ જ યથાર્થ આત્માને આત્મા કહ્યો. જ્ઞાનવિધિમાં દાદા ભગવાનની કૃપાથી યથાર્થ આત્માનો જ નિર્ણય નિશ્ચય પ્રાપ્ત થાય છે.

ચંચળ ભાગના ભાવો તે નિશ્ચેતન ચેતનના છે, (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માના છે. શુદ્ધ ચેતન કે જે અચળ છે તેના તે ભાવો નથી.

શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું કે કષાય એટલે આત્માને પીડે તે, પણ કયો આત્મા ? વાત કહી છે ખરી પણ તે અમુક ઢબથી. તે લોકોને ખ્યાલ નથી બેસતો.

આત્માની નિંદા કરજો. તે લોકોએ 'મારો આત્મા પાપી છે,' એવી નિંદા કરવા માંડ્યા, પણ કયો આત્મા ? વ્યવહાર આત્મા, પ્રતિષ્ઠિત આત્મા પાપી છે, એ યાદ રાખવું જોઈએ ને ? તેને બદલે મૂળ આત્માની નિંદા થઈ જાય છે. તેના દોષ બેસે છે.

શાસ્ત્રોમાં વ્યવહાર આત્મા લખેલું છે, પણ લોકો એને ભૂલી જઈને શુદ્ધાત્માને આરોપ આપવા માંડ્યા. વ્યવહાર આત્મા એટલે પોતે પ્રતિષ્ઠા કરેલો તે પ્રતિષ્ઠિત આત્મા, તે બધું ભોગવે છે. શુદ્ધાત્મા તો પરમાનંદી છે.

આપણે અક્રમમાં જેને (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા કહીએ છીએ, એને ક્રમિક માર્ગમાં વ્યવહાર આત્મા કહે છે. એને જ આત્મા માનીને એને જ સ્થિર કરવાનો છે, એને જ કર્મ રહિત કરવાનો છે, આજ કર્મથી બંધાયો છે એવું માનીને તપ-ત્યાગ કરે છે, પણ મૂળ આત્મા કર્મથી મુક્ત જ છે એનું પોતાને ભાન નથી. એ ભાન આવે એની જરૂર છે. આ અજ્ઞાન કાઢવાની જરૂર છે. માટે એ મૂળ આત્માને 'તું' જાણ, તો એ મુક્ત જ છે.

સુખ ભોગવે છે, દુઃખ ભોગવે છે તે અહંકાર. એને ભગવાન મહાવીરે વ્યવહાર આત્મા કહ્યો. એને દાદાશ્રીએ પ્રતિષ્ઠિત આત્મા કહ્યો, પાવર ચેતન કહ્યું. પાવર ખલાસ થઈ જશે તો પૂતળું પડી જશે અને પોતે અજ્ઞાનતાથી, રોંગ બિલીફથી નવું પાવર ચેતન ઊભું કરે છે. પોતે પોતાની પ્રતિષ્ઠા કરે છે મૂર્તિમાં, 'હું ચંદુ છું'.

ક્રમિક માર્ગમાં વેદકતા એ આત્માનો ગુણ માનવામાં આવે છે. એમની દૃષ્ટિએ કરેક્ટ છે, કારણ કે ત્યાં પ્રતિષ્ઠિત આત્માને જ આત્મા માનવામાં આવે છે. જ્યારે અક્રમમાં મૂળ આત્માને આત્મા કહીએ છીએ. એ આત્માને વેદકતા ના હોય.

ના ગમતું આવે ત્યારે દ્વેષ કરે પણ તે કયો આત્મા ? પ્રતિષ્ઠિત આત્મા. મૂળ આત્મા (મૂળ હું) તો અક્રમ વિજ્ઞાન સિવાય જડે નહીં. હવે ક્રમિક માર્ગમાં પ્રતિષ્ઠિત આત્મા (ડેવલપ થતો હું) (વ્યવહાર આત્મા) તેને વીતરાગ બનાવવાનો છે. દરેક અવતારમાં ભાવના ફેરવ ફેરવ કરવાની, ભાવકર્મથી ભાવના ફરે, એમ કરતા કરતા વીતરાગ થાવ. અક્રમમાં મૂળ આત્મા વીતરાગ જ છે, તેનું પોતાને (ડેવલપ થતા હુંને) ભાન કરાવ્યું. આ જ્ઞાન પ્રાપ્તિ થાય છે ત્યારે પોતે આત્મારૂપ જ થઈ જાય છે. હવે બાકી રહ્યું તેનો સમભાવે નિકાલ કરી નાખો.

મૂળ આત્માની વાત જાણતા જ નથીને ! અને આ જે છે એ આત્મા જ ચોખ્ખો થવો જોઈએ, એ ચોખ્ખો થઈ ગયો કે મોક્ષ થશે !

એ આત્મા એટલે (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા. એને શુદ્ધ કરો કહેશે. એ ક્યારે પત્તો પડે ?

નિશ્ચયનો સાધક આત્મા છે, સાધન આત્મા છે અને સાધ્ય પણ આત્મા છે ? મૂળ આત્માને સાધન અને સાધક હોય નહીં. પ્રતિષ્ઠિત આત્માને સાધક કહી શકાય. મૂળ આત્મા સાધક નથી, પરમાત્મા છે.

શાસ્ત્રોમાં આ શબ્દોથી જણાવ્યું છે, પણ જ્ઞાની પુરુષની હાજરી સિવાય કશું આનો ફોડ પડે નહીં.

## (૧.૩) જ્ઞાન પછી જે શેષ વધ્યો તે પ્રતિષ્ઠિત આત્મા

ભાવ એટલે જ્યાં પોતે નથી, ત્યાં પોતાના અસ્તિત્વનું સ્થાપન કરવું. પોતે આત્મા છે પણ પોતે માને છે કે 'હું ચંદુ છું', એ ભાવમનથી નવો (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા ઉત્પન્ન થાય છે અને આજનું દ્રવ્યમન એટલે ડિસ્ચાર્જ થતો પ્રતિષ્ઠિત આત્મા.

શુભ-અશુભ ભાવ થાય છે કોને ? પ્રતિષ્ઠિત આત્માને ? શુભ-અશુભ ભાવ કરે તે શુદ્ધાત્માય ભાવ કરે નહીં અને ડિસ્ચાર્જ થતો પ્રતિષ્ઠિત આત્માય ભાવ કરે નહીં. આ તો 'હું ચંદુભાઈ છું' એમ જે માને છે, એ વ્યવહાર આત્મા ભાવ કરે છે. ભાવથી પ્રતિષ્ઠા કરે છે, તેનાથી આવતા ભવનો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થાય છે.

અજ્ઞાન દશામાં ડિસ્ચાર્જ થતા પ્રતિષ્ઠિત આત્મામાં પોતે વ્યવહાર આત્મા ભળેલો જ છે, એ બન્ને એકાકાર જ વર્તે છે. તેથી ડિસ્ચાર્જ થતા પરિણામમાં શ્રદ્ધા એ જ વર્તે છે કે 'હું જ છું આ'. એટલે નવું ચાર્જ થયા કરે છે. જ્ઞાન મળ્યા પછી 'હું શુદ્ધાત્મા' એવી શ્રદ્ધા બેઠી. એટલે ડિસ્ચાર્જ થતા પ્રતિષ્ઠિત આત્માથી પોતે જુદો પડી ગયો. એટલે સ્વરૂપ જ્ઞાન મળ્યા પછી બાકી રહ્યું તે ડિસ્ચાર્જ પ્રતિષ્ઠિત આત્મા. જે પહેલા 'હું'પણાની પ્રતિષ્ઠા દેહમાં કરી હતી, તે પ્રતિષ્ઠાનું ફળ રહ્યું છે, તે નિકાલી બાબતનો પ્રતિષ્ઠિત આત્મા.

વિભાવ જે ઊભો થયો કે 'હું ચંદુ છું' એ જ વ્યવહાર આત્મા અને એ જ અહંકાર. જે અજ્ઞાનમાંથી ઊભો થયો છે, એને જ શાસ્ત્રમાં

વ્યવહાર આત્મા કહ્યો. એને જ દાદાએ નવી પ્રતિષ્ઠા કરનારો (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા કહ્યો. એ જ પ્રતિષ્ઠા ઊભી કરી કરીને આવતા ભવનો નવો પ્રતિષ્ઠિત આત્મા ઊભો કરે છે.

જ્ઞાન મળ્યું તેને, પોતે શુદ્ધાત્મા થયો. હવે બાકી રહ્યો નિકાલ કરવાનો, તે ડિસ્ચાર્જ થતો પ્રતિષ્ઠિત આત્મા. જ્ઞાન ના લીધું હોય તેવા જગતના લોકોને તો એમનો પ્રતિષ્ઠિત આત્મા એ પોતે મૂઢ આત્મદશામાં જ છે, બહિર્મુખી આત્મા કહેવાય.

અજ્ઞાનતામાં એને જ આરોપિત આત્મા કહ્યો, એને જ વ્યવહાર આત્મા કહેવાય. એ સમજાવવા માટે કે જ્યાં પોતે નથી ત્યાં તેણે આરોપ કર્યો, એ (બિલીફમાં) આરોપિત આત્મા. એ આરોપ કર્યા પછી સ્થિર થાય ત્યારે પ્રતિષ્ઠિત આત્મા (જ્ઞાનમાં) કહેવાય. ત્યાં સુધી એ પ્રતિષ્ઠિત આત્મા ના કહેવાય. એ આરોપિતપણું સમજણ પાડીએ તો ઊડીયે જાય, પ્રતિષ્ઠા થતા પહેલા ઊડી જાય. એ સ્થિર થઈને આમ ઠરી જાય ત્યારે પ્રતિષ્ઠિત આત્મા થાય, જે બીજે અવતારે (વર્તનમાં) ફળ આપવાને લાયક થાય ત્યારે.

જ્યાં સુધી પોતાને જ્ઞાન ના હોય ત્યાં સુધી પોતે આરોપિત આત્મામાં (વ્યવહાર આત્મામાં) જ હોય. જ્યાં કંઈ પણ આરોપ જ કરેલો હોય, એ વખતે જે જે આપણે આત્મારૂપે 'હું છું, મેં કર્યું' માન્યું, તેનાથી આવતા ભવનો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થાય છે. આ દેહમાં 'હું છું, મેં કર્યું' એવી માન્યતાથી આવતા ભવ માટે પ્રતિષ્ઠા થઈ. 'હું શુદ્ધાત્મા છું' ભાન થાય તો આવતા ભવ માટેની પ્રતિષ્ઠા ઊડી ગઈ. પછી નવી પ્રતિષ્ઠા ના થાય, નહીં તો અજ્ઞાન દશામાં પાછલો પ્રતિષ્ઠિત આત્મા ફળ આપે અને ફરી પ્રતિષ્ઠા ઊભી કરીને જાય. પ્રતિષ્ઠામાંથી પ્રતિષ્ઠા, એમાંથી પ્રતિષ્ઠા થયા કરે છતાં મૂળ આત્મા ત્રણેવ કાળમાં તેવોને તેવો શુદ્ધ જ રહ્યો છે.

(ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મામાં શું શું આવે ? શુદ્ધાત્મા સિવાય બધુંય પ્રતિષ્ઠિત આત્મા. પાંચ ઈન્દ્રિયોથી અનુભવે તે, પછી અંતઃકરણ, નામ, બધું પ્રતિષ્ઠિત આત્મામાં આવે. તૈજસ શરીર ના આવે.

અક્કલ કે બબૂચકપણું બધું (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માનું.

પ્રતિષ્ઠિત આત્માનું સ્થાન તાળવામાં છે, ત્યાં રહ્યા રહ્યા બધું કામ કરે છે.

વાણી નીકળે છે તેમાં મૂળ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માની સંજ્ઞા કે મને નથી ગમતું કે ગમે છે. એ સંજ્ઞાથી તો કોડવર્ડ ઊભા થાય, કોડવર્ડમાંથી શોર્ટ હેન્ડ થઈ, પછી શબ્દરૂપે નીકળે એવી આ ટેપરેકર્ડ છે.

પ્રતિષ્ઠિત આત્માને વિશે કેવું છે કે સો માણસને રેતીમાં સુવાડ્યા હોય તો સુંવાળાને જુદું લાગે, કઠણને જુદું લાગે, કારણ કે દરેકે જેવી પ્રતિષ્ઠા કરી છે તેવું ફળ આવે.

ઊંચા પુરુષોના સંગથી સારો થાય, ખરાબ લોકોના સંગથી બગડી જાય, જેવું દેખે તેવો થાય, એવો પ્રતિષ્ઠિત આત્માનો સ્વભાવ.

પ્રશ્નો-સમસ્યાઓ બધી પ્રતિષ્ઠિત આત્માની, શંકાશીલ એય પ્રતિષ્ઠિત આત્મા, અભિપ્રાયોય પ્રતિષ્ઠિત આત્માના, એના પ્રમાણે મશિનરી ચાલવાની.

મૂળ આત્મા જીવતો-મરતો નથી, પ્રતિષ્ઠિત આત્મા જીવે-મરે, ભ્રાંતિરસના સાંધામાં.

જ્ઞાન મળ્યા પછી જેટલી પોતાને શુદ્ધાત્માની પ્રતીતિ રહે, તેટલો (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા બરફની જેમ ઓગળ્યા કરે. એક-બે અવતારે એ સંપૂર્ણ ઓગળી જશે.

જ્ઞાન પ્રાપ્ત થયા પછી નવી પ્રતિષ્ઠા બંધ થઈ જાય છે. નવો સંસાર ઊભો થતો બંધ થઈ ગયો.

પાછલા પ્રતિષ્ઠિત આત્માને લીધે પોતાને અજ્ઞાનતાથી 'હું ચંદુ, આનો ફાધર' એમ પ્રતિષ્ઠા થતી હતી. હવે જ્ઞાન પછી 'હું શુદ્ધાત્મા' થઈ ગયો એટલે નવી પ્રતિષ્ઠા તૂટી ગઈ. આ ચંદુભાઈ એટલે પાછલો પ્રતિષ્ઠિત આત્મા, એ પાછલી ગનેગારી, એનો સમભાવે નિકાલ કરી નાખવાનો આજ્ઞામાં રહીને.

આજ્ઞા કોણ પાળે ? પ્રતિષ્ઠિત આત્મા ? ના. આજ્ઞા તમારે પાળવાની ને આજ્ઞા મૂળ આત્માની રિપ્રેઝેન્ટેટિવ એવી પ્રજ્ઞાશક્તિ પળાવડાવે. મોક્ષે લઈ જનારી બધી ક્રિયા પ્રજ્ઞા કરે છે, જ્યારે ભેદ પડાવે તે લબાડો (બુદ્ધિ, કષાયો) છે. તન્મયાકાર થાય છે તે પ્રતિષ્ઠિત આત્મા છે.

દાદાશ્રીને પ્રતિષ્ઠિત આત્મા ખરો ? પ્રતિષ્ઠિત આત્મા વગર દેહ જીવે જ નહીં, પણ જ્ઞાનીઓને પ્રતિષ્ઠિત આત્મા પોતાના આત્માની, દાદાની ભક્તિમાં અને પોતે શુદ્ધાત્મામાં રહે.

મહાત્માઓના અને દાદાશ્રીના પ્રતિષ્ઠિત આત્મામાં ફેર શો ? મહાત્માઓને અજ્ઞાનતાને લઈને ચંચળતા હોય, દાદાશ્રીને ચંચળતા નામેય ના હોય. ભોગવટામાં ફેર, દાદાશ્રીને ફર્સ્ટ ક્લાસ જેવી દશા, મહાત્માઓને થર્ડ ક્લાસ જેવી દશા, પણ ગાડીમાંથી ઉતરે ત્યારે સરખું બધાને. ગાડી મોક્ષે બધાને પહોંચાડશે.

શરીર ગરમ થઈ જાય તો જ્ઞાની આત્મા એને જાણે-જુએ અને પ્રતિષ્ઠિત આત્માને અશાતા ના ગમે, શાતા ગમે એટલે શાતા-અશાતા વેદે.

કેટલાકના શબ્દોથી ગોબા પડે, જેમ વાસણો અથડાવાથી થાય તેમ. જ્ઞાનીના શબ્દોથી મનને સહેજ ગોબો ના પડે. કારણ કે વાણીમાંય પ્રતિષ્ઠિત આત્મા ભળે નહીં તેથી.

પ્રતિષ્ઠિત આત્માની જ ભાંજગડ છે, મૂળ આત્મા તો વીતરાગ જ છે. એ પોતાનો સ્વભાવ ઓળખી જાય તો પોતે વીતરાગ જ છે. પોતે વીતરાગ થઈ ગયો તો પ્રતિષ્ઠિત આત્મા વીતરાગ બનતા વાર નહીં લાગે, પણ પ્રતિષ્ઠિત આત્માને ખરેખર વીતરાગતા હોય નહીં. એને વીતરાગતાનો પાવર આવે.

(ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા મૂળ આત્માનો પ્રતિનિધિ છે. પ્રતિષ્ઠિત આત્મા દોષ કરે તો પહોંચે છે મૂળ આત્માને.

અંતરાયો આવ્યા તેમ જાણો તેય જાગૃતિ. શુદ્ધાત્મામાં રહીને એનો સમભાવે નિકાલ કરવાનો.

'આ મારાથી નથી થતું,' તે 'નથી થતું' એવું બોલવાથી પ્રતિષ્ઠિત આત્માની શક્તિ છિન્નભિન્ન થઈ જાય. આપણે પ્રતિષ્ઠિત આત્મા પાસે, ચંદુ પાસે બોલાવવું કે બોલ 'હું અનંત શક્તિવાળો છું'. એનાથી પ્રતિષ્ઠિત અહંકાર ઘટતો જાય, તેમ પ્રતિષ્ઠિત આત્માનું આત્મવીર્ય વધતું જાય. અહંકારને લીધે આત્મવીર્ય તૂટી જાય છે.

પ્રતિષ્ઠિત આત્મા જેમ જેમ ઓગળે તેમ તેમ શુદ્ધાત્મા નિરાવરણ થતો જાય.

આપણે પૂર્ણાહુતિ કરવી હોય તો બે ભાગ રાખવા. એક ફાઈલ ભાગ તે પ્રતિષ્ઠિત આત્મા અને મૂળ પોતાનો ભાગ શુદ્ધાત્મા. ફાઈલોમાં ભૂલવાળા ભાગને લીધે વિચારો આવે તેના જ્ઞાતા-દ્રષ્ટા રહેવું તો બન્ને ભાગમાં યથાર્થ જુદા રહી શકાય. તે તેમ ના રહેવાય તો ફાઈલ પાસે પ્રતિક્રમણ કરાવવું.

વ્યવહાર જુએ-જાણે એ શુદ્ધાત્મા ને રાગ-દ્વેષ કરે એ પ્રતિષ્ઠિત આત્મા.

શુભ-અશુભ, અશુદ્ધ ઉપયોગ પ્રતિષ્ઠિત આત્માના ને શુદ્ધ ઉપયોગ શુદ્ધાત્માનો અને તેય ખરી રીતે પ્રજ્ઞાનો.

શુદ્ધાત્મા એ સ્વ-પર પ્રકાશક ને (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા એ પર પ્રકાશક. શુદ્ધાત્મા એ જ્ઞાતા ને પ્રતિષ્ઠિત આત્મા એ જ્ઞેય. સૌથી સારામાં સારું પોતે બનાવેલો પ્રતિષ્ઠિત આત્માને જોવો.

આપણે તો મૂળ ચેતનને ઓળખીને મૂળ ચેતનમાં રહીને (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માનો નિવેડો લાવવાનો છે. આ મૂળ ચેતનમાં પોતે ના રહીને આ ઊભું થયું છે.

## [૨] વ્યવહાર આત્મા

પોતે માને છે કે 'હું ચંદુ' એ જ વ્યવહાર આત્મા. એ સાચો આત્મા નથી. એટલે એક મૂળ આત્મા અને આ વ્યવહારમાં વર્તતો, ચંદુ નામધારી, લોકો તમને ચંદુ તરીકે ઓળખે એ વ્યવહાર આત્મા. વ્યવહારમાં જેને પોતે આત્મા માન્યો તે.

ભૌતિક પદાર્થોમાં લોભાય એ વ્યવહાર આત્મા અને મૂળ આત્મા તો અનંત શક્તિવાળો છે, જે દેહમાં નિરંતર મુક્ત જ છે. વ્યવહાર આત્મા કર્મો સહિત છે, દેહમાં બંધાયેલો છે.

મૂળ આત્મા એ કેવળજ્ઞાન સ્વરૂપ છે. નિશ્ચય આત્મા એ શુદ્ધ જ્ઞાન સ્વરૂપ છે. સંજોગોના દબાણથી વિભાવ ઊભો થવાથી આ નિશ્ચય આત્મા જેવો છે તેવો જ રહીને તેના અંગે વ્યવહાર આત્મા ઊભો થયો છે.

જેમ અરીસા પાસે જઈએ તો બે ચંદુભાઈ, બહાર છે એવા અંદર દેખાયને ? બહાર છે એ નિશ્ચય આત્મા, અરીસામાં દેખાય છે એ વ્યવહાર આત્મા. નિશ્ચય આત્માને આવરણ નથી ચઢેલું. સંજોગના દબાણથી ઊભો થયો છે તે વ્યવહાર આત્મા અરીસામાં દેખાય છે. તે પાઠ ભજવી રહ્યો છે. તેમાં પોતાને 'હું'પણું મનાય છે. 'હું ચંદુ છું, હું કરું છું, આ દેહ મારો છે' એટલે એ ભ્રાંતિનો આત્મા, માનેલો આત્મા છે, અહંકાર ઊભો થઈ ગયો છે. અહંકાર જાય એટલે પાછો મૂળ આત્મા થઈ જાય. એટલે બે આત્મા હોતા નથી, એક આત્માના બે ભાગ પડી ગયા છે. કારણ કે પોતાને પોતાનું રિયલાઈઝેશન થયું નથી, એટલે અહંકાર ઊભો થઈ ગયો. અહંકારને આ 'હું છું, મારું છે' થયું, તેનાથી આ નવો વ્યવહાર આત્મા ઊભો થઈ ગયો.

વ્યવહાર આત્મા ભ્રાંતિમય હોય છે અને નિશ્ચય આત્મા શુદ્ધ જ હોય છે. નિશ્ચય આત્માનું અવલંબન લઈ વ્યવહાર આત્માને ક્લિયર કરવાનો છે. નિશ્ચય આત્મા સહજ જ છે, વ્યવહાર આત્માને સહજ કરો એટલે એ બે એક થઈ ગયા, પછી કાયમના પરમાત્મા થયા.

વ્યવહાર આત્મા એ જ પાવર ચેતન છે, મિશ્ર ચેતન છે.

શુભ-અશુભ ભાવ થાય તેમાં વ્યવહાર આત્મા એકલો નથી, નિશ્ચય આત્મા ભેગો હોય છે. પોતાની 'હું'ની માન્યતા જ એ છે કે આ હું એક જ છું. એટલે ભાવનો કર્તા, સ્વરૂપની અજ્ઞાનતા. સ્વરૂપનું જ્ઞાન થાય ત્યાં સ્વભાવ ભાવ હોય.

મૂળ આત્મા નિરંતર સ્વભાવમાં જ રહે છે. જે સ્વભાવ-વિભાવ

થયા કરે છે એ વ્યવહાર આત્મા છે. આ માનેલો આત્મા એટલે વ્યવહાર આત્મા એ વિભાવિક છે, એમાં આટલુંય ચેતન નથી.

મૂળ આત્મા અને વ્યવહાર આત્મા કોઈ દહાડો જોઈન્ટ થયા જ નથી, બેઉ છૂટા જ છે, પણ જ્ઞાનીની દૃષ્ટિએ. કેવળજ્ઞાન સ્વરૂપે મૂળ આત્મા દરેકમાં છૂટો જ છે. આ તો પોતાને બંધન અજ્ઞાનતાથી લાગે છે, તે જ્ઞાનથી છૂટા પડે છે, બાકી નહીં તોય છૂટા જ છે.

જ્યાં સુધી રોંગ બિલીફ છે, અજ્ઞાન માન્યતા કે 'હું ચંદુભાઈ છું' ત્યાં સુધી એને મૂઢાત્મા કહેવાય. એ રોંગ બિલીફ ફ્રેક્ચર થઈ જાય ને રાઈટ બિલીફ બેસે ત્યારે શુદ્ધાત્મા કહેવાય.

જો તમે વ્યવહારિક કાર્યમાં મસ્ત છો તો તમે વ્યવહાર આત્મા છો અને નિશ્ચયમાં મસ્ત છો તો તમે નિશ્ચય આત્મા છો. મૂળ તમે ને તમે જ (ડેવલપ થતો હું).

દેહ છૂટે એની જોડે કાર્ય વ્યવહાર આત્મા ફળ આપીને, ડિસ્ચાર્જ થઈને ખલાસ થઈ જાય છે પણ બીજો કારણ વ્યવહાર આત્મા ચાર્જ કરતો જાય છે, તે જોડે બીજે ભવ જાય છે.

વ્યવહાર આત્મા એ જ પ્રતિષ્ઠિત આત્મા. પોતાની પ્રતિષ્ઠા કરેલી છે માટે ઊભો થયો છે. આ વ્યવહારને સત્ય માનશો તો વ્યવહાર આત્મા ઊભો થશે. અત્યારે વ્યવહાર આત્મામાં જ્ઞાન-દર્શન ને ચારિત્ર વર્તે છે. નિશ્ચય આત્માનો સ્પર્શ થાય, નિશ્ચય આત્માનું જ્ઞાન-દર્શન ને ચારિત્ર ઊભું થાય તો કલ્યાણ થઈ ગયું. અત્યારે અજ્ઞાન દશામાં પોતાને વ્યવહાર આત્માનો સ્પર્શ છે, અહંકાર ઊભો થયેલો છે.

વ્યવહાર આત્મા એ જ (સૂક્ષ્મતમ) અહંકાર. એને દાદાશ્રી એ પાવર આત્મા કહ્યો.

વ્યવહાર આત્માને જ લોકોએ નિશ્ચય આત્મા માની લીધો છે. વ્યવહાર આત્માની નિંદા કરવાની હતી, એને વોસરાવી દેવાનો હતો. મૂળમાં જ ભૂલ થઈ ગઈ. નિશ્ચય આત્મા મહીં જુદો છે એ ભૂલી જ ગયા.

જગતના લોકો તો આ જે કામ કરે છે, દાન આપે છે, ઉપદેશ આપે

છે એને જ આત્મા માને છે. આ તો વ્યવહાર આત્મા છે. એ તો માનેલો આત્મા છે, ખરો આત્મા નથી. ખરો આત્મા અચળ છે, એને પીડા અડતી નથી. માનેલો આત્મા ચંચળ છે, એને પીડા છે.

એક આત્મા જે વ્યવહારમાં (વર્તનમાં) કામ કરે છે, વ્યવહાર ચલાવી લે છે તે આત્મામાં તમે (તમારી રોંગ બિલીફથી) અત્યારે છો. તમારો કર્તાભાવ છે ત્યાં સુધી તમે આ વ્યવહાર આત્મામાં છો અને કર્તાભાવ છૂટી જાય તો તમે (રાઈટ બિલીફથી) મૂળ આત્મામાં આવો. મૂળ આત્મા અક્રિય છે. પોતાનું અક્રિયપણું થાય તો પોતે મૂળ આત્મામાં તન્મયાકાર થાય અને જ્યાં સુધી કર્તાભાવ છે ત્યાં સુધી ભ્રાંતિ છે, આપણને ત્યાં સુધી વ્યવહાર આત્મામાં રહેવાનું. દેહાધ્યાસનો દોષ બેસે ને કર્મ બંધાય.

જ્યારે તમને જ્ઞાન થાય ત્યારે તું પોતે અકર્તા છો, નહીં તો અજ્ઞાન છે ત્યાં સુધી તું કર્તા જ છો. 'હું ચંદુ છું, કર્તા છું' ત્યાં સુધી કર્મ બંધાશે. 'હું શુદ્ધાત્મા અને ચંદુભાઈ જુદા છે,' એ ભાન રહેશે તો કર્મ બંધાતા અટકી જશે.

ચાર્જ થયેલું જ્યારે બીજે અવતાર ડિસ્ચાર્જ થાય ત્યારે વ્યવહાર આત્માની જરૂર નથી. (મૂળ આત્માની હાજરી હોય છે જ.) જેમ ચાર્જ થયેલી બૅટરી (સેલ) હોય, તે પેલી ઢીંગલીમાં મૂકો, એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિન્ડસથી ડિસ્ચાર્જ થયા જ કરે. ચાર્જ કરનારી વસ્તુની હવે જરૂર નથી.

મૂળ ચેતન તો શરીરમાં તદ્દન જુદું જ રહે છે. એ કશું જ કરતું નથી. જેમાં ચેતન નથી તે કર્યા કરે છે. એને (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા કહ્યો.

ચાર્જમાં પોતે હોય, પોતે અહંકાર હોય, કર્તા હોય. ચાર્જમાં વ્યવહાર આત્મા, મિશ્ર ચેતન જોઈએ અને ડિસ્ચાર્જમાં, નિશ્ચેતન ચેતનમાં એની જરૂર નહીં.

વ્યવહાર આત્મા જ કર્તા છે, નિશ્ચય આત્મા કર્તા નથી ને કશું કર્મ

કરતોય નથી. નિશ્ચય આત્મા તો શું કહે છે કે આ વ્યવહાર આત્મા જેવી રીતે અજ્ઞાનતાથી ઊભો થયો છે, હવે જ્ઞાને કરીને સમાઈ જા, પોતાના સ્વરૂપમાં.

પુદ્‌ગલનો ગુણ એવો છે કે જેવું આપણે માનીએ એવું એ સ્વરૂપ પુદ્‌ગલનું થઈ જાય અને હું કર્તા નથી, જ્ઞાતા-દ્રષ્ટા છું એવું ભાન થાય અથવા તો એ પુદ્‌ગલને કશું ના થાય અથવા હોય તોય છૂટા થઈ જાય.

આ જ્ઞાન મળવાથી વ્યવહાર આત્મામાં રહીને પોતે મૂળ આત્માને જોયો અને ત્યાંથી સ્થંભિત થઈ ગયા કે ઓહોહો, આટલો આનંદ ! એટલે પછી એ તરફ રમણતા ચાલી, જે પહેલા ભૌતિકમાં રમણતા હતી.

જ્ઞાન મળ્યા પછી પોતાને મૂળ આત્માની પ્રતીતિ બેસે છે, એને દર્શન કહેવાય. પછી 'હું શુદ્ધાત્મા છું, આ ચંદુભાઈ નથી' એવી જાગૃતિ રહે એને લક્ષ કહેવાય. પછી આજ્ઞા પાળવાથી રોજ રોજ ભાન થતું જાય. જેટલો અનુભવ થતો જાય એટલું ભાન થતું જાય. ભાન એ જ અંશ જ્ઞાન, અંશ અનુભવ થયો કહેવાય. સર્વાંશ અનુભવને આત્મજ્ઞાન થયું કહેવાય. પછી ચારિત્રમાં આવે. એટલે બિલીફ આત્મા, લક્ષ આત્મા પછી ભાન આત્મા, જ્ઞાન આત્મા અને છેલ્લે પૂર્ણ થયું તે ચારિત્ર આત્મા. આપણને જ્ઞાન મળવાથી બિલીફ અને લક્ષ તો બેસી ગયા, હવે ભાન રહેવું જોઈએ. ભાન આત્મામાં આવ્યો એને કશું અડતું નથી ને નડતુંય નથી. દાદાશ્રી કહે છે, અમે જ્ઞાન આત્મામાં રહીએ છીએ, ચારિત્ર આત્મામાં પૂરું આવ્યા નથી.

વ્યવહાર આત્માનું કારણ ભાવકર્મ છે અને જ્ઞાન મળવાથી ભાવકર્મ ઊડી ગયું.

હવે મનની અવસ્થામાં જે તન્મયાકાર થઈ જવાય છે, તેને તે 'ન્હોય મારા' કહી જુદું જોવું પડે. કારણ કે અનાદિનો અભ્યાસ જુદા થવા દેતો નથી, તે એને મીઠાશ વર્તે છે.

જ્ઞાન કોનું ? પુદ્‌ગલનું. તેને વ્યવહાર આત્મા (ડેવલપ થતો હું) કહીએ છીએ. આત્મા તો સંપૂર્ણ જ્ઞાની જ છે. વ્યવહાર આત્મા પૂર્ણ જ્ઞાની

થશે ત્યારે છૂટકારો થશે. મૂળ ભગવાન જેવો પોતે થશે ત્યારે પૂર્ણાહુતિ થશે. જ્ઞાની એ મૂળ આત્મા ના કહેવાય, વ્યવહાર આત્મા કહેવાય, પુદ્ગલ કહેવાય. જ્ઞાની થયા એટલે હજુ થોડું બાકી રહ્યું. દરઅસલ આત્મા તો સંપૂર્ણ સર્વજ્ઞ જ છે.

સ્વ-પર પ્રકાશક છે તે વ્યવહાર આત્મા થાય છે. મૂળ આત્મા પોતે સ્વનોય પ્રકાશ નથી ને પરનોય પ્રકાશક નથી, સંપૂર્ણ પ્રકાશક છે. એને કોઈ વિશેષણ જ નથી. જેટલા વિશેષણો છે તે વ્યવહાર આત્માના છે. જેને કોઈ વિશેષણ ના હોય તે મૂળ આત્મા.

## [૩] પાવર ચેતન

### (૩.૧) પાવર ચેતનનું સ્વરૂપ

આ જગતમાં પાંચ ઈન્દ્રિયથી જે અનુભવાય છે, એમાં મૂળ ચેતન કશું કરતું નથી. મૂળ ચેતન તો વપરાતું જ નથી, એ જેવું છે તેવું જ મહીં છે, એમાં કશો ફેર થયો નથી.

એન્જિનિઅર તરીકે કામ કરે છે, તેમાં આત્મા છે જ નહીં. હા, આત્માની શરીરમાં હાજરી છે. જેમ સૂર્યનારાયણની હાજરીથી લોકો અનેક જાતના કામ કરે છે, જેવા કે ખેતીવાડી, ઊર્જા ઉત્પન્ન કરી શકે. તેમાં સૂર્યનારાયણ પોતે કશું કરવા આવતા નથી.

એવી રીતે તમામ કાર્યોથી પર એવો મહીં આત્મા જુદો જ રહ્યો છે.

તો પછી કરે છે કોણ ? પાવર ચેતન. એટલે નથી જડ કે નથી ચેતન, જેને મિશ્ર ચેતન કહેવાય. પાવર ચેતનથી મન-વચન-કાયાની ત્રણ બૅટરીઓમાં પાવર ભરાય છે. જે બીજે અવતારે ફળ આપે છે.

સ્વભાવિક જડ એને શુદ્ધ પરમાણુ કહેવાય. જ્યારે પરમાણુ ચાર્જ થાય, વિભાવિક થાય એને પુદ્ગલ કહેવાય. એમાં પાવર ભરાય છે, પુદ્ગલ પાવરવાળું થયું છે.

સ્ટીલના પ્યાલામાં પાણી હોય, એ પાણીને ઠંડું કરવાનું મશીન હોય તો પાણીનો બરફ થાય. હવે એ પ્યાલાને ટેબલ ઉપર મૂકી રાખીએ તો

સ્ટીલના પ્યાલાની બહાર મોઈસ્ચર કંડેન્સ થશે (ભેજ જામે). સ્ટીલના પ્યાલાની સપાટી ઝાંખી પાણીવાળી થશે, ઝાકળ બાઝશે. થોડીવારમાં ટીપા બાઝશે પછી રેલા ઊતરશે. પ્યાલા નીચે ખાબોચીયું ભરાશે. પછી ટેબલ ઉપરથી રેલો ચાલુ થશે. ટેબલની કોર્નરથી નીચે જમીન ઉપર એ ટીપા પડશે.

પાણીમાં ઠંડી ઘાલી, જેનાથી બહાર પરમાણુમાં સક્રિયતા ઊભી થઈ ગઈ. ઝાકળ, ટીપા, રેલા, ધાર ને પછી ખાબોચીયું થશે. આ બધું ઠંડકથી થયા જ કરે. ઠેઠ પાણી રૂમ તાપમાને આવશે ત્યારે આ પ્રક્રિયા બંધ થશે.

દા.ત. પાણી એ મૂળ આત્મા, ઠંડી-અજ્ઞાન, ગરમી-જ્ઞાન. હવામાં ભેજ તે પરમાણુ. તેમાં ઝાકળ-પ્રયોગશા, ટીપા-મિશ્રસા, રેલા-પ્રકૃતિ, ધાર-પ્રકૃતિની ક્રિયા બધું જડમાં ઑટોમેટિક થઈ જાય છે, ફક્ત ઠંડીથી-અજ્ઞાનથી શરૂ થયેલી, ગરમીથી-જ્ઞાનથી ક્રિયા ઑટોમેટિક બંધ થઈ જાય છે. જે કંડેન્સેશનથી ઝાકળ, રેલા, ટીપા હોય તેય ઊડી જાય છે, ખરી પડે છે. આમાં પાણી-મૂળ આત્મા, એવું જ રહ્યું છે. ગરમી-ઠંડીથી, જ્ઞાન-અજ્ઞાનથી જડમાં હલન-ચલન દેખાય છે, તે કોણે કર્યું ? આ વિજ્ઞાન છે. વિજ્ઞાન જાણો તો કોણે કર્યું એ સમજાય. વિજ્ઞાન ન જાણો તો ભ્રાંતિથી ઘણા બધા ઉપર આક્ષેપ જાય કે આણે કર્યું.

દરઅસલ ચૈતન્ય એ મૂળ આત્મા છે. જડ અને ચૈતન્ય પાસે આવવાથી જે વિશેષભાવ થયો, 'હું ચંદુ' તે પાવર ચેતન છે. જે જડમાં પાવર ભરે છે અને પાવર ભરાયા પછી જડ પણ પાવરવાળું કૂદાકૂદ કરે, બધું કરે.

કોર્ટો ચાલે છે, મેજિસ્ટ્રેટ બને છે, વડાપ્રધાન બને છે, કલેક્ટર હઉ થાય પણ એ બધું મૂળ ચેતન નહીં, પાવર ચેતન. શરીરમાં પાવર છે, ત્યાં સુધી પાવરથી શરીર ચાલે. પાવર પૂરો થાય કે પડી જાય.

આત્મા બળતો નથી, કપાતો નથી. શરીર જડ છે તો શરીરને કંઈ વાગે તો દુઃખ કેમ થાય છે ? આ શરીર તદ્દન જડ નથી, એ પાવર ભરેલું છે માટે દુઃખ થાય છે. આત્મા નીકળી ગયા પછી તદ્દન જડ કહેવાય. પછી કાપો તોય વાંધો નહીં.

'હું'ને દુઃખ પડે છે, મૂળ આત્માને તો કશું અડતું નથી. એને દુઃખ કેમ થાય છે ? 'હું'પણાની બિલીફ છે, 'હું'પણું માન્યું છે માટે. પાવર બિલીફરૂપે આવ્યો છે, એ પાવરનું દુઃખ છે. પાવર ખેંચાઈ જાય, બિલીફ છૂટી જાય તો દુઃખ જતું રહે.

'હું'ને શુદ્ધાત્માની બિલીફ બેસતી નથી, એને 'પાવર ચેતન'ની બિલીફ બેસે છે. એ અજ્ઞાનતાને લઈને આ સંસાર ઊભો થયો છે. આત્મા તો ભગવાન જ છે. અજ્ઞાનથી બે તત્ત્વો એકાકાર થઈ ગયા છે અને જ્ઞાનથી બે તત્ત્વોને જુદા પાડે ત્યારે છૂટે.

વ્યવહાર આત્મા એ જ પાવર ચેતન. ક્રોધ-માન-માયા-લોભ એ જ પાવર ચેતન.

વ્યવહાર આત્મામાં ચેતન આવ્યું ક્યાંથી ? નિશ્ચય આત્મા કંઈ ચેતન આપતું નથી. ત્યાં જ બધું આખું વિજ્ઞાન ઊભું રહ્યું છે.

જ્યાં સુધી પોતે અજ્ઞાન જાણે છે ત્યાં સુધી એ વ્યવહાર આત્મા છે અને જ્યારે પોતે જ્ઞાન જાણે છે ત્યારે એ નિશ્ચય આત્મા છે, ખરો આત્મા છે.

ભણે છે, ભણાવે છે, ડૉક્ટર થાય છે, જ્ઞાની થાય છે એ બધું પાવર ચેતન છે. એક આત્મામાં તમામ પ્રકારના જ્ઞાન છે, તેથી પાવર ચેતન ઊભું થઈ શકે છે.

મૂળ આત્મા એ આખા બ્રહ્માંડનું જ્ઞાન જ છે, પણ એક અંશ ઉપર ગયો એટલે પેલું સર્વાંશ ખોઈ નાખ્યું. ડૉક્ટરી જ્ઞાન ખુલ્લું કરવા જાય એટલે બીજું બધું અંધારું થઈ જાય.

સૂર્યનારાયણ કરવા આવતા નથી, લોકો એમના પ્રકાશનો લાભ ઊઠાવે છે. સૂર્યને લેવાદેવા નથી, એમની હાજરીથી બધું થાય છે. એવું આત્માની હાજરીથી થાય છે, એમાં આત્મા કર્તા નથી.

મૂળ આત્માને કંઈ પણ કરવું હોય તો કરી શકેય નહીં અને કરવું હોય તો એને આ પાવર ચેતનથી પૂતળું બને તો કરાય, નહીં તો થાય નહીં.

દરઅસલ ચેતન ખુદ પરમાત્મા છે. માણસ જ્યાં ચેતન માને છે, ત્યાં ચેતન નથી.

આત્મા-ભગવાન તો જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી છે. ક્રિયાશક્તિ એમનામાં નથી. ક્રિયાશક્તિ જડમાં છે. આત્માની હાજરીથી ક્રોધ-માન-માયા-લોભ, અંતઃકરણ, લાગણી બહુ ઊભું થઈ જાય છે.

જેમ સૂર્યનારાયણને લઈને અહીં આગળ ઊર્જા ઉત્પન્ન થાય, પાવર ઊભો થાય. એમાં સૂર્યનું કંઈ કર્તાપણું નથી. એમની હાજરીમાં બીજી વસ્તુ ભેગી થઈ એટલે ઊર્જા ઉત્પન્ન થઈ. અહીં કૉન્વેક્સ કાચ મૂકો ને બીજી ચીજો ભેગી થાય તો સળગે. તેથી સૂર્યને કંઈ લેવાદેવા નથી. એવું મૂળ આત્માની હાજરીમાં જડ તત્ત્વ ભેગું થવાથી અને સ્વરૂપની અજ્ઞાનતાથી પાવર ચેતન ઊભું થાય છે. પાવર ચેતનથી જડમાં પાવર ભરાય છે. પછી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી ડિસ્ચાર્જ થાય છે. એમાં મૂળ આત્મા કશું કરતો નથી.

પાવર ભરાવો અને ખાલી થવો એ પોતાની શક્તિથી છે, આત્માની ફક્ત હાજરી છે.

આત્માની હાજરીથી જનરેટર (પાવર ચેતન) ઉત્પન્ન થાય છે અને જનરેટરથી ત્રણ બૅટરીઓ ચાર્જ થાય છે અને પછી ડિસ્ચાર્જ થાય છે.

પાવર ચેતનથી પાવર ભરાય એને નિશ્ચેતન ચેતન કહેવાય. આ જ્ઞાન પછી પાવર ચેતન ઊડ્યું. એટલે શુદ્ધ ચેતન અને નિશ્ચેતન ચેતન રહ્યું. નિશ્ચેતન ચેતનનો પાવર જેમ જેમ વપરાશે તેમ તેમ તે ખલાસ થશે. નવો પાવર ભરાતો અટકી ગયો.

ધર્મ કરે છે, ભક્તિ કરે છે, શાસ્ત્ર ભણે છે, સમજણ પાડે છે એમાં મૂળ ચેતન છે જ નહીં. વ્યાખ્યાન કરવામાં, વ્યાખ્યાન સાંભળવામાં પાવર ચેતન છે. મૂળ ચેતન પોતાના સ્વભાવમાં જ છે.

સ્વાધ્યાય કરો, તપ કરો, જપ કરો, ધ્યાન કરો, એ કરે છે પુદ્ગલ અને પોતે માને છે કે મેં કર્યું. એમાં પાવર ચેતન કામ કરી રહ્યું છે. મોક્ષ માર્ગ સમજવાનો છે, કરવાનો નથી.

દાદાશ્રી કહે છે, જે મને દેખાય છે, તે તમને સમજાવી શકાય નહીં. આ જેટલા શબ્દો મારી પાસે હાથમાં આવે એનાથી સમજાવવા ફરું છું, બાકી આના માટે શબ્દો હોતા નથી. તે ખોળી ખોળીને શબ્દો ભેગા કરવા પડે છે.

આ કાળમાં જનરેટર, સેલ, પાવર એવા દૃષ્ટાંત આપીને મૂળ તત્ત્વોનું વિજ્ઞાન પરમ પૂજ્ય દાદાશ્રીએ સમજાવ્યું. મૂળ ચેતન શુદ્ધ જ છે. આ અજ્ઞાનતાથી પાવર ચેતન ઊભું થયું છે, તેનાથી જગત આ બધું દેખાય છે. પાવર ચેતન સમજી જાય તો નિવેડો આવે.

## (૩.૨) પાવર ચેતન વિરમે, આત્મજ્ઞાન પછી

ચાર્જ થયેલી બૅટરીઓના આધારે ઉદયકર્મ આવે છે. કષાયોથી બૅટરીઓ ચાર્જ થાય છે. 'મેં કર્યું, આ મારું, હું ચંદુ' એવા ઈગોઈઝમથી ચાર્જ થાય છે. જે ક્રિયા 'હું કરું છું' કહે છે ત્યાં પાવર ચેતન છે, છતાં આમાં હું જુદો છે અને પાવર ચેતન જુદા છે.

પેલી બૅટરીઓને ચાંપ દબાવો એટલે ડિસ્ચાર્જ થાય, જ્યારે આ મન-વચન-કાયાની ત્રણ બૅટરીઓ ચાંપ દબાયેલી જ હોય છે, શ્વાસોશ્વાસથી ડિસ્ચાર્જ નિરંતર થયા કરે છે. પછી ઊંઘે-જાગે, પૈણે-રાંડે, પણ બૅટરી ડિસ્ચાર્જ ચાલુ જ રહે છે. પાવર ઊડી ગયો એટલે સેલને (દેહને) બાળી મૂકે કે દાટી દે.

જગતના લોકો ચેતનને જોઈ શકતા નથી, ચેતનની અવસ્થાને જોઈ શકતા નથી, પુદ્ગલની અવસ્થાઓ જુએ છે. તેય શુદ્ધ પુદ્ગલની નથી, વિભાવિક પુદ્ગલની. તેમાં પાવર ચેતનથી પાવર ભરાયેલો છે.

'એન્ટ્રન્સ' (પ્રવેશ) એવા પાટિયાથી સંસારમાં પેઠા હતા, હવે એક્ઝિટ (બહાર)ના પાટિયું વાંચીને બહાર નીકળી જવાય. લોકસંજ્ઞા, પૂર્વકર્મ અને અજ્ઞાનતાથી પેઠા છીએ, હવે જ્ઞાનીની સંજ્ઞા, જ્ઞાન અને સત્સંગથી બહાર નીકળી જવાશે. એન્ટ્રન્સ એય પાટિયું અને એક્ઝિટ એય પાટિયું. મેલોય પોતે થયેલો, સાબુય પોતે અને કપડુંયે પોતે, છેવટે પોતે ચોખ્ખો થઈ જાય છે. 'હું'ને રોંગ બિલીફ બેઠી એટલે પાવર ચેતન ઊભું

થયું ને સંસારમાં ઘૂસ્યા. 'જ્ઞાની'ના જ્ઞાનથી 'હું'ને રાઈટ બિલીફ બેઠી એટલે સંસારમાંથી છૂટ્યા, આત્મામાં આવ્યા. મૂળ આત્મામાં આવી ગયો કે પોતે ચોખ્ખો થઈ ગયો. મૂળ આત્મા ઠેઠ સુધી તદ્દન જુદો જ, અકર્તા જ રહ્યો છે.

જ્ઞાની કોણ થાય છે ? જે કહે છે, મને દુઃખ પડ્યું. 'હું' અને 'મારું' કહે છે તે અજ્ઞાની જ જ્ઞાની થાય છે. મૂળ આત્મા તો જ્ઞાની જ છે.

વિભાવથી હું ઊભો થયો ને હુંને રોંગ બિલીફ બેઠી કે 'હું ચંદુ'. તે પાવર ચેતન ઊભું થયું, એ જ અશુદ્ધ ચેતન છે. એને જ જ્ઞાન મળે છે, રાઈટ બિલીફ બેસે છે કે હું ચંદુ નહીં, હું શુદ્ધાત્મા. એટલે પોતે શુદ્ધ ચેતન થયો. મૂળ ચેતન તો દરઅસલ ચેતન છે, એ જુદું જ રહ્યું છે.

'હું શુદ્ધાત્મા છું' બોલે એટલે પાવર ચેતનને જે રોંગ બિલીફથી પાવર ઊંધો હતો, તે રાઈટ બિલીફથી પાવર છતો થઈ જાય છે. સમજણ સવળી થઈ એટલે છતું કરતો થઈ ગયો.

પ્રજ્ઞા એ મૂળ આત્માની જ શક્તિ છે. જ્યારે બુદ્ધિ શક્તિ એ આ પાવર ચેતનની છે. જ્ઞાન મળવાથી બુદ્ધિની પ્રજ્ઞા થતી નથી. બુદ્ધિ બુદ્ધિની જગ્યાએ રહીને પ્રજ્ઞા શક્તિ પ્રગટ થઈ જાય છે. બુદ્ધિ પોતાને સંસારમાં ખેંચે, જ્યારે પ્રજ્ઞા શક્તિ પોતાને ચેતવે ને મોક્ષ ભણી લઈ જાય. છેવટે પોતાને કેવળજ્ઞાન થાય ત્યારે પોતે અને પ્રજ્ઞા મૂળ આત્મામાં એક થઈ જશે.

જોવા-જાણવાની ક્રિયા તો ત્યાં આત્મામાં જ છે, પણ આત્મા વિનાશી અને અવિનાશી બે જોઈ શકે. જ્યારે પાવર ચેતન (મિશ્ર ચેતન) વિનાશી એકલાને જોઈ શકે, અવસ્થાઓને જુએ.

અજ્ઞાન જાણે છે એ પાવર ચેતન છે અને જ્ઞાન જાણે છે એ દરઅસલ આત્મા છે.

આત્માના પ્રકાશમાં મહીં ઝળકે એટલે ત્યાં આગળ શબ્દ હોતા નથી. આ જોવા-જાણવાનું, તે પ્રકાશમાં ઉતરતા સુધી શબ્દો છે. જોવા-જાણવાનો ભાવ રહ્યો એ આનંદ. પોતાને બીજી કોઈ જરૂર નથી.

આ જ્ઞાન પછી આપણે પોતાને 'શુદ્ધાત્મા' બોલીએ છીએ. એ સિવાયનો બહારનો જે ભૌતિક ભાગ છે, એ 'પુદ્ગલ' કહેવાય. એ પુદ્ગલ કહે છે કે અમને અમારી મૂળ સ્થિતિમાં નહીં બનાવો ત્યાં સુધી તમે છૂટા નહીં થાવ. કારણ કે મૂળ પરમાણુ શુદ્ધ હતા, આપણે વિભાવ કર્યા તેથી વિકૃત થયા છે. હવે આપણે આપણી જે શુદ્ધ દશા છે સ્વભાવ, એમાં અશુદ્ધિ મનાય નહીં તો પુદ્ગલ શુદ્ધ થયા જ કરવાનું.

જેટલું ડિસ્ચાર્જ પુદ્ગલ છે, તેના જ્ઞાતા-દ્રષ્ટા રહીને જવા દેશો તો એ શુદ્ધ થઈને ચાલ્યા જશે.

દાદાની પાંચ આજ્ઞામાં રહીએ એટલે નવું પુદ્ગલ અશુદ્ધ થતું બંધ થઈ ગયું અને પહેલા બગડેલું એનું શુદ્ધિકરણ થયા કરે.

પુદ્ગલને ડખોડખલ ના કરે એટલે ચોખ્ખું થયા જ કરે. ડખોડખલ કરનારું કોણ ? અજ્ઞાન માન્યતાઓ.

આત્મા આપણું સ્વરૂપ જ છે. એનું ભાન નહીં હોવાથી ઊંધું ચાલ્યા, તે જેટલું ઊંધું ગયા એટલું પાછું આવવું પડે.

રાગ-દ્વેષ કરીને પુદ્ગલ બગાડ્યું હતું, હવે સમભાવે નિકાલ કરીને પુદ્ગલ ચોખ્ખું કરવાનું છે. તેમ તેમ પોતે છૂટો થતો જાય.

'મારું, મારું' કરીને બગાડેલું, 'ન્હોય મારું' કરીને ચોખ્ખું કરવાનું છે. આગળની દશામાં આ પાવર ભરેલું પૂતળું છે, તેને જુદા રહીને 'જોવા-જાણવાનું' છે.

શુદ્ધ પરમાણુ વિશ્રસા છે અને પાવર ભરાયેલા પરમાણુ પ્રયોગસા થઈ, બીજે અવતાર ફળ આપવા તૈયાર થયા તે મિશ્રસા. એ બેમાં ફેર એટલો કે પેલામાંથી પાવર વપરાઈ ગયો અને આમાં પાવર વપરાયો નથી. જ્ઞાન પછી જેમ જેમ પાવર વપરાતો જાય તેમ તેમ પરમાણુ વિશ્રસા થઈ ઊડી જાય.

દાદાશ્રી કહે છે, મારો મૂળ ચાર્જ કરનારો પાવર ખલાસ થઈ ગયો, પણ આ બૅટરીઓનો પાવર હજુ ખલાસ થયો નથી અને મહાત્માઓને તો પ્રતીતિમાં શુદ્ધાત્મા થયા, પણ હજી જાગૃતિ પુદ્ગલમાં જતી રહે છે.

તેથી અજાગૃતિથી પુદ્ગલ પેન્ડિંગ રહી જાય છે. જેમ જેમ આજ્ઞા પળાશે, ફાઈલોના સમભાવે નિકાલ થશે, તેમ તેમ જાગૃતિ પાછી વળતી જશે, પછી જુદું જ રહેશે.

દાદાશ્રીના જેવી દૃષ્ટિ કેળવવી પડશે. ગાળો ભાંડે તેય નિર્દોષ દેખાય. ગાળો ભાંડનારું પાવર ચેતન છે ને દરઅસલ ચેતન શુદ્ધાત્મા છે. દોષિત દેખાય તે ભ્રાંતિ છે. સામાનું પાવર ચેતન આપણા હિસાબને આધીન છે. હિસાબ ચૂકવાઈ ગયો, નિર્દોષ દૃષ્ટિ રહી તો પછી કશું રહેતું નથી.

## [૪] મિશ્ર ચેતન

ચેતન ચેતનમાં છે, અચેતન અચેતનમાં છે. અચેતન વિનાશી છે, ચેતન અવિનાશી છે.

મન-વચન-કાયા, બુદ્ધિ-ચિત્ત-અહંકાર, ક્રોધ-માન-માયા-લોભમાં મૂળ ચેતન નથી. આ સમજણ નહીં પડવાથી પોતે ગૂંચવાય છે.

ક્રોધ-માન-માયા-લોભ જડનાય ગુણ નથી ને ચેતનનાય ગુણ નથી. આત્મા અને જડ આ બે નજીક આવી ગયા એટલે વ્યતિરેક ગુણ ક્રોધ-માન-માયા-લોભ ઉત્પન્ન થાય છે. એનાથી આ જગત ચાલી રહ્યું છે.

વ્યતિરેક ગુણમાં મૂળ આત્મા બગડ્યો નથી. એના ગુણમાં જે દર્શન છે, એ લોકોના અજ્ઞાન પ્રદાનથી આવરાયું છે. એટલે પોતાને 'હું ચંદુલાલ છું, હું જ આ કરું છું, આ શરીર મારું છે' એ રોંગ બિલીફો બેસી ગઈ. સંજોગના દબાણથી, અજ્ઞાનતાથી રોંગ બિલીફમાં ચેતન પેસી ગયું. એ મિશ્ર ચેતન કહેવાય.

'હું ચંદુ, મેં કર્યું' એ મિશ્ર ચેતન. એણે આવતા ભવ માટેની પ્રતિષ્ઠા કરી. એટલે પછી બીજે ભવ પ્રતિષ્ઠિત આત્મા તરીકે એ ફળ આપશે, એ જ નિશ્ચેતન ચેતન એટલે માત્ર મડદું.

મિશ્ર ચેતનનો જન્મ એમ ને એમ નથી થયો. વ્યવહાર આત્મા (ડેવલપ થતો 'હું')ની બિલીફ બગડી છે. તે ચાર્જ કર્યા કરે છે. તેનાથી આ ઊભું થયું છે, છતાં મૂળ આત્મા એવો ને એવો જ છે.

મિશ્ર ચેતનથી કર્મ બંધાય. એનાથી કડવા-મીઠા ફળ આવે. ત્યારે રોંગ બિલીફ એવીને એવી જ રહે છે, આ હું કે તે હું ખબર પડતી નથી.

આ સંસાર જ એવો છે કે જન્મથી જ એનું નામ પડે, પછી નામને ભત્રીજો, કાકો કહેવામાં આવે. આમ ભયંકર અજ્ઞાનતાના સંસ્કાર આપે. સંસાર એટલે અજ્ઞાનતામાં જ ઘાલ ઘાલ કરવો. રોંગ બિલીફો લોકો ફિટ કરી આપે.

મિશ્ર ચેતન એટલે એમાં ચેતનનો છાંટો જ નથી, માત્ર પાવર ચેતન છે.

લોકો એમ જ જાણે છે કે આ બધું કરે છે એ જ ચેતન છે. ક્રિયામાં આત્મા હોય નહીં, આત્મામાં ક્રિયા હોય નહીં. મિશ્ર ચેતન તો આત્માની હાજરીથી ચાલી રહ્યું છે.

સર્જન થાય છે એ મિશ્ર ચેતનનું છે અને વિસર્જન એ જડ શક્તિની ક્રિયા છે. જન્મ્યા ત્યારથી મોટા થયા, ઘરડા થયા બધું વિસર્જન શક્તિથી.

નવો દેહ એ આત્માય ગ્રહણ કરતો નથી, જડેય ગ્રહણ કરતું નથી, એ મિશ્ર ચેતન ગ્રહણ કરે છે. અહીં વિજ્ઞાન છે. આ તો મિશ્ર ચેતનને જ પોતાનું સ્વરૂપ માન્યું છે. એ રિલેટિવ-રિયલ છે.

ચેતનના ત્રણ ભેદ ; શુદ્ધ ચેતન, મિશ્ર ચેતન અને નિશ્ચેતન ચેતન. આ નિશ્ચેતન ચેતન એ ડિસ્ચાર્જ થતો ઈફેક્ટિવ ભાગ છે. એમાં અજ્ઞાનતાથી 'હું આ છું, મેં આ કર્યું' એ ભાવ, એ મિશ્ર ચેતન. એને લીધે પરમાણુ ખેંચાયા, ચાર્જ થયા. પછી એ ડિસ્ચાર્જ થાય ત્યારે નિશ્ચેતન ચેતન થઈ જાય. ઊંધા વિચાર કરે ત્યારથી પોતે મિશ્ર ચેતન થવા માંડે. પછી એ જામી જાય. પછી બીજે ભવ ફળ આવે ત્યારે નિશ્ચેતન ચેતન કહેવાય.

મિશ્ર ચેતનમાં જીવતો અહંકાર હોય ને નિશ્ચેતન ચેતનમાં ડિસ્ચાર્જ અહંકાર હોય. એટલે મિશ્ર ચેતન જીવતું છે. એ ક્રોધ-માન-માયા-લોભ બધું કરી શકે. જેમાં અહંકાર ભળે નહીં એ નિશ્ચેતન ચેતન ને જે ક્રોધ-માન-માયા-લોભ અહંકાર જીવતા હોય, સળગતા હોય, કર્તાભાવ હોય, માલિકીભાવ હોય એ મિશ્ર ચેતન.

ચાર્જ એ મિશ્ર ચેતન, ડિસ્ચાર્જ એ નિશ્ચેતન ચેતન. એ ડિસ્ચાર્જમાં ક્રોધ-માન-માયા-લોભ થાય, એનો પોતે માલિક થાય છે, કર્તા થાય છે. 'મને થાય છે' એમ કહ્યું, 'મેં કર્યું' માન્યું એટલે ચાર્જ થાય છે. એ 'હું'નો માલિકીભાવ છે. હું અવળી જગ્યાએ બેસે એટલે પુદ્‌ગલનો માલિકીભાવ થાય અને હું સવળી જગ્યાએ બેસે તો પોતાના ગુણનો માલિકીભાવ થાય.

માલિકીભાવવાળું એ જીવતું, એનાથી સંસાર અને માલિકીભાવ વગરનું એ મડદું.

બીજા ભવમાં જાય ત્યારે ચાર કષાયો, બધા કોઝીઝ અને આત્મા જોડે જાય. આ નિશ્ચેતન ચેતન છૂટી જાય. પોતે બીજે ભવ અજ્ઞાન દશામાં મિશ્ર ચેતનમાં ગયો.

મરી જાય છે ત્યારે આ નિશ્ચેતન ચેતન અને 'હું કર્તા છું' એ ભાનવાળું મિશ્ર ચેતન પણ મરી જાય છે, પણ કોઝીઝ રૂપે થોડુંક મિશ્ર ચેતન ('હું') જોડે જાય છે. એમાંથી ઈફેક્ટિવ થતી વખતે નિશ્ચેતન ચેતન જુદું પડી ડિસ્ચાર્જ થયા કરે છે, જ્યારે મિશ્ર ચેતન (હું ચંદુ) જે રહે છે, એ ફરી ચાર્જ કર્યા કરે છે પાછું.

અજ્ઞાન દશામાં ક્રમિક માર્ગમાં એક શુદ્ધ ચેતન, બીજું મિશ્ર ચેતન અને ત્રીજું નિશ્ચેતન ચેતન. જ્ઞાન પછી અક્રમમાં મિશ્ર ચેતન હોય ખરું, પણ જ્ઞાન લીધા પછી કંઈ કામ કરતું નથી.

જ્ઞાન પછી જે હરે-ફરે, બોલે-ચાલે, ચિઢાય-ગુસ્સો કરે, સ્વાદ લે બધું કરે તે નિશ્ચેતન ચેતન છે. એમાં મૂળ ચેતન બિલકુલેય નથી.

મિશ્ર ચેતન અજ્ઞાન દશામાં ડિઝાઈનની બહાર ફેરવી નાખે. જ્યારે નિશ્ચેતન ચેતન ડિઝાઈનની બહાર ના જઈ શકે. જે ડિઝાઈન છે એ ડિઝાઈન પ્રમાણે જ ફરે.

મિશ્ર ચેતન એ કરે ને ભોગવે. જીવતો અહંકાર એ જ્ઞાન પછી ઊડી ગયો. જ્ઞાન પછી પોતે શુદ્ધાત્મા થઈને નિશ્ચેતન ચેતનના જ્ઞાતા રહેવાનું છે.

આ જ્ઞાન પછી મમતાથી મરી ગયો (મમતા ના રહી) અને મર્યા પછી જીવતો હોય. એ જુએ-જાણે બસ, ડખલો ના હોય.

નિર્દોષ દૃષ્ટિ એ પ્રજ્ઞાનો ગુણ છે. હવે કોઈના દોષ ના દેખાવા જોઈએ. દોષિત દૃષ્ટિ એ મિશ્ર ચેતનનો ગુણ છે. જ્ઞાન પછી મિશ્ર ચેતન ઊડી ગયું. હવે વઢંવઢા થાય તે નિશ્ચેતન ચેતન લઢે, પણ દૃષ્ટિ આપણી નિર્દોષ રહેવી જોઈએ કે કર્મના ઉદયને આધીન લઢે છે, એનો પોતાનો આજનો દોષ નથી એ.

## [૫] નિશ્ચેતન ચેતન

જીવાત્મા એ નિશ્ચેતન ચેતન છે, જ્યારે મૂળ આત્મા શુદ્ધ ચેતન છે.

હકીકત સ્વરૂપમાં શું છે ? મૂળ આત્મા એ જ શુદ્ધ ચેતન છે, એ જ પરમાત્મા છે અને જગત જેને ચેતન માને છે, એ તો નિશ્ચેતન ચેતન છે. લોખંડનો ગોળો ખૂબ તપાવ્યો હોય તો એ અગ્નિ જેવો લાગે, પણ એ મૂળ અગ્નિ નથી. એવું પાંચ ઈન્દ્રિયથી અનુભવમાં આવે છે તે મૂળ આત્મા નથી, નિશ્ચેતન ચેતન છે.

આ શરીરમાં મૂર્ત ભાગમાં આત્મા છે નહીં, આત્મા અમૂર્ત છે. મૂર્તની મહીં આત્મા રહેલો છે, પણ મૂર્ત રિલેટિવ છે, વિનાશી છે અને તે નિશ્ચેતન ચેતન છે.

શુદ્ધાત્મા સિવાયનો ભાગ મિકેનિકલ છે, એ નિશ્ચેતન ચેતન છે. એટલે લક્ષણ ચેતન જેવા દેખાય, પણ એકુંય ગણધર્મ ચેતનનો ના હોય. ચેતનના ગુણ અવિનાશી છે, અગુરુ-લઘુ સ્વભાવના છે. જ્યારે નિશ્ચેતન ચેતનના ગુણો વિનાશી છે, વધ-ઘટ થાય એવા છે.

દાન આપવાનો વિચાર આવે, ત્યાગ કરવાનો વિચાર આવે, ત્યાગ કરે, વકીલાત કરે, પણ એ ચેતનના ગુણ છે ? એ નિશ્ચેતન ચેતનના ગુણો છે, વિનાશી છે.

લોકો હાલે-ચાલે તેને ચેતન માને છે. કારણ કે મર્યા પછી હાલતું-ચાલતું નથી. લક્ષણો ચેતન જેવા લાગે પણ ગુણધર્મ ચેતનના નથી માટે એ ચેતન નથી, પણ નિશ્ચેતન ચેતન છે.

શુદ્ધ ચેતન જાણવું મહા મહા મુશ્કેલ છે અને લોકો જે જાણે છે એ તો નિશ્ચેતન ચેતન છે. એને સ્થિર કરે છે, પણ મૂળ સ્વરૂપ સ્વભાવથી જ સ્થિર છે અને નિશ્ચેતન ચેતન તો ચંચળ સ્વભાવનું જ છે. તેથી છૂટકારો થતો નથીને !

જડ છે છતાં હાલે-ચાલે, વકીલાત કરે, જજમેન્ટ આપે, કેસ ચલાવે, વાદી-પ્રતિવાદી બધાને લોકો ચેતન માને છે, પણ એ તો નિશ્ચેતન ચેતન છે. આ માયામાં જગત મૂંઝાયું છે.

ચોતરફ અરીસા ગોઠવેલી રૂમમાં જાત જાતનું દેખાય ને તેની અસરો થાય, તેનાથી ચાર્જ થઈ જાય. એ ચાર્જ થયેલું ડિસ્ચાર્જ થાય એ નિશ્ચેતન ચેતન છે.

ગરોળીની પૂંછડી કપાઈ જાય ત્યારે પૂંછડી તરફડે છે, તેને લોકો કહેશે, આમાં આત્મા છે, પણ ના, મૂળ આત્મા તો ગરોળી જોડે જ જતો રહ્યો. આ તો નિશ્ચેતન ચેતન છે, તે તો ડિસ્ચાર્જ પરિણામ છે. તેથી કૂદાકૂદ કરે છે. જ્યાં જ્ઞાન-દર્શન ત્યાં આત્મા છે.

જ્યાં કંઈ પણ લાગણી ઉત્પન્ન થાય છે ત્યાં ચેતન છે. જેને લાગણી ઉત્પન્ન થાય છે તે નિશ્ચેતન ચેતન છે.

નિશ્ચેતન ચેતન હોય ત્યાં શુદ્ધ ચેતન હોય અને નિશ્ચેતન ચેતન નથી ત્યાં ચેતન પણ નથી. ઝાડ જીવતું હોય ત્યાં ચેતન છે, પણ સૂકાઈ ગયેલું લાકડું, તેમાંથી ટેબલ બને, ત્યાં નિશ્ચેતન ચેતન નથી, એટલે ચેતનેય નથી. ત્યાં નિશ્ચેતન છે, જડ જ છે.

દરેકમાં આત્મા સરખો જ છે, પણ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને લઈને વ્યવહાર જુદો ઊભો થઈ જાય છે. વ્યવહાર એ નિશ્ચેતન ચેતન છે અને જગતના લોકો એને જ ચેતન માને છે, એ જ ભ્રાંતિ છે.

જેમ મશિનરીમાં પેટ્રોલ પૂરવું પડે, તેમ આ દેહ પણ ખાવા-પીવા, હવા જોઈએ તો ચાલે, નહીં તો બધું બંધ થઈ જાય. તેથી આ દેહ પણ મિકેનિકલ ચેતન છે. આ સૂક્ષ્મ મશિનરી છે, જે ચાર્જ કરીને આવ્યા છીએ અને એની મેળે ડિસ્ચાર્જ થાય છે. એને 'મેં કર્યું' એમ માને છે, તેથી નવું

ચાર્જ આવતા ભવનું થાય છે. દરઅસલ ચેતન જાણવાનું છે તો કલ્યાણ થાય.

શરીર, મન, બુદ્ધિ, વાણી બધા સજીવ દેખાય પણ તે પ્રકૃતિ છે અને પ્રકૃતિની સજીવતા એટલે દોરી વીંટીને ભમરડો નાખ્યો પછી ફરે, તેના જેવી સજીવતા છે. એ ચેતન જેવું દેખાય પણ છે નિશ્ચેતન ચેતન.

એવી રીતે આ બધા મનુષ્યો ડિસ્ચાર્જ થઈ રહ્યા છે. એમાં 'હું છું' માન્યતાથી નવું ચાર્જ થાય છે, એનું ભાન નથી. પહેલા ચાર્જ થયેલું એ ડિસ્ચાર્જરૂપે હલનચલન કરે. એ પરાઈ શક્તિથી ચાલે છે, એને જ નિશ્ચેતન ચેતન કહ્યું.

આત્માની હાજરીથી અજ્ઞાનતાથી અહંકાર ઊભો થાય છે. એ અહંકાર થ્રુ જે પ્રકાશ ઊભો થાય એ ઈન્ડિરેક્ટ પ્રકાશ. એનાથી આ વ્યવહાર ગતિમાન થાય છે, આત્માથી ગતિમાન નથી.

લોકો એવું જ માને છે કે ચેતન પ્રેરણાથી પુદ્ગલ પ્રવર્તમાન છે, પણ ના, પુદ્ગલની પ્રવર્તના બધી નિશ્ચેતન ચેતન છે.

પ્રકૃતિ એ તદ્દન જડ નથી, એ નિશ્ચેતન ચેતન છે. નિશ્ચેતન ચેતન એટલે ડિસ્ચાર્જ ચેતન છે. કંઈ પણ પોતે ચાર્જ કર્યું હોય, પછી ડિસ્ચાર્જ એની મેળે જ થાય કે એમાં કંઈ કરવું પડે ? એ ડિસ્ચાર્જ બધું ઈફેક્ટિવ છે, એ નિશ્ચેતન ચેતન છે.

એક શુદ્ધ ચેતન એ મૂળ આત્મા છે અને બીજું ઈફેક્ટિવ ચેતન. એમાં બે ભાગ છે, 'હું કરું છું' (મિશ્ર ચેતન) એનાથી બંધન થાય છે અને 'હું ભોગવું છું' પણ કર્તા થતો નથી એ નિશ્ચેતન ચેતન, તો બંધન થતું નથી. જ્ઞાન લીધા પછી ઈફેક્ટિવ ચેતન ખરું, તે ફળ આપીને જાય છે. નવું બીજ ના નંખાય.

જ્યાં સુધી પોતાને 'શુદ્ધ ચેતન છું,' એવું ભાન નથી થયું ત્યાં સુધી પોતે નિશ્ચેતન ચેતનમાં જ વર્તે છે. એ સાધુ, સંન્યાસી, મનુષ્ય તિર્યંચ, નારકીના જીવો, દેવો બધા જ. (સમકિત અને જ્ઞાની સિવાય.)

જ્યાં કિંચિત્‌માત્ર ચંચળતા નથી, એ ચેતન છે અને ચંચળતાવાળો

ભાગ મિશ્ર ચેતન છે અને એનીય બહારનો ભાગ અચેતન ચેતન છે. જેને ફાઈલ કહીએ છીએ, એ ભાગ નિર્જીવ નથી, છતાં અચેતન ચેતન છે, નિશ્ચેતન ચેતન છે. ખાલી માન્યતા જ છે કે આ જીવ છે, આમાં ચેતન છે જ નહીં.

છોકરો મરી જાય તો કેટલાક રડે, કેટલાક ના રડે. જ્ઞાનીઓ તો હપૂચા કશું આને ગણતરીમાં જ ના લે. કારણ કે આ ચેતન નથી મરતું, ખાલી રોંગ બિલીફ જ છે.

## [૬] મિકેનિકલ ચેતન

બે પ્રકારના આત્મા : એક સચર એ મિકેનિકલ આત્મા અને બીજો અચર એ મૂળ આત્મા. મૂળ આત્માથી મિકેનિકલ આત્મા ઊભો થયો છે.

પોતે અચળ છે, પણ પોતાના સ્વરૂપની અજ્ઞાનતાથી, લોકસંજ્ઞાથી પોતે માને છે કે 'હું ચંદુ છું', તેથી ચંચળ થઈ જાય છે. પોતે ચંદુ તરીકે રહે એ મિકેનિકલ આત્મા છે.

મિકેનિકલ આત્માને 'હું છું' માનવો એ જ ભ્રાંતિ, એનું નામ વિકલ્પ, એ જ કર્તાપણું. આ મિકેનિકલ આત્મા અહંકારથી ઊભો થયો છે. અહંકાર વિલય થાય ત્યારે મિકેનિકલ આત્મા બંધ થઈ જાય.

મિકેનિકલ આત્માથી પોતે જુદો રહે, તો પોતે બંધાતો નથી. પછી મિકેનિકલ આત્મા ગમે તે કરતો હોય, પણ પોતે તન્મયાકાર થતો નથી તો બંધનમાં આવતો નથી. એવો માર્ગ વીતરાગો પામેલા.

આ બધો વ્યવહાર કરે છે, જપ, તપ, શાસ્ત્રોનું વાંચન, ધ્યાન બધું મિકેનિકલ આત્મા કરે છે. એને 'હું છું' એવું માને છે ને એને સુધારવા ફરે છે એ જ ભૂલ છે. મૂળ આત્મા એની પેલી પાર છે. જ્યારે સેલ્ફ રિયલાઈઝેશન થાય ત્યારે મૂળ આત્મા પમાય.

આ મિકેનિકલ આત્મા પૂરણ-ગલન સ્વભાવનો છે.

જગત જેને આત્મા માની રહ્યું છે તે આત્મા છે જ નહીં. લૌકિક માન્યતાથી આત્મા માને છે, પણ એ તો મિકેનિકલ આત્મા છે. એ

મિકેનિકલ આત્મા રાગ-દ્વેષ કરે છે, ખાય છે, પીવે છે, ક્રોધ કરે છે, ધર્મધ્યાન કરે છે, એને થાક લાગે, ચિઢાય છે, લોભ કરે છે, ચિંતા કરે છે. બાકી પોતે તો મૂળ સ્વરૂપે જે છે, એ કશું જ કરતો નથી.

શાસ્ત્ર વાંચે, ઉપદેશ આપે, ઉપદેશ લે, ભણે, ડૉક્ટર થાય, યોગ કરે, એને ચેતન માને છે, પણ એમાં ચેતન બિલકુલ છે જ નહીં. હવે મિકેનિકલ આત્માને પોતાનો આત્મા માની લે, તો ક્યારે મેળ બેસે ? જ્ઞાની પુરુષ સિવાય સાચા આત્માને કોઈ જાણી શકે નહીં.

'હું પાપી છું, અશુદ્ધ છું' એ તો મિકેનિકલ આત્માને માટે છે, મૂળ આત્મા આમાં અપરાધી નથી.

જન્મ્યા ત્યારથી આ બધું અજીવ ભાગ જ કરે છે અને અજ્ઞાનતાથી આપણે અહંકાર કરીએ છીએ કે 'મેં કર્યું'. સ્વભાવિક અજીવ એ પરમાણુ સ્વરૂપે છે અને આ વિભાવિક અજીવ, પુદ્ગલ સ્વરૂપે છે, એનાથી સંસાર ચાલે છે.

ક્રમિક માર્ગમાં એંસી ટકા આત્મજ્ઞાન હોય તો વીસ ટકા અહંકાર હોય. આત્મા ને અહંકાર સાથે રહી શકે. અક્રમ માર્ગમાં સો ટકા સજીવ અહંકાર ખલાસ થાય છે, જ્યારે જ્ઞાન થાય છે ત્યારે. પછી સંસાર અજીવ અહંકારથી ચાલ્યા કરે છે. આત્મા જુદો જ રહે છે.

આ દેહમાં જે અદૃશ્ય છે તે જ આત્મા છે. દૃશ્યમાં આત્મા કોઈ જગ્યાએ છે નહીં.

જ્યાં સુધી પોતાને આ જગતની ભૌતિક ઈચ્છાઓ છે ત્યાં સુધી આ મિકેનિકલ ચેતન છે. પોતે પોતાના સ્વરૂપમાં બેસી જાય પછી મિકેનિકલ ચેતન બંધ થઈ જાય.

## [૭] મડદું

પોતે શુદ્ધાત્મા થયા, પછી બાકી શેષમાં શું રહ્યું ? ખાય છે, પીવે છે, બોલે છે, ગુસ્સો કરે, બધું કરે છે કોણ ? જીવતું હશે કે મડદું ? જેને ચેતન જોડે બિલકુલ વ્યવહાર રહ્યો નથી એવું એ મડદું છે. એને સારી ભાષામાં નિશ્ચેતન ચેતન કહ્યું.

જે પાવર ચાર્જ કરેલો સેલમાં અને એ સેલને ઢીંગલામાં મૂકીએ, પછી ઢીંગલો હાલે-ચાલે, બોલે-રડે, ગાય તોય તે ડિસ્ચાર્જ થતા પાવરથી છે. પૂતળું પાવરથી ચાલે એને જીવતું કહેવાય ? અકળામણ થાય તેય ડિસ્ચાર્જ પરિણામ, તે 'મને' થાય છે કેમ મનાય હવે ?

'વાણી એ ટેપરેકર્ડ બોલે છે' કહ્યું એટલે મડદું થઈ ગયુંને !

નિશ્ચેતન ચેતન એટલે ચેતન જેવા લક્ષણો દેખાય છે, પણ છે નિશ્ચેતન. એટલે એને મડદું જ કહેવાય, જ્ઞાનીની દૃષ્ટિએ. એટલે એમાં ઊંડા ઊતરવા જેવું નહીં. રાગ-દ્વેષ કરવા જેવું રહ્યું જ નહીં.

જ્ઞાન લીધું ના હોય તો એને મિશ્ર ચેતન છે વચ્ચે, એને મડદું ના કહેવાય. એ તો જીવતો છે, નવું ચાર્જ કરે, એ અહંકાર સહિત છે.

જેને જ્ઞાન પ્રાપ્ત થયું છે અને પોતે શુદ્ધાત્મામાં જ રહે છે. એના મન-વચન-કાયા ગમે તે કરે એની જોખમદારી પોતેની નથી. કારણ કે ડિસ્ચાર્જ ભાગ મડદું છે.

આ સંસારમાં મરેલો ભાગ જ વ્યવહારમાં ચાલી રહ્યો છે. ગુરુ થાય, શિષ્ય થાય, વેવાઈ થાય, બધો મરેલો ભાગ જ છે. એને 'મેં કર્યું, હું છું' માને છે એ જ ભ્રાંતિ છે. આત્મા અનંત શક્તિનું ધામ આવું કરે નહીં.

મન-વાણી-દેહની, બુદ્ધિ-ચિત્ત-અહંકારની કોઈ ક્રિયામાં મૂળ ચેતન નથી. એ જુદું જ છે, વીતરાગ જ છે, બગડ્યુંયે નથી અને એ જ ભગવાન છે. ક્રિયા કરનારમાં, કરાવનારમાં ચેતન નથી, બધું મિકેનિકલ એડજસ્ટમેન્ટ છે. આત્મા આમાં કશું કરતો નથી, જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી જ રહ્યો છે.

માણસ જીવતો હોય, એમાં ચેતન જુદું જ છે. જીવતા જેવું દેખાય છે, વાતો કરે છે. વાતો સાંભળે છે પણ ચેતન વગર જ કરે છે.

મશીન હોય તે મિકેનિકલ એડજેસ્ટમેન્ટ, તે મડદું જ કહેવાયને ! એ બંધ હોય તોય કે ચાલુ હોય તોય. ઈલેક્ટ્રિસિટી એય મશીનનો જ ભાગ છે, એમાં આત્મા નથી.

જગતના લોકોને એક બાજુ નિશ્ચેતન ચેતન છે તે મડદું છે, તે ડિસ્ચાર્જ થયા કરે, પણ અજ્ઞાનતા છે તો મહીં મિશ્ર ચેતનેય જોડે છે તે ચાર્જ કરી નાખે છે. જે જ્ઞાન પછી મિશ્ર ચેતન ઊડ્યું ને પોતે શુદ્ધ ચેતનમાં આવ્યો તેથી હવે ચાર્જ ના થાય.

## [૮] ચળ-અચળ-સચરાચર

આ શરીરમાં આત્માના બે વિભાગ છે : એક અચળ આત્મા, જે મૂળ આત્મા છે, રિયલ છે, અવિનાશી છે અને બીજો સચર આત્મા, એ પાવર આત્મા, વ્યવહાર આત્મા છે, વિનાશી છે, રિલેટિવ છે.

જ્યાં સુધી પોતાને ભૌતિક સુખોની વાંછના છે, ત્યાં સુધી પોતે આ સચર આત્મામાં રહે છે કે 'હું આ છું.'

જ્યાં સચળ આત્મા હોય, ત્યાં અચળ આત્મા હોય. ચોળાનો દાણો પલાળ્યો ને બીજે દહાડે અંકુર ફૂટે, લાગણી બતાડે ત્યાં અચળ આત્મા મહીં છે જ. અચળ આત્માના સ્પર્શથી પાવર ઉત્પન્ન થાય છે. તેનાથી સચળ આત્મા ઉત્પન્ન થયો.

દરઅસલ આત્મા એ જ પરમાત્મા છે અને જીવ એ સચર આત્મા છે, એ મિકેનિકલ ચેતન છે. અજ્ઞાનતાથી પોતાને ભ્રાંતિ ઊભી થઈ છે કે 'સચર તે હું છું' એ ભૂલ છે. પોતાની જે રોંગ બિલીફ છે, તેનાથી સચરમાં 'હું'પણાનો આરોપ થયો છે, એમાંથી મુક્ત થાય ક્યારે ?

વ્યવહાર આત્માને સત્ય માનવામાં આવે ત્યાં સુધી ભટકવાનું અને મૂળ આત્માના દર્શન થાય, સમ્યકત્વ થાય તો ઉકેલ આવી જાય.

અચર આત્મા શુદ્ધ જ છે અને સચર આત્મા અશુદ્ધ છે. જ્યાં સુધી પોતાનો મુકામ સચર આત્મામાં છે ત્યાં સુધી સુખ-દુઃખ ભોગવવાના છે. પોતે અચળ આત્મામાં આવે ત્યારે સુખ-દુઃખ ના થાય.

લોકો જેને સ્થિર કરવા જાય છે એ મિકેનિકલ ચેતન છે અને મિકેનિકલ સ્થિર થઈ શકશે નહીં. મૂળ ચેતન અચળ જ છે. પોતે અચળ જ છે, પણ ભાન થાય તો. એટલે પોતે મૂળ સ્વરૂપને ખોળી કાઢે તો મૂળ સ્વરૂપ સ્થિર જ છે.

કેવળજ્ઞાનીઓએ આત્મા કેવો જોયો ? મૂળ આત્મા, ચેતન સ્વરૂપે છે. ચેતન વપરાય નહીં, ખલાસ થાય નહીં, નાશ થાય નહીં અને અચળ સ્વભાવનો છે, ક્યારેય ચંચળ થયો નથી, ચંચળ થાય છે એ મિકેનિકલ આત્મા છે.

ચકલી અરીસામાં પ્રતિબિંબને 'હું છું' માને એવી ભ્રમણા ઊભી થઈ છે. માણસ પડછાયાને 'હું છું' માને છે. ખરા આત્માને ઓળખે તો કલ્યાણ થઈ જાય.

જે સંસારમાં રચ્યોપચ્યો રહે છે, તે આત્મા તો મિકેનિકલ ચેતન છે. આ મિકેનિકલ ચેતન વિજ્ઞાનથી ઊભો થઈ ગયો છે.

સચરાચર જગતમાં માણસને પોતાની જાતનું ભાન થાય તો મૂલ્ય, નહીં તો કશુંય મૂલ્ય નહીં.

મૂળ આત્મા અચળ છે, પોતે અચળ છે, પણ પોતાને રોંગ બિલીફ બેઠી કે 'હું ચંદુ છું', એનાથી સચળ ઊભું થઈ ગયું છે. માત્ર એટલું ભાન થાય કે અચળ ભાગમાં આત્મા છે, તો મોક્ષ થાય.

ખરી રીતે આત્મા પોતે અચળ જ છે, પણ આ પોતાની રોંગ માન્યતા સચળ છે. એટલે મિકેનિકલને ભજે તો મિકેનિકલમાં રહે અને દરઅસલને ભજે તો દરઅસલ થાય. જ્યાં સુધી સચળની માન્યતા તૂટે નહીં ત્યાં સુધી અચળ થાય નહીં.

'હું કોણ છું' એવું ભાન થાય કે કોઝીઝ બંધ થાય. પછી સચળ ઊડી જાય, પછી પોતે અચળ થઈ જાય, તો મોક્ષે જાય. એ ભાન જ્ઞાની પુરુષ કરી આપે.

આ ચંચળને સ્થિર કરવામાં ટાઈમ નકામો જાય છે ને ઈગોઈઝમ વધતો જાય છે. આત્મા અચળ છે, પોતે અચળ છે એ ભાન કરવાની જરૂર છે.

સચળમાંથી અચળમાં જવા માટે અચળ સ્વરૂપ મૂળ આત્મા છે તે લક્ષમાં રહેવું જોઈએ. પોતે અજ્ઞાનતાથી સચળમાં વર્તે છે, પણ મારું મૂળ સ્વરૂપ અચળ છે, એવું લક્ષમાં રાખવાનું છે. સચળને અચળ કરવાનું નથી.

નિશ્ચયમાં 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષમાં રાખીને વ્યવહાર ચલાવવાનો છે. જ્યાં ચંચળતામાં એકતા થઈ જાય ત્યાં 'ન્હોય મારું, મારું સ્વરૂપ તો અચળ છે' લક્ષમાં રાખીને આગળ વધવાનું છે.

અચળને ઓળખે તો સચરમાં જે ભૂલો હોય તે દેખાય.

આજનો ચંદુભાઈ એ મિકેનિકલ આત્મા છે. અચળ આત્મા તે આપણું મૂળ સ્વરૂપ છે, પણ રોંગ બિલીફથી 'હું ચંદુભાઈ છું' મનાયું છે, એ માન્યતા વિજ્ઞાનથી છૂટે એવી છે.

કોઈ ચંદુને ગાળો ભાંડે તો પોતે સ્વીકારી લે છે, ત્યાં જો પોતે આત્મા થયા તો ચંદુની ટપાલ પોતે લે નહીં. આમ જાગૃતિથી પોતે મૂળ સ્વરૂપે થવાનું છે.

બે પ્રકારની ચેતના; એક શુદ્ધ ચેતના, જે મૂળ આત્મા છે, અચર છે અને બીજી ચેતના એ સચર છે. એમાં બે ભાગ પડે. કર્મ ચેતના, જેમાં પોતે કરતો નથી ત્યાં માને છે 'હું કરું છું' અને એનાથી કર્મ બંધાય છે. એના ફળ આવે છે ત્યારે કર્મફળ ચેતના, એ ડિસ્ચાર્જ છે.

આપણે પોતે અચળ જ છીએ, પણ આપણામાં અણસમજણથી ચંચળતા ઊભી થઈ ગઈ છે કે આ કોણ આવ્યું ? આ કોણે કર્યું ? આત્મા અરીસા જેવો છે અને જગત (જડ) અરીસા જેવું થઈ ગયું છે. પોતાના વિકલ્પના પ્રતિબિંબ અરીસામાં (જડમાં) પડે છે. પ્રતિબિંબને સ્થિર કરવા જેમ ચંચળ થાય, તેમ પ્રતિબિંબ વધારે ચંચળ થાય છે. પ્રતિબિંબને સ્થિર કરવું હોય તો શું કરવું પડે ? પોતે સ્થિર થવું પડે. પોતે કોઈ ચેષ્ટા ના કરે તો પ્રતિબિંબ સ્થિર થાય. પોતાને ભાન થાય કે મારું મૂળ સ્વરૂપ અચળ છે, આ દૃશ્ય એ જુદું છે ને દ્રષ્ટા એ મારું સ્વરૂપ છે, અચળ છે તો પોતે તે રૂપ થતો જાય. પછી મુક્ત થઈ જાય.

આ જગતમાં અચળની નકલ ના થઈ શકે. જેની નકલ થઈ શકે તે બધું જ ચંચળ.

ક્રિયા એટલે મિકેનિકલ. ક્રિયામાં આત્મા નથી. માટે સ્વભાવથી વસ્તુને ઓળખો.

જેટલી સ્થિરતા વધે તેટલો આત્મા તરફ જાય ને જેટલી ચંચળતા વધે તો પુદ્ગલ તરફ જાય.

સ્થિર જ્ઞાતા છે, અસ્થિર જ્ઞેય છે. અસ્થિરને જ જોવાનું છે. ક્ષણે ક્ષણે જગત ફર્યા કરે છે. એક પછી એક જોયા જ કરવાનું છે.

વિચારો ચંચળ છે, આપણે અચળ છીએ. બન્ને છૂટા જ છીએ. વિચારા જ્ઞેય ને પોતે જ્ઞાતા, એ સિવાય બીજો કોઈ સંબંધ જ નથી.

લોકોનો માનેલો આત્મા અને દરઅસલ આત્મામાં સમૂળગો ફેર છે. અક્રમ વિજ્ઞાનથી દાદાશ્રીએ મહાત્માઓને દરઅસલ આત્માના અનુભવ, લક્ષ ને પ્રતીતિ પ્રાપ્ત કરાવ્યા છે.

લોકો ચેતનનો અર્થ હાલતું-ચાલતું હોય એને ચેતન કહે છે, પણ ચેતન એટલે જ્ઞાન-દર્શન. ચેતન કોઈ ક્રિયા કરતું જ નથી, ફક્ત જોવાનું ને જાણવાનું કામ જ ચેતનનું છે. ક્રિયા માત્ર અનાત્મ વિભાગની છે, આત્મા અકર્તા છે. બધું જોયા જ કરે એ આત્માનો સ્વભાવ છે, એના પરિણામે આનંદ છે.

## ખંડ-૨

## આત્માના જ્ઞાન-દર્શનના પ્રકારો

### [૧] જ્ઞાન-અજ્ઞાન

જ્યાં જીવ છે ત્યાં આત્મા છે ને આત્મા છે ત્યાં જ્ઞાન હોય જ. જ્ઞાન એટલે પ્રકાશ. જીવમાત્રમાં પ્રકાશ છે. પ્રકાશ બધામાં સરખો છે છતાં જ્ઞાન ને અજ્ઞાન કેમ ભાગ પડ્યા ? સ્વ (આત્મા) અને પર (અનાત્મા)ને પ્રકાશે એ જ્ઞાન અને પરને જ પ્રકાશે, સ્વને જાણવા ના દે તે અજ્ઞાન.

અજ્ઞાનના પાછા ત્રણ ભાગ : ૧. કુશ્રુત ૨. કુમતિ ૩. કુઅવધિ અને જ્ઞાનના મુખ્ય પાંચ ભાગ : ૧. શ્રુતજ્ઞાન ૨. મતિજ્ઞાન ૩. અવધિજ્ઞાન ૪. મનઃપર્યવજ્ઞાન અને ૫. કેવળજ્ઞાન.

આત્મજ્ઞાન એનું નામ કે ગમે તેવા સંયોગ હોય પણ મહીં કષાય

ઊભા ન થવા દે. જેલમાં લઈ જવા આવે તોય મહીં ચંચળતા ઊભી ના થાય. દેહના માલિક થાય તો ચંચળતા ઉત્પન્ન થાય. વિકલ્પ ઊભા ના થાય એ જ્ઞાન, એ જ આત્મા, એ જ પરમાત્મા.

કરોડો વર્ષે ના થાય એ જ્ઞાન અક્રમ વિજ્ઞાનથી બે જ કલાકમાં પ્રાપ્ત થઈ જાય છે પણ ફન્ડામેન્ટલ (પાયાનું). વિગતે સત્સંગના પરિચયે પામી લેવું જોઈએ.

કોઈ કહેશે કે જ્ઞાન કંઈ અપાય ? તો દાદાશ્રી કહે છે કે જેટલા જ્ઞાન છે એ કોઈ આપે છે ને બીજો લે છે. એ શંકા કરનારાય ક્યાંકથી એ જ્ઞાન લઈ આવેલા જ છે. સ્કૂલ, કૉલેજ, શાસ્ત્ર બધાથી જ્ઞાન મળે જ છે. જ્ઞાની પુરુષથી જે જ્ઞાન મળે તે શ્રુતજ્ઞાન. પાછું પોતાને એ પરિણામ પામે ને બીજાને સમજણ પાડે તો એ પોતાને મતિજ્ઞાન કહેવાય ને સામાને શ્રુતજ્ઞાન થઈ જાય.

## [૨] શ્રુતજ્ઞાન

આત્મા સંબંધી, મોક્ષે જવા સંબંધી વાતો એ પુસ્તકો, શાસ્ત્રો કે કોઈ પાસેથી સાંભળો એ શ્રુતજ્ઞાન કહેવાય. શ્રુતજ્ઞાન સાંભળ્યા પછી, સમજ્યા પછી સંસાર રોગ એની મેળે નીકળવા જ માંડે.

શાસ્ત્રોમાં જે રીતે લખ્યું છે કે દયા રાખો, ક્ષમા રાખો, તે જ્ઞાન 'કરવા' માટે નથી કહ્યું. એ જ્ઞાન પ્રથમ જાણવાનું છે. પછી એની ઉપર પ્રતીતિ બેસાડવાની છે. પછી એ નિરંતર જાગૃતિમાં રાખો તો તે પ્રમાણે પછી અમલ (વર્તન)માં આવી જ જાય.

અધ્યાત્મ તરફ વાળે એ સુશ્રુત કહેવાય અને સંસાર તરફનું એ કુશ્રુત કહેવાય. કુશ્રુતને લીધે જે બુદ્ધિ ઉત્પન્ન થાય તે વિપરીત બુદ્ધિ અને તેનાથી સંસારમાં ભયંકર દુઃખો છે. કુશ્રુત છૂટે તો સુશ્રુત પેસે, તો સુમતિ થાય. તે પોતાને ને બીજાને શાંતિ આપે.

શ્રુતજ્ઞાનથી ચિત્ત નિર્મળ થતું જાય અને જો 'જ્ઞાની' મળી જાય તો જ્ઞાન સારી રીતે પકડી શકે.

શ્રુતજ્ઞાન એ બુદ્ધિજન્ય જ્ઞાન કહેવાય. કારણ કે આખા જગતના

શાસ્ત્રો જાણે પણ આત્મા ના જાણ્યો તો એ બુદ્ધિમાં સમાય અને આત્મા જાણ્યો અને શાસ્ત્ર ના જાણ્યા તોય એ જ્ઞાનમાં સમાય.

શ્રુતજ્ઞાન આવરણને લીધે પુસ્તક વાંચે પણ એને સાર ના જડે. જ્ઞાની પુરુષ એક વખત પુસ્તક હાથમાં લઈને વાંચે તો ઘડીમાં સાર આવી જાય.

શાસ્ત્રનું જ્ઞાન એ તો ભગવાનની વીતરાગ વાણી છે. એ વરસાદના પાણી જેવું કહેવાય. આંબો મીઠો થાય ને લીમડો કડવો જ રહે. એવું સમકિતીને સમ્યક્રૂપે પરિણામ પામે ને મિથ્યાત્વીને મિથ્યાત્વરૂપે પરિણામ પામે.

શાસ્ત્ર હેલ્પ કરે, પણ 'જ્ઞાની' હોય તો ત્યાં પોતાનો દીવો પ્રગટે.

મુખ્ય તો શ્રુતજ્ઞાન સાંભળ્યા કરો, તો પછી બધું આવે અને એ શ્રુતજ્ઞાન, આત્માના અનુભવી હોય કે પ્રતીતિ થઈ હોય તેની પાસેથી મળે.

શ્રુતજ્ઞાનનું ફળ અનુભવ આવવો જ જોઈએ. જો ફળ ના આવે તો એ શ્રુત અહંકારથી પોઈઝનસ થયેલું હોય તો જ બને.

જ્ઞાની પુરુષની વાણી એ 'અપૂર્વ વાણી, પરમ શ્રુત', જે કૃપાળુદેવે લખ્યું તે કહેવાય. આ વાણી સાંભળતા જ કેટલાંય પાપો ભસ્મીભૂત કરી નાખે ને સીધી આત્માને જ પહોંચે.

દાદાશ્રી કહે છે, અમે ઠેઠ ઉપર જઈને જોઈને બોલીએ છીએ. પૂર્વે સાંભળી ના હોય, પુસ્તકમાં હોય નહીં, ગામઠી, તળપદી ભાષા છતાં બધા ફોડ પાડી નાખે.

અહીં અક્રમ માર્ગમાં સીધું આત્મજ્ઞાન જ પ્રાપ્ત થઈ જાય છે, જ્ઞાનાર્ક જ પ્રાપ્ત થાય છે.

## [૩] મતિજ્ઞાન

મતિજ્ઞાન એટલે આત્મા તરફ લઈ જનારું જે શ્રુતજ્ઞાન તેને સમજવું, એ સમજીને પોતે અંદર પચી જાય ત્યારે મતિજ્ઞાન થાય. પછી તે બીજાને સમજાવે તો પોતાનું મતિજ્ઞાન એ સાંભળનારને શ્રુતજ્ઞાન થાય.

મતિજ્ઞાનથી આગળ પાછું નવું શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરે અને એ પચીને પાછું મતિજ્ઞાન થાય, એ બીજાને સમજાવી શકે.

જીવનમાં આ સારા કર્મો, આ પાપકર્મો એની સમજ પોતાને કઈ રીતે આવી શકે ? જે વાંચેલું, સાંભળેલું જ્ઞાન છે, તે પચીને પછી પોતાને પ્રેરણા આપે છે કે આ કરવા જેવું નથી. છતાં એ વ્યવહારિક જ્ઞાન છે, જ્યારે નિશ્ચયજ્ઞાન જ્ઞાનીઓના હૃદયમાં હોય છે.

વકીલોના પુસ્તકો એ બધું કુમતિજ્ઞાન છે. જાતજાતના પેપરો વાંચવા, પુસ્તકો વાંચવા એનાથી કુમતિ ભેગી થયા કરે. કુમતિને અજ્ઞાનમાં મૂકી, જ્યારે સુમતિ એટલે આત્માને જાણવા સંબંધીની બુદ્ધિ એને જ્ઞાનમાં મૂકી.

સંસારી સુખ માટે જે જે વાંચવામાં આવે, ભણવામાં આવે, કૉલેજમાં ભણવા જાય, એ બધું કુશ્રુત-કુમતિ અને એ બધું વિપરીત બુદ્ધિ વધારે. જ્યારે આત્મા માટે જે કંઈ હોય તે સુશ્રુત-સુમતિ. એનાથી સમ્યક્ બુદ્ધિ વધે.

કુશ્રુત ઉપર શ્રદ્ધા બેસે તો કુમતિ ઉત્પન્ન થાય અને કુમતિથી એવું વર્તન થાય. કો'ક સો ડૉલર લઈ ગયો તો કકળાટ કરી મૂકે. જ્યારે સુશ્રુત સાંભળે, એની પર શ્રદ્ધા આવતી જાય તો પછી સુમતિ ઉત્પન્ન થાય ને આવું ડૉલર ગયા તો મનમાં સમાધાન રહે કે મારો હિસાબ પૂરો થયો. કકળાટ ઓછો થાય, બંધ થતો જાય ને આનંદ વધતો જાય.

કુમતિ-કુશ્રુતથી ક્રોધ-માન-માયા-લોભ ટૉપ ઉપર જાય અને સુશ્રુત-સુમતિથી ક્રોધ-માન-માયા-લોભ ઘટતા જાય.

સુશ્રુત-સુમતિ એ રિયલ તરફ લઈ જનારા છે. એ રિયાલિટીથી વધતા વધતા છેવટે રિયલમાં લઈ આવે. મતિજ્ઞાન ઠેઠ કેવળજ્ઞાન સુધી પહોંચે છે.

ક્રમિક માર્ગમાં આ કાળમાં કૃપાળુદેવે શાસ્ત્રના આધારે કહ્યું, કે જીવને મતિજ્ઞાનાવરણીય ક્યાં સુધી હોય ? જ્યાં સુધી આરંભ-પરિગ્રહ હોય ત્યાં સુધી. તે સાધારણ કર્તાપણું નરમ થાય અને પરિગ્રહ ઘણો બધો ઓછો કરી નાખે ત્યારે થોડું મતિજ્ઞાન ઉત્પન્ન થાય. બાકી આ કાળમાં

તો જગતની ચીજ-વસ્તુ પ્રાપ્ત કરવાની બુદ્ધિ છે. તે પછી આત્મા તરફ આગળ શી રીતે વધે ?

વેદાંતમાં શ્રવણ શબ્દ મૂક્યો. પછી મનન, નિદિધ્યાસન અને એનું ફળ સાક્ષાત્કાર. શ્રવણ જ્ઞાનીઓના મોઢે સાંભળે તેવું હોવું જોઈએ.

ક્રમિક માર્ગમાં અહંકારને શુદ્ધિ કરતા કરતા ક્રોધ-માન-માયા-લોભના પરમાણુ દૂર કરે ત્યારે એ મતિજ્ઞાન વધતું જાય. એ વધતું વધતું સંપૂર્ણ થાય ત્યારે કેવળજ્ઞાન થાય.

મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન એ કેવળજ્ઞાનનું કારણ છે.

મતિજ્ઞાનના અમુક વિભાગ પસાર થાય ત્યાર પછી એ આત્મજ્ઞાનની શરૂઆત ગણાય. તે ઠેઠ નવ્વાણું સુધી મતિજ્ઞાન જ કહેવાય અને સોએ કેવળજ્ઞાન છે.

સ્વરૂપજ્ઞાન મળે તો પોતાની સત્તામાં આવે અગર તો મતિજ્ઞાન ઉપજ્યું હોય તોય પોતાની તેટલી સત્તા પ્રાપ્ત થાય.

ક્રમિક માર્ગમાં પોતાને ભ્રાંતિ છે કે, એ સમજવા બુદ્ધિ કામ લાગે ? ત્યાં દાદાશ્રી કહે છે, ના. બુદ્ધિ એ જ ભ્રાંતિ છે. આ ઉપાદાન જાગૃતિ કામ લાગે અને ઉપાદાનનું કારણ શ્રુતજ્ઞાન. સાંભળેલું, વાંચેલું, બધાનો સાર તે ઉપાદાન જાગૃતિ, એ મતિજ્ઞાન છે. નિમિત્ત એ શ્રુતજ્ઞાન છે. એ નિમિત્તથી ઉપાદાન પાછું વધ્યા કરે.

શ્રુતજ્ઞાનથી જે શક્તિ સ્ફુરણા થઈ, પ્રગટ થઈ, એ ઉપાદાન. એ પૂર્ણ પ્રાગટ્ય સુધી ઉપાદાન જાગૃતિ અને પૂર્ણ પ્રગટ થાય એટલે કેવળજ્ઞાન.

જે શ્રુતજ્ઞાન પ્રેમપૂર્વક આરાધન કરવામાં આવે, એનું મતિજ્ઞાન થયા વગર રહે જ નહીં. એને પોતાની ઈચ્છા જોઈએ કે મને મતિજ્ઞાનમાં પરિણામ પામે.

શ્રુતજ્ઞાન એ થિયરેટિક્લ જ્ઞાન છે, જ્યારે મતિજ્ઞાન એ અનુભવ એટલે કે પ્રેક્ટિક્લ જ્ઞાન છે. જ્ઞાન બન્નેમાં સરખું જ છે, પણ પેલું સ્વાદ રહિત અને આ સ્વાદ સહિત.

પ્રેક્ટિક્લ વધતું વધતું કેવળજ્ઞાન સુધી જાય, પણ એ આરાધનમાં અહંકારનું પોઈઝન ન પડે તો, કે 'હું કંઈક છું'. મતિજ્ઞાનથી આગળ ગયા પછી 'હું જાણું છું' એવું થઈ જાય તો પોઈઝન પડ્યું. એનાથી પ્રત્યક્ષ જ્ઞાનીને પૂછતો નથી. પછી શ્રુતજ્ઞાનેય બંધ થાય ને મતિજ્ઞાનેય બંધ થઈ જાય.

શ્રુતજ્ઞાન સાંભળીને લોકોને કહેવાની ઈચ્છા થાય, તો એનો અર્થ જ નહીં. એ તો પોતે બહુ દહાડા જ્ઞાનીની વાણી સાંભળ સાંભળ કરે ત્યારે શ્રુતજ્ઞાન પરિણામ પામે, પછી એ મતિજ્ઞાનરૂપે થાય. પછી વાણીરૂપે બોલાય તો સામાને ઊગે.

શ્રુતજ્ઞાનને મતિજ્ઞાનમાં ઝડપથી ફેરવવા માટે ચારિત્રબળ જોઈએ. એમાં એક, બ્રહ્મચર્ય અને બીજું, કોઈને કિંચિત્‌માત્ર દુઃખ નહીં દેવું. આ બે ગુણાકારથી ચારિત્રબળ વધે. એટલે મતિજ્ઞાનમાં જલદી પ્રગમી જાય.

અક્રમ વિજ્ઞાનમાં જ્ઞાની પુરુષ દાદા ભગવાનની કૃપાથી આત્મા પ્રાપ્ત થઈ જાય છે પણ જે ભરેલા માલને લીધે આવરણો છે તે નડે છે. આવરણ શાથી આવ્યા છે ? કુશ્રુત-કુમતિથી.

મતિજ્ઞાનાવરણને લીધે કાર્ય જોઈને પણ કારણ ના સમજી શકે. કેટલાક કારણ જુએ પણ એનું ફળ શું આવશે એ ના સમજાય એને.

મતિજ્ઞાનની વિરાધના થઈ જાય તો બુદ્ધિ ઉપર આવરણ આવી જાય. પછી મૂરખ જેવો રહે. એના ઉપાયમાં વિરાધનાની ફરી ફરી ક્ષમાપના લે તો બચી જાય.

## [૪] અવધિજ્ઞાન-મનઃપર્યવજ્ઞાન

### (૪.૧) અવધિજ્ઞાન

અવધિજ્ઞાન એટલે અમુક મર્યાદા સુધીનું જોઈ શકે, જાણી શકે, તે સો-બસો-પાંચસો-હજાર માઈલની રેડિયસમાં. જે વસ્તુ ફોટોગ્રાફીમાં આવે એ એને દેખાય. એ કુઅવધિ કહેવાય. એ સ્થૂળ જ્ઞાન અમુક હદ સુધીનું હોય. એમાં આત્માની વાત નથી, પુદ્‌ગલનું શું થઈ રહ્યું છે એ દેખાય. લડાઈ, મકાનો બળતા, મારામારી બધું દેખાય.

જગતનું બુદ્ધિજન્ય જ્ઞાન અને ઈન્દ્રિયજન્ય જ્ઞાન બાદ કરીએ ત્યાર પછી રહ્યું તે અવધિજ્ઞાન. એ પૌદ્‌ગલિક અવસ્થાને જોઈ શકે.

કુઅવધિવાળાને અધોગતિમાં ને અવધિવાળાને ઊર્ધ્વગતિમાં લઈ જાય એવું દેખાય.

અજ્ઞાન દશામાં સંસારમાં બધું જોવાની ઈચ્છાઓ હોય, પુદ્‌ગલ કે અહીં આગળ શું શું છે, એને આવું અવધિજ્ઞાન થઈ જાય. એ વધીને પરમાવધિ સુધી જઈ શકે, જો સારો કાળ હોય, વીતરાગોની હાજરી હોય તો.

અવધિજ્ઞાનવાળાને અહીં રહ્યે મહાવિદેહ ક્ષેત્રનું કશું ના દેખાય, ઉપયોગ પહોંચેય નહીં.

અવધિ એટલે લિમિટ, પરમાવધિ એટલે મોટી લિમિટ ને કેવળજ્ઞાન એટલે અનલિમિટેડ, અસીમ જ્ઞાન, સર્વ ભૂમિકાનું જ્ઞાન.

અવધિજ્ઞાનમાં પાછલા અમુક ભવનું દેખાય, પણ તિર્યંચનો અવતાર આવ્યો હોય તો ત્યાંથી આગળનું ના દેખાય. જ્યારે કેવળજ્ઞાનમાં અંતરાય ના હોય, ઠેઠ સુધી દેખાય.

દેવગતિવાળાને અને નર્કગતિવાળાને અવધિજ્ઞાન હોય છે, કુદરતી રીતે જ. એનાથી દેવગતિવાળાને સુખમાં વધારો થાય ને નર્કગતિવાળાને એનાથી દુઃખમાં વધારો થાય. મનુષ્યને અવધિજ્ઞાન હોય તો ઉપાધિમય જ જીવન જીવત ને વધારે નુકસાનકારક થાત.

## (૪.૨) મનઃપર્યવજ્ઞાન

અજ્ઞાન દશામાં તો મનમાં તન્મયાકાર જ રહ્યા કરે. જ્ઞાન દશાવાળા, જે મનથી તદ્દન જુદા રહેતા હોય તેને પોતાના મનમાં શું શું વિચાર આવે છે, એ બધું પોતાને દેખાય અને તેના ઉપરથી એને સામાના વિચારોનો પડઘો પડે. એટલે સામાના મનના પર્યાયો સમજી શકે, એ મનઃપર્યવજ્ઞાન.

મનના કહ્યા પ્રમાણે ચાલે તો શી રીતે મનના પર્યાય સમજી શકે ? એ તો મનથી સાવ છૂટો રહેતો હોય, મનનો જ્ઞાતા-દ્રષ્ટા હોય, મન વશ થઈ ગયેલું હોય, ત્યાર પછી મનના પર્યાય સમજી શકે.

દાદાશ્રી કહે છે કે આ કાળમાં મનઃપર્યવજ્ઞાન નથી થતું છતાં આ અક્રમ વિજ્ઞાનના આધારે અમને અમુક અંશે વર્તે છે. સર્વાંશે ન વર્તવા પાછળ કાળનું કંઈ બળ હશે ! આવી દશાથી સામાના મનને દુઃખ ન થાય એવી રીતે વર્તી શકે.

## (૪.૩) અક્રમ જ્ઞાન થકી પહોંચ્યા કેવળજ્ઞાન સમીપે

દુષમકાળને લઈને આ અવધિજ્ઞાન થતું નથી. અને જેને મોક્ષ જોઈતો હોય તેને તો અવધિજ્ઞાન કે મનઃપર્યવજ્ઞાનની જરૂર જ નથી. આ તો જગતની લીલા દેખાડવી હોય તેને જરૂર. બાકી એ રોગ ના પેસે એ મોટામાં મોટી જાગૃતિ રાખવા જેવી. અને મોક્ષમાં કેમ જવાય એ રસ્તો કર્યા કરવો.

આ કાળમાં કર્મના ક્ષયોપશમ એવા થાય નહીં કે જેથી અવધિજ્ઞાન ઉત્પન્ન થઈ શકે. કર્મનું દબાણ જબરું છે. બહુ જૂજ પ્રમાણમાં અવધિ કે મનઃપર્યવ થાય.

જાતિસ્મરણજ્ઞાન એ અવધિજ્ઞાનમાં જ સમાય છે.

લોક દાદાશ્રીને પૂછતા, તમને અવધિજ્ઞાનથી દેખાય છે ? તો દાદાશ્રી કહેતા કે ના, મારું કામ નહીં. અમને તો મોક્ષ એકલો જોઈએ છે, ને કેવળજ્ઞાન સહિત રહેવું છે.

મુખ્ય મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન છે, એના પરિણામમાં આ કેવળજ્ઞાન છે. આ અવધિ ને મનઃપર્યવ તો વચ્ચે રસ્તામાં આવતા સ્ટેશનો છે, એની મેળે જ પ્રગટ થાય છે. અને તે થાવ કે ના થાવ, જ્ઞાનીને એની કશી પડેલી હોતી નથી.

ભગવાન મહાવીરને તો જન્મથી જ મતિ-શ્રુત ને અવધિ જ્ઞાન હતા. સંસાર વ્યવહાર છૂટ્યો કે તરત મનઃપર્યવ જ્ઞાન ઊભું થયું.

લોકો દાદાશ્રીને પૂછતા કે આપને કયા પ્રકારનું જ્ઞાન છે ? દાદાશ્રી કહે છે, કેવળદર્શનવાળું અમારું જ્ઞાન છે. નથી મનઃપર્યવજ્ઞાન કે નથી અવધિજ્ઞાન આ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાનમાંથી આગળ વધીને કેવળજ્ઞાનમાં ચાર અંશો ખૂટતા રહ્યા છે.

જાડી ભાષામાં દાદાશ્રી કહેતા કે અમને તો આત્મજ્ઞાન છે, બીજું કશું નથી અમારે.

અજ્ઞાન દશામાં અહંકારમાં જ રમણતા હતી કે કેમ કરીને અપમાન ના થાય અને માન મળે એની જ જાળવણી. એ નિરંતર પરરમણતા હતી અને આ નિરંતર સ્વરમણતા ઉત્પન્ન થઈ ગઈ, એને સ્વચારિત્ર કહેવાય.

દાદાશ્રી કહે છે, અમે આ શાસ્ત્રની વાત નથી બોલતા, આમ કેવળજ્ઞાનમાં જોઈને કહીએ છીએ. પૂછો એટલે દેખાય, ને તે કહીએ.

દાદાશ્રી કહે છે, અમને પ્રત્યક્ષપણું પ્રગટ થઈ ગયું. આજે પ્રગટ હોય તે જેટલું સામર્થ્ય હોય એટલું બધું આપી દે, પરોક્ષ કશું આપે નહીં.

જ્ઞાનવિધિમાં જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે કેવળજ્ઞાનમાં આવે. કેવળજ્ઞાનની શરૂઆત શાને કહેવાય કે શુક્લધ્યાન વર્તે તે ! અહીં કેવળ આત્માનું જ્ઞાન અનુભવ રૂપે હોય.

મતિ, શ્રુત, અવધિ એ પરોક્ષ જ્ઞાન છે. મનઃપર્યવ અને કેવળજ્ઞાન એ બે પ્રત્યક્ષ જ્ઞાન છે.

## [૫] જ્ઞાનીએ જાણ્યા વિપરીત જ્ઞાન, વિભંગ-જાતિ-ત્રિકાળને

### (૫.૧) વિભંગજ્ઞાન

સંસારી બધું જ્ઞાન જાણીએ, કોઈ લગ્નમાં હોશિયાર હોય, વકીલાતમાં એક્સપર્ટ થયેલા હોય, ડૉક્ટરીમાં હોંશિયાર થયેલા હોય, તે બધી કુમતિ કહેવાય. એ કુશ્રુત વાંચ્યું તેનાથી ઊભી થાય. એમ કરતા કરતા એ સાધનો, એ પુસ્તકો બહુ વધારે પડતા થઈ જાય ત્યારે કુઅવધિ ઉત્પન્ન થઈ જાય. એને વિભંગ જ્ઞાન કહેવાય. પ્રકાશ વધી જાય તો દેખાય ખુલ્લે ખુલ્લું. કંઈ પણ સાધન સિવાય શું બનશે તે દેખાય. ચર્ચિલ હતા એમને દેખાતું આવું.

હિન્દુસ્તાનમાં અંતર સૂઝ ને અંતર જ્ઞાનના આધારે જ ચાલતા. જ્યારે ફોરેનવાળાને બાહ્ય જ્ઞાન અને બાહ્ય સૂઝ હોય, એના આધારે કુશ્રુત, કુમતિ ને કુઅવધિ સુધી એ લોકો પહોંચે.

વિભંગ જ્ઞાની એટલે અમુક હાઈ લેવલના ઑફિસર હોય, તે આપણી સાચી વાત હોય તોય ઊડાડી મૂકે. આપણે કશું કામ કરાવવું હોય તો શબ્દ એવા બોલે ને એની વાતના જવાબ પણ ના આપી શકીએ અને આપણને ગૂંચવાડામાં નાખી દે.

જે જ્ઞાન કોઈને ગૂંચવે એ બહુ જ નુકસાનકારક. જે જ્ઞાન કોઈને ગૂંચવે નહીં એ બહુ ઊંચું જ્ઞાન હોય.

વિભંગ જ્ઞાનના આધારે એ અછતી સત્તા કહેવાય. જ્યારે 'આ' જ્ઞાનના આધારે એ છતી સત્તા કહેવાય. તે હાર્ટિલી સત્તા છે. દેવલોકોનેય કબૂલ હોય, આખા બ્રહ્માંડમાં બધે કબૂલ હોય.

## (૫.૨) જાતિસ્મરણજ્ઞાન

જાતિસ્મરણ એ તો ખરેખર જ્ઞાન જ નથી, એ તો જાતિનું સ્મરણ છે. એમાં પૂર્વજન્મનું દેખાવું એ એક જાતની યાદશક્તિ છે.

પાછલા ભવની યાદગીરી ન રહેવાના કારણમાં, એક તો મરણ વખતે દુઃખ પડ્યાં હોય, બીજું જન્મતી વખતે ગર્ભમાં દુઃખ પડ્યા હોય અને પાછલો જાનવરનો અવતાર વચ્ચે હોય તો પાછળનું યાદ ના આવે.

યાદશક્તિ એ તો રાગ-દ્વેષને આધીન છે. તે કો'કને પાછલા અવતારનું યાદ આવે. બાકી અમુક સાચું હોય, બાકી એગ્ઝાજરેશન (અતિશયોક્તિ) હોય.

જો આ જગતમાં ખાય-પીએ, કપડાં પહેરે પણ કશું ભોગવે નહીં તો એને સ્મરણ થાય એવું છે. આ ભોગવવાથી પાછલું બધું વિસ્મરણ થઈ જાય છે.

જાતિસ્મરણ તો મિથ્યાત્વીને પણ થાય ને સમકિતીને પણ થાય. પણ સમકિતી ઉપદેશ લે એમાંથી, જ્યારે મિથ્યાત્વી તો કશો લાભ ના ઊઠાવે. ઊલટા રાગ-દ્વેષ વધી જાય, ચિંતા-ઉપાધિ-કંટાળો વધી જાય. આત્મજ્ઞાન સિવાય જગતમાં કશું કામનું નથી.

કેટલાક માને છે કે જાતિસ્મરણથી વૈરાગ્ય આવે પણ એ વૈરાગ્યની

વાતો મોક્ષ માટે કામની નથી. અને વૈરાગ્ય ઉત્પન્ન કરવો હોય તો એક જ દિવસના કેટલાય પ્રસંગો એવા હોય છે, વાઈફ સાથે, છોકરાં સાથે, તે યાદ રાખે તોય વૈરાગ્ય આવી જાય.

દાદાશ્રી કહે છે, અમારું તો આ આત્મજ્ઞાન છે. બીજું અમારે પાછલો કે આગલો અવતાર કશું દેખાયા નથી. અમને મોક્ષ જોઈતો હતો તે મળી ગયો. અમારે બુદ્ધિ જ નથી રહી. તેથી યાદગીરી હોય નહીં.

દાદાશ્રી કહે છે, જાતિસ્મરણમાં કયા કયા દેહ પ્રાપ્ત થયા છે એવું જે જ્ઞાન થાય છે, તે દેહની બહાર નીકળી ગયા છીએ. અમારી કેવળજ્ઞાનની જાતિ છે.

## (૫.૩) ત્રિકાળજ્ઞાન

જ્ઞાની પુરુષની દૃષ્ટિએ ત્રિકાળજ્ઞાનનો અર્થ એવો થાય છે કે દરેક વસ્તુના ભૂતકાળના પર્યાય અને ભવિષ્યકાળના પર્યાય વર્તમાનમાં કહી આપે. ત્યારે આપણા લોકો સામાન્ય રીતે એવું સમજે છે કે પહેલા થઈ ગયું, હમણાં થાય છે અને ભવિષ્યમાં થશે એ બધું દેખી શકે એને ત્રિકાળજ્ઞાન વર્તે છે. પણ તે એવું નથી.

ભવિષ્ય કાળને અત્યારે કહે તે વર્તમાન કાળ જ કહેવાય ને ?

માટીનો ઘડો જોયો, તો આજે વર્તમાનમાં ઘડો છે, એ જ્ઞેય કહેવાય. એ ઘડો ભૂતકાળમાં શું હતો ? એના મૂળ પર્યાય શું હતા કે મૂળ માટી રૂપે હતો. માટીમાંથી કુંભારે એને ચાકડા પર મૂકીને ઘડો બનાવ્યો. પછી પકવ્યો, પછી બજારમાં વેચાયો, પછી અત્યારે છે એ સ્થિતિ, પછી ભવિષ્યમાં ભાંગી જશે. પછી ધીમે ધીમે એની ઠીકરી થશે. પછી ઠીકરીઓ ઘસાતી ઘસાતી પાછી માટી થશે. આમ ઘડાના ભૂતકાળ અને ભવિષ્ય કાળના બેઉ પર્યાયનું વર્ણન એ ત્રિકાળજ્ઞાન.

લોકદૃષ્ટિએ ભવિષ્યકાળમાં શું થશે તે બધું જાણી શકે તેને ત્રિકાળજ્ઞાની કહે છે. પણ દાદાશ્રી કહેતા કે એવું ત્રિકાળજ્ઞાન અમારી પાસે આવેલું પણ અમે પાછું કાઢ્યું કે નથી જોઈતું આવું. કારણ કે એ જ્ઞાનથી એવી ખબર પડે કે રસ્તામાં ગાડી અથડાશે અને એક પગ તૂટી જશે, તો માણસ શું

કરે ? જો વિકલ્પ આવે તો એ જ્ઞાન ઊડી જાય. એ તો એ પ્રમાણે જ વર્તવું જોઈએ, જવું જ જોઈએ. એ તો કેવળ ભગવાનને ટકે આ જ્ઞાન.

કેટલાક લોકો કહે કે આમ થશે, તો તેવું થઈ જાય. તે ત્રિકાળજ્ઞાન નથી, પણ અંતઃકરણની શુદ્ધિ અને યશનામ કર્મ હોય એનું, તેનાથી બની જાય.

ત્રિકાળજ્ઞાની ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાયમ જાણે અને હૃદય શુદ્ધિવાળો તો સાધારણ કહી જાય તે પ્રમાણે બની જાય.

તીર્થંકરો કેવળજ્ઞાને કરીને બધું કહી શકે કે ભૂતકાળમાં આ પ્રમાણે હતું, વર્તમાનમાં આ પ્રમાણે છે અને ભવિષ્યકાળમાં આ પ્રમાણે થશે. પણ એ વર્તમાન જ જોતા હતા.

દરેક વસ્તુના આગળ શું પર્યાય હતા, અત્યારે શું છે અને હવે પછી શું થશે, એમ ત્રણેવ કાળના પર્યાય બતાવે એ સર્વજ્ઞ કહેવાય.

## [૬] કેવળદર્શન

### (૬.૧) કેવળદર્શનની સમજ

કેવળ એટલે એબ્સૉલ્યુટ, જેમાં કોઈ ભેળસેળ નહીં, પ્યૉર. કેવળદર્શન એટલે કેવળ આત્માની જ જેને શ્રદ્ધા છે એ.

આ જગત જેમ છે તેમ સમજમાં આવી જવું એ કેવળદર્શન અને જાણમાં આવી જાય એ કેવળજ્ઞાન.

કેવળદર્શન એટલે ક્ષાયક સમકિત. એ થયા પછી કેવળજ્ઞાન થાય.

સમ્યક્ દર્શન ક્યારે થાય ? આખા જગતમાં ક્યાંય કોઈ જોડે પક્ષાપક્ષી ના થાય, મતભેદ ના થાય ત્યારે.

સમજ મેળવવા માટે ટાઈમ ના જોઈએ પણ જ્ઞાનપણામાં ટાઈમ જોઈએ.

તીર્થંકર ભગવાનની અજાયબ શોધખોળ છે; દર્શન અને જ્ઞાન, જોવું અને જાણવું, બે જુદું પાડી દીધું. એની પાછળ આખું વિજ્ઞાન છે.

સમ્યક્ દર્શન, એની પર આવરણ આવી જાય પણ ક્ષાયક સમકિત એની પર આવરણ જ ના આવે.

'આ દેહ હું છું' એ દેહમાં આત્મબુદ્ધિ છૂટી જાય, દેહાધ્યાસ છૂટી જાય, એટલે આત્મદર્શન થાય અને પછી સાંસારિક દુઃખ અડે નહીં એ આત્મજ્ઞાન.

આત્માને ઓળખવો, આત્માને અનુભવવો એ કેવળદર્શન ભણી જાય.

કેવળદર્શનમાં જે સમજવાની ચીજ સમજી લીધી પણ જાણવાનું બાકી રહ્યું અને સંપૂર્ણ જાણી લીધું એટલે કેવળજ્ઞાન, અનંત પ્રદેશોનું બધું આવરણ તૂટી ગયું.

અક્રમ વિજ્ઞાનના આધારે, અપવાદરૂપે, આ કાળમાં ક્ષાયક સમકિત મહાત્માઓને સીધું જ પ્રાપ્ત થયું છે. એ શુક્લધ્યાનનો પહેલો પાયો, અસ્પષ્ટ વેદન કહેવાય. 'કંઈક છે' એવું લાગ્યું. પણ સ્પષ્ટ વેદન 'આ છે' એવું ડિસિઝન નથી આવ્યું. સમજમાં આવે એ દર્શન અને અનુભવમાં આવે એ જ્ઞાન.

આ અક્રમ માર્ગમાં કેવળદર્શનનું જ્ઞાન, ક્ષાયક સમકિતનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. હવે જેમ જેમ આજ્ઞામાં રહે તો આ સમજ પછી વર્તનમાં આવે ત્યારે ક્ષાયક જ્ઞાન થાય.

અક્રમ માર્ગમાં પ્રતીતિ પ્રમાણે અનુભવ થાય, એટલું જ્ઞાન પ્રગટ થતું જાય. જેટલા પ્રમાણમાં અનુભવ એટલા પ્રમાણમાં વીતરાગતા, એટલું ચારિત્ર કહેવાય.

કોઈ દસ હજાર લૂંટી લે, તે ઘડીએ આ પુદ્ગલની કરામત છે એવું ભાન રહે, મહીં અસર ના થાય તે કેવળદર્શન. પુદ્ગલની કરામત છે એવું જાણવામાં આવે તો કેવળજ્ઞાન અને પુદ્ગલની કરામત છે એવું વર્તનામાં આવે તે કેવળચારિત્ર.

સૂઝ એ દર્શન છે, વિના પ્રયાસે પ્રાપ્ત થાય. એ દર્શન ખૂલતું ખૂલતું કેવળદર્શન થઈને ઊભું રહે પણ વચ્ચે નિમિત્ત જોઈએ.

સૂઝ એ દર્શન છે, અજ્ઞા એ બુદ્ધિ છે ને પ્રજ્ઞા એ જ્ઞાન છે.

અક્રમ માર્ગમાં જ્ઞાનવિધિમાં સૂઝ સંપૂર્ણ થઈ જાય છે. પછી સૂઝ ખીલવાની રહી નહીં. પ્રજ્ઞા શક્તિ પ્રગટ થઈ જાય છે.

જ્ઞાનવિધિમાં દર્શનાવરણ આખુંયે તૂટી ગયું. ત્યારે ક્ષાયક દર્શન પ્રાપ્ત થયું કહેવાય. 'કંઈક છે, હું શુદ્ધાત્મા છું,' એ સમજણ પડી. પણ 'શું છે' એ જાણકારી નથી, એ જ્ઞાનાવરણીય કર્મ. જેમ જેમ અનુભવમાં આવતું જાય તેમ જ્ઞાનાવરણીય જાય. તે અર્થે આપણો આ સત્સંગ છે.

અજ્ઞાન એટલે પોતેનું ભાન જ નથી, જ્યારે જ્ઞાનાવરણ તો આવરણ છે. એ ઓછું-વધતું થાય. પણ અજ્ઞાન તો કાયમ રહે. જ્ઞાન પ્રાપ્ત થયા પછી પહેલું અજ્ઞાન ગયું. પછી જ્ઞાનાવરણીય ધીમે ધીમે જાય. બધું આવરણ પૂરું થઈ ગયું કે પૂર્ણ દશા.

આ જ્ઞાન પછી મિથ્યા દર્શન ગયું, દર્શનાવરણેય ઊડી ગયું. દર્શન મોહનીય ઊડી ગયું. અંતરાય અને જ્ઞાનાવરણીય નથી ઊડ્યા. અને ચારિત્રમોહનીય અને જ્ઞાનાવરણીયનો સમભાવે નિકાલ આજ્ઞામાં રહીને થતો જશે તેમ તેમ આવરણો ઓછા થશે, અંતરાય તૂટતા જશે.

દર્શનાવરણ તૂટેલું તેનાથી વિશ્વની વસ્તુઓ દેખાવી જોઈએ એવું નથી, પણ પોતાની શ્રદ્ધા બેઠી, પોતાનું સ્વરૂપ દેખાયું એ કેવળ શ્રદ્ધા એ કેવળદર્શન છે.

મિથ્યા દર્શન એટલે વિનાશી ચીજોમાં જ સુખ છે એવી શ્રદ્ધા અને સમ્યક્ દર્શન એટલે આત્મામાં સુખ છે એવી પ્રતીતિ રહે. પણ એકાદ ગુંઠાણું રહે ને ઊડી જાય. પાછું હતો તેવો ને તેવો થઈ જાય. કારણ કે પ્રકૃતિ ઉપશમ છે, ક્ષય થઈ નથી. જ્યારે આ અક્રમમાં હું શુદ્ધાત્મા છું ભાન, લક્ષ વર્તે એટલે ક્ષાયક સમકિત છે, કેવળદર્શન છે. નિરંતર પ્રતીતિ, એક ક્ષણ આઘી પાછી ના થાય એવી.

જન્મથી અત્યાર સુધી કોઈ ચીજનો હું કર્તા નથી, એની સંપૂર્ણ પ્રતીતિ બેસી ગઈ એ જ કેવળદર્શન.

'આ જગતમાં જે કંઈ પણ કરવામાં આવે છે તે જગતને પોષાય

યા ના પોષાય, છતાં હું કંઈ જ કરતો નથી' એવો જે નિરંતર ખ્યાલ રહેવો તે કેવળદર્શન છે. 'હું જ કરું છું' એવો નિરંતર ખ્યાલ રહે તે મિથ્યા દર્શન છે. ૧૯૬૮માં મામાની પોળમાં નાહીને બહાર આવ્યા ત્યારે આ તમામ શાસ્ત્રોના સાર રૂપે આ વાક્ય નીકળ્યું હતું.

## (૬.૨) કેવળદર્શન-વ્યાખ્યા-પ્રસંગ

જગતને બધું પોષાવા માટે તૈયારી કરશો, તો એવું કોઈ દહાડો બનવાનું નથી. પોષાવા તરફ દૃષ્ટિ રાખશો તો તમારું કામ બગડી જશે. કેટલાકને ના પોષાય, કેટલાક વિરોધ કરે. કેટલાક કહેશે, બહુ સારું કર્યું. વળી કેટલાક કહેશે, અમને આ પસંદ નથી. એમાં 'પોતે હું કંઈ જ કર્તા નથી,' એ ભાન કેવળદર્શન છે.

'ચંદુ' ગમે તે કરતો હોય સારું કે ખોટું, 'હું કંઈ કરતો નથી,' એ નિર્ભય બનાવે.

દાદાશ્રી કહે છે, જે અમારે નિરંતર રહેતું હતું, તે વાક્ય જ બોલ્યા છીએ. જેનો આગ્રહ ખલાસ થઈ ગયો છે, એના કઈ જાતના વાંધા ઊઠાવી શકે ? જેના કરવાપણાના આગ્રહો ખલાસ થઈ ગયા છે, એનું નામ જ સહજ, એ જ સ્યાદ્વાદ.

આ જ્ઞાન પ્રાપ્ત થયા પછી દર્શનમોહ સર્વાંશે ખલાસ થાય છે. હવે ચારિત્રમોહ રહ્યો. એ કાયદેસરનો કે ગેરકાયદેસરનો આવે, છતાં 'હું કંઈ જ કરતો નથી,' એવો નિરંતર ખ્યાલ રહે અને 'ચંદુ શું કરે છે' એ જોયા કરે, તે એક અવતારી બનાવે.

જેમ સ્ટીમરમાં બેસે છે, એને ખ્યાલમાં જ હોય છે કે સ્ટીમર જ ચાલે છે, હું ચાલતો નથી, હું બેઠો છું. એવું આમાં એક ક્ષણવાર કર્તાપણું લાગે નહીં એ કેવળદર્શન અને એ જ્ઞાનમાં, વર્તનમાં આવે એ કેવળજ્ઞાન.

જેને 'હું શુદ્ધાત્મા છું' એના અનુભવ-લક્ષ-પ્રતીતિ બેસી ગયા છે, નિઃશંક પદ પ્રાપ્ત થયું છે, નિરાકુળતા વર્તે છે, ત્યાં શું બાકી રહ્યું ? બે-ત્રણ અવતારના કર્મો પૂરા થાય કે પૂર્ણાહુતિ.

કેવળદર્શનમાં જ્ઞાતા-દ્રષ્ટાપણું ના હોય, ત્યાં પોતાને પ્રતીતિ બેસી

ગઈ કે 'હું આમ જ છું.' હવે જ્ઞાતા-દ્રષ્ટા થઈ શકીશ. કેવળદર્શન થયા પછી પોતે 'પુરુષ' થયો. હવે જ્ઞાતા-દ્રષ્ટારૂપી પુરુષાર્થથી અનુભવ વધતો જાય. એટલું જ્ઞાન પ્રગટ થતું જાય.

ભગવાન મહાવીરને જગત આખું નિર્દોષ છે એ અનુભવમાં હતું. જ્યારે જ્ઞાન લીધેલા મહાત્માઓને જગત આખું નિર્દોષ છે એ સમજવામાં આવ્યું છે. આ દુષમકાળમાં કેવળદર્શન તો ગજબનું પદ કહેવાય !

કેવળદર્શન અને કેવળજ્ઞાન એ બે ભેગું રહે એને પરમ જ્યોતિસ્વરૂપ કહેવાય. પ્રતીતિમાં આટલો આનંદ રહે તો મૂળ વસ્તુ પામ્યે કેવો આનંદ આવે !

## [૭] કેવળજ્ઞાન

### (૭.૧) કેવળજ્ઞાનની સમજ

'હું' અને 'મારું' એનું નાનામાં નાનું કુંડાળું એ કૈવલ્યજ્ઞાન, એ રિલેટિવ જ્ઞાન છે. જ્યારે કેવળજ્ઞાન એ રિયલ જ્ઞાન છે, એબ્સૉલ્યુટ, નિરાલંબ જ્ઞાન છે.

બધા વિશેષણો ખલાસ થાય ત્યારે કેવળજ્ઞાન થાય.

મૂળ આત્માને સમજે ત્યારે દર્શન ઊભું થાય અને એ પછી જાણે ત્યારે આત્મજ્ઞાન થયું અને એ કેવળ આત્મજ્ઞાનમાં જ રહેવું એ કેવળજ્ઞાન. એટલે આત્મજ્ઞાન થયા પછી જ એ પમાય.

આત્માનો અનુભવ થયા પછી જેમ જેમ આગળ વધતો જાય, તેમ તેમ એને કેવળજ્ઞાન સ્વરૂપ સમજાતું જાય. જ્ઞાનીને એ દેખાય, જે કેવળજ્ઞાન સ્વરૂપની નજીકમાં આવેલા છે.

કેવળજ્ઞાન એટલે આ જગતના જેટલા જ્ઞેય છે, દશ્ય છે, એ બધા દેખાય એને. કારણ કે પોતે એનો જ્ઞાતા-દ્રષ્ટા છે.

કેવળજ્ઞાનનો પ્રચલિત અર્થ એવો લોકો કરે છે કે આખી દુનિયાનું બધું દેખાવું. પણ એવો ને એટલો જ અર્થ નથી. મૂળ અર્થ આત્મા એ જ્ઞાન સ્વરૂપ છે અને જ્ઞાનમાં જ, કેવળ આત્મામાં જ હુંપણું, બીજી કોઈ

ચીજમાં હુંપણું નહીં. આત્મા એ શુદ્ધ ચૈતન્ય છે, એ કેવળજ્ઞાન માત્ર છે. આ જ્ઞાન સિવાય કોઈ બીજી વસ્તુ જ નથી, કેવળજ્ઞાન સ્વરૂપી જ છે. કેવળ એ એબ્સૉલ્યુટ કહેવા માટે છે, નહીં કે આ બધું દેખાય તે માટે.

જ્યાં સુધી કેવળજ્ઞાન ના થાય ત્યાં સુધી મહીંના જ્ઞેયો જોવાના. ત્યાર પછી બ્રહ્માંડના જ્ઞેયો ઝળકે.

કેવળજ્ઞાનને આ લોકો સમજે છે એના કરતા મૂળ વાત ઉપર આવી જાય કે જે ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ, અહંકાર એ બધા નીકળી જાય અને એબ્સૉલ્યુટ જ્ઞાન રહે. ક્રોધી જ્ઞાન, લોભી જ્ઞાન, અહંકારી જ્ઞાન છે એ બધું નીકળી જાય અને માત્ર એબ્સૉલ્યુટ જ્ઞાન રહે, એવું સમજે તો ઉકેલ આવે.

મારે કેવળજ્ઞાન જાણવું છે, એ જ્ઞાનેય જાણવાપણાની ઈચ્છાથી મિક્ષ્ચર થયેલું છે. એ કાઢી નાખો. જ્ઞાન એટલે પ્યૉર પ્રકાશ.

જ્ઞાન એ જ પરમાત્મા છે, પણ કયું જ્ઞાન ? જે જ્ઞાન ચોરી, જૂઠ, લોભ, ક્રોધ, માન, કપટ, પ્રપંચ ન કરાવડાવે. તે કેવળ એ જ જ્ઞાનને ભજે, એનું નામ કેવળજ્ઞાન.

અહંકારી જ્ઞાન શુદ્ધ કરતા કરતા શુદ્ધ જ થઈ જાય, બીજું કંઈ ભેળસેળ ના રહે, નિર્ભેળ જ્ઞાન, એ કેવળજ્ઞાન.

જેમ કઢીમાં પાણી હોય, તે એકલું પાણી કાઢી લેવું હોય તો બીજું મિક્ષ્ચર છે, એમાં એક-એક ચીજ મીઠું, મરચું કાઢી નાખે અથવા તો આખી કઢીની વરાળ કાઢી લે, તો ચોખ્ખું પાણી થયું એ કેવળ પાણી એવું જ્ઞાનમાં બધું ભેળસેળ થયું છે તે કઢી, અને ચોખ્ખું જ્ઞાન જ રહે એ કેવળજ્ઞાન.

કેવળજ્ઞાન એ અનુભવની વસ્તુ છે. ઈન્દ્રિય જ્ઞાનથી, બુદ્ધિથી ઉપરની વસ્તુ છે, શબ્દની બહારની વસ્તુ છે. શબ્દોમાં પચ્ચીસ ટકા ઉતરે, પણ પંચોતેર ટકા શબ્દ પણ પહોંચે નહીં તેવું જ્ઞાન છે, એ પોતે જેમ આગળ જાય તેમ પોતાને અનુભવ થતો જાય.

ડિરેક્ટ જ્ઞાનનું જેટલું આવરણ ખસે એ કેવળજ્ઞાન સુધી પહોંચે. એ પછી આખું જગત જોઈ શકે. એટલે કેવળજ્ઞાન શું છે એ જડે તો તો આખા બ્રહ્માંડનો રાજા ગણાય.

અહંકારી જ્ઞાન, ઈન્ડિરેક્ટ જ્ઞાન એ બુદ્ધિ કહેવાય છે જ્યારે નિરહંકારી જ્ઞાન, ડિરેક્ટ જ્ઞાન એ જ્ઞાન. એ જેમ જેમ વધતું જાય, તે પછી કેવળજ્ઞાન થાય. જેને ડિરેક્ટ જ્ઞાન થયું છે તેને કેવળજ્ઞાનમાં કેવી દશા હોય, કેવું દેખાય એ બધી ખબર પડી જાય.

આત્મા એ પોતાના નિજ સ્વરૂપનું જ્ઞાન છે, કેવળજ્ઞાન સ્વરૂપ છે અને એમાંથી (જ્ઞાનરૂપી) પ્રકાશ ઉત્પન્ન થાય છે, એ બધો સ્વયં પ્રકાશ છે.

આત્મા જ્યારે સર્વ આવરણોથી મુક્ત થાય ત્યારે તેને આખા બ્રહ્માંડને પ્રકાશવાની શક્તિ પ્રાપ્ત થાય, તે જ કેવળજ્ઞાન છે.

સમજ એ શ્રદ્ધા છે, દર્શન છે અને જ્ઞાન એ પ્રકાશ છે. એ પ્રકાશ એ જ આત્મા છે. બીજું ભેળસેળ નહીં એવું જ્ઞાન, એનું નામ પ્રકાશ અને એ જ કેવળજ્ઞાન. એ અજોડ વસ્તુ છે, ઈન્દ્રિયાતીત છે, એ જ આત્મા છે, એ જ પરમાત્મા છે.

કેવળજ્ઞાનથી જે દેખાય એ કેવી રીતે ? આ અરીસો જો ચેતન હોય તો એ કહેત કે આ બધી વસ્તુ હું દેખું છું. ખરી રીતે પોતે બહાર જોતો નથી, પણ જેટલી વસ્તુ બહાર હોય તે અરીસામાં મહીં ઝળકે છે, તેને પોતે પોતાનામાં જુએ છે, એવું આખું બ્રહ્માંડ પોતાની મહીં ઝળકે છે તેને જુએ છે.

સર્વ દ્રવ્ય-ક્ષેત્ર બધાને પ્રકાશમાન કરે તે કેવળજ્ઞાનનું પરિણામ છે. કેવળજ્ઞાન એ પોતે તો સ્વ-સ્વરૂપાવસાન જ્ઞાનમય પરિણામ છે.

દાદાશ્રી કહે છે, અમે એ જોયેલું છે પણ એ અવર્ણનીય છે. શબ્દરૂપ નથી, એને શી રીતે શબ્દોથી સમજાવાય ? જેમ બે મૂંગા કંઈ સંજ્ઞા કરે એકબીજાને, થોડીવાર પછી સ્ટેશને પહોંચી ગયા હોય. એ બીજા સમજી ના શકે.

કેવળજ્ઞાનમાં શું અનુભૂતિ થાય ? પોતે એબ્સૉલ્યુટ થઈ ગયો પછી એની અનુભૂતિ હોતી હશે ? ફ્રિજમાં બેઠેલાને ઠંડકનો અનુભવ કેવો ? બહાર ઊભો હોય તેને ઠંડક થોડી લાગે તે અનુભવ થયો કહેવાય.

અનુભૂતિ સમકિતની હોય, આત્મજ્ઞાનની હોય, કેવળજ્ઞાનની અનુભૂતિની ના હોય. અનુભૂતિ એ જુદાપણું સૂચવે છે. ત્યાં કેવળજ્ઞાનમાં જુદાપણું કશું છે જ નહીં.

કેવળજ્ઞાન એટલે કોઈ અવલંબન નહીં, નિરાલંબ-એબ્સૉલ્યુટ આત્મા.

વાણી સ્થૂળ છે, કેવળજ્ઞાન સૂક્ષ્મતમ છે. એટલે વાણીથી કહી શકાય એવું નથી.

કેવળજ્ઞાન અમુક દૃષ્ટિએ સત્તારૂપેય છે, અમુક દૃષ્ટિએ શક્તિરૂપેય છે, એ બન્ને લગભગ સરખું જ છે. એક કહેશે, શક્તિ પ્રગટ થયા કરે છે, બીજા કહેશે, સત્તા પ્રગટ થયા કરે છે.

કોઈ જ્ઞાની પુરુષ મળે ને આવરણ તોડી આપે તો પરસત્તા ઊડીને સ્વસત્તામાં આવી ગયો.

બહાર સામાન્ય માણસોમાંય શક્તિરૂપે કેવળજ્ઞાન છે. બધા મહાત્માઓને કેવળજ્ઞાન સત્તારૂપે છે પણ દાદાશ્રીને પ્રગટમાં છે. પોતે કહે છે, અમને પચ્યું નથી, ત્રણસો છપ્પન ડિગ્રી સુધી આવ્યું છે.

જ્ઞાનવિધિમાં જ્ઞાન આપે છે, તે મૂળ આત્માનું. કેવળજ્ઞાન જ આપે છે, પણ આ કાળને લીધે પચતું નથી. જો કેવળજ્ઞાન ન હોત તો સત્તા જુદી પડે જ નહીં. એક કલાકમાં આત્મા જુદો પડી જ જાય છે. આ તો એક કલાકના પરિચયથી ગજબનો ફેરફાર થાય છે, તેનું કારણ છે કે આ કેવળજ્ઞાનની સત્તા છે.

જ્ઞાનવિધિમાં આત્મા જ હાથમાં આપી દે છે, તેથી પછી અનુભવ-લક્ષ ને પ્રતીતિ નીચે દશા ઉતરતી નથી, એ ક્ષાયક સમકિત છે.

આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે, પણ વાદળ ખસવા જોઈએ ને ! જેમ જેમ આવરણો ખસી જાય, તેમ તેમ પોતે પોતાને આખો દેખાય. પોતે પોતાને જ જાણે એને કેવળજ્ઞાન કહેવાય.

## (૭.૨) સમ્યક્ દર્શન - આત્મજ્ઞાન - કેવળજ્ઞાન

સમ્યક્ દર્શન એ કેવળજ્ઞાનની બિગિનિંગ છે. સમ્યક્ દર્શનથી 'હું

અવિનાશી આત્મા છું' એ શ્રદ્ધા બેઠી, પણ પૂરેપૂરી બાઉન્ડ્રી જાણી શક્યો નથી. તે પૂરી બાઉન્ડ્રી જાણે તો આત્મજ્ઞાન કહેવાય.

આત્મા એકલો જાણવો, બીજા તત્ત્વો પૂરેપૂરા ના જાણે તે આત્મજ્ઞાન અને બધા જ તત્ત્વો સંપૂર્ણ જાણે તે કેવળજ્ઞાન.

આત્મજ્ઞાન અને કેવળજ્ઞાનમાં બહુ ફેર નથી. આત્મજ્ઞાનવાળો એને શ્રદ્ધામાં હોય, જ્યારે કેવળજ્ઞાનમાં સંપૂર્ણ પ્રવર્તનમાં હોય.

કેવળજ્ઞાન કેવું હોય એ ક્ષાયક સમકિતી સમજે, પણ એને કેવળજ્ઞાનનો અનુભવ ના થાય.

શ્રુતજ્ઞાન એની છેલ્લી દશા એ શ્રુતકેવળી કહેવાય. પણ લોકભાષાના શ્રુતકેવળીને શબ્દમાં રહે છે, ભાવમાં નથી આવતું. જ્યારે અક્રમ વિજ્ઞાન થકી વેદથી, અનુયોગોથી ઉપરની, શબ્દોથી પર મૂળ વસ્તુ પ્રાપ્ત થાય છે.

જેને તમામ શાસ્ત્રોનું રહસ્ય પોતાનામાં આવી ગયું હોય, બધા શાસ્ત્રો ભણ્યા હોય, મોઢે હોય, બધા શાસ્ત્રો ધારણ કર્યા હોય, ભગવાનનું આખું શ્રુતજ્ઞાન જેને હાજર છે અને તે આત્મા પ્રગટે એવું છે, એ શ્રુતજ્ઞાન છે તેમાંથી કેવળજ્ઞાન પ્રાપ્ત થઈ શકે તેવું છે, એ શ્રુતકેવળી.

બધા આગમો જાણે, શાસ્ત્રો વાંચીને શાસ્ત્રનું કેવળજ્ઞાન શાબ્દિક રીતે જાણે છતાં આત્મા ન જાણ્યો, અનુભવ્યો નહીં તો એ સાચા શ્રુતકેવળી ના કહેવાય. એ લોકભાષાના શ્રુતકેવળી કહેવાય. શાસ્ત્ર વાંચીને પ્રાપ્ત કરેલો શબ્દ આત્મા જતો રહેશે, જ્યારે અનુભવેલો આત્મા ક્યારેય નહીં જાય. કારણ કેવળીને જ્ઞાનીની ભાષામાં સાચા શ્રુતકેવળી કહેવાય.

જૈનોના ચાર અનુયોગ મોટા શાસ્ત્રો કહેવાય અને વેદાંતમાં ચાર વેદ મોટા શાસ્ત્રો કહેવાય. એ શાસ્ત્ર કયા સ્ટેશન સુધી જાય ? કે શબ્દના છેલ્લા સ્ટેશન સુધી. પણ આત્મા શબ્દથી બહુ છેટે છે. કારણ કે આત્મા અવર્ણનીય છે, અવક્તવ્ય છે, શબ્દમાં આવે એવો નથી. આમાં વેદથી ઉપર, અનુયોગથી ઉપર એવા જ્ઞાની પુરુષનું કામ.

સાચા શ્રુતકેવળી પાસેથી શ્રુતજ્ઞાન સાંભળવા મળે. લોકભાષાના શ્રુતકેવળીને આત્મજ્ઞાન ન પણ હોય. તેથી સ્વચ્છંદ ઠેઠ સુધી રહે. સ્વચ્છંદ

જ્ઞાની થકી જાય. એક સ્વચ્છંદ જો શ્રુતકેવળીને ઊભો થાય તો શ્રુતકેવળજ્ઞાનનો નાશ થઈ જાય.

વસ્તુસ્થિતિમાં આ કાળમાં મોક્ષે જાય એવો માલ બહુ ઓછો. જે આટલી ચોવીસીઓ ગઈ છતાં ચઢ્યો નથી, એ ચઢે એવો લાગતો નથી. આમ મોક્ષે જનારા જબરજસ્ત તપ કરતા હોય, જબરજસ્ત શાસ્ત્રોના શાસ્ત્રો મુખપાઠ હોય, છતાં આત્મ અનુભવ એક ક્ષણ પણ ના હોય. આનું ફળ સંસાર ફળ જ મળશે. એને ભગવાને અભવ્ય કહ્યા. એ લોકો હમ્માં જ રહે. આત્માનો અનુભવ ના હોય ત્યાં સુધી સાચા શ્રુતકેવળી કહેવાતા નથી.

ભગવાન મહાવીરના નિર્વાણ પછી કેવળી ધર્મ રહ્યો. પછી બસો વર્ષ સુધી શ્રુતકેવળી રહ્યા. પછી વીતરાગ ધર્મ અલોપ થઈ ગયો. કારણ કે સાચા શ્રુતકેવળી રહ્યા નહીં. વીતરાગ ધર્મ ખલાસ થયો કે પહેલા બે સંપ્રદાય ઊભા થયા. પછી ઘણા બધા સંપ્રદાયો ઊભા થયા એટલે વીતરાગી દીક્ષા રહી નહીં. તેથી તેને આત્મજ્ઞાન થાય નહીં. આ તો અપવાદ રૂપ અક્રમ જ્ઞાની થયા. અહીં વીતરાગ ધર્મ ચાલુ હોય. અહીં સ્યાદ્વાદ હોય, અનેકાંત હોય.

સાચા શ્રુતકેવળી શાસ્ત્રને જાણે અને આત્માનેય જાણે. આત્માને ક્ષયોપશમ પ્રમાણે જાણે પણ આખા શાસ્ત્રોનું બધું જ જાણે. જ્યાંથી પૂછો ત્યાંથી જવાબ આપે. પોતાને લક્ષમાં જ હોય કે આમ હોય, આમ ના હોય.

સાચા શ્રુતકેવળીને જ્ઞાની જ કહેવાય. જ્ઞાનીની ભાષામાં કારણ કેવળી કહેવાય.

સાચા શ્રુતકેવળી એટલે એંસી ટકા પ્રેક્ટિકલ ને સો ટકા થીયરેટિકલ. કેવળજ્ઞાન થવામાં વીસ ટકા પ્રેક્ટિકલ બાકી રહ્યું. એ પૂરું થાય ત્યારે કેવળજ્ઞાન થાય. નિયમ જ એવો છે કે જેટલું થીયરેટિકલ છે, એટલું પ્રેક્ટિકલમાં ના હોય.

દાદાશ્રી કહે છે કે અમને ચાર ડિગ્રી થીયરેટિકલ ઓછું છે, તેથી શ્રુતકેવળી ના કહેવાઈએ. છતાં ચાર ડિગ્રી ઓછાવાળા શ્રુતકેવળી કહે તો ચાલી શકે.

સાચા શ્રુતકેવળી એ પુરુષાર્થનું ફળ છે અને કેવળી થાય છે, એ તીર્થંકર ભગવાનની કૃપાનું ફળ છે.

અશોચ્યા (અશ્રુત) કેવળી એટલે કોઈ જ્ઞાની કે કેવળજ્ઞાની પાસે કશું સાંભળ્યા વગર જ જ્ઞાન ઉત્પન્ન થયું હોય તે.

સ્વયંબુદ્ધ એટલે આ ભવમાં કોઈના ઉપદેશ વગર સર્વજ્ઞ થયા હોય તે. બાકી આગલા અવતારમાં કોઈ ગુરુથી જ્ઞાન પ્રાપ્ત કરેલું હોય જ.

જ્ઞાન સ્વયંબુદ્ધને થાય, ત્યાગી વેષે, સંસારી વેષે, સ્ત્રીને, પુરુષને, નપુંસકને, બધે થાય. કોઈ એમ પકડી ના બેસે કે આ વેષે જ જ્ઞાન થાય, એવો અનાગ્રહનો માર્ગ છે.

સત્‌ના તાગને જાણે અને અસત્‌ના તાગનેય જાણે તે તત્ત્વદર્શી.

તત્ત્વદૃષ્ટિને સુદર્શન ચક્ર કહેવાય, જે કૃષ્ણ ભગવાનનું વખણાયું.

ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ, ષડ્‌રિપુને જે આત્માને પામવા ના દે, એને તત્ત્વજ્ઞાનીઓએ દુશ્મન કહ્યા. આ છ શત્રુઓ જેણે હણી નાખ્યા એ અરિહંત ભગવાન કહેવાય.

આ જગતમાં પાંચ ઈન્દ્રિયોથી જે દેખાય છે એ તત્ત્વો નથી, તત્ત્વની અવસ્થાઓ છે, જે વિનાશી હોય. તત્ત્વ એટલે અવિનાશી વસ્તુઓ જે જાણે, પ્રતીતિમાં અનુભવે એને તત્ત્વજ્ઞાની કહેવાય. આત્મા એકલો જ જાણ્યો, તે તત્ત્વજ્ઞાની કહેવાય અને દરેક જુદા જુદા તત્ત્વો જાણે તે સર્વજ્ઞ કહેવાય.

સર્વજ્ઞ એટલે આ જગતમાં કોઈ ચીજ જાણવાની બાકી નથી. એ તીર્થંકરો કે કેવળજ્ઞાની જ હોય.

જિન એટલે આત્મજ્ઞાની. જિનેશ્વર એટલે આત્મજ્ઞાનીઓના ઉપરી, એ જ સર્વજ્ઞ. કેવળજ્ઞાનના આધારે એવા પદમાં આવ્યા છે.

સર્વજ્ઞ અનંત અવતારના સ્મૃતિજ્ઞાનના આધારે બોલે એવી કંઈ જરૂર નથી. એમને તો બધું પ્રત્યક્ષ જ દેખાય, એટલું જ બોલે.

આત્મા એ એવી વસ્તુ છે કે કોઈને જડ્યો જ નથી, ફક્ત કેવળજ્ઞાનીઓને જડેલો. જો ખરી શોધખોળ કરી હોય તો કેવળજ્ઞાનીઓએ, તીર્થંકરોએ. એમના દર્શન કરવાથી બીજા કેવળી થયેલા.

કેવળી અને કેવળજ્ઞાનીમાં કંઈ ફેર નહીં. કેવળી પણ કેવળજ્ઞાની જ કહેવાય, પણ તીર્થંકર અને કેવળીમાં ફેર. તીર્થંકરો જગતનું કલ્યાણ કરે અને કેવળી બસ પોતે પોતાનું કલ્યાણ કરી ચાલ્યા જાય.

તીર્થંકર, કેવળજ્ઞાની અને કેવળીમાં જ્ઞાનમાં ફેર ના હોય, પુણ્યૈમાં ફેર હોય.

કેવળી પણ મોક્ષ પ્રાપ્ત કરે, પણ કેવળીને તીર્થંકરની જોટે ના મૂકી શકાય. તીર્થંકરો તો વર્લ્ડની અજાયબી કહેવાય, જ્યાં પગ મૂકે ત્યાં તીર્થ થાય. એમની વાણી દેશનારૂપે હોય. ખરા સાયન્ટિસ્ટો તો તીર્થંકરો જ કહેવાય.

દાદાશ્રી કહે છે કે હું આ બધાને જ્ઞાન આપું છું. હવે એમને તીર્થંકર ભગવાનની હાજરી જ ખૂટે છે. એમના દર્શન થઈ જાય તો આ બધાને કેવળજ્ઞાન થઈ જાય. કેવળી થઈ જાય ત્યાં સુધીનું જ્ઞાન બધાને પ્રાપ્ત થાય છે.

જ્ઞાની એ જ તીર્થંકર થાય, કારણ કે જગત કલ્યાણની ભાવના ભાવી છે. બ્રાહ્મણ, વાણિયા, પટેલ બધા કેવળી થઈ શકે, જ્યારે ક્ષત્રિયો એકલા તીર્થંકર થાય.

જ્ઞાની પુરુષ તો તૈયાર કરે, પછી તીર્થંકર પાસે પહોંચે, ત્યાં કેવળી થાય.

તીર્થંકરની હાજરીમાં ગમે તે માણસ જાય તો કશું વળે નહીં. એ તો જેની મિથ્યા દૃષ્ટિ ફરી ને સમ્યક્ દૃષ્ટિ થઈ ગઈ છે, તેને તીર્થંકરને જોતા જ કેવળજ્ઞાન થઈ જાય !

તીર્થંકરોની પાસે બેસી રહ્યા છતાં ચટણીઓ ખાવાની છૂટી નહીં, તેથી કલ્યાણ થયું નથી.

એટલું સમજે કે તીર્થંકરોની પાસે બેસી રહ્યા હતા છતાં ભટકી ગયા

છીએ, તો હવે ચોક્કસ થઈ જવું છે. હવે ચૂકી જવું નથી. હવે દાદાની આજ્ઞા પાળી તૈયાર થઈને પછી વિઝા લઈને જઈએ તો કોઈ ને કોઈ તીર્થંકર મળી આવશે જ.

આત્મદૃષ્ટિ થયેલી હોય અને તીર્થંકરના દર્શન પામતા જ આનંદનો પાર નહીં રહે. જોતા જ જગત વિસ્મૃત થઈ જશે, નિરાલંબ આત્મા પ્રાપ્ત થશે, કેવળજ્ઞાન થઈ જશે.

જ્ઞાની પુરુષ દાદા ભગવાનની આજ્ઞારૂપી ધર્મધ્યાનનું ફળ ઊંચામાં ઊંચી મનુષ્યગતિ આવે, તીર્થંકરો મળે અને પોતાની પૂર્ણાહુતિ થાય.

તીર્થંકરો બધા જે નિર્વાણ પામીને સિદ્ધ ભગવાન થયા તે જ પરમાત્મા.

શુદ્ધ જ્ઞાન એટલે પરમાત્મા. કેવળજ્ઞાન એક જ સ્ટાઈલનું, દેહ દશા બધાની જુદી જુદી. કો'કને કઢી વધારે ભાવે, કોઈને મરચાં વધારે ભાવે, કોઈ બહુ આકર્ષક લાગે. કોઈ વાણી બોલે તો આમ સજ્જડ કરી નાખે.

પરમ પૂજ્ય દાદા ભગવાન જેવા અક્રમ વિજ્ઞાની અને તીર્થંકરોને દેશના હોય. કેવળીને દેશના હોય નહીં. દેશના એટલે વાણી ઉદયાધીન સહજ નીકળ્યા કરે, ટેપરેકર્ડની પેઠ.

દાદાશ્રી કહે છે કે કેવળજ્ઞાન કેવું છે તે અમને જેટલું અનુભવમાં છે પણ તે શબ્દથી જેટલું કહેવાય તેટલું વાણી દ્વારા કહ્યું. બીજું જે અનુભવ છે એને માટે શબ્દ નથી. તે નિઃશબ્દ છે. આજની વાણી પૂર્વયોગની વાણી છે.

છઠ્ઠા ગુંઠાણામાં તથા તેરમા ગુંઠાણામાં ઉપદેશ આપે. તીર્થંકરો પણ કેવળ થતા પહેલા ઉપદેશ આપે, કેવળજ્ઞાન થયા પછી દેશના આપે.

જ્ઞાની પુરુષ ભેદ સ્વરૂપે પણ રહી શકે, અભેદ સ્વરૂપે પણ રહી શકે. ભેદ સ્વરૂપમાં અજવાળાની શરૂઆત થાય અને અભેદ સ્વરૂપમાં સંપૂર્ણ અજવાળું ! ભગવાન મહાવીરને કેવળજ્ઞાન થતા પહેલા ભેદ સ્વરૂપ હતું. બેતાળીસ વર્ષથી બોંતેર વર્ષ સુધી કેવળજ્ઞાન થયા પછી અભેદ સ્વરૂપ હતું.

તીર્થંકરો અમુક જીવોનું આટલા ભવો પછી આ જન્મમાં આવો થશે એ કેવળજ્ઞાનના આધારે કહી શકે. પણ તે સમકિતી જીવોનું જ કહી શકે. અજ્ઞાની એટલે અહંકારી, એટલે જીવતું વિભાવિક ચેતન ક્યારે શું કરે એ કહેવાય નહીં.

દરેક વસ્તુ, તેના દ્રવ્ય-ગુણ-પર્યાય, તેય ભૂતકાળથી માંડીને વર્તમાન અને ભવિષ્ય કાળના બધા જ કેવળજ્ઞાનમાં દેખાય. માટીમાંથી ઘડો અને ઘડામાંથી માટી ત્યાં સુધીના બધા પર્યાયોને જાણે. એટ-એ-ટાઈમ, ગણતરીબંધ નહીં. બુદ્ધિથી ક્રમવાર દેખાય અને કેવળજ્ઞાનમાં એટ-એ-ટાઈમ બધું જ્ઞાન-દર્શનમાં રહે.

જેમ ઘડાના પર્યાય જુએ એવી રીતે કેવળજ્ઞાનમાં જીવના પર્યાય જુએ.

કેવળજ્ઞાનમાં જગતના સનાતન તત્ત્વો અને તેની અવસ્થાઓ દેખાય, ત્યારે લોકો જગતને દેખવાનું શુંયે સમજે !

ભગવાન મહાવીરને ત્રણ વસ્તુનું જ્ઞાન હતું. એક પરમાણુને જોઈ શકતા હતા, એક સમયને જોઈ શકતા હતા ને એક પ્રદેશને જોઈ શકતા હતા. કેવળજ્ઞાની એકલા જ જોઈ શકે આ, બીજું કોઈ જોઈ શકે નહીં.

રૂપી તત્ત્વમાં આ ભૌતિક વિજ્ઞાન, અણુ સુધી સૂક્ષ્મ જોઈ શકાય. પણ એનું મૂળ અસલ સ્વરૂપ, અવિભાજ્ય છે તે પરમાણુ, તે માત્ર કેવળજ્ઞાને કરીને જ વિઝિબલ (દૃશ્યમાન) છે. બીજી કોઈ રીતે, બુદ્ધિથી, ઈન્દ્રિયથી ગમ્ય નથી.

મૂળ પરમાણુ સ્વભાવે રૂપી છે, એને કેવળજ્ઞાનથી દેખી શકાય.

સર્વજ્ઞ પરમાણુ, પ્રદેશ અને સમય જોઈ શકે. એ સમય એટલે કાળનો અવિભાજ્ય અંશ. અને એક પરમાણુ જે જગ્યા રોકે તે એક પ્રદેશ, એ કેવળજ્ઞાની જોઈ શકે.

આત્મા જ્યારે સંપૂર્ણ નિરાવરણ થાય છે ત્યારે છેલ્લી દશામાં હોય છે. આત્મા છેલ્લા દેહથી છૂટો થાય તે વખતે શૈલેષીકરણની ક્રિયા થાય. આત્મા પોતે પોતાના બધા પ્રદેશોને પરમાણુ માત્રથી તદ્દન જુદો કરી નાખે, પછી આખા લોકમાં પ્રકાશમાન થઈ ફેલાઈ જાય. પછી છેલ્લા

દેહના ૧/૩ (એક તૃતિયાંશ) ભાગ જેટલો ઘટીને પછી સીધો સિદ્ધક્ષેત્રમાં સ્થાન પામે છે. દરેક કેવળજ્ઞાનીને શૈલેષીકરણ સરખું જ થાય.

## (૭.૩) દશા-જ્ઞાની પુરુષ, દાદા ભગવાન અને કેવળજ્ઞાનીની

પરમ પૂજ્ય દાદાશ્રી હંમેશાં કહેતા કે આ દેખાય છે એ તો અંબાલાલ પટેલ છે. અમે જ્ઞાની પુરુષ છીએ. તે પાછા બુદ્ધિનો એક છાંટો ના હોય એવા. અને દાદા ભગવાન જે ત્રણસો સાઠ ડિગ્રી છે, તે અંદર સંપૂર્ણ દશામાં છે. મારે ચાર ડિગ્રી ઓછી છે. તેથી હું જ એમને ભજું છુંને, ચાર ડિગ્રી પૂરી કરવા માટે !

જ્ઞાની પુરુષ અને કેવળજ્ઞાનીમાં ફેર એટલો જ કે કેવળજ્ઞાનીને બધી વસ્તુ જ્ઞાનથી દેખાય, પૂર્ણ ફોડ હોય. જ્યારે જ્ઞાની પુરુષને બધી વસ્તુ સમજમાં હોય પણ બાધે ભારે હોય.

આત્મા 'કેવળજ્ઞાન સ્વરૂપ' છે, પણ સત્તાએ કરીને ફેર છે જ્ઞાની પુરુષ અને કેવળજ્ઞાનીમાં. જેમ દોઢ નંબરના ચશ્મા હોય ને કોઈને ચશ્મા ના હોય તો ફેર પડેને, એના જેવું.

જ્ઞાની પુરુષ અને મુક્ત પુરુષમાં કોઈ જાતનો ફેર નહીં. કોઈ મુક્તની ડિગ્રી વધારે હોય, કોઈના ડિગ્રી ઓછી હોય. કોઈ અંશે જ્ઞાની હોય, કોઈ સર્વાંશે જ્ઞાની હોય.

આત્મજ્ઞાની સર્વજ્ઞ થઈ શકે પણ અત્યારે સર્વજ્ઞ છે એવું કહેવાય નહીં. આત્મજ્ઞાનીને આત્મજ્ઞાની જ કહેવાય. કેવળજ્ઞાની થાય ત્યારે સર્વજ્ઞ કહેવાય. આત્મજ્ઞાની એકાદ-બે અવતારમાં સહજ રીતે કેવળજ્ઞાની થવાના જ.

ક્રમિક માર્ગના જે જ્ઞાની છે એ બુદ્ધિવાળા હોય, જ્યારે અક્રમ માર્ગના જ્ઞાની પુરુષ દાદાશ્રીને ભેદવિજ્ઞાની કહેવાય. એમને બુદ્ધિ સર્વાંશે ના હોય અને કારણ સર્વજ્ઞ થયેલા હોય. આત્માનો સર્વાંશે અનુભવ થયેલો હોય ને હવે સર્વજ્ઞ પદના કારણો સેવાઈ રહ્યા હોય, ભાવનાઓ ચાલુ હોય.

સંપૂર્ણ જ્ઞાનપ્રકાશ આગળ બુદ્ધિ એ તો સૂર્યની સામે દીવા સમાન છે. અવસ્થામાં બુદ્ધિ ના વાપરવી તે જ અબુધતા. અને અબુધતાથી

સર્વજ્ઞતાની પ્રાપ્તિ થાય છે. સર્વજ્ઞ પદ ઉત્પન્ન થયા પછી આ જગતની સર્વ વસ્તુ જેમ છે તેમ દેખાય.

કેવળજ્ઞાન એ મૂળ પ્રકાશ છે ને બુદ્ધિ એ ઈન્ડિરેક્ટ પ્રકાશ છે. એ સંસારમાં ભટકાવે ને નફો ને ખોટ બે જ દેખાડે. ચોવીસ તીર્થંકરોમાં, જ્ઞાનીઓમાં બુદ્ધિ હતી જ નહીં. બુદ્ધિ નાશ થયા પછી કેવળજ્ઞાન થાય.

બુદ્ધિ સંસારમાં ભટકાવનારી છે. તીર્થંકરોને ઓળખે છે, એમની પાસે બેસે તોય મોક્ષે ના જવા દે.

ક્રમિક માર્ગમાં કેવળજ્ઞાન વગર કેવળદર્શન ના હોય. જ્યારે અક્રમ માર્ગમાં કેવળદર્શન થાય પછી અમુક કાળ પછી કેવળજ્ઞાન થાય.

ક્રમિક માર્ગમાં પહેલા જ્ઞાન પછી દર્શન અને પછી ચારિત્ર હોય. જ્યારે અક્રમ માર્ગમાં પહેલા દર્શન પછી જ્ઞાન ને પછી ચારિત્ર. એટલે દાદાશ્રી કહે છે કે અમને દર્શન સંપૂર્ણ, કેવળદર્શન છે. પછી જ્ઞાન એટલે એનો અનુભવ થાય ને પછી વર્તનમાં આવે. નિશ્ચયથી 'હું આ જ છું' એ બધું પ્રગટ થઈ ગયેલું હોય.

દર્શન, જ્ઞાન, ચારિત્ર કયા પ્રમાણથી ખસે છે ? ચાર અંશ દર્શનના, બે અંશ જ્ઞાનના અને એક અંશ ચારિત્રનો.

પરમ પૂજ્ય દાદાશ્રીને આત્મજ્ઞાનથી ઘણું ઊંચે અને કેવળજ્ઞાન થવામાં ચાર ડિગ્રી ઓછી, એટલે નહીં આચાર્ય, નહીં અરિહંત એવી વચલી સ્થિતિએ પહોંચેલા છે. પાસ થયા હોય તો કેવળજ્ઞાની કહેવાય. પણ નાપાસ થયેલાને શેમાં મૂકવા ? પણ નાપાસ થયા તો લોકોને કામ લાગ્યા. પાસ થાય હોત તો મોક્ષે જતા રહેત. નાપાસ કેમ થયા ? કંઈક અહંકારની ભૂલ થઈ, હુંપણું આવી ગયું હશે, તેથી નાપાસ થયા. હવે ચોખ્ખું કરી નાખ્યું.

પોતે હિસાબ કાઢીને કહેલું છે કે અમારે ચાર ડિગ્રી ખૂટે છે. પાંચેય નહીં ને ત્રણેય નહીં, જેટલી ખૂટતી હોય એટલી જ કહી છે. અને તેય દુનિયાદારી બાબતમાં ખૂટતું નથી પણ સૂક્ષ્મતાએ અમુક ભાગ જાણવાનો બાકી છે. તેના આધારે એબ્સૉલ્યૂટ જ્ઞાનમાં સંપૂર્ણ રહી શકાતું નથી.

પોતે કહે છે કે અમારે વર્તનમાં ઈમ્પ્યૉરિટી (અશુદ્ધતા) હોય. કપડાં, બૂટ, ટોપી એટલે એટલી ડિગ્રી બાદ થઈ જાય, ભલે વર્તન, ચારિત્રમોહ ઉપર મૂર્છા ના હોય.

આ કાળની એટલી જોશબંધ ઈફેક્ટ છે કે પોતે કેવળજ્ઞાન સ્વરૂપમાં અખંડપણે રહી ના શકે. પણ પોતાનો આશય એવો હોય કે નિરંતરપણે કેવળજ્ઞાન સ્વરૂપમાં જ રહેવું.

ચાર ડિગ્રી ખૂટવાથી આખો મોક્ષ અટક્યો છે પણ લોકોનું કલ્યાણ થવાનું હશે અને અમને નુકસાન થવાનું નથી.

અમારી (દાદાશ્રીને) ડિસ્ચાર્જમાં ઈચ્છા છે કે આ લોકોના સમસ્ત દુઃખો જાવ, મારા જેવું સુખ જગતના લોકો પામે. પણ એ ઈચ્છાય આવરણ લાવે. એની મેળે સહજ એ ચાર ડિગ્રી પૂરી થઈ જશે જ.

ચાર ડિગ્રી પૂરી થયા પછી કેવળજ્ઞાન થશે. તો કેવળજ્ઞાન પહેલા કે પછીમાં અક્રમ વિજ્ઞાનમાં કશોય ફેરફાર નહીં. હવે ખરેખર તો પૂર્ણ દશા માટે અક્રમ વિજ્ઞાનની જરૂર નથી. તીર્થંકર ભગવાનના દર્શન કરવાના બાકી છે. એ દર્શન થાય કે ત્રણસો સાઠ ડિગ્રી પૂરી થઈ જાય.

ભૂત કે ભવિષ્યનું જોઈ શકે એવું જ્ઞાન દાદાશ્રીને પોતાને નથી પણ આત્મજ્ઞાનથી કેવળજ્ઞાન સુધીની બધી વાતચીત કરી શકે.

જે ડિગ્રીએ કેવળજ્ઞાન થાય, તે ડિગ્રીમાં નાપાસ થયેલા માણસ પડી રહેતા નથી. આ કાળમાં દાદાશ્રી એકલા જ કેવળજ્ઞાનમાં નાપાસ થયા, તે જગતને કામ લાગ્યા. આખા જગતના ફોડ અહીં પ્રાપ્ત થાય છતાં પોતે નિમિત્ત ભાવે વર્તે છે અને ચાર માર્કે નાપાસ થયા માટે કંઈ ગુનો નથી.

મૂળ આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે. કેવળજ્ઞાન સ્વરૂપની બહાર પોતે (દાદાશ્રી) એક સેકન્ડેય રહેતા નથી. કેવળજ્ઞાન સ્વરૂપમાં નિરંતર રહેવું એ જ નિશ્ચય કેવળજ્ઞાન છે અને વ્યવહાર કેવળજ્ઞાન એટલે લોકાલોક પ્રકાશક, બધા જ્ઞેયો ઝળકવા.

દાદાશ્રી કહે છે કે અમને કેવળજ્ઞાનમાં બધા જ્ઞેયો ઝળક્યા નથી પણ ઘણાખરા જ્ઞેયો ઝળક્યા છે. તેથી તમને આ વાણીમાં નવું નવું

સાંભળવા મળે, નવા નવા ઊંડા ઊંડા ફોડ જાણવા મળે. શાસ્ત્ર બહારની વાતો જાણવા મળે. આ તો કેવળજ્ઞાનના બધા પર્યાય છે. માત્ર ચાર ડિગ્રી ઓછું રહ્યું છે કેવળજ્ઞાન.

એટલે પોતે જ્ઞાની પુરુષ તરીકે છે અને કેવળજ્ઞાન થયું હોત તો ભગવાન કહેવાત. પોતે પોતાને ભગવાન કહેવડાવતા નથી. અંદર પૂર્ણ પ્રગટ થયા છે તે દાદા ભગવાન છે.

આત્મા જાણ્યો એ છેલ્લામાં છેલ્લી વાત. આત્મા જાણ્યા પછી ક્ષાયક સમકિતની ઉપર અને કેવળજ્ઞાનની નજીક ગયો.

આત્મજ્ઞાન થાય ત્યારથી જ (કારણ) સર્વજ્ઞ કહેવાય, ખરું સર્વજ્ઞ એ કેવળજ્ઞાન.

આત્માનો જ્ઞાતા આત્મજ્ઞાની કહેવાય ને સર્વ તત્ત્વોનો જ્ઞાતા સર્વજ્ઞ કહેવાય.

આ કાળમાં કાર્ય સર્વજ્ઞ ના થઈ શકે, કારણ સર્વજ્ઞ થઈ શકે.

આ જગતમાં છેલ્લી દશા સર્વજ્ઞ. જ્ઞાનપ્રકાશ વધતો વધતો પૂર્ણ પ્રકાશ થાય એટલે સર્વજ્ઞ કહેવાય.

એક માણસ કહેશે કે હું અમદાવાદ જઉ છું અને અહીં મુંબઈથી નીકળ્યા, તો લોક કહેશે કે એ તો અમદાવાદ ગયા. એવી રીતે જે સર્વજ્ઞ થવાના કારણો સેવી રહ્યા છે એટલે સર્વજ્ઞ થશે, આજે થયા નથી.

ત્રણસો સાઠ ડિગ્રીવાળા દાદા ભગવાન મહીં પ્રગટ થાય છે તે સર્વજ્ઞ છે. પોતે કહે છે, અમે તો જ્ઞાની પુરુષ છીએ. હું જ સર્વજ્ઞને નમસ્કાર કરું છું. મહીંવાળા મારી ભૂલો દેખાડે છે.

આ દુષમકાળની વિચિત્રતા છે કે આ કાળમાં સર્વજ્ઞ પદ ઉત્પન્ન થતું જ નથી. પણ આવું જ્ઞાની પુરુષનું પદ ઉત્પન્ન થયું તેય કુદરતની અજાયબી છે ! આખું અક્રમ વિજ્ઞાન ખુલ્લું થયું ! એના થકી મોક્ષનું એકાવતારી પદ પ્રાપ્ત થાય એવું છે.

બીજા શબ્દોમાં આ કાળમાં કાર્ય કેવળજ્ઞાન થતું નથી પણ કારણ

કેવળજ્ઞાન થઈ શકે છે. કેવળજ્ઞાનના કારણો સેવી રહ્યા છે. આત્માનું જે છેલ્લામાં છેલ્લું સ્વરૂપ, નિરાલંબ સ્વરૂપ, તે 'અમે' જોયેલું છે, એવું દાદાશ્રી કહે છે.

મૂળ આત્મા એવી જગ્યા છે કે જ્યાં એની બાઉન્ડ્રીમાંય પુદ્ગલ પહોંચતું જ નથી. એ જગ્યા 'અમે' જોઈ છે, એમ દાદાશ્રી કહે છે. જે આ કાળનું આશ્ચર્ય ગણાય !

ધન્ય છે આ તીર્થંકરોને કે શું એમની ઊંડી શોધખોળો છે કે એમણે આ દેહમાં સાવ છૂટો મૂળ આત્મા શોધી કાઢ્યો ! એ મોટી અજાયબી જ કહેવાય ! અને દાદાશ્રી કહે છે કે તીર્થંકરોએ જે પરમાત્મા જાણ્યા એ અમે જોયા.

અમે જોયો તો એ કોણે ? પ્રજ્ઞાએ. પ્રજ્ઞાને આત્માનો સ્વભાવ, અન્વય ગુણ ના કહેવાય. પ્રજ્ઞાનું કાર્ય કેવળજ્ઞાન થતા જ પૂરું થાય છે.

કેવળજ્ઞાન થયા પછી ખરું ડિસ્ચાર્જ, ચોખ્ખે ચોખ્ખું ડિસ્ચાર્જ. ત્યાં સુધી જરા મેલું ડિસ્ચાર્જ રહેવાનું, એક-બે અવતાર બાકી રહ્યાને તેથી.

કેવળજ્ઞાન સ્વરૂપી આત્મા દાદાએ જોયો. તો એ જોયો કહેનાર કોણ ? એ પોતે જોનારો પણ છે. પોતે જ્ઞેય પણ છે ને જ્ઞાયક પણ છે, બન્ને છે. જ્યારે નિરાલંબ હોય ત્યારે જ્ઞાયક પદમાં હોય, નહીં તો જ્ઞાની પદે જ્ઞેય તરીકે હોય.

દાદાશ્રી કહે છે, અમને બહુ ખરાબ સ્થિતિ આવી પડે તો અમે જે મૂળ સ્વરૂપ જોયું છે તે આત્મારૂપ જ થઈ જઈએ અને એ સ્થિતિ જતી રહે તો અમે જ્ઞેયરૂપ જ્ઞાની હોઈએ.

મહાત્માઓ પણ ખરાબ પોઝિશનમાં શુદ્ધાત્મા થઈ જાય. શબ્દનું અવલંબન છે હજુ. એથી આગળનું પદ છે, મૂળ જે છે તે. એવું સ્વરૂપ જોયા પછી વાણી એક્ઝેક્ટ નીકળે.

દાદાશ્રી કહે છે કે, કેવળજ્ઞાન અમને સમજમાં આવ્યું પણ પૂરેપૂરું અનુભવમાં આવ્યું નહીં. અનુભવમાં આવ્યું હોત તો કેવળજ્ઞાન બહાર પડત. પણ સમજમાં આવ્યું કે આ શું શોધખોળ છે આવી !

દાદાશ્રી કહે છે કે, (મૂળ આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે અને પોતે એબ્સૉલ્યુટ, નિરાલંબ થાય ત્યારે કેવળજ્ઞાની થાય છે.) ભગવાન કેવળજ્ઞાન સ્વરૂપ છે અને 'અમે' જ્ઞાનસ્વરૂપે રહીએ.

જેને કેવળજ્ઞાન થયેલું, તેઓ કેવળજ્ઞાનની વાતો કહેવા રહ્યા નથી. કારણ કે સંપૂર્ણ વીતરાગ થઈ ગયા અને બીજા બધાને જે જ્ઞાન થયેલું એ અલૌકિકમાં પેઠેલા નહીં.

અમને કેવળજ્ઞાન સમજમાં આવી ગયું છે, તેથી આખા વર્લ્ડનો કોઈ એવો આધ્યાત્મિક પ્રશ્ન નથી કે જેનો અહીં જવાબ ના મળે. દાદાશ્રીની વાતો વ્યવહારમાંય ઘણી બધી કામ લાગે એવી હોય. કારણ કે કેવળદર્શનથી નીકળેલી છે.

કેવળજ્ઞાન એટલે બધા જ્ઞેય અને જ્ઞેયના બધા પર્યાયને જાણે. દાદાશ્રી કહે છે કે અમારે અમુક જગ્યાએ અટક્યું. કેવળજ્ઞાન સમજમાં આવ્યું, જાણવામાં ના આવ્યું. એના ફળ સ્વરૂપે, અમુક વસ્તુઓ એમ ને એમ ખુલ્લી તાદૃશ્ય દેખાયા કરે. જેટલી વાતો વાણી દ્વારા નીકળે છે એથીય અનંત ગણી વાતો અમને તાદૃશ્ય દેખાયા કરે. જે કેવળજ્ઞાન સુધી પહોંચે તેને આ બધી ખબર પડે.

જ્યારે ઉપયોગ દે ત્યારે જેમ છે તેમ દેખાય. સત્તર વર્ષની ઉંમરે શું કર્યું હતું ? શરીર શું ક્રિયા કરતું હતું, તે ફિલમની જેમ દેખાય. એ કેવળદર્શન કહેવાય.

છતાં કહે છે કે અમને પાછલા ભવનું નથી દેખાતું. એ દેખાવું એ બુદ્ધિનો વિષય છે. અમને બુદ્ધિ ના હોય, યાદગીરી ના હોય.

દાદાશ્રી કહે છે કે, અમારામાં બુદ્ધિ બિલકુલ ના હોય. અમારામાં વિચાર કોઈ જાતના ના હોય. ચિત્ત એ શુદ્ધ થઈને પ્રજ્ઞા થઈ ગયેલું. એટલે વાતો જે નીકળે તે એક બાજુ દેખાય ને એવા શબ્દો નીકળી પડે. વસ્તુઓ સામે દેખાય બધી, જેમ કેવળજ્ઞાનમાં બધું દેખાય ને એવું બધું દેખાય.

જ્યાં સુધી કેવળજ્ઞાન ના થયું હોય ત્યાં સુધી વ્યૂ પોઈન્ટથી બધા જુએ છે અને કેવળજ્ઞાન થયું એટલે વ્યૂ પોઈન્ટ રહ્યો જ નહીં.

દાદાશ્રી કહે છે, અમને કેવળી કહેવાય નહીં. કહેવું હોય તો કારણ કેવળી કહેવાય, કાર્ય કેવળી નહીં. વીતરાગ માર્ગમાં એક વાળ જેટલી ભૂલ ચાલે નહીં, પોલ ચાલે નહીં. કેવળી કહે તો કહેનારને, સાંભળનારને અને થઈ બેઠા હોય તેમને દોષ લાગે. અમે તો કેવળજ્ઞાન થવાના કારણોનું સેવન કરીએ છીએ.

કેવળજ્ઞાનીને બધા પ્રદેશો ખુલ્લા હોય, બધે શુદ્ધ જ જુએ.

કેવળ થતા સુધી પ્રદેશો ખુલ્લા થતા જાય. જેટલો પ્રદેશ ખુલ્લો થયો એટલો અનુભવ થાય.

સર્વજ્ઞના જ્ઞાનમાં જાણવાનું કશું બાકી ના રહે, અનંતી બાબત જાણી શકે. એમને જે જણાય તે અમને સમજાય કે આમ આમ હોવું જોઈએ પણ જણાય નહીં.

તીર્થંકરોએ કેવળજ્ઞાનમાં જે આત્મા જાણ્યો, એ આત્મા અમે જોયો છે. સંપૂર્ણ નિર્ભય બનાવી શકે, સંપૂર્ણ વીતરાગતા રાખી શકે. અમારે સમજમાં આવી ગયું, અનુભવમાં ના આવ્યું. એક-બે અવતાર પછી આવશે એની મેળે. અત્યારે તો લોકોનું કામ થાય છે !

## (૭.૪) કેવળજ્ઞાનની શ્રેણી ચઢાય, આત્મજ્ઞાન પછી

જ્ઞાની પુરુષ જેટલું જ્ઞાન પ્રાપ્ત કરવા શું કરવું જોઈએ ? એમની કૃપા પ્રાપ્ત કરવી. કૃપાથી જ કેવળજ્ઞાન થાય.

કેવળજ્ઞાન આપે તો મળે કે પોતાના પુરુષાર્થથી ? કેવળજ્ઞાન તો કેવળજ્ઞાનીની કૃપા પ્રસાદી જ છે.

જ્ઞાનવિધિમાં એક સમય શુદ્ધ ચિત્ત પમાય છે, તે કેવળજ્ઞાન થતા સુધી છોડતું નથી. જગતના લોકો એક સમય આત્મામય થયા જ નથી.

જ્ઞાનવિધિ એ દાદાશ્રીને ઉદયમાં આવેલી છે, પણ એ એમનું પ્રગટ ઐશ્વર્ય છે. બે કલાકમાં મોક્ષ આપે એવું ઐશ્વર્ય પ્રગટ થયું છે. આખી જ્ઞાનવિધિ એ કેવળજ્ઞાન જ છે. એક વખત જ્ઞાનવિધિ થાય તો આત્મજ્ઞાન થઈ જાય, મોક્ષેય થઈ જાય, નહીં તો લાખ અવતારેય ઠેકાણું પડે એવું નથી.

આ જ્ઞાન તો ભેદવિજ્ઞાન છે. સો ટકા મતિજ્ઞાન એ કેવળજ્ઞાન કહેવાય. ત્યારે આ છન્નું-સત્તાણું ટકા મતિજ્ઞાન હોય તે ભેદવિજ્ઞાન કહેવાય.

ભેદજ્ઞાન એ જ સર્વસ્વ જ્ઞાન અને એ જ કેવળજ્ઞાનનું મોબારું છે.

આત્મજ્ઞાન જાણ્યું એ કારણ કેવળજ્ઞાન છે અને પછી પેલું કાર્ય કેવળજ્ઞાન છે.

અહીં અક્રમ માર્ગમાં જ્ઞાનવિધિમાં જે જ્ઞાન મળે છે તે આત્મજ્ઞાન, તે અંશ કેવળજ્ઞાન છે. પછી વધતા વધતા સર્વાંશ થાય. જેટલા અંશે આત્મસ્વભાવ પ્રગટ થતો જાય તેટલા અંશે કેવળજ્ઞાન પ્રગટ થતું જાય. સર્વાંશે થાય ત્યારે એબ્સૉલ્યૂટ થાય અને એબ્સૉલ્યૂટ કેવળજ્ઞાન એ પરમાત્મ પદ છે.

આંશિક કેવળજ્ઞાન એમ કહેવા માગે છે કે આ માર્ગ કેવળજ્ઞાનમાં જાય છે. આ જ્ઞાન મળ્યું અને આજ્ઞા પાળે ત્યારથી કેવળજ્ઞાનના અંશો ભેગા થતા જાય. એમ કરતા કરતા ત્રણસો સાઠ અંશ પૂરા થાય ત્યારે કેવળજ્ઞાન થાય.

કૃપાળુદેવે કહ્યું છે કે આરંભ-પરિગ્રહ નિવર્ત્યે, કેવળજ્ઞાન થાય. તો મહાત્માઓ માટે આરંભ-પરિગ્રહ દેખાય છે છતાં કેવળજ્ઞાનની નજીક છે. કઈ રીતે ? આંરભ કોને કહેવાય ? 'હું અકર્તા છું' એ ભાન થયું કે આરંભ ગયો અને ગ્રહ છે પણ મૂર્છા તો નથી એટલે પરિગ્રહ ગયા. એટલે આરંભ અને પરિગ્રહ નિવર્ત્યે થઈ ગયું. આ તો કેવળજ્ઞાનના કારણો સેવાય છે. અજાયબ વસ્તુ પ્રાપ્ત થઈ છે ! બાળકના હાથમાં હીરો આવ્યા જેવું છે !

આપણને આ અજાયબ જ્ઞાન પ્રાપ્ત થયું છે, રાતે જાગે કે તરત હાજર થાય છે કે 'હું શુદ્ધાત્મા છું.' મુશ્કેલીમાં નિરંતર જાગૃતિ રહે અને બહુ ભારે મુશ્કેલી આવી તો કેવળજ્ઞાની જેવી દશા થઈ જાય, એવું આ જ્ઞાન છે !

હતા બસ્સો ડિગ્રી ઉપર અને જ્ઞાન મળતાની સાથે ત્રણસો ડિગ્રીની ઉપર આવી ગયા. સો ડિગ્રી ઓળંગી ગયા, દાદા ભગવાનની કૃપાથી જ !

જ્ઞાન પચવું એટલે પરિણામ પામવું. એક-બે અવતારે ધીમે ધીમે પચશે. અમને કેવળજ્ઞાન પચ્યું નથી, ત્રણસો છપ્પન ડિગ્રી આવીને ઊભું રહ્યું છે.

આ જ્ઞાન મળ્યા પછી 'હું શુદ્ધાત્મા છું' એ જાગૃતિ છે. એનાથી પોતે એ પ્રકાશને જોઈ રહ્યો છે, એ કેવળજ્ઞાન સ્વરૂપની દિશામાં જઈ રહ્યો છે, તેમાં તદાકાર થઈ રહ્યો છે.

દાદાશ્રી કહે છે, તમે મહાત્માઓ શુદ્ધાત્મા તરીકે રહો છો અને અમે કેવળજ્ઞાન સ્વરૂપે રહીએ છીએ. શુદ્ધાત્મા માટે નિઃશંકપણું ઉત્પન્ન થાય, ત્યાર પછીનું પદ એટલે કેવળજ્ઞાન સ્વરૂપ આપણું !

જ્ઞાનવિધિથી ભાન થાય છે, જ્ઞાન થતું નથી. પહેલા દર્શન થાય એટલે પ્રતીતિ બેસે. કે 'હું ચંદુલાલ નથી, હું શુદ્ધાત્મા જ છું.' પછી એને ભાન થાય એટલે અંશ જ્ઞાન થાય. સંપૂર્ણ ભાન પ્રગટ થયું એટલે પછી વર્તનમાં આવે એ કેવળજ્ઞાન છે.

જગતના જીવોનો પ્રવાહ, કુદરતી રીતે અવિનાશી તરફ જ જઈ રહ્યો છે. ચઢ-ઉતર થયા પછી, બધા અનુભવ કરાવ્યા પછી અવિનાશી તરફ જવાનું. કેવળજ્ઞાન એટલે તમામ પ્રકારના અનુભવનું સંગ્રહસ્થાન. એટલે લોકો જે અનુભવ કરે છે એ કરેક્ટ જ છે.

જ્ઞાની પુરુષ જ્ઞાને કરીને બોલાવે એટલે આત્મારૂપ થઈ જાય. પછી અનુભવ-લક્ષ-પ્રતીતિ રહે. હવે એ અનુભવ વધતા જવાના અને પૂર્ણ અનુભવને કેવળજ્ઞાન કહ્યું. કેવળજ્ઞાન એ સંપૂર્ણ અનુભવ છે. ત્યાં સુધી અનુભવ થયા જ કરે.

કેવળ આત્મપ્રવર્તન, દર્શન-જ્ઞાન સિવાય અન્ય કોઈ પ્રવર્તન નહીં, એને કેવળજ્ઞાન કહેવાય.

શુદ્ધાત્મા પદ થયા પછી આગળનું કેવળજ્ઞાન સ્વરૂપ તે છેલ્લું પદ છે. કેવળજ્ઞાન થઈ ગયું એટલે થઈ ગયો પૂર્ણ પરમાત્મા. એ નિર્વાણને લાયક થઈ ગયો.

પહેલાના મોહથી જે સત્યાભાસ હતા તે નથી ગમતા. તેનો સમભાવે

નિકાલ કરતા જાય છે એનાથી વીતરાગતા આવતી જાય, ને છેલ્લે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય.

સર્વથા પુદ્ગલ પરિણતિ બંધ થાય, કોઈ પુદ્ગલ રમણતા નહીં, નિરંતર પોતાની સ્વભાવિક રમણતા, આત્માનીજ રમણતા એ કેવળજ્ઞાન છે.

કેવળદર્શનમાં નિજ પરિણતિ ઉત્પન્ન થાય છે. જે ક્રમે ક્રમે વધ્યા કરે અને તે કેવળજ્ઞાન સ્વરૂપમાં પરિણમશે. જે કેવળજ્ઞાનમાં સંપૂર્ણ થશે.

નિજ પરિણતિ એ આત્મભાવના છે, 'હું શુદ્ધાત્મા છું' બોલવું એ આત્મભાવના નથી.

કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન એટલે કે 'હું જ્ઞાતા-દ્રષ્ટા છું' એ જ્ઞાન નિરંતર વર્તે તે કેવળજ્ઞાન. અને નિરંતર ના રહી શકે તો ત્યાં સુધી કેવળજ્ઞાન થવા તરફ ધ્યેય છે, તે સમકિત કહેવાય. જેટલું ખંડિત એટલું અંશ કેવળજ્ઞાન.

અખંડ પ્રતીતિ મહાત્માઓને રહે છે, પણ અખંડ જ્ઞાન નથી કેમ રહેતું ? પાછલાં કર્મો ગોદા મારે છે.

કેવળજ્ઞાન એટલે એબ્સૉલ્યૂટ એટલે નિરાલંબ. જેલમાં બેસાડ્યા હોય તોય નિરાલંબ.

અક્રમ વિજ્ઞાન એ અહંકારનો ફુલ સ્ટોપ (પૂર્ણ વિરામ) વિજ્ઞાન છે, કોમા (અલ્પ વિરામ) વિજ્ઞાન નથી.

શુદ્ધાત્મા પદ પ્રાપ્ત થાય એટલે કેવળજ્ઞાનના અંશની શરૂઆત થાય. એ અમુક અંશ સુધી પહોંચે એટલે આત્મા તદ્દન છૂટો જ દેખાયા કરે, ત્યાર પછી એબ્સૉલ્યૂટ થાય.

એબ્સૉલ્યૂટ થયા પછી નિરાલંબ થાય. એબ્સૉલ્યૂટની બિગિનિંગ છે અને એન્ડ પણ છે. સંપૂર્ણ એબ્સૉલ્યૂટ થયો ત્યારે કેવળજ્ઞાન થાય. નિરાલંબ થવું અને કેવળજ્ઞાન થતું જવું. એક બાજુ નિરાવરણ અને નિરાલંબ બેઉ સાથે થતું જાય.

શાસ્ત્રમાં લખ્યું છે કે સાડા બાર હજાર એકાવતારી થશે. એટલા જ માણસો માટે સ્કોપ છે આખી દુનિયાની વસ્તીમાંથી.

આ કાળમાં કેવળજ્ઞાન સમજરૂપે આવે પણ વર્તનરૂપે નહીં આવે, આ દુષમકાળના નિમિત્તે.

વીતરાગ એટલે મૂળ જગ્યાનું, સ્વરૂપનું જ્ઞાન-દર્શન તે.

દાદાશ્રી કહે છે, અમે તમારી, અમારી અને કેવળી ભગવાન વચ્ચે બહુ ફેર નથી રાખ્યો. અહીં જ્ઞાનવિધિમાં કેવળજ્ઞાન સિવાય બીજું કશું અપાતું જ નથી. પણ કેવળજ્ઞાનનું જે પ્રવર્તન તે કાળના પ્રભાવે ટકે નહીં, કાળના આધારે પચતું નથી. પણ તે કેવળદર્શન સંપૂર્ણ ઉત્પન્ન થાય છે.

આ જ્ઞાનવિધિમાં આત્મા સિવાય કોઈ ભેળવાળી વસ્તુ પ્રાપ્ત થતી નથી. કેવળ નિર્ભેળ આત્મા, કેવળ આત્મા એનું નામ જ કેવળજ્ઞાન. પણ એ કેવળજ્ઞાન વર્તવા દેતું નથી. એ અંતરાય તૂટે એવાય નથી. પણ ક્ષાયક સમકિત સુધી પ્રાપ્ત થાય છે. એટલે નવા કર્મ બંધાય નહીં હવે.

આ કાળમાં કર્મો બહુ છે, રૂની ગાંસડીની જેમ કોમ્પ્રેસ અને પાછા કોમ્પ્લેક્સ. તે કર્મો પૂરાં થતાં નથી.

તીર્થંકર ભગવાનના દર્શન કરવાના બાકી રહ્યા. એમની સ્થિરતા જુએ, એમનો પ્રેમ જુએ, ખાલી એમના દર્શનથી જ પૂર્ણ કક્ષા ઊભી થઈ જવાની.

કેવળજ્ઞાન થાય તો ખબર પડે જ, આખી દુનિયા એટ-એ-ટાઈમ જોઈ શકે ! લોકાલોકનું સ્વરૂપ દેખાય.

આત્મજ્ઞાન થાય ત્યારે પહેલા પોતાની ભૂલો દેખાય. ભૂલો જેમ ભાંગશે તેમ આગળ વધાશે.

જ્યાં સુધી અશુદ્ધિવાળી બાબતો આવે તે વખતે મહીં પરિણામ ઊંચાનીચા થઈ જાય ત્યાં સુધી 'હું શુદ્ધાત્મા છું' બોલવું સારું. પછી આગળની શ્રેણીમાં 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એમ બોલાય. દહાડામાં પાંચ-દસ વખત એ બોલવું અને પોતાને કેવળજ્ઞાન સ્વરૂપથી જોવું ઘણા વખત.

કેવળજ્ઞાન સ્વરૂપ પોતાનું કેવું દેખાય ? આખા દેહમાં આકાશ જેટલો જ અમૂર્ત ભાગ પોતાનો દેખાય. કોઈ મૂર્ત વસ્તુ એમાં ના હોય. આમ જ્ઞાની પુરુષના કહેવાથી ધીમે ધીમે અભ્યાસ કરતા જવાનું એટલે શુદ્ધ થઈ ગયું.

આત્મા ગુણોની ભજના કરે તો સ્થિરતા રહે. આત્મા શું છે, એના ગુણ સહિત બોલવું, એને જોવું ત્યારે એ પ્રકાશમાન થાય.

આ જ્ઞાનનો અર્થ શું ? જાગૃતિ. અને એનું ફળ કેવળજ્ઞાન. સંપૂર્ણ અને નિરંતર જાગૃતિ થાય ત્યારે કેવળજ્ઞાન કહેવાય.

આ જ્ઞાન પછી પોતે પુરુષ થયો, માટે પુરુષાર્થ કરી શકે. જેટલી આજ્ઞા પાળે એટલી જાગૃતિ વધતી જાય, એટલી પૂર્ણતા ઉત્પન્ન થતી જાય.

જ્ઞાતા-દ્રષ્ટાપણું એ જાગૃતિને આધીન છે, બુદ્ધિના આધીન નથી.

જ્ઞાન જે પ્રાપ્ત થયું, તે દર્શનમાં પરિણામ પામ્યું. હવે પ્રત્યક્ષ સત્સંગથી, આજ્ઞા પાળવાથી વધતું જશે, તેમ શુદ્ધ ઉપયોગ ઉત્પન્ન થશે. જેટલો શુદ્ધ ઉપયોગ એટલું જ્ઞાન છે.

શુદ્ધ ઉપયોગમાંથી કેવળજ્ઞાનના બીજ રોપાયા, અંશ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

શુદ્ધ ઉપયોગ એ જ્ઞાન સ્વરૂપ કહેવાય અને ઉપયોગ ઉપયોગમાં એ વિજ્ઞાન સ્વરૂપ કહેવાય, કેવળજ્ઞાન સ્વરૂપ કહેવાય. શુદ્ધ ઉપયોગની ઉપરેય ઉપયોગ રાખે કે શુદ્ધ ઉપયોગ કેવો વર્તે છે એ કેવળજ્ઞાન છે.

વીતરાગ થવાની શરૂઆતથી માંડીને સર્વાંશે વીતરાગ થાય ત્યારે કેવળજ્ઞાન થાય. કેવળજ્ઞાન પહેલું થાય નહીં, જેટલા અંશે વીતરાગ થયો એટલા અંશે કેવળજ્ઞાન થાય.

કેવળજ્ઞાન એ કરવાની ચીજ નથી, એ તો જાણવાની ચીજ છે. કરવાની ચીજ તો કુદરત ચલાવી રહી છે. કરવું એ જ ભ્રાંતિ છે એ 'વ્યવસ્થિત શક્તિ' જાહોજલાલીથી 'પોતાને' (આત્માને) માટે કરી રહી છે.

જ્ઞાની પુરુષે આપેલું 'વ્યવસ્થિત' એક્ઝેક્ટ સમજે તો આ બાજુ કેવળજ્ઞાન થાય એવું છે. ત્યાં સુધી જેટલી સમજણ પડે એટલું કેવળજ્ઞાન ખુલ્લું થાય ધીમે ધીમે.

વ્યવસ્થિત પૂરેપૂરું સમજી જાય, તે સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટા રહી શકે.

જેટલો વખત પોતે જ્ઞાયક રહે, એટલો વખત કેવળજ્ઞાનના અંશો ભેગા થયા કરે.

મહાત્માઓ વ્યવસ્થિતને સ્થૂળ સમજેલા છે. હજુ સૂક્ષ્મ વ્યવસ્થિત આખું સમજવાનું બાકી છે. પછી સૂક્ષ્મતર અને પછી સૂક્ષ્મતમ વ્યવસ્થિત પૂરું સમજાય એટલે કેવળજ્ઞાન થાય.

'જ્ઞાન' પ્રાપ્તિ પછી અબુધ સ્વાભાવિક રીતે થયા જ કરે. જ્યારે બુદ્ધિ બિલકુલ વપરાશે નહીં, અહંકાર નિર્મૂળ થશે ત્યારે આખું કેવળજ્ઞાન દેખાયા કરશે.

જીવતો અહંકાર જાય, પછી ડિસ્ચાર્જ અહંકાર રહે. પછી પોતાને પુદ્ગલનું આકર્ષણ ના રહે, પુદ્ગલને પુદ્ગલનું આકર્ષણ રહે. એ પણ જ્યારે ખલાસ થાય ત્યારે કેવળજ્ઞાન થાય.

કેવળજ્ઞાન ના થાય ત્યાં સુધી છદ્મસ્થ અવસ્થા કહેવાય બધી. પછી કેવળજ્ઞાન થયું એ વિદેહી અવસ્થા અને નિર્વાણ પામી મુક્ત થયો એ મહાવિદેહી અવસ્થા.

છદ્મસ્થને ફાઈલોના સમભાવે નિકાલ બાકી છે.

દર્શનમોહ ગયા પછી ચારિત્રમોહ રહ્યો. તેને ડિસ્ચાર્જ મોહ કહેવાય. આગળના ગુંઠાણામાં એ ક્ષીણમોહ કહેવાય. એ ચારિત્રમોહ પૂર્ણ થયે કેવળજ્ઞાન થાય.

**- દીપકના જય સચ્ચિદાનંદ**

# અનુક્રમણિકા

## ખંડ : ૧

## આત્માના સ્વરૂપો

### [૧] પ્રતિષ્ઠિત આત્મા

#### (૧.૧) પ્રતિષ્ઠિત આત્માનું સ્વરૂપ



#### (૧.૨) જગતનું અધિષ્ઠાન



#### (૧.૩) જ્ઞાન પછી જે શેષ વધ્યો, તે પ્રતિષ્ઠિત આત્મા



### [૨] વ્યવહાર આત્મા

## [૩] પાવર ચેતન

### (૩.૧) પાવર ચેતનનું સ્વરૂપ



### (૩.૨) પાવર ચેતન વિરમે આત્મજ્ઞાન પછી



## [૪] મિશ્ર ચેતન

## [૫] નિશ્ચેતન ચેતન



## [૬] મિકેનિકલ આત્મા



## [૭] મડદું



## [૮] ચળ-અચળ-સચરાચર

## ખંડ-૨

## આત્માના જ્ઞાન-દર્શનના પ્રકારો

### [૧] જ્ઞાન-અજ્ઞાન



### [૨] શ્રુતજ્ઞાન



### [૩] મતિજ્ઞાન



### [૪] અવધિજ્ઞાન - મનઃપર્યવ જ્ઞાન

#### (૪.૧) અવધિજ્ઞાન

### (૪.૨) મનઃપર્યવજ્ઞાન



### (૪.૩) અક્રમથી ઓળંગ્યા શ્રુત, મતિ, અવધિ ને મનઃપર્યવ



## [૫] જ્ઞાનીએ જાણ્યા વિપરીત જ્ઞાન, વિભંગ-જાતિ-ત્રિકાળને

### (૫.૧) વિભંગજ્ઞાન



### (૫.૨) જાતિસ્મરણજ્ઞાન



### (૫.૩) ત્રિકાળજ્ઞાન



## [૬] કેવળદર્શન

### (૬.૧) કેવળદર્શનની સમજ

## (૬.૨) કેવળદર્શનની વ્યાખ્યા ને પ્રસંગ



# [૭] કેવળજ્ઞાન

## (૭.૧) કેવળજ્ઞાનની સમજ



## (૭.૨) વિશેષ સમજણ, કેવળી-સર્વજ્ઞ-તીર્થંકર ભગવાનની

### (૭.૩) દશા - જ્ઞાની પુરુષ, દાદા ભગવાન અને કેવળજ્ઞાનીની

## (૭.૪) કેવળજ્ઞાનની શ્રેણી ચઢાય, આત્મજ્ઞાન પછી



❖❖❖❖❖

# આપ્તવાણી

## શ્રેણી-૧૪ ભાગ-૩

## ખંડ - ૧

## આત્માના સ્વરૂપો

## [૧]

## પ્રતિષ્ઠિત આત્મા

## (૧.૧)

## પ્રતિષ્ઠિત આત્માનું સ્વરૂપ

### 'હું ચંદુ' એ ચાર્જ પ્રતિષ્ઠિત આત્મા

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા એટલે શું ?

**દાદાશ્રી :** જ્યાં સુધી 'હું ખુદ કોણ છું' એ જાણે નહીં, ત્યાં સુધી જે આત્મા આપણે ગણીએ છીએ કે આ 'ચંદુલાલ હું છું', એ આત્મા એટલે શું ? પોતાની સેલ્ફ. પોતાની સેલ્ફની ગણતરી (શું છું, કેવો છું, કોણ છું એ માન્યતા), કે આ 'હું ચંદુલાલ' તે (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા (સૂક્ષ્મતમ અહંકાર), અને આ ચંદુલાલ છે, દેહ છે, એ (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા (સૂક્ષ્મતર અહંકાર) છે, પૂર્વે પ્રતિષ્ઠા કરેલી તે જ છે.

પ્રતિષ્ઠિત આત્મા એટલે જે 'તમે' અજ્ઞાનતાથી પ્રતિષ્ઠા કરી કે 'હું ચંદુલાલ, હું આ બાઈનો ધણી થઉં, આનો મામો થઉં, આનો કાકો થઉં.' એ પ્રતિષ્ઠા કર કર કરી. આ ચંદુલાલ શબ્દ નહીં જોવાનો. પણ 'પોતે'

નવો દેહ બાંધી રહ્યો છે, એમાં 'હું'પણાની પ્રતિષ્ઠા કરે છે એટલે પછી બીજે અવતારે પૂતળું બોલે છે, આખી જિંદગી. પ્રતિષ્ઠા ના કરી હોય તો શી રીતે બોલે ? એટલે આ પ્રતિષ્ઠિત આત્મા છે.

## 'ચંદુ' એ ડિસ્ચાર્જ પ્રતિષ્ઠિત આત્મા

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા ને પ્રતિષ્ઠિત આત્મામાં શો તફાવત છે ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા એ દરઅસલ આત્મા છે ને હું ચંદુ છું, વકીલ છું, શાહ છું, એ આગલી મૂર્તિની પ્રતિષ્ઠા કરી રહ્યા છો. એ પ્રતિષ્ઠિત આત્મા છે. બે આત્મા છે; એક પ્રતિષ્ઠિત આત્મા ને એક રિયલ આત્મા, એ જ શુદ્ધાત્મા છે.

આ ચક્ષુગમ્ય કે ઈન્દ્રિયગમ્ય કોઈ પણ ક્રિયા શુદ્ધાત્માની નથી, એ બધી ક્રિયાઓ પ્રતિષ્ઠિત આત્માની છે. 'શુદ્ધાત્મા'ની ક્રિયા એ જ્ઞાનગમ્ય છે. અનંત જ્ઞાનક્રિયા, અનંત દર્શનક્રિયા વગેરે છે. એ તો જ્યારે 'પોતે' શુદ્ધાત્મા સ્વરૂપ થાય ત્યારે જ સમજાય, ત્યારે જ પોતાને પોતે 'શુદ્ધાત્મા' અક્રિય છે તે સમજાય. જ્યાં સુધી 'પોતે' 'શુદ્ધાત્મા સ્વરૂપ' થયો નથી ત્યાં સુધી 'એ' પ્રતિષ્ઠિત આત્મસ્વરૂપ છે અને તેથી કર્તા-ભોક્તાપદમાં છે. ભોક્તાપદમાં પાછો કર્તા થઈ બેસે છે ને નવી પ્રતિષ્ઠા કરી નવો પ્રતિષ્ઠિત આત્મા ઊભો કરે છે, નવી મૂર્તિ ઊભી કરે છે ને ઘટમાળ ચાલુ જ રહે છે !

આ (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મામાં 'હું' ભળે છે એટલે જ કર્મ ચોંટે છે. 'હું કરું છું, હું કરું છું', તેના પરમાણુ બંધાઈ જાય છે. (આ ચંદુ) એ આખોય પ્રતિષ્ઠિત આત્મા (ડિસ્ચાર્જ સ્વરૂપ) છે ને ફરી બીજા અવતારનો પાછો (ચંદુને હું છું માનવાથી) ચાર્જ થાય છે.

## 'હું છું ને મારું છે'થી બંધાય નવી પ્રતિષ્ઠા

'આ હું છું ને આ મારું છે' એવું બોલું છું ને તું, એ નવા દેહમાં પ્રતિષ્ઠા કરું છું. એ તારા નવા દેહની પ્રતિષ્ઠા છે. 'આ હું છું' કહું છું ને, તે દેહમાં જ પ્રતિષ્ઠા છે. જો દેહને 'હું' કહીશ તો દેહ જ તને

મળવાનો છે. એની જ પ્રતિષ્ઠા કરેલી છે ને એ પ્રતિષ્ઠા થયેલો આત્મા, ફરી પાછો બીજા અવતારમાં કામ કરે.

**પ્રશ્નકર્તા :** એટલે આ જન્મમાં જે પ્રતિષ્ઠા, જે માન્યતા કરી હોય, આવતા જન્મે એનું ભોગવવું પડે ?

**દાદાશ્રી :** તે આવતા ભવમાં પ્રતિષ્ઠિત આત્મા થઈને ફળ આપે. પછી પાછી નવી પ્રતિષ્ઠા ઊભી થતી જાય. 'હું છું' બોલ્યો, 'દેહ એ હું છું' એમ બોલ્યો, એટલે પ્રતિષ્ઠા થઈ.

**પ્રશ્નકર્તા :** 'હું છું' એવું બોલવું નહીં, એમ ?

**દાદાશ્રી :** બોલવાનું. તે આ બોલે છે 'હું છું.' પણ 'હું છું' એવું માનો છો તમે, એ માનતો નથી. એ બોલવામાં કશો દોષ નથી, પણ બોલવાની પાછળ જે માન્યતા છે એમાં દોષ છે. એ એના ફાધરને કહે છે કે 'આ મારા ફાધર છે' પણ 'મારા ફાધર છે' એવું માનતો નથી. 'આ મારું બૉડી છે' એમ કહે છે પણ તે મારું માનતો નથી અને તમે બધું માનો છો. તમારી રોંગ બિલીફ છે, એને રોંગ બિલીફ નથી.

હું ચંદુલાલ છું, હું આનો મામો છું, આનો કાકો થઉં, એ જે બોલી રહ્યો છે, એ પહેલાનું કર્મ છે. એ કર્મ રૂપકમાં બોલે છે. પહેલા જે યોજનારૂપે હતું ને, તે આ રૂપકમાં આવ્યું. હવે રૂપકમાં આવ્યું તેનો વાંધો નથી પણ ફરી એવી જ એને શ્રદ્ધા છે, માટે એનું બીજ પડે છે પાછું. એટલે દેહમાં જ પ્રતિષ્ઠા કરે છે 'આ હું છું,' એટલે ફરી પાછો દેહ ઉત્પન્ન થાય છે. પ્રતિષ્ઠિત આત્મા, તે પ્રતિષ્ઠા કરે પ્રતિષ્ઠા કરી કરીને, એટલે ફળ આપ્યા જ કરે.

## નવી મૂર્તિ ઊભી થાય, 'ચંદુ'માં પ્રતિષ્ઠા થવાથી

**પ્રશ્નકર્તા :** આ જન્મમાં જે ભોગવી રહ્યો છે, આ જૂનું ભોગવી રહ્યો છે, એ તો એવું માને છે કે 'આ મેં કર્યું.'

**દાદાશ્રી :** હા, ભોગવી રહ્યો છે, તેમાં અહંકાર કરવાનું હોય નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ લોકો તો એ જ કરે છે ને ? સામાન્ય જીવનમાં તો એ જ થાય છે ને ?

**દાદાશ્રી :** હા, તે ભોગવી રહ્યાનો અહંકાર કરે કે 'મેં કર્યું'. કહેશે, 'હું આવ્યો ગાડીમાં, હું નાહ્યો હમણે, હું સંડાસ જઈ આવ્યો, ચા પીધી મેં' અને તે કરેક્ટ પાછા, વિશ્વાસ હઉ. એવું ડ્રામેટિક બોલવામાં વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** એટલે એ જે કહે છે એ આવતા જન્મનું બાંધે છે ?

**દાદાશ્રી :** આવતો જન્મ. એ પોતાની પ્રતિષ્ઠા જ કરી રહ્યો છે. એ ટાંકણું લઈને ઘડ ઘડ કરે છે, પોતાની મૂર્તિ ઘડે છે. ચાર પગવાળી, છ પગવાળી કે આઠ પગવાળી કે બે પગવાળી મૂર્તિ ઘડી રહ્યો છે. આ ભવમાં આવતા ભવની પ્રતિષ્ઠા કરે છે. તેથી મૂર્તિ ઊભી થાય. મૂર્તિરૂપે માનો છો માટે મૂર્તિમાં પ્રતિષ્ઠા થઈ, મૂર્તિનો જન્મ થશે. તમને 'હું શુદ્ધાત્મા છું'નું ભાન થશે તો ઊડી જશે.

## અહંકાર જ કાર્ય-કારણ પ્રતિષ્ઠાનું

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્માની પ્રતિષ્ઠા કોણ કરે છે ?

**દાદાશ્રી :** 'અહંકાર'. એનો એ જ પ્રતિષ્ઠિત આત્મા, બીજો પ્રતિષ્ઠિત આત્મા ઊભો કરે છે. એ (વર્તનમાં) અહંકાર કરે છે તે પ્રતિષ્ઠિત આત્મા પહેલાનો છે. આ ફરી છે તે (બિલીફથી) પ્રતિષ્ઠા કરે છે. 'હું કરું છું ને મારું છે' એટલે પ્રતિષ્ઠા થઈ. એ નવી આવતા ભવની પ્રતિષ્ઠા. (વર્તનમાં) જૂની પ્રતિષ્ઠા ઉકલે છે અને (બિલીફથી) નવી પ્રતિષ્ઠા ઉત્પન્ન કરે છે. એ ઘટમાળ ચાલ્યા જ કરે છે. એક તો કહે છે 'હું ચંદુલાલ છું', પછી 'આનો મામો થઉં, આ વિચાર મને આવ્યો.' હવે પાછલી પ્રતિષ્ઠાનું આશ્રવ છે તે આશ્રવ પછી નિર્જરા થાય છે, તે નિર્જરા થતી વખતે ફરી એવું જ ઘાટ ઘડી અને નિર્જરા થાય છે. હવે આ જ્ઞાન આપેલું હોય, તે શું કહે કે 'હું ચંદુભાઈ છું અને આનો મામો થઉં' એ બોલે છે, તે પાછલી પ્રતિષ્ઠાનું જ, પણ આજે એને જ્ઞાન છે એટલે

'ખરેખર હું ચંદુભાઈ છું' એ શ્રદ્ધા ઊડી ગયેલી છે, એટલે નવી પ્રતિષ્ઠા નથી કરતો. એટલે એ સંવર કહેવાય છે, બંધ થતો નથી અને નિર્જરા થયા કરે. બંધ કોનું નામ કહેવાય ? જ્ઞાન ના હોય ત્યારે બંધ પડે. એટલે જેવી આપણે પ્રતિષ્ઠા કરીએ, એવી જ પાછી ફરી પ્રતિષ્ઠા ઊભી થઈ ગઈ.

'હું કરું છું, આ મેં કર્યું, આ મારું' જે બોલીએ છીએ, તે પ્રતિષ્ઠા કરીએ છીએ. તે આવતા ભવનું બીબું તૈયાર થઈ રહ્યું છે. આ ગયા અવતારનો પ્રતિષ્ઠિત આત્મા એમાંથી પાછો નવો પ્રતિષ્ઠિત જ ઊભો કરે છે ને એ પ્રતિષ્ઠિત એનું ફળ આપે પછી. તે અહંકારથી પ્રતિષ્ઠા થાય. અહંકાર ના હોય તો પ્રતિષ્ઠા થાય નહીં. જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી પ્રતિષ્ઠા. તે પ્રતિષ્ઠિત અહંકાર એ જ પ્રતિષ્ઠિત આત્મા ઊભો કરે છે. હવે એ અહંકાર નિર્મૂળ થઈ જાય પછી કશું રહેતું નથી. આ બધું ખલાસ થઈ જાય છે, જગત.

આ બંધનેય અહંકારે ઊભું કર્યું છે ને આ મુક્તિય અહંકાર ખોળે છે, કારણ કે અહંકારને પોષાતું નથી. એ જાણે કે આમાં કંઈક નીકળશે સ્વાદ. પણ કશું નીકળે નહીં, એટલે પાછું મુક્તિ આ બાજુ છે, આત્મા મુક્ત જ છે, સ્વભાવે મુક્ત છે, એટલું જો એને સમજાય જાય એટલે બસ થઈ ગયું. સ્વભાવથી જ મુક્તિ છે.

**પ્રશ્નકર્તા :** અહંકાર અને પ્રતિષ્ઠિત આત્મા, એ બેમાં શું ફેર ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્મા એ જ અહંકાર. અહંકારનું ઉત્પાદન એ અને એનું ઉત્પાદન અહંકાર પાછો ફરી. પ્રતિષ્ઠિત આત્મામાંથી પાછો અહંકાર ફરી ઊભો થાય અને અહંકારમાંથી પ્રતિષ્ઠિત થાય. બેઉ કાર્ય-કારણ છે.

**પ્રશ્નકર્તા :** પણ સૌથી પહેલો અહંકાર પ્રતિષ્ઠિત શી રીતે થયો ?

**દાદાશ્રી :** પહેલો-બીજો હોય નહીં. ગોળ (વસ્તુ)ને પહેલું-બીજું હોતું હશે ? આ રાઉન્ડ હોય એમાં પહેલું-બીજું કોણ હોય ?

**પ્રશ્નકર્તા :** તો એનો અર્થ એવો થયો કે પ્રતિષ્ઠા થયેલો જ છે ?

**દાદાશ્રી :** થયેલો છે કે ના થયેલાનો કશો સવાલ જ નથી. નથી થયેલો અને થયેલો છે, જેવું માને એવું છે. એ માન્યતા છૂટી જાય તો કશુંય નથી. બધા બહારના પ્રેશરને (સંયોગોના દબાણને) લઈને એ માને, માને એટલે થયું. એ માન્યતા છૂટી જાય તો ઊડી જાય પછી. એવું કશું છે નહીં. બંધાયેલો નથી ને બંધાયો નથી એવુંય નથી. પણ લોક 'બંધાયો છે' એમ એકાંતિક લઈ જાયને એટલે વિરોધાભાસ લાગે. આની આદિ નથી કે અંત નથી, અનાદિ અનંત છે. રાઉન્ડ એટલે શું ? એની આદિયે ના હોય ને અંતેય ના હોય.

**પ્રશ્નકર્તા :** અહંકારની જ આ અથડામણ છે એ બરોબર, પણ પહેલા તો આપણે સ્વભાવે શુદ્ધ જ હોઈશું ને ?

**દાદાશ્રી :** શુદ્ધ જ છે, અત્યારેય છે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ જ છે, તો આ પ્રતિષ્ઠિત આત્મા આખો ક્યારથી ઊભો થયો ?

**દાદાશ્રી :** અજ્ઞાનતાથી. આ જાણ્યા પછી ફરી પાછું અજ્ઞાન પેસી જાય તો નવો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થઈ જાય. અજ્ઞાનતા એ જ ઈગો (અહંકાર).

## પ્રતિષ્ઠા નવી મૂર્તિની થાય બંધ, શુદ્ધાત્મા પ્રતિષ્ઠિતે

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા અને શુદ્ધાત્મા એ બેમાં ફેર આપે કહ્યા છે તો આત્માના પણ પ્રકાર હોઈ શકે ?

**દાદાશ્રી :** ના, આત્માના પ્રકાર ના હોય. આત્મા તો શુદ્ધાત્મા જ છે, પણ તમને જ્યાં સુધી બિલીફ રોંગ હતી કે 'આ હું છું, ચંદુભાઈ તે હું છું' એવી રોંગ બિલીફ લોકોએ બેસાડી હતી અને તમે પણ માની બેઠેલા કે 'ચંદુભાઈ હું જ છું.' એવી રોંગ બિલીફ બેઠી પછી 'આ બઈનો ધણી છું' એ બીજી રોંગ બિલીફ બેઠી, પછી 'આ છોકરાનો હું ફાધર છું' એ ત્રીજી રોંગ બિલીફ પેઠી, એવી કેટલી રોંગ બિલીફ બેઠી હશે ?

**પ્રશ્નકર્તા :** ઘણી બધી.

**દાદાશ્રી :** હવે એ રોંગ બિલીફ તો બેઠી ને પછી તમે વર્તનેય એવું કરવા માંડ્યા. પહેલી બિલીફ બેઠી કે 'હું ચંદુભાઈ છું.' પછી એમ માનીને જ કામ કરવા માંડ્યા. એટલે શું કરવા માંડ્યું કે આ મૂર્તિમાં તમે 'હું છું' માની અને પ્રતિષ્ઠા કરવા માંડ્યા. એનાથી નવી મૂર્તિ ઘડાઈ રહી છે. એટલે આવતા ભવને માટે નવો પ્રતિષ્ઠિત આત્મા ફરી પાછો પ્રતિષ્ઠા થઈ રહ્યો છે. તમે પ્રતિષ્ઠા કરો છો તેમ મૂર્તિ ઘડાતી જાય છે. આવતે ભવ પાછા પ્રતિષ્ઠિત આત્મા અને 'તમે' બે સાથે રહો. આપણે અહીં જ્ઞાન આપીએ છીએ ત્યારે તમારી રોંગ બિલીફ છૂટી જાય છે ને તમને શુદ્ધાત્માનો અનુભવ થઈ જાય છે. પછી નવી પ્રતિષ્ઠા કરતા તમે બંધ થઈ જાવ છો અને પાછલા અવતારનો જે પ્રતિષ્ઠિત આત્મા છે, એ હવે બધો એક્ઝોસ્ટ (ખલાસ) થયા કરે છે.

આ પ્રતિષ્ઠિત કરેલો છે તેનો તે જ આત્મા બોલ્યા કરે છે અને એમાંથી ફરી પાછી પ્રતિષ્ઠા કરે છે. એટલે મૂર્તિમાં પ્રતિષ્ઠા કરીએ તો મૂર્તિ ફળ આપે છે. આત્મામાં એટલી બધી શક્તિ છે કે ભીંતમાં પ્રતિષ્ઠા કરે તો ભીંત બોલે તેમ છે. આપણે તો શુદ્ધાત્માની પ્રતિષ્ઠા કરીએ છીએ. પેલી પ્રતિષ્ઠા કરેલી મૂર્તિ ફળ આપે છે તો પછી આપણે આપણા દેહમાં શુદ્ધાત્માની પ્રતિષ્ઠા કરેલી છે તે કેવુંક ફળ આપે ! પેલી જડ અને આ દેહ એ જીવંત મૂર્તિ છે. આ તો અમૂર્ત મૂર્ત છે. ભગવાનની સાક્ષીમાં કેવું ફળ આપે !

## ચંદુલાલ રહે અહીં, 'હું' જાય આગળ

**પ્રશ્નકર્તા :** શરીર બંધાયેલું છે, એમાં 'હું છું' એમ કહે, એટલે પાછો એ બંધાણો ?

**દાદાશ્રી :** એ એમાં જ 'હું છું' એમ કહે છે. 'હું ચંદુલાલ' બોલે પછી મૃત્યુ વખતે તો ચંદુલાલ પડી જાય ને 'હું' રહે ફક્ત. એટલે આ દેહ છૂટે છે અને નવો દેહ બાંધી રહ્યો છે 'હું'પણાથી.

આ ચંદુભાઈ એ તો પ્રતિષ્ઠિત પુરુષ છે. અનંત ભવોથી જે જે

ભાવ ઉત્પન્ન કર કર કર્યા છે તે તમે પ્રતિષ્ઠા કરી. તમારું સર્વસ્વ સ્વરૂપ તમે પ્રતિષ્ઠા કરી દીધી. પૂર્વે ભેગા કર કર કરેલા બધા જ પરમાણુઓ તમે સત્તામાં લાવ્યા ને તે ફરી પાછો માના પેટમાં આવ્યો. ત્યાં પણ પ્રતિષ્ઠા શરૂ કરી દીધી. આ બધું પ્રતિષ્ઠા પુરુષનું ચાલુ છે. પ્રતિષ્ઠા કોણે કરી ? પોતે ભાવે કરીને જે જે પરમાણુઓ ભેગા કર્યા તેથી પ્રતિષ્ઠા થઈ ગઈ. અને પ્રતિષ્ઠા થઈ તે બટ નેચરલ (કુદરતી).

**પ્રશ્નકર્તા :** આત્મા જીવ બને અને જીવ જ્યારે શરીર છોડે તો આત્મા તો અલગ છે, તો તે આત્માનું શું થાય ?

**દાદાશ્રી :** એવું પૂછો છોને કે આત્મા જીવ બને, એટલે જન્મ થયો એટલે જીવ જ થયોને, જીવાત્મા થયોને અને પછી શરીર છોડે ત્યારે પછી આત્મા થઈ જાય ? ત્યારે કહે, ના. આ શરીરમાં, જ્યાં સુધી મોક્ષ ન થાય ત્યાં સુધી આત્મા જુદો જ રહે છે, મૂળ આત્મા. અને આ તો પ્રતિષ્ઠિત આત્મા છે, આ તો પ્રતિષ્ઠા કરેલી છે, 'હું કરું છું, હું કરું છું' કરીને. તે આ પ્રતિષ્ઠિત આત્મા જન્મે છે, મરે છે.

પૂર્વે પ્રતિષ્ઠિત આત્મા તૈયાર થઈ ગયો છે અને (અત્યારે) ફરી એને 'હું છું' કહે, તો હવે ફરી તેનો પ્રતિષ્ઠિત આત્મા બીજા અવતાર માટેનો તૈયાર થાય.

## આમ થાય જન્મ-મરણ, પ્રતિષ્ઠિત આત્માનું

**પ્રશ્નકર્તા :** આપે શુદ્ધાત્મા અને પ્રતિષ્ઠિત આત્મા એમ બે ભાગ કહ્યા તો એ એક સિક્કાની બે બાજુ છે કે એક જ તત્ત્વના બે નામ કહ્યા છે ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા મૂળ વસ્તુ છે અને પ્રતિષ્ઠિત આત્મા એ માન્યતા છે. રોંગ માન્યતા, રોંગ બિલીફથી ઊભું થયેલું પૂતળું, તે રાઈટ બિલીફથી ઊડી જાય. પ્રતિષ્ઠિત આત્મા એ પૂતળું ઊભું થયું છે પ્રકૃતિનું.

**પ્રશ્નકર્તા :** પણ એવો અર્થ ન કરાય કે શુદ્ધાત્મા સ્વનું ભાન ભૂલી ને પરમાં પ્રીતિ કરી અને પ્રકૃતિનો આરોપ કર્યો ત્યારે પ્રતિષ્ઠિત આત્મા થઈ જાય ?

**દાદાશ્રી :** ના, ના, શુદ્ધાત્માને એવું ના હોય. આ તો બે વસ્તુ સાથે રહેવાથી વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયા છે; ક્રોધ-માન-માયા-લોભ અને એનાથી પ્રતિષ્ઠિત આત્મા થાય છે. એનાથી જગત ઊભું થયું છે. પ્રતિષ્ઠા થાય છે એટલે પ્રકૃતિ બંધાય છે અને પછી પ્રકૃતિને આપણે 'હું છું, હું છું' કરીએ, તે ફરી બંધાય છે. પણ જ્યારે 'પોતે કોણ છું' એ જાણે ત્યારે છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** પણ 'હું છું, હું છું' એ તો ચૈતન્યઘન પરમાત્મા પોતે પોતાનો ભાવ ભૂલી બીજાનો આરોપ કરે છે, તો જ એ થાય છે ને પ્રતિષ્ઠિત આત્મા ?

**દાદાશ્રી :** એ પોતાનો સ્વભાવ ભૂલતો નથી, સ્વભાવ ભૂલે નહીં. ચેતન તો ચેતનના સ્વભાવમાં છે, શુદ્ધ ચેતન છે. આ તો ભ્રાંતિ છે. આ વિશેષ ગુણ ઉત્પન્ન થયેલો છે, વ્યતિરેક ગુણ. તેનાથી બધું ઉત્પન્ન થયું છે. મૂળ આત્માને કશું લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** જ્યારે પોતાને આ ભાન થાય ત્યારે પછી આ પ્રતિષ્ઠિતનું શું સ્વરૂપ રહે ?

**દાદાશ્રી :** કશુંય નહીં, ભમરડા સ્વરૂપ. જેમ ભમરડો ફરતો હોય, ચેતન નથી છતાં ફર્યા કરે છે એ ક્યાં સુધી ? એનામાં જ્યાં સુધી સ્ટેમિના (ટકી રહેવાની શક્તિ) છે ત્યાં સુધી ફર્યા કરશે, પછી પડી જશે.

**પ્રશ્નકર્તા :** આપે એને 'નિશ્ચેતન ચેતન' એમ નામ આપ્યું છે.

**દાદાશ્રી :** હા. મૂળ ચેતન એ ચેતન છે અને પ્રતિષ્ઠિત આત્મામાં જે ચેતન છે એ નિશ્ચેતન ચેતન છે. એ શું છે કે જેમ બૅટરીના સેલ હોય છે એવી રીતના આ પાવર ભરેલો છે. આત્માની જે શક્તિ છે, ચેતન શક્તિ, તેનો પાવર ભરેલો છે. ચૈતન્ય ભરેલું નથી, ચૈતન્ય પાવર ભરેલો છે. તે પાવર બધો ખલાસ થઈ જાય એટલે ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** એ પાવર એટલે ચાર્જિંગ બૅટરી કઈ ?

**દાદાશ્રી :** એ ચાર્જિંગ બૅટરી 'હું છું, હું છું' બોલે છે ને તેનાથી

ચાર્જ થાય છે. 'મેં આ કર્યું, મેં આ કર્યું' એનાથી ચાર્જ થાય છે અને 'હું નથી કરતો ને કરે છે કોણ' એ જાણે એટલે ચાર્જ બંધ થઈ જાય છે. એટલે ચાર્જિંગ બૅટરી આનાથી ઊભી થઈ જાય છે. આત્મામાં કશું બદલાતું નથી. આત્મા તેનો તે જ રહે છે. તેની હાજરીથી 'હું છું, હું છું' બોલવાથી ચાર્જ થઈ જાય છે. એ ના હોય તો ચાર્જ ના થાય.

## ચિત્રકાર 'પોતે', ચીતર્યો આવતો ભવ

'પ્રતિષ્ઠિત આત્મા' 'જેણે' જેવો ચીતર્યો તેવો તેના બાપનો. 'પ્રતિષ્ઠા પુરુષ'ના સંકલ્પ-વિકલ્પ છે. જેમ ભગવાન મહાવીરની મૂર્તિમાં જૈનોને મહાવીર ભગવાન લાગે પણ બીજા કેટલાકને પથ્થર લાગે. પોતે પુરુષ થઈને મનુષ્ય દેહમાં હોવા છતાં, સ્ત્રીનો આત્મા ચીતરે છે, ગધેડાનો આત્મા ચીતરે છે, ભેંસનો ચીતરે છે, કૂતરાનો ચીતરે છે. જેને જે કરવું હોય તે થાય તેવું આ જગત છે. આ નવ વર્ષનો છોકરો છે તે મને પગે લાગે છે, તેનામાં પ્રતિષ્ઠિત આત્મા છે તે અત્યારથી જ ધર્મનું ચીતરે છે.

ખેતરમાં ગલકાં તોડવા ગયો હોય ને આજુબાજુ જુએ કે કોઈ મને આજુબાજુથી જોતું તો નથીને ? આ ભય તેને પેઠો તે તેમાં પ્રતિષ્ઠિત આત્મા ચીતરે છે, તે 'ભયવાળો આત્મા' હોય. જાનવરને નિરંતર ભય હોય. ગલકાં તોડવા છાનોમાનો પેઠો, ભય લાગ્યો, તે તેણે ભયનું ચિતરામણ કર્યું. તે જાનવરમાં અવતાર થાય. પોતે ને પોતે જ બધું ચીતરે છે ને તે પ્રમાણે થાય છે.

આ જગતના જીવમાત્ર ફરે છે, એમાં પ્રતિષ્ઠિત આત્મામાં જરાય ચેતન નથી. આટલા બધા ઓફિસમાં કામ કરે છે, આટલું બધું ઘરકામ કરે છે પણ એના પ્રતિષ્ઠિત આત્મામાં બિલકુલ ચેતન છે જ નહીં. આ ચેતન વગર બધું ચાલે છે. ત્યારે કોણ કામ કરે છે પ્રતિષ્ઠિત આત્મામાં ? ત્યારે કહે 'આત્મા'ની હાજરીથી ચાલે છે.

આ શરીરેય ઉત્પતિ થાય છેને, તો કોઈને કરવું નથી પડ્યું. એવું બધું બ્રહ્મા વિષ્ણુ કોઈએ કર્યું નથી. આ તો 'આપણે' અંદર જેવું નક્કી કરીએને, જેવી પ્રતિષ્ઠા કરીએ તેવું જ આ શરીર ઊભું થાય. ગયા

અવતારે પ્રતિષ્ઠા કરીને તે આ શરીર અને આ અવતારમાં પ્રતિષ્ઠા કરી રહ્યા છો તે આવતું શરીર, પોતે જ પ્રતિષ્ઠા કરીને પોતે જ કરેલું છે આ બધું. કરવું નથી પડતું કશું. વિજ્ઞાન એટલુ બધું છે કે (ચાર્જ પ્રતિષ્ઠિત) આત્મા જેવો ભાવ કરે એવું શરીર થઈ જાય. જડ તત્ત્વની એટલી બધી શક્તિ છે કે આત્મા જેવું ભાવે એવું તૈયાર થઈ જાય. બહાર આંખો, નાક-બાક બધું. જોને હાથી જેવો હાથી થાય છે ને ! અને બનાવનારો હોત તો સુથારો-બુથારોનો દમ નીકળી જાતને ! એ આખા હાથીમાં એક જ આત્મા છે. બીજી બધી જીવાત ખરી, પણ એના (શરીરનો) માલિક તરીકે એક જ આત્મા છે.

## આત્મા અક્રિય, પણ એની હાજરીથી સક્રિય પ્રતિષ્ઠિત

કોઈ પણ માણસને આત્મા વપરાતો જ નથી બિલકુલેય. આખો દા'ડો આત્મા વ્યવહારમાં વપરાતો નથી. ફરી આવતા ભવને માટે આત્મા (ચાર્જ પ્રતિષ્ઠિત આત્મા) વપરાઈ રહ્યો છે, પણ આ ભવને માટે તો આત્મા જરાય વપરાતો નથી. પણ તે મેં તો તમારું ચાર્જ બંધ કરી દીધું છે. એટલે તમારો આત્મા વપરાતો બંધ થઈ ગયો, સંસાર હેતુ માટે. એટલે તો તમારો આત્મા તમારી પાસે જ રહે છે, જ્યારે જુઓ ત્યારે. કારણ કે વપરાતો જ બંધ થયો ત્યાં આગળ. અને જગતને તો આત્મા એ જન્મ્યો ત્યારથી મરતા સુધી ફરજિયાત છે. તેમાં આત્મા વપરાતો જ નથી. શેમાં નથી વપરાતો ? સંસારમાં, વ્યવહારમાં, ખાવામાં, પીવામાં, ઊંઘવામાં, હરેક ક્રિયામાં આત્મા બિલકુલ વપરાતો નથી, સહેજેય. ફક્ત આવતો ભવ ઘડવાને માટે જ વપરાય છે. આવતા ભવનું ઘડતર થઈ રહ્યું છે. હા, પોતાની પ્રતિષ્ઠા કરીને આત્મા પોતે મૂર્તિ ઘડે છે, આવતા ભવની. તે આપણે બંધ કરી દીધું, આવતા ભવનું ઘડતર હવે. એટલે આત્મા આપણામાં વપરાતો જ બિલકુલ બંધ થઈ ગયો. એટલે હવે આપણે નિજસ્વરૂપમાં જ રહી શકાય એવું થયું છે.

**પ્રશ્નકર્તા :** પૂર્ણ જ્ઞાન ના થાય ત્યાં સુધી શરીર છૂટે ત્યારે બેઉ આત્મા સાથે વિદાય લે ને ?

**દાદાશ્રી :** ના, બીજો આત્મા જ નથી. એ તો પ્રતિષ્ઠિત આત્મા

આપણે નામ આપ્યું છે કે ભઈ, આ શું છે ? ત્યારે કહે, પ્રતિષ્ઠિત આત્મા. લોકો પ્રતિષ્ઠિત આત્માને મૂળ આત્મા માની અને મારા આત્મામાં બધા આટલા આટલા પાપ છે, એ બધા કાઢી નાખવા છે, કહે છે. આત્મામાં પાપ હોય નહીં. પ્રતિષ્ઠિત છે એ પૂતળું છે પાવર ભરાયેલું.

**પ્રશ્નકર્તા :** એટલે એક જાતની ભાવનાનું નામ, વિચારધારાનું નામ પ્રતિષ્ઠિત આત્મા એ, એમ થયું ?

**દાદાશ્રી :** ના, વિચારધારા નહીં, એક્ઝેક્ટ. પ્રતિષ્ઠા કરી છે માટે પ્રતિષ્ઠિત આત્મા. 'આ મારું છે, આ હું છું, હું ચંદુલાલ છું' એ પ્રતિષ્ઠા થયા જ કરે.

## છે એક જ, પણ ભ્રાંતિએ થઈ ગયા બે

**પ્રશ્નકર્તા :** દાદા, એવી સમજણ હતી અત્યાર સુધી કે પ્રતિષ્ઠિત આત્મા જે છે એ રોંગ બિલીફને કારણે જ છે, બાકી આત્મા એક જ છે.

**દાદાશ્રી :** હા, એક જ છે પણ અજ્ઞાનતાથી આ બીજો ઊભો થઈ ગયો છે એવી રીતે બે છે. એટલે એક છે એવું આપણાથી કહેવાય કેમ કરીને ? સંસારના લોકો તો પેલો (પ્રતિષ્ઠિત આત્માને) જ આત્મા માને છે અને એને જ સ્થિર કરવા માંગે છે.

એને માર્યો તો એ 'મને માર્યો' એવું કહે. કારણ કે એને જ આત્મા માને છે બિચારો. પ્રતિષ્ઠિતને જ મૂળ આત્મા માને છે. 'પ્રતિષ્ઠિત' તો આપણે કહ્યું, બાકી એ લોકો 'પ્રતિષ્ઠિત' ના કહે. 'આ જ હું છું.' 'અલ્યા ભઈ, આ સિવાયનું બીજું ?' ત્યારે કહે, 'ના, આ સિવાય બીજું હું કંઈ નહીં, હું આ જ !'

લોક તો આ પ્રતિષ્ઠિત આત્માને જ અલૌકિક આત્મા માને છે. શુદ્ધ આત્માને તો કશામાં કંઈ લેવાદેવા જ નથી. આત્મા તો તેની તે જ જગ્યાએ જેવો છે તેવો જ છે પણ બિલીફ બદલાઈ છે. રોંગ બિલીફો જ બધી બેસી ગઈ છે. બિલીફ બેઠી તો બેઠી ને તે પાછું કર્તાભાવે 'હું જ આ બધું કરું છું.'

## 'હું ચંદુ'થી ગયો આઉટ, 'હું શુદ્ધાત્મા'થી થાય પાછો ઈન

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એ કહેનાર પણ પ્રતિષ્ઠિત આત્મા ? પેલો પ્રતિષ્ઠિત આત્મા, 'હું શુદ્ધાત્મા છું' એવી ભજના કરે છે અને પ્રતિષ્ઠિત આત્મા પછી શુદ્ધાત્મા થઈ જાય છે ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત એટલે આપણે માનેલો આત્મા. માનેલો છે પણ આપણે 'હું ચંદુભાઈ' બોલ્યા કે એ જીવતો થયો. એ પાછો માનેલો આપણે આમ 'હું શુદ્ધાત્મા-શુદ્ધાત્મા' કરોને એટલે મૂળ આત્મામાં પેસી જાય પાછો. રોંગ બિલીફથી આમાંથી બહાર પેઠો ને રાઈટ બિલીફથી બહારથી અંદર પેસી જાય પાછો, એટલે ત્યાં ખલાસ થાય. આપણે જેમ આ મૂર્તિમાં પ્રતિષ્ઠા કરીએ, તે એમાં ચેતન મૂકીએ. પછી પાછું એમ કહે કે 'હું જ શુદ્ધાત્મા છું' તો શુદ્ધાત્મામાં પેસી જાય. એ તો માન્યતા હતી ખાલી, પણ ચેતનની જ માન્યતાને. તેથી આ આખી દુનિયા ઊભી થઈ જાય. આ ચેતનની માન્યતાથી જ, ખાલી બિલીફ બેઠી છે તેનાથી, જ્ઞાનથી નહીં.

જેમ રાત્રે તું સૂઈ ગયો હોય ને જોડેના રૂમમાં ખખડાટ થાય તો તને મનમાં એમ થાય કે ભૂત આવ્યું કે શું ? તો પછી આખી રાત ઊંઘ આવે તને એકલાને ? હવે ત્યાં ખરેખર કશું નથી પણ બિલીફ, તે બિલીફ કેટલું બધું કાર્ય કરે છે !

એવું આ બિલીફથી તું સંસારમાં ફસાઈ ગયો હતો, તો જોને કેટલો બધો દુઃખી થઈ ગયો હતો, નહીં ? હવે છે દુઃખ ?

**પ્રશ્નકર્તા :** ના.

❖ ❖ ❖ ❖ ❖

## (૧.૨)

# જગતનું અધિષ્ઠાન

## જગતનું અધિષ્ઠાન, પ્રતિષ્ઠિત આત્મા

**પ્રશ્નકર્તા :** આ જગતનું અધિષ્ઠાન શું હશે ?

**દાદાશ્રી :** આખું જગત અધિષ્ઠાન ખોળે છે પણ જડ્યું નથી. પ્રતિષ્ઠિત આત્મા એ આ જગતનું મોટામાં મોટું અધિષ્ઠાન છે. આજે સાચું અધિષ્ઠાન જગતનું બહાર પડ્યું. મૂળ બે પ્રકારના અધિષ્ઠાન છે. એક બધાના હિસાબે આત્મા છે અધિષ્ઠાન એનો. પણ કયો આત્મા ? વ્યવહાર આત્મા, પ્રતિષ્ઠિત આત્મા. અને બીજું અધિષ્ઠાન તે અજ્ઞાન

જો પ્રતિષ્ઠિત આત્મા નથી તો કશું છે જ નહીં. અને પ્રતિષ્ઠિત આત્મા એ જ અજ્ઞાન. છેતો ખરી રીતે અજ્ઞાન, પણ અજ્ઞાન કહીએ ? ત્યારે કહે, 'ના, આત્મા છે એનો.' હવે એ જ પ્રતિષ્ઠિત આત્મા. મૂળ આત્માને લોકોથી પહોંચી વળાય એવું નથી.

ભગવાને આ અધિષ્ઠાન તો આપેલું જ હતું, પણ આ અધિષ્ઠાન લોકોને સમજાતા વાર લાગે એવું છે. વીતરાગ ભગવાને બધું આપેલું છે, નથી આપેલું એવું છે નહીં પણ લોકોને સમજાય નહીં ને ! એ સમજવું સહેલુંય નથી. એટલે પછી બીજો વિકલ્પ કર્યા કરે કે કોઈક છે ખરો. કોઈ બાપોય ઉપર નથી. હરિ નામનું કોઈ છે નહીં આ જગતમાં, એ તો એક બિલીફ છે.

એટલે આ 'પ્રતિષ્ઠિત આત્મા' નવો શબ્દ આપ્યો છે, આજના જમાનામાં. ભગવાને 'પ્રતિષ્ઠિત આત્મા' કહ્યો નથી. ભગવાને કહ્યું તે

લોકોને સમજાયું નહીં એટલે અમારે 'પ્રતિષ્ઠિત આત્મા' મૂકવો પડ્યો, લોકોને પોતાની ભાષામાં સમજાય અને ભગવાનના કહેલાને નુકસાન ન થાય એવી રીતે. તમને તમારી ભાષામાં સમજાવવું જોઈએ ને ? સમજાય નહીં તો શું કરો પાછા ?

## અજ્ઞાને કર્યું અધિષ્ઠાન

**પ્રશ્નકર્તા :** ઉપનિષદોમાં જગતનું અધિષ્ઠાન અજ્ઞાન કહેવામાં આવ્યું છે.

**દાદાશ્રી :** હા, અજ્ઞાનથી, એય સ્વરૂપનું અજ્ઞાન ખાલી. જ્ઞાન વિશેષ જ્ઞાન થાય છે, તેને જ અજ્ઞાન કહે છે.

**પ્રશ્નકર્તા :** આમાં શાસ્ત્રમાં એમણે ફોડ આપ્યો છે કે અધિષ્ઠાન એટલે જેમાંથી વસ્તુ ઉત્પન્ન થઈ, જેમાં તે સ્થિર રહી અને જેમાં તે લય પામી તે. એ વ્યાખ્યાને અનુસરી જગતનું અધિષ્ઠાન સમજજો.

**દાદાશ્રી :** આ ઉત્પન્ન શેમાંથી થઈ ? ત્યારે કહે, અજ્ઞાનમાંથી ઊભી થઈ છે આ. એટલે વિભાવિક આત્મા, પ્રતિષ્ઠિત આત્મામાંથી ઊભી થઈ છે ને એમાં પછી લય થાય છે. એમાંથી પાછી ઉત્પન્ન થાય છે ને એમાં લય થાય છે. આત્માને આમાં કશું લેવાદેવા નથી. આત્માની ફક્ત વિભાવિક દ્દષ્ટિ ઉત્પન્ન થઈ છે. એટલે બિલીફ બદલાયેલી છે. બીજુ કશું બદલાયેલું નથી. જ્ઞાનેય બદલાયેલું નથી ને ચારિત્રેય બદલાયું નથી. આત્માનું ચારિત્ર એક ક્ષણવાર બદલાતું નથી. ત્યાં નર્કમાં જાય છે ત્યાંય (મૂળ) આત્મા એના પોતાના ચારિત્રમાં રહે છે અને આ પ્રતિષ્ઠિત આત્મા એના નર્કના ચારિત્રમાં રહે છે. આ પ્રતિષ્ઠિત આત્મા એટલે પ્રતિષ્ઠા કરેલી વસ્તુ, આપણે મૂર્તિમાં પ્રતિષ્ઠા કરે છે ને ? એ પ્રતિષ્ઠા ફળ આપે છે મૂર્તિની, એ એક્ઝેક્ટનેસ કહેવાય.

સ્વરૂપનું અજ્ઞાન તેથી કરીને સ્વરૂપમાં કંઈ આઘુંપાછું થયું નથી. તારું 'હું'પણું બદલાયેલું છે. એ ગમે તે કો'કના ધક્કાથી બદલાયું કે એની વે (ગમે તે રીતે) બદલાયું, પણ બદલાયેલું છે એક્ઝેક્ટ. માટે એ 'હું'પણું

એની મૂળ જગ્યાએ બેસી જાય એટલે થઈ ગયું. કશું છે જ નહીં આમાં. અસ્તિત્વ તો છે જ પણ વસ્તુત્વનું તને ભાન રહ્યું નથી. માટે એ ભાન તારું આવી જાય તો તું તે જ રૂપે છું. આત્મા ફરી સમો કરવો પડતો હોત તો કોઈનોયે ના થાય.

## નોતર્યાં 'પોતે' જ દુઃખ-સુખને

પ્રતિષ્ઠિત આત્મા આ જગતનું અધિષ્ઠાન છે. એટલે તમારે જે આ 'ચંદુલાલ છે', તેનો પ્રતિષ્ઠિત આત્મા કોણ ? ત્યારે કહે, 'હું ચંદુલાલ જ છું એ જ.' મૂળ આત્મસ્વરૂપે વર્ણન ના કરે. 'હું ચંદુલાલ છું, આ દેહ મારો છે, આ મારું એ છે, આ મારું આમ છે, મન મારું છે.' આપણે કહીએ, 'અમર છો કે મરવાનો છું ?' ત્યારે કહે, 'મરવાનો છું.' એ પ્રતિષ્ઠિત આત્મા છે. 'એ' એમ નથી જાણતો કે 'હું અમર છું.' એટલે જે સ્વભાવિક આત્મા છે, તેને કશી લેવાદેવા જ નથી.

બધું બોલે, ચાલે, શાદી હઉ કરી આવે. પાછો મૂઓ રાંડે હઉ. હું તો વિધુર થયો, કહેશે. મૂઆ, વિધવા થયો કે વિધુર ? ત્યારે કહે, વિધવા તો મારી વાઈફ થાયને ! હું તો વિધુર, બધું સમજે પાછો. કોણ વિધવા થાય, કોણ વિધુર થાય, બધું સમજે. ના સમજે ? પ્રતિષ્ઠિત આત્મા. પ્રતિષ્ઠા કરેલી છે, તેનું ફળ આપે છે.

આ પ્રતિષ્ઠિત આત્મા તારો ઊભો કરેલો, 'હું છું, આ મારું છે, આમ છે, તેમ છે.' એ જો 'પોતે' પોતાની પ્રતિષ્ઠા કેવી કરી રહ્યો છે ? ડાહ્યો છે ? ગાંડો છે ?

**પ્રશ્નકર્તા :** ડાહ્યો, એકદમ ડાહ્યો.

**દાદાશ્રી :** અને પોતાના દુઃખ પોતે બોલાવેલા છે. આમાં વચ્ચે ડખલ નથી કોઈની. તેં જ બોલાવ્યું કે ઊંઘ નહીં આવે તો ચાલશે, પણ મને આટલા ડૉલર મળવા જોઈએ. તે ડૉલર મળ્યા, પેલી ઊંઘ ના આવે. હવે પછી 'ઊંઘ જોઈએ' કહે, એ ચાલે નહીંને ! હવે નક્કી કરો કે ચિંતા વગરનું જીવન જોઈએ અને મોક્ષે જવું છે.

## પ્રતિષ્ઠિત આત્માનું કર્તાપણું

**પ્રશ્નકર્તા :** તો જગતનો કર્તા પ્રતિષ્ઠિત આત્મા થયો ?

**દાદાશ્રી :** આ જગત કર્તા વગર ઉત્પન્ન થયું છે અને કર્તા છે તે ભાવક છે. એટલે કે પ્રતિષ્ઠિત આત્માની લેણદેણ છે. લોકો એને 'મૂળ આત્મા' કહે છે. પ્રતિષ્ઠિત આત્મા આપણે શાથી કહીએ છીએ ? ત્યારે કહે, નિમિત્ત વગર કોઈ કાર્ય થાય નહીં. માટે પ્રતિષ્ઠિત આત્મા નિમિત્ત ભાવે કર્તા છે. નિમિત્તપણું સંકલ્પ-વિકલ્પરૂપી પ્રતિષ્ઠિત આત્માનું જ્યાં સુધી છે ત્યાં સુધી મોક્ષ પ્રાપ્તિ ના થાય. નિમિત્તપણું સર્વાંશે ગયું ત્યાંથી જ મોક્ષ.

**પ્રશ્નકર્તા :** તો એ નૈમિત્તિક કર્તા થયો ?

**દાદાશ્રી :** ખરેખર કર્તા નથી, માની બેઠો છે એ.

**પ્રશ્નકર્તા :** એટલે કર્તાપણાને જે માને છે તે હું છે ?

**દાદાશ્રી :** માની બેઠો છે એના મનમાં, તે 'આ હું કરું છું'. પણ ખરેખર એવું એક્ઝેક્ટલી નથી.

**પ્રશ્નકર્તા :** કર્તાપણું એનું નથી. ખરેખર કર્તા નથી એ ?

**દાદાશ્રી :** ખરેખર કર્તા નથી. એ તો માની બેઠો છે કે 'આ હું કરું છું.'

**પ્રશ્નકર્તા :** એ માન્યતા એની છૂટે ખરી ?

**દાદાશ્રી :** જેમ સ્ટેશન પર માની બેસે છે, સ્ટેશન પર ગાડી ચાલે છે ને તો એ જાણે કે હું ચાલ્યો. ગાડી આમ જાય ને ત્યારે પોતે આમ ખસતો હોય એવું દેખાય. એટલે આપણે ના સમજીએ કે આને ફેર ચઢ્યા છે ! એવું એ માને છે.

**પ્રશ્નકર્તા :** એટલે દરેક ક્રિયામાં એ 'પોતે' માને જ છે. એટલે જોનાર જુદો છે ને પોતે માને છે 'હું જોઉં છું' એવું ?

**દાદાશ્રી :** જોનાર તો એ છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એ પોતે નથી ?

**દાદાશ્રી :** એ બિલકુલ આંધળો જ છે.

અજ્ઞાન ભાવમાં 'હું કરું છું' તેનાથી પ્રતિષ્ઠિત આત્મા બંધાય છે ને પ્રતિષ્ઠિત આત્મા આ બધું કરે છે. તે વ્યવસ્થિત શક્તિને આધીન કરે છે.

શુદ્ધાત્માની સત્તા કેટલી, હદ કેટલી તેની આપણને ખબર છે. પ્રતિષ્ઠિત આત્માએ જેવો ભાવ કર્યો હોય તે પ્રમાણે થાય, પણ તેની સત્તા કેટલી, તે જગતના લોકોએ જાણવું પડશે. તેની સત્તામાં પ્રતિજ્ઞા કરી શકે, નિશ્ચય કરી શકે. માત્ર સારી કે ખોટી પ્રતિજ્ઞા, સારો કે ખોટો નિશ્ચય કરી શકે. તે સિવાય બીજું કશું તે કરી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ચેતનને લાગુ પડે કે અચેતનને ?

**દાદાશ્રી :** માન્યતાને લાગુ પડે છે, પ્રતિષ્ઠિત આત્માને. આ પ્રતિષ્ઠિત આત્મામાંયે બહુ શક્તિઓ છે. તમે અહીં બેઠા બેઠા બીજા માટે સહેજ પણ અવળો વિચાર કરો તોયે તેના ઘેર પહોંચી જાય તેવું છે.

**પ્રશ્નકર્તા :** ચેતન પણ વ્યવસ્થિતના તાબામાં છે કે પુદ્ગલ એકલું જ ?

**દાદાશ્રી :** સંસાર ભાવને પામેલું બધું જ વ્યવસ્થિતના તાબામાં છે. મુક્ત થયા પછી વ્યવસ્થિતના તાબામાં રહેતું નથી.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત બધું જ વ્યવસ્થિતના તાબામાં છે ?

**દાદાશ્રી :** પુદ્ગલ અને પ્રતિષ્ઠિત આત્મા બધું જ વ્યવસ્થિતના તાબામાં છે. જ્યાં સુધી બંધન છે ત્યાં સુધી વ્યવસ્થિતના તાબામાં છે.

## પ્રતિષ્ઠિત આત્મા, વ્યવસ્થિતને તાબે

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિ, પ્રતિષ્ઠિત આત્મા અને (મૂળ) આત્મા એમની વચ્ચે સંબંધ શું છે ?

**દાદાશ્રી :** મૂળ આત્માને તો કશો સંબંધ કોઈની સાથે નથી. પણ આ પ્રતિષ્ઠિત આત્માને ચંદુની પ્રકૃતિની જોડે સંબંધ છે અને વ્યવસ્થિતના પ્રમાણે જ પ્રતિષ્ઠિત આત્માને ચાલવું પડે છે.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્માને વ્યવસ્થિત પ્રમાણે જ ચાલવું પડે છે ?

**દાદાશ્રી :** હા, અને મૂળ આત્માને સંબંધ નથી, મૂળ આત્મા તો જ્ઞાતા-દ્રષ્ટા જ રહે છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત પ્રમાણે પ્રતિષ્ઠિત આત્મા કાર્ય કરતો હોય તો તે વખતે મૂળ આત્માની હાજરી તો ખરીને ?

**દાદાશ્રી :** હાજરી એટલે જુએ-જાણે, બીજું કશું એને માથાકૂટ નહીં, એને લેવાદેવા નહીં. (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા છે તે વ્યવસ્થિતના કહ્યા પ્રમાણે ચાલ્યા કરે, વ્યવસ્થિતને તાબે છે એ.

જગત ચલાવવા માટે આત્માને કશું જ કરવું પડતું નથી. આ બધા (ચાર્જ) 'પ્રતિષ્ઠિત આત્માઓ'ના જે પરિણામો છે તે મોટા 'કોમ્પ્યુટર'માં જાય છે. પછી બીજા બધા 'એવિડન્સો' ભેગા થઈને તે 'કોમ્પ્યુટર'ની મારફત બહાર પડે છે, તે રૂપકમાં આવે છે. એને 'વ્યવસ્થિત શક્તિ' કહીએ છીએ, ઓન્લિ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ !

**પ્રશ્નકર્તા :** ચેતન એમાં દાખલ થાય તો ને ? તન્મયાકાર થાય તો ને ?

**દાદાશ્રી :** ના, ચેતનને દાખલ કરવાની, આત્માને દાખલ કરવાની જરૂર નથી. મૂળ આત્માને દાખલ થવાનું નહીં. (એની હાજરી છે જ) પ્રતિષ્ઠિત આત્મા (ચાર્જ) જે છે, એ પાવર આત્મા કહેવાય છે. તેની ડખલ છે આ બધી.

## ક્રોધ-માન-માયા-લોભ, ઊભા પોતાની જ પ્રતિષ્ઠાથી

**પ્રશ્નકર્તા :** તો આ ક્રોધ-માન-માયા-લોભ પ્રતિષ્ઠિત આત્મા ઊભા કરે છે ?

**દાદાશ્રી :** આ લોકોએ પ્રતિષ્ઠા કરી આપણી અને 'આપણે'ય માની લીધી તે પ્રતિષ્ઠા. 'આપણે'ય પ્રતિષ્ઠા કરી કે 'હું ચંદુભાઈ છું', તે આપણી પ્રતિષ્ઠા જ્યાં સુધી કરેલી છે કે 'હું ચંદુભાઈ છું', ત્યાં સુધી આ ક્રોધ-માન-માયા-લોભ રહ્યા છે મહીં.

'ક્રોધ-માન-માયા-લોભ કષાયોની વૃત્તિ,
પોતાની પ્રતિષ્ઠાથી ઊભી મૂઢ સૃષ્ટિ'.

એટલે આ ક્રોધ-માન-માયા-લોભની સૃષ્ટિ ક્યાં સુધી ઊભી રહી છે ? 'હું ચંદુભાઈ છું અને આમ જ છું' એ નક્કી છે ત્યાં સુધી એ ઊભી રહેશે. તે જ્યાં સુધી આ પ્રતિષ્ઠામાં છે ત્યાં સુધી ક્રોધ-માન-માયા-લોભ જાય નહીં. એની પ્રતિષ્ઠાને લીધે (સૃષ્ટિ) ઊભી રહી છે.

પોતાની પ્રતિષ્ઠા ક્યારે જાય કે 'હું શુદ્ધાત્મા છું'નું ભાન થાય, એટલે પોતાના નિજસ્વરૂપમાં આવે ત્યારે પ્રતિષ્ઠા તૂટી ગઈ, ત્યારે ક્રોધ-માન-માયા-લોભ જાય, નહીં તો જાય નહીં. માર-માર કરે તોયે ના જાય ને, એ ચારેય તો વધ્યા કરે ઊલટાં. એકને મારે ત્યારે બીજો વધે ને બીજાને મારે ત્યારે ત્રીજો વધે.

લોકો ક્રોધ-માન-માયા-લોભને કાઢવા માટે આખી જિંદગી ગાળે છે પણ એના આધારને કાઢતા નથી. એનો આધાર તો જ્ઞાની પુરુષ જાણે. લોકો ક્રોધ કાઢે તો માન વધી જાય. એનો આધાર એ તો 'હું ચંદુલાલ' એ જ પ્રતિષ્ઠિત આત્મા, એ કાઢી લીધું એટલે બધું અજ્ઞાન નિરાધાર થઈ ગયું અને સંસાર વૃક્ષનું મૂળ ઉખડી ગયું કે જે અનંત રોગનું મૂળ હતું. દરેક જન્મે ઈન્દ્રિયો ભોક્તા બને છે પણ અહંકાર કહે કે 'મેં ખાધું, મેં કર્યું.' અહંકાર એ તો અતિ સૂક્ષ્મ છે, એ શી રીતે ભોગવે ? એક તો શરીરમાં આરોપ કરે છે કે 'હું ચંદુલાલ', પછી અહંકાર કરીને ગર્વ કરે કે 'મેં આટલું સરસ કાર્ય કર્યું', 'મને ઘણી સરસ ઠંડક આવી.' ખરેખર

શરીરને ઠંડક મળે છે, શુદ્ધ આત્મા ભોગવતો નથી. અહંકાર પણ ભોગવતો નથી, માત્ર ઈગોઈઝમ (અહંકાર) કરે છે કે 'મને ઠંડક થઈ, મેં આમ કર્યું.' એ જ સૂક્ષ્મ ભાવ બને છે ને એ કૉઝલ બૉડી આવતે ભવ ઈફેક્ટિવ બૉડી બને છે. બસ આમ જ ચાલ્યા કરે છે.

## પ્રતિષ્ઠા છોડે એક, ઘાલે બીજી પાછી

પ્રતિષ્ઠા એટલે શું કે છોકરાની વહુના સસરા થઈને બેઠા હોય. સસરા જ કહેવાય ને છોકરાની વહુ આવી એટલે ? પણ પછી દીક્ષા લે એટલે આ છે તે અહીંથી પ્રતિષ્ઠા તોડી સસરાની અને 'હું ઉપાધ્યાય કે સાધુ', એ પાછી પ્રતિષ્ઠા ઊભી કરી. આ પ્રતિષ્ઠા છોડી ને પાછી પેલી પ્રતિષ્ઠા ઘાલી. એ પ્રતિષ્ઠા તો એની એ જ ઘાલીને ? જો 'શુદ્ધાત્મા' થઈ ગયો હોત તો તો કશો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** તો એને આ ઉપાધ્યાય થવાની જરૂર નહોતી.

**દાદાશ્રી :** હા, તે જ કહું છું ને કે આ પ્રતિષ્ઠા એક છોડી અને બીજી ઘાલી. પછી વળી આગળ જરા શાસ્ત્રો ભણે એટલે પાછી એ સાધુની પ્રતિષ્ઠા છોડાવડાવે અને ઉપાધ્યાયની આપે. ઉપાધ્યાય છોડાવડાવીને આચાર્યની આપે. આચાર્યની છોડાવીને સૂરિની આપે. પણ એની એ પ્રતિષ્ઠામાં રહેવાનો.

બાકી, આ જ્યાં સુધી 'હું આચાર્ય મહારાજ છું', ત્યાં સુધી પ્રતિષ્ઠા તો એની એ જ છે, ત્યાં સુધી પેલા ક્રોધ-માન-માયા-લોભ ઊભા જ રહેવાના, કાયમ. અને નિકાલ કરવાનો તો ક્યાં ગયો પણ નવું ઊભું કરે. નિકાલનો તો બધો સામાન છે જ એમની પાસે. પણ નવો વ્યાપાર ચાલુ જ, રાગ-દ્વેષનો વેપાર ચાલુ જ. રાગેય કમાય ઘણો ને દ્વેષેય કમાય.

આ આત્મામાંથી જ પ્રતિષ્ઠા કરેલો છે, તેથી બીજો ઈમિટેશન આત્મા ઊભો થયો છે. આ ચંદુભાઈ એ પ્રતિષ્ઠિત આત્મા છે. મુખ્ય પ્રતિષ્ઠામાં મૂળ વસ્તુ નથી છતાં કંટ્રોલર જોડે બેઠેલા છે, તેથી ગમે ત્યારે 'યસ' અને ના ગમે ત્યારે 'નો' કહે છે.

**પ્રશ્નકર્તા :** મૂળ આત્મા મોક્ષમાં છે ?

**દાદાશ્રી :** મૂળ આત્મા મોક્ષમાં જ છે. આત્મા સિવાયનું જે કરે છે તે કોણ કરે છે ? તે પ્રતિષ્ઠિત આત્મા કરે છે. આને 'પુદ્ગલ' કહીએ છીએ. આ માણસો શું કરે છે કે 'હું જ આચાર્ય છું' એવું બોલ બોલ કરે છે, તે પોતાની પ્રતિષ્ઠા કરે છે. તે શામાં કરે છે ? પુદ્ગલમાં. તેનાથી પેલો પ્રતિષ્ઠિત આત્મા આખી જિંદગી કામ કર્યા કરે. પ્રતિષ્ઠા કરવાનું એક ભવ બંધ કરે એટલે નવું ચાર્જ ના થાય.

## 'પ્રત્યક્ષ' જ્ઞાની જ, હકીકત પ્રકાશે

હવે આવી વાત પુસ્તકોમાં તો લખેલી હોય નહીં, એટલે શી રીતે માણસ ફરે ? પુસ્તકમાં લખેલું તો કેવું હોય કે કઢીમાં મરચું, મીઠું, હળદર, ગોળ બધું નાખજો. પણ શું શું વસ્તુ ને કઈ રીતે એનું પ્રમાણ લેવું, એ તો ના હોય ને એટલે આ વસ્તુ એને અંદરખાને સમજાય નહીંને ! એટલે આ પ્રતિષ્ઠિત આત્માને જ જગત આખું આત્મા માની બેઠું છે અને એને સ્થિર કરવા માગે છે. અને તેય ખોટી વસ્તુ નથી, સ્થિર તો કરવું જોઈએ. અને એને સ્થિર કરવાથી આનંદ થાય. જેટલો વખત આ પ્રતિષ્ઠિત આત્મા સ્થિર થાય, રાત્રે ઊંઘમાં તો સ્થિર થાય છે પણ દહાડેય જેટલો વખત સ્થિર થાય, એટલો વખત એને આનંદ થાય. પણ એ આનંદ કેવો કે, સ્થિરતા તૂટી કે હતો તેવો ને તેવો જ થઈ જાય. હવે જો એ જોડે જોડે એમ જાણે કે મૂળ આત્મા તો સ્થિર જ છે, તો 'પોતે' એડજસ્ટમેન્ટ લઈ શકે. પણ મૂળ આત્માની વાત લોકોને ખબર જ નથી. આ પ્રતિષ્ઠિત આત્માને જ 'આત્મા' સ્વીકારવામાં આવેલો છે અને આ ખરેખર આત્મા છે નહીં. પ્રતિષ્ઠિત આત્મા એ પુદ્ગલ છે, એમાં ચેતન જ નથી.

## જે સ્વભાવે ચંચળ, તે અચળ કેમ કરીને થાય ?

જુઓને, આ સાધુઓ કેટલો બધો ત્યાગ-તપ કરે છે ! શેના હારુ સાહેબ તપ કરો છો ? ત્યારે કહે, આત્મા જાણવા માટે. અલ્યા, આત્મા તેવો નથી. આ તો ચંચળને અચળ કરવા જાવ છો ! ના, કોઈ દા'ડોય, કોઈ કાળેય નહીં થાય. સ્વભાવથી જ ચંચળ છે ને આ તો પ્રતિષ્ઠિત આત્મા છે.

આ ક્રમિક માર્ગમાં તો સ્થૂળમાંથી બાદ કરતા કરતા પ્રતિષ્ઠિત આત્માને 'આત્મા' જાણીને ખોળ્યો ચંચળ છે તેમાં આત્મા માન્યો. પણ અલ્યા ! તે પ્રતિષ્ઠિત આત્મા તો આખીય ચંચળ મશિનરીનું હેડ છે. આખાય જગતે આ તો ચંચળ ભાગને આત્મા માન્યો છે અને કહ્યો છે. અયથાર્થ આત્માને 'આત્મા' કહ્યો છે પણ ફક્ત કેવળજ્ઞાનીઓએ જ યથાર્થ આત્માને 'આત્મા' સ્વરૂપે કહ્યો છે અને અમેય તમને એ જ યથાર્થ આત્માનો નિર્ણય કરાવી આપ્યો છે. આ બહાર તો ચંચળ ભાગને જ 'આત્મા' માને છે. પણ તેમાં ચેતનનો એક પણ ગુણ નથી અને તેને ચેતન માનીને લોકો ચાલે છે. પણ તેમાં ચેતન સ્વરૂપ નથી રહેતું અને મશિનરી બંધ પડે છે ત્યારે કહે છે કે કાઢો, કાઢો. ત્યારે બાધેભારે કહે, 'આત્મા ચાલ્યો ગયો.' પણ માને તો ચંચળ ભાગને ચેતન આત્મા. ચેતનનો એક પણ ગુણ ચંચળ ભાગમાં નથી.

જગતને જે દેખાય છે તે નિશ્ચેતન ચેતન, તેને તો લોક 'ચેતન' કહે છે. તે 'નિશ્ચેતન ચેતન' એનું જ નામ પ્રતિષ્ઠિત આત્મા. કોઈ સાધુ ચંચળ ભાગ બાદ કરતો કરતો જાય તો છેલ્લે અચળ ભાગ 'આત્મા' પામશે. પણ આ તો ચંચળ ભાગમાં જ આત્મા ખોળે છે તે ક્યાંથી જડે ? ચંચળ વસ્તુમાં આત્મા ના હોય.

## ક્રમિકમાં પ્રતિષ્ઠિત આત્માને મનાયો આત્મા

શાસ્ત્રોમાં એવું કહેવામાં આવ્યું કે કષાય એટલે આત્માને પીડે તે ! હવે એ આત્મા કયો તે વાત કહેવાની રહી ગઈ. કહી છે ખરી પણ તે અમુક ઢબથી કહી છે. તે આ લોકોને ખ્યાલ નથી બેસતો અને ભૂલી જાય છે.

**પ્રશ્નકર્તા :** આ બધા જે લોકો આત્મા કહેતા હતા, તે પ્રતિષ્ઠિત આત્મા કહેતા હતા ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્માને આત્મા માનતા'તા. રોંગ બિલીફ એ એમને ખબર ના હોય.

પ્રતિષ્ઠિતને જ 'આત્મા' કહેવામાં આવ્યો. એટલે એમાં પેલો મૂળ

આત્મા તો રહી ગયો બાજુએ. એટલે નિંદા કરે છે આત્માની ને આ જ આત્મા છે. કહે, નિંદા કરજો આત્માની, હં... ત્યારે કહે, હા, મારો આત્મા પાપી છે, એટલે નિંદા કરવી પડે.

'મારો આત્મા પાપી છે' એવું બોલે છે. અલ્યા, આડોશી-પાડોશીની નિંદા ઓછી કરતો હતો, તે હવે આત્માની નિંદા કરે છે ? આત્માની નિંદા શી રીતે કરાય ? એ આત્મા પાપી છે, તે કયો આત્મા એનું ભાન નથી આ લોકોને. એવું યાદ રાખવું જોઈએ કે આ વ્યવહાર આત્મા (પ્રતિષ્ઠિત આત્મા) પાપી છે.

'મારો આત્મા પાપી છે' એવું કહેનારાનો આત્મા પાપી થયો ને એ પોતે મૂઓ ચોખ્ખો એવો અર્થ ઠર્યો ! એવો અર્થ લોકોને ના સમજાય. એક વખત દોષ દેખતો બંધ થાય તે ના દેખાય, ભલેને હોય ઉઘાડો. ભગવાને કહ્યું શું અને કરે છે શું ? જે ભરી લાવ્યો છે તે પ્રતિષ્ઠિત આત્મા પાપી છે, એનું તેને ભાન જ નથી ને જે ભગવાન સ્વરૂપે છે તે આત્માને પાપી કહે છે ને નર્કના દડીયા બાંધે છે. પાછો કો'ક વખત એવું પણ બોલે કે મારો આત્મા મહાવીર જેવો છે. અલ્યા ! આ કેવું ?

આ શાસ્ત્રોમાં વ્યવહાર આત્મા લખેલું છે, તે આ લોકો વ્યવહાર આત્માને ભૂલી જઈ શુદ્ધાત્માને ચોંટી પડ્યા ને શુદ્ધાત્માને આરોપ આપવા માંડ્યા. તે શુદ્ધાત્મા કહે કે લે ત્યારે ભોગવ ! પણ તેમ નથી, વ્યવહાર આત્મા તે પ્રતિષ્ઠિત આત્મા. તેં જે પ્રતિષ્ઠા કરેલી તે બધું જ પ્રતિષ્ઠિત આત્મા, તે ભોગવે છે. શુદ્ધાત્મા તો પરમાનંદી છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહારિક આત્મા એ જ પ્રતિષ્ઠિત આત્મા ?

**દાદાશ્રી :** હા, 'પ્રતિષ્ઠિત આત્મા' નામ આપણે આપ્યું છે. બાકી આમ આ લોકોએ 'વ્યવહારિક આત્મા' કહ્યો છે. જે તું અત્યારે માની રહ્યો છું, તે આત્મા વ્યવહારિક આત્મા છે, એવું કહ્યું. પણ 'વ્યવહારિક આત્મા'માં શું થાય છે ? લોકોને સમજાતું નથી. આ ફરી ઊભું કરનાર જ તમે છો આ, પ્રતિષ્ઠા કરો છો માટે. 'હું ચંદુલાલ છું, હું ચંદુલાલ છું' કર્યા કરશો, 'હું ચંદુલાલ જ છું' તો ફરી (પ્રતિષ્ઠિત) આત્મા થઈ રહ્યો

છે તમારો, બીજી પ્રતિષ્ઠા થઈ રહી છે. ગયા અવતારની પ્રતિષ્ઠાની નિર્જરા થયા કરે છે, અને નવી પ્રતિષ્ઠાનો બંધ પડે છે.

## વ્યવહાર આત્મા સમજાવ્યો, 'પ્રતિષ્ઠિત આત્મા' કહીને

આ ક્રમિક માર્ગમાં બધા, આપણે જેને 'પ્રતિષ્ઠિત આત્મા' કહીએ છીએ એને એ 'વ્યવહાર આત્મા' કહે છે. વ્યવહાર આત્માને જ આત્મા માની બેઠા છે, અને એને જ સ્થિર કરવો છે ને એને જ કર્મરહિત કરવો છે, કહે છે. અને એ એવું માને છે કે આત્મા કર્મથી બંધાયો છે આ અને આ જ આત્મા છે. ના, આત્મા તે નથી, આત્મા તો કર્મથી મુક્ત જ છે. ફક્ત 'તને' એ ભાન નથી. તારે ભાન આવે એ જરૂર છે. આપણે શું કહેવા માંગીએ છીએ ? 'તને' આ ભાન નથી આવ્યું, આ 'તને' ભ્રાંતિ છે. જ્યાં આત્મા નથી ત્યાં તું આરોપ કરું છું કે આ આત્મા છે. માટે આત્માને 'તું' જાણ. તો આ બધું મુક્ત જ છે. નહીં તો કરોડો અવતાર સુધીય તારું અજ્ઞાન જાય નહીં.

સુખ ભોગવે છે એય અહંકાર, દુઃખ ભોગવે છેય તેય અહંકાર. શુદ્ધાત્મા જુદો જ છે. આ અહંકાર જે કહેવાય છે ને એ પ્રતિષ્ઠિત આત્મા, બાકી આમ તીર્થંકરોએ એને 'વ્યવહાર આત્મા' કહેલો છે. અત્યાર સુધી આ ભગવાન મહાવીરે વ્યવહારથી, 'વ્યવહાર આત્મા' કહેલું, એ વ્યવહાર આત્મા લોકોને સમજાયું નહીં ને ઊંધું બફાયું. એટલે મારે એને પ્રતિષ્ઠિત આત્મા એટલે પાવર ચેતન કહેવું પડ્યું. પાવર ચેતન એટલે પાવર ખલાસ થઈ જશે એટલે પડી જશે. અને નવું પાવર ચેતન ઊભું કરે છે એ પોતે. પ્રતિષ્ઠા કરે છે કે 'હું ચંદુલાલ છું,' (ચાર્જ અહંકાર) એ પોતે પોતાની મૂર્તિમય પ્રતિષ્ઠા કરે છે. 'હું શુદ્ધાત્મા છું' (નિરહંકાર) એ અમૂર્તની પ્રતિષ્ઠા. 'હું શુદ્ધાત્મા છું' એ કોની પ્રતિષ્ઠા કરે છે ? અમૂર્તની. એટલે મૂર્તિ નહીં હવે, હું અમૂર્ત. અને આ મૂર્તિની પ્રતિષ્ઠા કરે છે ને આવતે ભવ મૂર્તિ મળે. મૂર્તિની ભક્તિ કરવામાં આવે, મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવે એટલે આવતે ભવ મૂર્તિ થાય.

ક્રમિક માર્ગમાં 'પ્રતિષ્ઠિત આત્મા એ જ મારો આત્મા છે', એમ

માનીને પરમાણુ-પરમાણુ ઓછા કરતા કરતા આગળ જાય છે. મોહના એક-એક પરમાણુ એમને ઓછા કરતા જવાનું. પચ્ચીસ પ્રકારના મોહ છે, પચ્ચીસ પ્રકારના મોહ ચાર્જ થાય અને પચ્ચીસ પ્રકારના મોહ ડિસ્ચાર્જ થાય. એ પાછું ડિસ્ચાર્જ તો થવાનું જ નિયમથી અને પછી એની પાછળ ચાર્જેય થવાનું. ડિસ્ચાર્જ થાય, પાછા ચાર્જ થયા કરે. આપણે અક્રમમાં ચાર્જ થતું બંધ થઈ જાય, ડિસ્ચાર્જ રહે.

**પ્રશ્નકર્તા :** એમ કહ્યું છે કે,

'સમતા, રમતા, ઊરધતા, જ્ઞાયકતા, સુખભાસ;
વેદકતા, ચૈતન્યતા એ સબ જીવ વિલાસ', એ સમજાવો.

**દાદાશ્રી :** ક્રમિક માર્ગ પ્રતિષ્ઠિત આત્માને 'આત્મા' કહે છે. આપણે મૂળ આત્માને 'આત્મા' કહીએ છીએ. એ આત્માને વેદકતા ના હોય. કારણ કે બેઉનો કહેવાનો દૃષ્ટિફેર છે. એ સાચું કહે છે કે એને વેદકતા હોય જ. આ એના ગુણ વિલાસ એવું લખ્યું છે ને, તે આટલા ગુણો હોય, કહે છે. તે વેદકતા ગુણ પ્રતિષ્ઠિત આત્માને છે. તે આપણે એમ કહ્યું છે ને, કે અહંકારમાં એટલે પ્રતિષ્ઠિત આત્મા કહો કે અહંકાર કહો, જે કહો, તે બધું એકનું એક જ છે આ.

## મૂળ આત્મા રહ્યો બાજુ, પ્રતિષ્ઠિતને પકડે ક્રમિક

ના ગમતું આવે ત્યારે દ્વેષ કરે પણ તે કયો આત્મા ? પ્રતિષ્ઠિત આત્મા (ચાર્જ). પેલો મૂળ આત્મા અક્રમ સિવાય આ કાળમાં કોઈ દહાડો જડે નહીં. હવે ક્રમિક માર્ગમાં પ્રતિષ્ઠિત આત્માને વીતરાગ બનાવવાનો છે. હા, ભાવના કરી કરીને અને દરેક અવતારમાં ભાવના ફેરવ ફેરવ કરવાની, ભાવકર્મથી ભાવના ફરે, એમ કરતા કરતા કરતા વીતરાગ થાય.

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગમાં પ્રતિષ્ઠિત આત્માને વીતરાગ કરવા માંગે છે અને અક્રમમાં ?

**દાદાશ્રી :** અક્રમમાં તો અમે તમને જ્ઞાન આપ્યું ને તે તમે પોતે જ થઈ ગયા. આ બધું નિકાલ કરી નાખો હવે.

**પ્રશ્નકર્તા :** સાચા સ્વરૂપનું ભાન થઈ જાય એટલે નવી પ્રતિષ્ઠા થવાનું બંધ થઈ જાય ?

**દાદાશ્રી :** હા, પ્રતિષ્ઠા થવાનું બંધ થાય. અને પ્રતિષ્ઠા થવાનું બંધ થાય એટલે ત્યાર પછી રહ્યું શું ? ત્યારે કહે, (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા.

પહેલા પ્રતિષ્ઠા કરીને આવ્યો છે, તેથી દેહ ઊભો થયો. હવે પ્રતિષ્ઠા નથી કરતા. 'હું આ દેહ છું' એ પ્રતિષ્ઠા બંધ થઈ ગઈ. 'આ મારું છે' એ પ્રતિષ્ઠા બંધ થઈ.

આત્મા-પરમાત્માની વાત કોઈ દા'ડો નીકળેલી જ નહીં. આત્મા અને પુદ્ગલ સંબંધની વાતો નીકળેલી. તે આત્મા શબ્દમાં પ્રતિષ્ઠિત આત્માની જ વાત હોય. મૂળ આત્માની વાત કોઈ જગ્યાએ નીકળે નહીં. કોઈ બોલેલો જ નહીંને ! આ જ ચેતન છે, એવું કહેલું.

મૂળ આત્મા જાણતા જ નથી અને શું હકીકત કહેવા માંગે છે, કે આ જે છે એ જ ચોખ્ખો થવો જોઈએ અને એ ચોખ્ખો થઈ ગયો કે મોક્ષ પછી. અને કહે કે આને જ શુદ્ધ કરો, પ્રતિષ્ઠિત આત્માને. ક્યારે પત્તો પડે ? રકમમાં ભૂલ, તે જવાબ શી રીતે આવે ? તેથી કહીએ, દસ લાખ વર્ષે આવું તરત માખણનું ઘી હાથમાં આપી દેવાનું. ઘી તાવી લેવાનું, તે પોતાને તાવવુંય ના પડે, આજ્ઞાપૂર્વક મૂકી દીધું કે થઈ ગયું ઘી.

## કષાયાધીન આત્મા - આત્માધીન કષાય

પેલા ક્રમિકમાર્ગમાં છે તે કષાયાધીન આત્મા, એ પ્રતિષ્ઠિત આત્મા અને આ આત્માધીન કષાય એ શુદ્ધાત્મા અને પરમાત્મા, એને કષાયરહિત આત્મા કહે છે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માધીન કષાય ના સમજાયું.

**દાદાશ્રી :** આ તમને બધા કષાયો તમારા આધીન છે, એટલે તમે સંયમમાં આવ્યા છો. કષાય તમને આધીન છે અને પેલા કષાયને આધીન, કોઈ સંયમ હોય નહીં. જગત આખું કષાયાધીન છે, આત્માને આધીન ન હોય અને સંયમમાં આવ્યો એટલે આત્માધીન થયા.

## પ્રતિષ્ઠિત આત્મા સાધક, મૂળ આત્મા સાધ્ય

**પ્રશ્નકર્તા :** હવે નિશ્ચયનો સાધક આત્મા છે, સાધન પણ આત્મા છે અને સાધ્ય પણ આત્મા છે ?

**દાદાશ્રી :** ના, એવું નથી. આત્માને સાધન અને સાધક હોય નહીં. એ સાધક બનાવીએને એ આત્મા જ નથી. એ વ્યવહાર આત્મા જો ગણવો હોય ને, જે પ્રતિષ્ઠિત આત્મા, એને સાધક કહેવો હોય તો કહી શકાય. પણ મૂળ આત્મા તો સાધક નથી, પરમાત્મા છે.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્માની જ વાત છે.

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્મા બરાબર છે.

**પ્રશ્નકર્તા :** એમાં તો પછી સાધ્ય મૂળ આત્મા છે ને ?

**દાદાશ્રી :** હા, એટલે મૂળ પદ પોતાનું છે.

**પ્રશ્નકર્તા :** એટલે જુદું થયું ને ?

**દાદાશ્રી :** જુદું જ હોય, હોય જ જુદું. શબ્દોય જુદા હોય છે અને રૂપેય જુદું હોય. ના કહ્યું કે સુથારને સાધન શું ? ત્યારે કહે, ફરસી તથા વાંસડો એના સાધન અને સાધ્ય શું ? તો કહે, આ મૂર્તિ બનાવવી. એવું પોતે પોતાને ઘડે છે, આ પ્રતિષ્ઠિત આત્મા, મૂળ આત્માની સાથે રહીને.

**પ્રશ્નકર્તા :** પણ છે જુદી વસ્તુ !

**દાદાશ્રી :** જુદી જ છે. જુદી ના હોય ત્યાં સુધી સાધક બને નહીં. સાધક બને છે એ જુદો જ છે.

**પ્રશ્નકર્તા :** નહિતર સાધક બનવાની જરૂરત જ ક્યાં છે ?

**દાદાશ્રી :** સાધક એટલે પ્રેક્ટિશનર (અભ્યાસી).

## શાસ્ત્રોની વાત, સમજાવે પ્રત્યક્ષ જ્ઞાની

આ પઝલ છે પણ કાયદેસરનું પઝલ છે, ગેરકાયદેસર પઝલ નથી.

બિલકુલ કાયદેસર છે પઝલ. છતાં લોકોને લાગે જ છે ને, ઊંધું થઈ રહ્યું છે ! ઊંધું નથી થઈ રહ્યું, છતું જ થઈ રહ્યું છે.

આ મારી શોધખોળ છે. અમે જાતે જોઈને કહીએ છીએ. એ શાસ્ત્રમાં લખ્યું નથી. શાસ્ત્રોમાં તો આને (પ્રતિષ્ઠિત આત્માને) સુધારવાનું કહ્યું છે. 'સુધાર સુધાર કરો' એવું કહ્યું છે. એટલે કંઈ પદ્ધતિ તો હોવી જોઈએ ને ? સુધારવાની પદ્ધતિ હોય છે ને ? શાસ્ત્રમાં પદ્ધતિ બતાડવામાં આવી છે એ લોકોનાં લક્ષમાં નથી, બહુ સૂક્ષ્મ રીતે બતાવવામાં આવી છે. પણ એ તો શબ્દથી બતાવવામાં આવી હોય ને ? એટલે શું કે શબ્દથી બતાવવામાં આવ્યું કે મુંબઈ જાવ તો મુંબઈમાં આવું છે. ત્યાં આગળ જુહુનો કિનારો આમ છે, તેમ છે પણ શબ્દથી. તેમાં તમને શું લાભ થયો ? એટલે શાસ્ત્રો શું બતાવે ? શબ્દોથી બતાવે. એ અનુભવથી ના હોય ને ? શાસ્ત્રમાં અનુભવથી ઊતરે નહીંને ! એટલે 'જ્ઞાની પુરુષ'ની હાજરી સિવાય કશું આનો ફોડ પડે નહીં.

❖ ❖ ❖ ❖ ❖

## (૧.૩)

# જ્ઞાન પછી જે શેષ વધ્યો, તે પ્રતિષ્ઠિત આત્મા

## વ્યવહાર આત્મા કરે ચાર્જ, પ્રતિષ્ઠિત તે ડિસ્ચાર્જ

**પ્રશ્નકર્તા :** દાદા, જ્ઞાન મળ્યા પછી આપણે આ પ્રતિષ્ઠિત આત્માને કઈ રીતે સમજવો ?

**દાદાશ્રી :** ખરેખર તો પ્રતિષ્ઠિત આત્મા તો જ્ઞાન મળ્યા પછી જે બાકી રહ્યું તે. પણ ત્યાં સુધી પ્રતિષ્ઠિત આત્મા ના કહેવાય, ત્યાં વ્યવહારિક આત્મા કહેવાય.

**પ્રશ્નકર્તા :** અને અજ્ઞાનતામાં વ્યવહાર આત્મા ને પ્રતિષ્ઠિત આત્માને એક જ ગણાવ્યા આપે ?

**દાદાશ્રી :** હા, અજ્ઞાનતામાં એકનો એક જ છે.

## ભાવસત્તા નહીં, ડિસ્ચાર્જ પ્રતિષ્ઠિતને

**પ્રશ્નકર્તા :** જે ચાર્જ કરનારું છે ભાવમન, એટલે પ્રતિષ્ઠિત આત્મા ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્મા ખરેખર એ છે નહીં. પ્રતિષ્ઠિત આત્મા નવો ઉત્પન્ન થાય છે ભાવમનથી અને દ્રવ્યમન એ ખરેખર (ડિસ્ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા છે. દ્રવ્યમન એટલે ડિસ્ચાર્જ મન અને ભાવમન એટલે ચાર્જ મન. હવે ચાર્જ, અહંકાર હોય તો થાયને ? આપણે અજ્ઞાન હોય તો ચાર્જ થાયને ? એટલે જગત આખાને, આ જ્ઞાન ના મળ્યું હોય તો એમને ભાવમન હોય, જે એમને ચાર્જ થયા જ કરવાનું. એ ગમે તેટલી માથાકૂટો કરે પણ ચાર્જ થાય જ. તમને હવે

ચાર્જ ના થાય અને ચાર્જ થાય તો એક અવતાર પૂરતું, અમારી આજ્ઞા (પાળે એટલા) પૂરતું.

**પ્રશ્નકર્તા :** એટલે ભાવમનથી નવો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થાય ?

**દાદાશ્રી :** હા, પ્રતિષ્ઠિત આત્મા જ. એ ભાવમનથી જ શરૂઆત થાય છે. ભાવ એટલે સ્થાપન કરવું, અસ્તિત્વ સ્થાપન કરવું. જ્યાં પોતે નથી ત્યાં અસ્તિત્વનું સ્થાપન કરવું. ભાવમનથી નવો પ્રતિષ્ઠિત આત્મા ઉત્પન્ન થાય છે ને દ્રવ્યમન એટલે ડિસ્ચાર્જ થતો પ્રતિષ્ઠિત આત્મા. અહંકાર હોય તો જ ચાર્જ થાય.

**પ્રશ્નકર્તા :** તો આ બધા ભાવો પ્રતિષ્ઠિત આત્મા નથી કરતો ?

**દાદાશ્રી :** (ડિસ્ચાર્જ)પ્રતિષ્ઠિત આત્મા પણ વસ્તુસ્થિતિમાં ભાવ કરે જ નહીં ને શુદ્ધાત્માય ભાવ કરે નહીં. આ તો 'હું ચંદુભાઈ છું' એમ જે માને છે, એ (કારણ) વ્યવહાર આત્મા ભાવ કરે છે. પ્રતિષ્ઠિત આત્મા તો ભાવથી જ ઊભો થયો છે, ને જો ભાવ ના હોત તો એ પ્રતિષ્ઠિત આત્મા હોત જ નહીં.

## અક્રમની છે દેણ, પ્રતિષ્ઠિત આત્મા

**પ્રશ્નકર્તા :** આ શુભ-અશુભ ભાવ થાય છે તે કોને થાય છે, પ્રતિષ્ઠિત આત્માને ?

**દાદાશ્રી :** એવું છે કે શુભ અને અશુભ ભાવ પ્રતિષ્ઠિત આત્મા કરે તે વખતે તે પ્રતિષ્ઠિત આત્મા ગણાતો નથી, તે ઘડીએ 'વ્યવહાર આત્મા' ગણાય છે. પ્રતિષ્ઠિત આત્મા તો જેને સ્વરૂપજ્ઞાન મળ્યા પછી બાકી રહ્યો તે પ્રતિષ્ઠિત આત્મા. જે પ્રતિષ્ઠા દેહમાં 'હું'પણાની કરી હતી, તે પ્રતિષ્ઠાનું ફળ રહ્યું છે. સ્વરૂપજ્ઞાન પહેલાં પ્રતિષ્ઠિત આત્મા કહેવાય નહીં, વ્યવહાર આત્મા કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો દાદા, ભાવસત્તા કોની ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્માને ભાવસત્તા હોય નહીં. ભાવસત્તા હોય

તો પ્રતિષ્ઠિત આત્મા કહેવાતો જ નથી. એટલે ક્રમિકમાં પ્રતિષ્ઠિત આત્મા કહેવાય જ નહીં. અક્રમમાં બાકી રહ્યો તે પ્રતિષ્ઠિત આત્મા. જ્ઞાન પ્રાપ્ત થયા પછી જે બાકી રહ્યો, જે નિકાલી બાબતનો તે પ્રતિષ્ઠિત આત્મા. હા, જેનો નિકાલ કરવાનો છે.

**પ્રશ્નકર્તા :** અને ક્રમિક માર્ગમાં શું કહેવાય ?

**દાદાશ્રી :** તે ત્યાં સુધી અહંકાર પોતે, ત્યાં આગળ વ્યવહાર આત્મા કહેવાય.

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગ આ અક્રમથી ફેર કેમ રહ્યો ?

**દાદાશ્રી :** ક્રમિક માર્ગમાં તો ઠેઠ સુધી અહંકાર રહ્યોને !

**પ્રશ્નકર્તા :** તો પછી જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પણ કંઈક ભાવ તો કરવો પડશે ને ?

**દાદાશ્રી :** પછી શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** પછી ભાવ નહીં કરવો પડે ?

**દાદાશ્રી :** શાનો ભાવ તે પછી ? રહ્યો જ નહીં. ભાવ જ ઊડાડી દીધો. તેથી તો આ તમને અક્રમ થયું. ક્રમિક એટલે ભાવસત્તા. ભાવની સત્તા ખસેડ ખસેડ કરી, ભાવસત્તા એટલે ભ્રાંતિની સત્તા, એને ખસેડ ખસેડ કર્યું એનું નામ ક્રમિક. આ તો ભાવસત્તા ઊડાડી મેલી છે. આ અક્રમ સિદ્ધિમાં વિક્રમ ઉપર બેઠેલું છે. કારણ કે ભાવસત્તા આખી જ ઊડાડી મેલી હડહડાટ !

**પ્રશ્નકર્તા :** ભાવાતીત છે, ભાવથી અતીત છે.

**દાદાશ્રી :** ભાવાતીત કરી દીધું.

**પ્રશ્નકર્તા :** એટલે અક્રમ માર્ગને માટે આ એક નવો શબ્દ કહ્યો આપે.

**દાદાશ્રી :** હા, પ્રતિષ્ઠિત આત્મા એટલે 'પોતે' જે પ્રતિષ્ઠા કરી છે

એ આ આત્મા છે. મૂર્તિમાં પ્રતિષ્ઠા કરીએ એવું મૂર્તિ ફળ આપે. એવું આયે પ્રતિષ્ઠા કરે તો ફળ આપ્યા કરે. 'હું ચંદુભાઈ, ચંદુભાઈ', પ્રતિષ્ઠા કર કર કરો એટલે આવતા ભવની મૂર્તિ ઘડાઈ. એ ભાવસત્તા એમાં પેઠી, એ પછી છૂટે નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, પ્રતિષ્ઠિત આત્મા એ ટર્મિનોલોજી (પરિભાષા) તો આ અક્રમમાં જ આવીને ? આ કોઈ ઠેકાણે શાસ્ત્રમાં છે જ નહીં.

**દાદાશ્રી :** કોઈ જગ્યાએ હોય નહીં આ. આ તો આપણું અક્રમનું છે આ.

**પ્રશ્નકર્તા :** એટલે એ ક્રમિકની સાથે જો આપણે મેળવણી કરવા જઈએ તો મેળ ના બેસે. આ તો આમ આખું જુદું જ એનું કોમ્પોઝિશન (બંધારણ) છે.

**દાદાશ્રી :** હા, એનું કોમ્પોઝિશન જુદું છે. એટલે બીજી જગ્યાએ પ્રતિષ્ઠિત આત્મા શબ્દ જ ના હોય. તે અહીં આપણા અક્રમમાં જ હોય.

એટલે ખરી રીતે (ડિસ્ચાર્જ થતો) પ્રતિષ્ઠિત આત્મા બધાને નથી હોતો. આ પ્રતિષ્ઠિત આત્મા તો અમે જ્ઞાન આપ્યું હોયને, તેને પછી બાકી રહ્યો. જ્ઞાન આપ્યા પછી નિકાલ કરવાનો છે એ આત્મા રહ્યો, એ પ્રતિષ્ઠિત આત્મા અને બહારના લોકોને તો મૂઢ આત્મા. પ્રતિષ્ઠિત આત્મા એ મૂઢ આત્મા, બહિર્મુખી આત્મા કહેવાય છે. મૂઢ એટલે આ ભૌતિક સુખોમાં જ, આ વિનાશી સુખોમાં સુખ માની બેઠો છે, એ પ્રતિષ્ઠિત આત્મા છે. સાધુ હોય, સંન્યાસી હોય પણ જ્ઞાનપ્રાપ્તિ નથી ત્યાં ભૌતિક સુખોમાં સુખ માને ને પછી શાસ્ત્રમાં સુખ માને એય ભૌતિક સુખ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા અને આરોપિત આત્મા એ બેમાં શું ફેર ?

**દાદાશ્રી :** આરોપિત આત્મા (એ જ વ્યવહાર આત્મા) એટલે એને સમજાવવા માટે કે ભઈ, જ્યાં તું નથી ત્યાં આ તેં આરોપ કર્યો છે, એ

(બિલીફવાળો) આરોપિત આત્મા. અને આરોપ કર્યા પછી એ સ્થિર થાય, (વર્તનમાં આવે) ત્યારે પ્રતિષ્ઠિત આત્મા કહેવાય. ત્યાં સુધી એ પ્રતિષ્ઠિત આત્મા ના કહેવાય. આરોપિતપણું આપણે સમજણ પાડીએ તો ઊડીયે જાય. પ્રતિષ્ઠિત આત્મા થતાં પહેલા ઊડીય જાય. એ સ્થિર થઈને આમ ઠરી જાય ત્યારે પ્રતિષ્ઠિત આત્મા થાય, બીજે અવતાર ફળ આપવાને લાયક થાય ત્યારે.

જ્યાં સુધી આપણને જ્ઞાન ના હોય, ત્યાં સુધી આપણે આરોપિત આત્મામાં હોઈએ. જ્યાં કંઈ પણ આરોપ જ કરેલો હોય. એ વખતે જે જે આપણે આત્મા રૂપે માન્યું, તેનાથી પ્રતિષ્ઠિત આત્મા ઊભો થાય છે. અત્યારે આ દેહમાં, 'હું છું' એવું કહીએ એટલે આવતા ભવને માટે પ્રતિષ્ઠા થઈ ગઈ અને આ દેહમાં 'હું છું', 'આ દેહ હું છું' એવી માન્યતા ઊડી ગઈ, એટલે આવતા ભવની પ્રતિષ્ઠા ઊડી ગઈ. પછી પ્રતિષ્ઠા ઉત્પન્ન ના થાય. નહીં તો પ્રતિષ્ઠિત ફળ આપી અને ફરી નવી પ્રતિષ્ઠા ઊભી કરીને જાય. પ્રતિષ્ઠામાંથી પ્રતિષ્ઠા, એમાંથી પ્રતિષ્ઠા. આત્મા તો તેવો ને તેવો જ છે, ત્રણેવ કાળ તેવો ને તેવો છે પણ પ્રતિષ્ઠા ઊભી થાય છે. એ પ્રતિષ્ઠા હવે તમારે બંધ થઈ ગઈ, તમને બધાને જ્ઞાન આપ્યું એટલે. હવે 'હું ચંદુભાઈ છું' એ તમે ડ્રામેટિક બોલો. નાટકીય બોલો છો ને ? હવે તો તમને 'હું શુદ્ધાત્મા છું' એ જ ભાન રહે છે ને ?

જૂનો પ્રતિષ્ઠિત આત્મા છે તે નવો પ્રતિષ્ઠિત આત્મા ઊભો કરે છે. આ ચંદુ એ જૂનો પ્રતિષ્ઠિત આત્મા છે. હવે 'હું શુદ્ધાત્મા છું' કહે છે તેનાથી પ્રતિષ્ઠા બંધ થઈ. આપણે વ્યવહાર આત્મા ઉડાડી મેલીને પ્રતિષ્ઠિત આત્મા મૂકીએ છીએ. 'વ્યવહાર આત્મા' શબ્દથી એમને સમજમાં ફેર થાય છે, ભૂલ થાય છે. અને આપણે જેમ છે તેમ કહ્યું, જેવી પ્રતિષ્ઠા કરે છે, તે જ રૂપે પ્રતિષ્ઠિત આત્મા થાય છે. તે પછી ફળ આપે છે.

## પ્રતિષ્ઠિત આત્માની મિલકતને સ્થાન

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મામાં શું શું આવે ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્મામાં બધી જ વસ્તુઓ આવી ગઈ. પાંચ ઈન્દ્રિયો, મગજ-બગજ, અંતઃકરણ, નામ-બામ બધું આવે એમાં. સૂક્ષ્મ શરીર (તેજસ શરીર, ઈલેક્ટ્રિકલ બૉડી) ના આવે.

પ્રતિષ્ઠિત આત્મા તો બહુ મોટો છે. એમાં અંતઃકરણ એકલું જ નથી, એને ચલાવનાર, ચંચળતા ઉત્પન્ન કરનાર બધું બહુ છે.

અક્કલેય પ્રતિષ્ઠિત આત્માની અને બબૂચકપણું એય પ્રતિષ્ઠિત આત્માનું. જે સાંભળે છે તે પ્રતિષ્ઠિત આત્મા, આંખે દેખાય છે તે પ્રતિષ્ઠિત આત્મા અને પાંચ ઈન્દ્રિયોથી અનુભવે છે તે પ્રતિષ્ઠિત આત્મા. પ્રતિષ્ઠિત આત્માએ શું જાણ્યું એ શુદ્ધાત્મા જાણે છે. ઈન્દ્રિયગમ્ય જ્ઞાન તે પ્રતિષ્ઠિત આત્મા, અતીન્દ્રિય જ્ઞાન તે શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્માનું કોઈ સ્થાન ખરું શરીરમાં ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્મા તાળવામાં છે ને ત્યાં રહ્યા રહ્યા બધું કામ કરે છે.

## વાણી, પ્રતિષ્ઠિત આત્માના ભાવમાંથી

આ કોણ બોલે છે તારી જોડે ? કોઈ જગ્યાએ તેં સાંભળેલું કે આ ઓરિજિનલ ટેપરેકર્ડ છે મહીં ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આ નવી વાત છે, નહીં ? તું બોલીને ફટ ફટ ફેંક્યા રાખું છું, એ જે ટેપ તૈયાર થયેલી છે, તેનાથી આ બોલાતું જાય છે. આમાં મૂળ કારણ તો આત્મા જ છે. પણ મૂળ આત્મા નહીં, આત્માની રોંગ બિલીફ, પ્રતિષ્ઠિત આત્મા. એનું મૂળ કારણમાં શું છે કે એ ભાવ કરે છે. ભાવ એટલે સંજ્ઞા !

**પ્રશ્નકર્તા :** સંજ્ઞા પ્રતિષ્ઠિત આત્માની ?

**દાદાશ્રી :** હા, પ્રતિષ્ઠિત આત્માની. સંજ્ઞા કે આ મને ગમતું નથી કે ગમે છે, બેમાંથી. એ શબ્દ નહીં બોલે. સંજ્ઞાથી કોડવર્ડ ઉત્પન્ન થાય

છે, કોડવર્ડમાંથી શૉર્ટહેન્ડ થાય છે અને શૉર્ટહેન્ડથી અહીંયા આગળ આમ થતું થતું આ બધી મશિનરીમાંથી હાલતું હાલતું આવી રીતે શબ્દરૂપે નીકળે, એવી આ ટેપરેકર્ડ છે. આ શોધખોળ છે મારી, અક્રમ વિજ્ઞાનની.

**પ્રશ્નકર્તા :** મૌલિક છે !

**દાદાશ્રી :** હા, મૌલિક છે.

## પ્રતિષ્ઠિત આત્માનો સ્વભાવ

પ્રતિષ્ઠિત આત્મા વિષે કેવું છે કે એકસો માણસોને રેતીમાં સુવાડ્યા હોય તો બધાંયને એકસરખું ના લાગે. સુંવાળાને જુદું લાગે અને કઠણને જુદું લાગે.

પ્રતિષ્ઠિત આત્માનો સ્વભાવ કેવો છે ? એ જેવું દેખે એવું કરે, એને શીખવાડવું પડતું નથી. એટલે સાચા પુરુષનો, ઊંચા માણસોનો સંગ હોવો જોઈએ ને ખરાબ માણસોનો સંગ હોય તો રાક્ષસી વિચારો આવે.

પ્રતિષ્ઠિત આત્માનો સ્વભાવ શું છે કે નોંધ રાખે. કશીય લેવાદેવા ના હોય તોય નોંધ રાખે.

શુદ્ધ આત્મામાં કોઈ જાતનો ભાવ જ નથી. ભાવ એ પ્રતિષ્ઠિત આત્માના ભાવને ભાવ કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** પ્રશ્નો અને સમસ્યાઓ જે કંઈ થાય છે, એ પ્રતિષ્ઠિત આત્માના જ ને ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્માનું જ છે બધું. પ્રતિષ્ઠિત આત્મા આપણે પ્રકૃતિને જ કહીએ છીએ. પ્રકૃતિ એકલીને આપણે કહીએ છીએ તો બરોબર સમજાતું નથી. એટલે શુદ્ધાત્મા સિવાય બધુંય પ્રતિષ્ઠિત આત્મા.

**પ્રશ્નકર્તા :** શંકા પડે ત્યારે પ્રતિષ્ઠિત આત્માની છે એમ સમજવું ? શંકા પડે છે એ પ્રતિષ્ઠિત આત્માનું કામ છે ?

**દાદાશ્રી :** શંકા પડે જ નહીં આમાં. મૂળ આત્મા પર શંકા પડે જ નહીં. અને પ્રતિષ્ઠિત આત્મા તો શંકાશીલ જ છે ને !

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા શુદ્ધાત્માની શંકા કરે છે ?

**દાદાશ્રી :** હા, પ્રતિષ્ઠિત આત્મા.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય એટલે પ્રતિષ્ઠિતનો અહંકાર જ ને ?

**દાદાશ્રી :** હા. આત્મા સિવાયની બીજી બધી જ મશિનરી છે. શુદ્ધાત્મા તો છે પણ પ્રતિષ્ઠિત આત્માનો અભિપ્રાય ઊભો થયો તે પ્રમાણે મશિનરી ચાલવાની.

કોઈ માણસ મોટરમાં બેઠો તો ખુશમાં આવી જાય, કોઈને કંટાળો આવે, કોઈને કંટાળોય ના આવે ને આનંદેય ના થાય. જેને આનંદ થયો તે પ્રતિષ્ઠિત આત્માએ એટલો સ્વાદ ચાખ્યો. આ બધામાં કશું કરવા જેવું નથી, માત્ર જોવાનું છે. પ્રકૃતિના હિસાબ એટલું સામે આવવાનું. પણ એમાં એકાકાર નહીં થવાનું.

**પ્રશ્નકર્તા :** તેથી કહ્યું છે ને,

જીવતો-મરતો કોઈ નથી જ્ઞાનીઓની ભાષામાં,

પ્રતિષ્ઠિત આત્મા જીવે-મરે, ભ્રાંતિરસના સાંધામાં.

**દાદાશ્રી :** આ જ્ઞાનીની ભાષામાં કોઈ જીવતો-મરતો છે જ નહીં.

અરે, દોષિત જ નથીને ! મને દોષિત કોઈ દેખાતું નથી. દોષિત છે જ નહીં. આ દોષિત વિભક્ત અવસ્થાથી છે, વિભાજન અવસ્થાથી, ભેદ સ્વરૂપથી છે. ભેદબુદ્ધિથી દોષિત દેખાય છે.

## જ્ઞાન પછી ઓગળ્યા કરે પ્રતિષ્ઠિત

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી પ્રતિષ્ઠિત આત્માની શું દશા થાય છે ?

**દાદાશ્રી :** જ્ઞાન મળ્યા પછી આ પ્રતિષ્ઠિત આત્મા બરફની માફક ઓગળ્યા કરે. અને પછી જેટલી શુદ્ધાત્માની પ્રતીતિ રહેશે, તે પ્રફુલ્લિત થઈને એક-બે અવતારે સંપૂર્ણ ઓગળી જશે.

અજ્ઞાન અવસ્થામાં જે મોહ ડિસ્ચાર્જ થાય છે ત્યારે ફરી ચાર્જ પણ કરે છે. એટલે પ્રતિષ્ઠિત થયા કરે છે. ચાર્જ થાય એટલે પ્રતિષ્ઠા થાય. પણ જ્ઞાન મળ્યા પછી ડિસ્ચાર્જ થાય અને ફરી તે વખતે ચાર્જ ન કરે. એટલે પ્રતિષ્ઠિત ના થાય. પ્રતિષ્ઠિત થયેલો છે, તે નીકળતો જાય અને નવી પ્રતિષ્ઠા ના કરે.

જ્ઞાન ના હોય તો જૂની પ્રતિષ્ઠા ફળ આપીને ફરી નવી પ્રતિષ્ઠા ઊભી કરતી જાય છે અને એના આવતા ભવો બંધાય છે. અને હવે તમારે પ્રતિષ્ઠા ઊડી ગઈ અને 'હું ચંદુભાઈ છું' ગયું ને 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ રહે છે. એટલે પ્રતિષ્ઠા થવાની બંધ થઈ. જેને અલખનું લક્ષ બેઠું એનું કામ થઈ ગયું ! છતાં વ્યવહારમાં આનો ફાધર, આનો ધણી એ તો લક્ષમાં રહેને ! ડ્રામામાં લક્ષ્મીચંદ હોય ને ભર્તૃહરીનો ડ્રામા ભજવતો હોય તો પોતે લક્ષ્મીચંદ, વખતે પોતાને ભૂલે ? ના ભૂલે.

**પ્રશ્નકર્તા :** એટલે આપે જ્ઞાન આપ્યું પછી આ પ્રતિષ્ઠિત આત્માનો આખો પ્રોસેસ ઉડાડી દીધો કે નહીં ?

**દાદાશ્રી :** ઉડાડી દીધો કે દાખલ કર્યો ?

**પ્રશ્નકર્તા :** હવે નવો પ્રતિષ્ઠિત આત્મા બનવાનો નહીંને, દાદાજી ?

**દાદાશ્રી :** બનવાનો નહીં. હા, હા, નવું ઉત્પન્ન થવા ના દે, બરાબર છે. પ્રતિષ્ઠિત આત્મા એટલે મન-વચન-કાયાની ત્રણ બૅટરીઓ, તે આ અવતારમાં ત્રણેવ બૅટરીઓ ખાલી થઈ જાય. એટલે ડિસ્ચાર્જ થયા કરવાની, નવી ચાર્જ નહીં થવાની.

આપણે ચાર્જ થતું બંધ કરાવીએ છીએ. એટલે પ્રતિષ્ઠા બંધ થઈ જાય છે. એટલે નવો સંસાર ઊભો થતો બંધ થઈ ગયો. હવે જે છે એને નિકાલ કરી નાખીએ. એ નિકાલ થવા માટે જ આવ્યો છે ને નિકાલ કરવાનો છે. આ મડદાલ અહંકાર છે તે એમાં ડખલ કરે તો એ બગડે છે, નહીં તો એ તો એની મેળે નિકાલ થવા માટે જ આવ્યું છે.

## સહેજે ઉકલે, ન કરે ડખલ તો

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, પ્રતિષ્ઠિત આત્મા તરીકે જે જુદો પડ્યો, એની અંદર જો કોઈ પણ પ્રકારની ડખલ ન કરે તો એની મેળે સમાઈ જાય, એ ગલન થઈ જાય ?

**દાદાશ્રી :** એ તો એની મેળે સહજ રીતે છૂટે છે, આ તેને ડખલ કરે છે. ડખલ પાછલો અહંકાર કરે છે. મડદાલ અહંકાર ડખલ કરે છે અને તે મડદાલ અહંકારને બુદ્ધિ છે તે પપલાવે છે. આ બુદ્ધિ એને હેરાન કરે છે, નહીં તો સહજભાવે ઉકલ્યે જ જાય છે.

પ્રતિષ્ઠિત આત્માને લીધે 'હું ચંદુભાઈ' એમ તમારું જ્ઞાનમાં બધું હતું અને 'આનો ફાધર થઉં', ત્યાં સુધી પ્રતિષ્ઠા કહેવાય. પણ એ પ્રતિષ્ઠા તમે છોડી નાખી કે 'હું તો શુદ્ધાત્મા' ને 'ચંદુભાઈ' તો મારા પહેલાના કર્મનો ફોટો જ છે જૂનો. તે ભોગવવાનો છે. તે દંડ છે મારો, ગનેગારી છે. આ ગનેગારી ભોગવવાની છે. બાકી હું કંઈ ખરેખર ચંદુભાઈ ન્હોય. એ પ્રતિષ્ઠા કરે તો જ પેલા ઊભા રહે પણ 'હું શુદ્ધાત્મા' થઈ ગયા એટલે પ્રતિષ્ઠા તૂટી ગઈ. એટલે પછી એ એની મેળે બધું વિદાયગીરી લેવા માંડે એકેએક. વિદાયગીરી તો એમણે લઈ લીધી જ છે પણ આ તો પાછલી જે ગનેગારી છે ને, એનો નિકાલ કરવામાં ટાઈમ જાય છે બધો. હા, એ ગનેગારી, આ આની જોડે આમ ભાંજગડ કરી, આને સળી કરી આવ્યો, આને આમ પાડી આવ્યો, આને ટૈડકાવ્યો, એ બધું પાછું એનો હિસાબ ચૂકવવામાં જ ટાઈમ બધો જતો રહે છે. આપણે પ્રતિષ્ઠાઓ તો બધી ગઈ, હવે પેલી મૂઢસૃષ્ટિ બધી જતી રહી. પણ હવે આના નિકાલ માટે ભાંજગડમાં રહેવું પડે છે.

શુદ્ધાત્મા તો થઈ ગયો, દાદાએ એ પદ આપી દીધું. હવે નિકાલ કરો, કહ્યું. તે આ નિકાલ કરવામાં વખત જાય છે બધો. નિકાલ તો આપણી ગનેગારીનો કોણ બીજો કોઈ કરી આપવાનો છે ?

**પ્રશ્નકર્તા :** ગનેગારી લખાવી છે એટલે એ નિકાલ તો આપણે જ કરવો પડે.

**દાદાશ્રી :** એ આપણે કરવો પડે ને ! અને વખતે આપણે નિકાલ કરતા ના ફાવે તો જ્ઞાની પુરુષને પૂછીએ કે સાહેબ, આ કેવી રીતે ? તો એ દેખાડે રસ્તો, ચાવીઓ દેખાડે કે કેવી રીતે નિકાલ કરવો આનો. પણ નિકાલ કરવાનો છે, બીજું કશું કામ બાકી રહ્યું નથી હવે.

હવે તમે 'ફાઈલનો નિકાલ' કરો. એ ફાઈલો 'પ્રતિષ્ઠિત આત્મા'ની છે. એ આપણી ગુનેગારી છે. કારણ કે 'આપણે' અજ્ઞાનભાવે આવું ઊભું કર્યું છે !

## આજ્ઞા ના પાળે પ્રતિષ્ઠિત

તમારે પ્રતીતિમાં છે 'હું શુદ્ધાત્મા છું' એવું અને લક્ષમાં છે. અનુભવમાં થોડું છે પણ તે રૂપ થયા નથી. એ થવા માટે પાંચ આજ્ઞા પાળે તો તે રૂપ થાય. એટલે કરવાનું બાકી ના રહ્યું.

**પ્રશ્નકર્તા :** આજ્ઞા કોણ પાળે છે, એ પ્રતિષ્ઠિત આત્મા પાળે છે ને ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્માને પાળવાનો સવાલ જ ક્યાં છે એમાં ? આ તો તમારે જે આજ્ઞા પાળવાની છે, તે તમારો જે પ્રજ્ઞા સ્વભાવ છે, તે તમને બધું કરાવડાવે. આત્માની પ્રજ્ઞા નામની શક્તિ છે એ. એટલે બીજું ક્યાં રહ્યું તે ? વચ્ચે કોઈ ડખલ જ નથી કોઈની. એ આજ્ઞા પાળવાની, અજ્ઞાશક્તિ નથી કરવા દેતી તે આ પ્રજ્ઞાશક્તિ કરવા દે છે.

આ આપણા સામાયિક-પ્રતિક્રમણમાં પ્રતિષ્ઠિત આત્મા બિલકુલ છે જ નહીં. આ સાધુ-સંન્યાસી કે જેઓ પ્રતિષ્ઠિત આત્મામાં જ છે, એ 'આ' શી રીતે કરી શકે ? આમાં તો શુદ્ધાત્મા, તે પ્રજ્ઞાનું જ કામ છે. પ્રતિષ્ઠિત આત્મા આમાં છે જ નહીં.

મોક્ષે લઈ જનારી બધી જ ક્રિયા પ્રજ્ઞા કરે છે, ભેદ પડાવે છે તે લબાડો (બુદ્ધિ) છે અને તન્મયાકાર થાય છે તે પ્રતિષ્ઠિત આત્મા છે.

## જ્ઞાનીનો પ્રતિષ્ઠિત આત્મા કેવો ?

**પ્રશ્નકર્તા :** દાદાજી, આપને પ્રતિષ્ઠિત આત્મા ખરો ?

**દાદાશ્રી :** ખરોને, પ્રતિષ્ઠિત આત્મા વગર તો દેહ જીવે જ નહીં.

**પ્રશ્નકર્તા :** આપનો પ્રતિષ્ઠિત આત્મા કેવો હોય ?

**દાદાશ્રી :** જ્ઞાનીઓનો પ્રતિષ્ઠિત આત્મા ભક્તિમાં છે અને જ્ઞાન જ્ઞાનમાં છે. 'પોતે' શુદ્ધાત્મામાં રહે ને પ્રતિષ્ઠિત આત્મા પાસે એના પોતાના શુદ્ધાત્માની અને આ દાદાની ભક્તિ કરાવે.

**પ્રશ્નકર્તા :** તમારા અને અમારા પ્રતિષ્ઠિત આત્મામાં ફેર શો ?

**દાદાશ્રી :** કશો જ ફેર નહીં. તમારામાં અજ્ઞાનતા હતી તે તેને લઈને ચંચળતા હોય, અમારામાં નામેય ચંચળતા ના હોય.

**પ્રશ્નકર્તા :** અમારા અને આપના પ્રતિષ્ઠિત આત્મામાં સરખાપણું હોય કે કંઈ જુદું હોય ?

**દાદાશ્રી :** ભોગવટાનો ફેર.

**પ્રશ્નકર્તા :** શું ફેર ?

**દાદાશ્રી :** આ આત્મા ફર્સ્ટ ક્લાસમાં બેઠો હોય, પેલો થર્ડ ક્લાસમાં બેઠેલો હોય.

**પ્રશ્નકર્તા :** ધક્કા ખાવાના અમારે !

**દાદાશ્રી :** ધક્કા ખાવાના. ગાડીમાંથી ઊતરવાનું થાય એટલે બધું સરખું પાછું.

**પ્રશ્નકર્તા :** ચાલશે દાદા, તો વાંધો નહીં. પહોંચે તો ખરું ને ? થર્ડ ક્લાસમાંય પણ પહોંચાડે તો ખરાને ?

**દાદાશ્રી :** ગાડી એટલે હંમેશાં પહોંચાડ્યા વગર રહે નહીં, એનું નામ ગાડી.

**પ્રશ્નકર્તા :** દાદા, જે બેઠા હોય એને પહોંચાડે, પણ બેસવામાં ને રિઝર્વેશનમાં ફેર ?

**દાદાશ્રી :** એ તો અનુભવ કરી જોજો ને !

## જ્ઞાનીને ન અડે અસર પ્રતિષ્ઠિતની

આ ઊઠ્યા પછી શરીર ગરમ ગરમ થઈ ગયું ને જ્ઞાની આત્માએ જોયું ને જાણ્યું. પ્રતિષ્ઠિત આત્માને ના ગમે. બાકી અમે જાણીએ જે થયું તે વ્યવસ્થિત છે. જ્ઞાની આત્મા એ સ્વભાવિક આત્મા. તે ખાલી જાણે, શાતાય જાણે અને અશાતાય જાણે. વધારે પ્રમાણમાં છે કે ઓછા પ્રમાણમાં છે. પ્રતિષ્ઠિત આત્મા (સૂક્ષ્મતર અહંકાર) શાતા-અશાતા વેદે. અશાતા ડિસ્લાઈક કરે (ના ગમે) ને શાતા લાઈક કરે (ગમે). પણ જ્ઞાનીને કષાય ના હોય. અમારી દેહની ફરિયાદ કોઈક દહાડો જ હોય.

અમારા શબ્દોથી કોઈના મનને સહેજ ગોબો ના પડે. ગોબો એટલે સમજ્યા તમે ? વાસણ આમથી તેમ અથડાય તો શું થાય ? ગોબો પડે. આ લોકોના ક્રોધ છે તેનાથી એ વાસણ બળી જાય અને આ આનાથી ગોબો ના પડે. ગોબા વગર થાય વઢીએ-કરીએ તોય. પ્રતિષ્ઠિત આત્મા મહીં ભળે છે ને તેથી કદરૂપું લાગે. (સૂક્ષ્મતર અહંકાર) પ્રતિષ્ઠિત આત્માય ન ભળવો જોઈએ. તો કદરૂપું લાગે નહીંને ! તે આ સામાને કદરૂપું કેમ કરીને લાગે ? એટલે આ વીતરાગોની કેવી શોધ ! એની અજાયબી જોઈને આપણને એ (આશ્ચર્ય) થાય છે, નહીં ?

## થાય 'પોતે' વીતરાગ તો બને 'પ્રતિષ્ઠિત' વીતરાગ

**પ્રશ્નકર્તા :** આ બધી પ્રતિષ્ઠિત આત્માની ભાંજગડ છે ને ?

**દાદાશ્રી :** ભાંજગડ એની જ છે, બીજી કશી ભાંજગડ નથી. આ આત્મા તો વીતરાગ જ છે. એમને એમ જ વીતરાગ છે. એ પોતાનો સ્વભાવ ઓળખી જાય, તો પોતે વીતરાગ જ છે. ભાંજગડ જ આ પ્રતિષ્ઠિત આત્માની છે.

**પ્રશ્નકર્તા :** આ પ્રતિષ્ઠિતને વીતરાગ બનાવવો છે એ જ ભાંજગડ છે.

**દાદાશ્રી :** એને વીતરાગ બનાવવો તે જ ભાંજગડ. તે 'તમે' વીતરાગ થઈ જશો, તો આને બનતા વાર નહીં લાગે પછી. વીતરાગતા તમારી અટકી છે, ત્યાં સુધી પેલાને અટક્યું છે. તમારો જ પડછાયો છે. તમે આમ કરો તો એ એમ કરે. તમે આમ કરતા બંધ થાવ એટલે એ બંધ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા પણ વીતરાગ થઈ શકે ?

**દાદાશ્રી :** એ પાવર આત્મા છે. વીતરાગતાના ગુણો આવે. ખરેખર એ વીતરાગ હોય નહીં. વીતરાગતાનો પાવર આવે. મહાવીર ભગવાનનો હતો ને !

**પ્રશ્નકર્તા :** એને વીતરાગ બનાવવાની શી જરૂર ?

**દાદાશ્રી :** 'પ્રતિષ્ઠિત આત્મા' મૂળ આત્માનો પ્રતિનિધિ છે. એટલે 'પ્રતિષ્ઠિત આત્મા' દોષ કરે છે ને પહોંચે છે મૂળ આત્માને !

**પ્રશ્નકર્તા :** તો દાદા, આપણે પાછું એને 'શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' કહી, એને સાફ કરી નાખવાનું ને ?

**દાદાશ્રી :** ના, એ તો ગયુંને ! બધું સાફ થઈ ગયું. ને પ્રતિષ્ઠિત આત્મા હતો, તે આ પ્રતિષ્ઠાનું ફળ આપશે. તે આપણે જોયા કરવાનું કે ફળ શું આપે છે. તે ચંદુભાઈ ડિપ્રેસ થાય તો આપણે અરીસામાં લઈ જઈને ખભો થાબડવો કે ભઈ, તમે ગભરાશો નહીં, અમે છીએ તમારી જોડે.

**પ્રશ્નકર્તા :** પણ નવી પ્રતિષ્ઠા તો બંધ કરી દીધીને ?

**દાદાશ્રી :** એ તો બંધ થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** એ જૂનું જે છે એ !

**દાદાશ્રી :** એ એકલી પાંચ આજ્ઞા પૂરતી પ્રતિષ્ઠા બંધાય છે. તે તો

બધું નર્યું પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે. આજ્ઞા 'તમે' પાળોને, એ મૂળ આત્મા નથી પાળતો.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** એ આજ્ઞા પાળવાથી એક-બે અવતારની પુણ્યાઈ બંધાય છે. ભલેને, એ તો તીર્થંકરની પાસે બેસી રહેવાનું થશે. કોઈ મુશ્કેલી નથી પણ આટલો ધરાપી લેવાનો છે, ચરી પાળી દેવાની છે આટલી. બીજી કશી ચરી પાળવાની નથી. ખાવા-પીવાનું બધું જ છે, પણ આ સ્મૃતિની (જ્ઞાન, આજ્ઞાની) વિસ્મૃતિ ના થાય, એટલે આમ ઊંધું ના પકડાય.

## પ્રતિષ્ઠિત સાથે ડીલ કરો આમ

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા તે શુદ્ધાત્મા ઉપર આવરણ લાવી દે છે એમ લાગે છે તો તે ખરું છે ? તો તેનું નિવારણ શું ? આપણે દાદા જેવા પ્રગટ જ્ઞાનીને પૂછયા વિના માલ ભરેલો તે એકદમ નીકળી જાય કે નહીં ? શુદ્ધાત્મા અનુભવ કરવાની તીવ્ર ઈચ્છા છતાં અંતરાયો આવે છે તે શું કરવું ?

**દાદાશ્રી :** માલ એકદમ નીકળી જાય તો પછી શું કરશો ? અંતરાયો તો ઉપકારી છે. 'અંતરાયો આવ્યા' તેમ જાણો તે જ જાગૃતિ. શુદ્ધાત્મામાં રહી સમભાવે નિકાલ કરવો. જે કાંઈ થાય તે પ્રતિષ્ઠિત આત્મા કરે છે, તે પોતે લઈ ન લેવું, એ જ ઉપાય. એક સાપને સો વખત શુદ્ધાત્માની દૃષ્ટિએ જોઈએ તો સાપ પણ ન કરડે.

નિશ્ચય કરવા છતાંય મોળા પડી જાય તો ફરી ફરી નિશ્ચય કરવો. પણ આ મારાથી નથી થતું, તે 'નથી થતું' એવું બોલાય જ નહીં. આવું બોલવાથી તો આત્મા (પ્રતિષ્ઠિત આત્મા) છિન્નભિન્ન થઈ જાય છે.

હવે તો જે રહ્યું તે પ્રતિષ્ઠિત આત્મા છે. હવે પ્રતિષ્ઠિતને જરા પુશ ઑન આપવું પડે, શક્તિ આપવી પડે. આપણે બોલાવવું કે 'હું અનંત શક્તિવાળો છું.' એટલે ચાલ્યું. આવું પાંચ-સાત વખત થાય એટલે શ્રદ્ધા

બેસી જાય. પ્રતિષ્ઠિત અહંકાર જેમ જેમ ઘટતો જાય તેમ તેમ પ્રતિષ્ઠિત (આત્માનું) વીર્ય વધતું જાય.

આત્મશક્તિઓને તો આત્મવીર્ય કહેવાય. આત્મવીર્ય ઓછું હોય તે તપી જાય એ નબળાઈ છે. અહંકારને લઈને આત્મવીર્ય તૂટી જાય. અહંકાર જેમ જેમ ઓગળે તેમ તેમ આત્મવીર્ય ઉત્પન્ન થતું જાય. જો તપી જાય તો વીર્ય ઓછું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** બે આત્મા; પ્રતિષ્ઠિત આત્મા અને સંપૂર્ણ શુદ્ધ આત્મા. પ્રતિષ્ઠિત આત્માના સદ્‌ગુણો-દુર્ગુણો ઈન્દ્રિયો દ્વારા અભિવ્યક્ત થાય અને જે શુદ્ધ આત્મા છે એના તો કોઈ અંગો નથી, ઈન્દ્રિયો નથી, તો પછી એના ગુણો કેવી રીતે વ્યક્ત થાય ?

**દાદાશ્રી :** છે જ વ્યક્ત, આવરણ ખસે એટલે. આવરણ ખસેડવાના છે. એટલે આ પ્રતિષ્ઠિત આત્મા ન વધે (ઓગળતો જાય) એટલે વ્યક્ત જ છે. દીવો તો છે જ પણ પોતાને આવરણો ખસેડવાના છે.

## પ્રતિક્રમણ કરનાર, પ્રતિષ્ઠિત આત્મા

આપણે તો પૂર્ણાહુતિ કરવી હોય તો બે ભાગ રાખવા જોઈએ. એક ફાઈલ ભાગ, પ્રતિષ્ઠિત આત્મા અને બીજો મૂળ ભાગ, શુદ્ધાત્મા. ફાઈલોમાંના ભૂલવાળા ભાગને લીધે વિચારો આવે, તેના જ્ઞાતા-દ્રષ્ટા રહેવું તો બન્ને ભાગમાં યથાર્થ રહી શકાય અને તેમ ન રહેવાય તો થયેલી ભૂલનું પ્રતિક્રમણ કરવાનું ફાઈલને કહી દેવું જોઈએ. મૂળ ભાગને તો પ્રતિક્રમણ હોય જ નહીં.

ક્રોધ નથી કરવો આપણે એ કહેનાર પણ પ્રતિષ્ઠિત આત્મા. આપણે જોનાર ને જાણનાર. ક્રોધ થયો જાણ્યું એટલે આપણે જ્ઞાતા-દ્રષ્ટા. પ્રતિષ્ઠિત આત્મા પાસે પ્રતિક્રમણ કરાવવું, તદ્રુપ-એકાકાર થઈને નહીં.

**પ્રશ્નકર્તા :** હા, અતિક્રમણ એ જ કરે છે, એટલે પ્રતિક્રમણ એની પાસેથી જ કરાવવાનું.

**દાદાશ્રી :** હા, પ્રતિષ્ઠિત આત્મા (અતિક્રમણ) કરે છે ને પ્રતિષ્ઠિત આત્માને (પ્રતિક્રમણ) કરવાનું.

## રાગ-દ્વેષ એ પ્રતિષ્ઠિત આત્માના

વ્યવહાર જોવો ને જાણવો એ શુદ્ધાત્મા ને રાગ-દ્વેષ કરે એ પ્રતિષ્ઠિત આત્મા. વહુ નાસી ગઈ તેનેય જાણવું ને વહુ પૈણી લાવ્યા તેનેય જાણવું. નહીં તોય લોકો શું કરવાના છે ? બન્ને સ્થિતિ આત્માની સ્થિતિ નથી, પુદ્ગલની સ્થિતિ છે. આત્મા તો બસ જોયા ને જાણ્યા જ કરે છે. આત્માને આ સંસાર જોડે લેવાય નથી ને દેવાય નથી.

**પ્રશ્નકર્તા :** આમાં ઉપયોગ કોના, શુદ્ધાત્માના કે પ્રતિષ્ઠિત આત્માના ?

**દાદાશ્રી :** ત્રણ ઉપયોગ (શુભ, અશુભ, અશુદ્ધ) પ્રતિષ્ઠિત આત્માના ને શુદ્ધ ઉપયોગ તે શુદ્ધાત્માનો અને તેય ખરી રીતે પ્રજ્ઞાનો છે.

## પ્રતિષ્ઠિત જ્ઞેય, શુદ્ધાત્મા જ્ઞાતા

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા પણ જુએ-જાણે છે અને શુદ્ધાત્મા પણ તો બન્ને જોવામાં શું ફેર ?

**દાદાશ્રી :** 'શુદ્ધાત્મા' એ સ્વ-પર પ્રકાશક છે, જ્યારે પ્રતિષ્ઠિત આત્મા પરપ્રકાશક છે. 'શુદ્ધાત્મા' પ્રતિષ્ઠિત આત્માને પણ જુએ છે ને જાણે છે. માટે પ્રતિષ્ઠિત આત્મા જ્ઞેય છે. આખું જગત જ્ઞેયને જ્ઞાતા માને છે પણ જ્ઞેય-જ્ઞાતા જુદા છે. શુદ્ધાત્મા અને પ્રતિષ્ઠિત આત્માને, જ્ઞાતા અને જ્ઞેયનો સંબંધ માત્ર છે.

શુદ્ધાત્મા બધું જ જાણે, ત્યારે પ્રતિષ્ઠિત આત્મા લિમિટેડ (મર્યાદિત) જાણે. પ્રતિષ્ઠિત આત્મા એ પૂરેલી (ચાર્જ કરેલી) શક્તિ છે. તે ગલન થયા કરે છે. છેવટે પ્રતિષ્ઠિત આત્મા અને શુદ્ધાત્મા બન્ને સાથે જ છૂટા પડવાના.

મન પેમ્ફલેટ બતાવે છે, તેને પ્રતિષ્ઠિત આત્મા વાંચી શકે છે અને

આ બધાયનો પાછો મૂળ જ્ઞાતા-દ્રષ્ટા તો શુદ્ધાત્મા જ ને ! અજ્ઞાની માણસ પણ પ્રતિષ્ઠિત આત્માને મનથી જુદો પાડી, યોગ બળે કરીને, અમુક શક્તિઓ મેળવે છે.

પ્રતિષ્ઠિત આત્માનું કાર્ય છે ત્યાં જ્ઞેય-જ્ઞાતા સંબંધ જ ના હોય. 'આ મારું' અને 'આ હું' એ વિકારી છે. અગ્નિ જુએ ત્યાં દાઝે જ, એ વિકારી સંબંધ છે, તેથી દાઝે છે. 'હુંય ન્હોય' અને 'મારું ન્હોય' એ નિર્વિકારી સંબંધ છે.

જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદ સિવાયના બધા જ ભાવો પ્રતિષ્ઠિતના. પ્રતિષ્ઠિત આત્માનું જ્ઞાતા-દ્રષ્ટાપણું સીમા સહિત છે અને શુદ્ધનું જ્ઞાતા-દ્રષ્ટાપણું અસીમ, સ્વતંત્ર.

પ્રતિષ્ઠિત આત્મા તે સામાના પ્રતિષ્ઠિત આત્માને જુએ અને શુદ્ધાત્મા તે શુદ્ધાત્માને જુએ અને જાણે.

સૌથી સારામાં સારું જ્ઞાતા-દ્રષ્ટાપણું તમારા પ્રતિષ્ઠિત આત્મા પ્રત્યે રાખજો. તમે ચિતરેલો, તમે બનાવેલો પ્રતિષ્ઠિત આત્મા તેને જોવા જેવો છે. આ જુદો પાડેલો પ્રતિષ્ઠિત આત્મા જ્ઞેયરૂપ થઈ પડ્યો છે, તેનો તું જ્ઞાતા રહે.

**પ્રશ્નકર્તા :** જ્યારે આત્મા જ્ઞાયક સ્વભાવમાં રહે ત્યારે પછી પ્રતિષ્ઠિત આત્મા જેવી વસ્તુઓ કોઈ રહેતી નથી ને ?

**દાદાશ્રી :** પછી રહ્યું જ નહીં કોઈ. જ્ઞાયક સ્વભાવ રહ્યો એટલે પરમાત્મા થયો. પછી કશું ઊભું જ નથી રહેતું ને ! અને દેહ હોય તો ભલે ને હો. ભગવાનની હાજરીમાં દેહ હતોને ! સંપૂર્ણ જ્ઞાયકભાવ તે તો કેવળજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ જ્યારે શુદ્ધાત્મા જ્ઞાતા-દ્રષ્ટા પદમાં હોય છે તે વખતે પ્રતિષ્ઠિત આત્મા શું કરતો હોય છે ? એની શી ક્રિયા હોય ? એ વખતે એનું અસ્તિત્વ હોય ?

**દાદાશ્રી :** એ જે પ્રતિષ્ઠિત આત્મા છે, એની જે અવસ્થાઓ ઉત્પન્ન

થાય છે તે અવસ્થા પર્યાયાંતર થયા કરે છે અને શુદ્ધાત્મા જ્ઞાયક પોતે એ બધી અવસ્થાઓને નિહાળે છે. પ્રકૃતિને નિહાળે એ શુદ્ધાત્મા અને આ પ્રકૃતિ એ પેલો પ્રતિષ્ઠિત આત્મા. એટલે પ્રકૃતિને નિહાળવાની છે. બીજો કંઈ પુરુષાર્થ હોતો નથી. આ શુદ્ધાત્મા પ્રકૃતિને નિહાળે કે આ મન, બુદ્ધિ એ બધું શું કરી રહ્યું છે, એને નિહાળ્યા કરે. એ પોતે જ્ઞાયક સ્વભાવમાં રહે અને આ જ્ઞેય સ્વભાવમાં રહે.

આપણે તો મૂળ ચેતનને ઓળખી, મૂળ ચેતનમાં રહી અને આનો નિવેડો લાવવાનો. આ મૂળ ચેતનમાં પોતે ના રહીને આ ઊભું થયું છે. હવે આપણે મૂળ ચેતનમાં રહીને આનો નિકાલ કરી નાખવાનો. બીજું કશું કરવાનું નથી.

એ શુદ્ધાત્મા જે છે ને, તે એને શુદ્ધાત્મા બોલવું ના પડે એટલે ભગવાન થઈ ગયો અને બોલવું પડે છે ત્યાં સુધી કચાશ છે.

**પ્રશ્નકર્તા :** એટલે બન્નેનું પદ એક જ, શુદ્ધાત્મા પદ અને ભગવાનનું પદ ?

**દાદાશ્રી :** એક જ, એક જ, ફેર નહીં.

## અહંકાર ત્યાં સ્વાધ્યાય, અહીં તો જ્ઞાતા-દ્રષ્ટા

**પ્રશ્નકર્તા :** દાદાએ જ્ઞાન આપ્યા પછી પ્રતિષ્ઠિત આત્મા જે છૂટો પડ્યો. હવે એ પ્રતિષ્ઠિત આત્માની અંદર જે આ ડિસ્ચાર્જ અહંકાર ને માન, બુદ્ધિ, આ બધું જે રહેલું છે. હવે એ ડિસ્ચાર્જમાં આ ચડ્યો, આ વધ્યો, આ ઓછો થયો, આ આવ્યો. હવે આ બધું જે જોયા કરવું, એ પોતાની આ ચોપડીનું અધ્યયન કરી રહ્યો છે, એને સ્વાધ્યાય કહી શકાય કે ના કહી શકાય ?

**દાદાશ્રી :** ના, આને સ્વાધ્યાય કહેવાય જ નહીં. આ તો જ્ઞાતા-દ્રષ્ટાપણું કહેવાય. આ તો ટૉપમોસ્ટ કહેવાય, આત્મરમણતા કહેવાય.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. કારણ કે ત્યાં અધ્યયન કરનારો ગેરહાજર છે. ત્યાં અધ્યયન કરનારો કોઈ નથી.

**દાદાશ્રી :** અહીં અધ્યયન હોય જ નહીં. અધ્યયન તો અહંકાર સહિત હોય. અગર તો આખો અહંકાર ના હોય ને સીમિત અહંકાર હોય, ઉપશમ થયેલો, તોય પણ એ સ્વાધ્યાય કહેવાય. અહંકાર રહિતપણું, ત્યાં સ્વાધ્યાય ના હોય. સ્વાધ્યાય, કોનો સ્વાધ્યાય ? સ્વ જુએ છે, પછી એનો અધ્યાય કોણ કરે ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ સ્વાધ્યાયનો જ્યારે પ્રશ્ન પૂછયો ત્યારે આ ખુલાસો અમારો થયો.

**દાદાશ્રી :** સ્વાધ્યાય તો બહાર ક્રમિક માર્ગમાં હોય. અહીં સ્વાધ્યાય શબ્દ જ ના હોય, અહીં તો જ્ઞાતા-દ્રષ્ટાપણું. આ અહંકાર વધ્યો-ઘટ્યો, આમ થયું, તેમ થયું, ગાંડા કાઢે છે એવું તમને લાગે તોય એ જ્ઞાતા-દ્રષ્ટાપણું કહેવાય. અત્યાર સુધી એ બહાર જ જોતો'તો, જ્ઞાતા-દ્રષ્ટાપણું બહાર હતું એનું. તે હવે ક્યાં જોતો થયો ? સૂક્ષ્માતીત ભેદો, એને જોતો થયો.

## છેલ્લી સલામ ! સંજ્ઞા-સંજ્ઞીને

અમે તો આ મોક્ષે ચાલ્યા...

હવે સંજ્ઞા-સંજ્ઞીને સલામ. અમારે સંજ્ઞી આત્મા એટલે પ્રતિષ્ઠિત આત્મા. હવે પ્રતિષ્ઠા થતી બંધ થઈ ગઈ. હવે દાદાની લિફ્ટ ઉપડી. અમને સંજ્ઞાય ના જોઈએ અને સંજ્ઞીય ના જોઈએ.

❖ ❖ ❖ ❖ ❖

# [૨]

# વ્યવહાર આત્મા

## માનેલો આત્મા એ વ્યવહાર આત્મા

**પ્રશ્નકર્તા :** દાદા, શાસ્ત્રમાં વ્યવહાર આત્માનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તો વ્યવહાર આત્મા એટલે ખરેખર શું છે ?

**દાદાશ્રી :** 'હું ચંદુભાઈ' એ તમે માનો છો, એ જ વ્યવહાર આત્મા (સૂક્ષ્મતમ અહંકાર) છે. એ સાચો આત્મા નથી. એટલે એક વ્યવહારમાં વર્તતો આત્મા છે તે અને બીજો વ્યવહારમાં નથી વર્તતો તે મૂળ આત્મા છે. આ વ્યવહારમાં વર્તતો આત્મા 'ચંદુ' નામ ધારીને ફરે છે. વ્યવહારમાં લોકો તમને આ આત્માથી ઓળખે છે.

એટલે વ્યવહાર આત્મા એ એમનો (લોકોનો) માનેલો આત્મા. એમણે જેને આત્મા માન્યો તે એનું નામ એ આત્મા, તે એમને પ્રગટ થઈ ગયો હોય અને તેમાં રહી શકે સ્થિરતાથી. એ કંઈ બીજું ફળ આપે નહીં.

**પ્રશ્નકર્તા :** તો આત્મા જે ભૌતિક પદાર્થોમાં સહજ લોભાયમાન હોય છે, એ કયો ?

**દાદાશ્રી :** અનંત શક્તિવાળો આત્મા છે. ભૌતિક પદાર્થોમાં લોભાય છે એ આત્મા અનંત શક્તિવાળો ન હોય. અનંત શક્તિવાળો તમારો મૂળ આત્મા છે અને આ લોભાય છે એ વ્યવહાર આત્મા છે.

**પ્રશ્નકર્તા :** દેહમાં આત્મા છૂટો છે કે બંધાયેલો છે ?

**દાદાશ્રી :** છૂટો જ છે, બંધાયેલો નથી. વ્યવહાર આત્મા બંધાયેલો છે અને ખરેખરો આત્મા બંધાયેલો નથી. વ્યવહારમાં તમે ઉપયોગમાં લો છો એ બંધાયેલો છે.

અને જેને આત્મા તમે કહો છો ને, જગતના લોકો કહે છે એ વ્યવહારિક આત્મા છે. વ્યવહાર આત્મા છે એ સાચો આત્મા ન્હોય. વ્યવહાર આત્મા ને નિશ્ચય આત્મા એમ બે છે. એમાં નિશ્ચય આત્મા રિયલ છે, એક્ઝેક્ટલી છે, ચોખ્ખો જ છે અને વ્યવહાર આત્મા કર્મો સહિત છે.

## દેખાયો દર્પણમાં વ્યવહાર આત્મા

**પ્રશ્નકર્તા :** એટલે નિશ્ચય આત્મા અને વ્યવહાર આત્મા બે જુદા પડે છે ?

**દાદાશ્રી :** મૂળ આત્મા, નિશ્ચય આત્મા છે, તેમાં કશો ફેરફાર છે નહીં. નિશ્ચય આત્મા જેવો છે તેવો જ છે અને તેના અંગે વ્યવહાર આત્મા ઊભો થયેલો છે. જેવી રીતે આપણે અરીસા સામા જઈએ ત્યારે બે ચંદુભાઈ દેખાય કે ના દેખાય ?

**પ્રશ્નકર્તા :** હા, બે દેખાય.

**દાદાશ્રી :** જેમ અરીસા પાસે જઈએ તો બહાર તુંય દેખાઉ ને મહીં ચંદુભાઈયે દેખાય. દેખાય કે ના દેખાય ?

**પ્રશ્નકર્તા :** દેખાય, જુદા છે.

**દાદાશ્રી :** શું જુદાઈ છે ?

**પ્રશ્નકર્તા :** જોનારો અહીં બહાર છે, અરીસામાં નથી.

**દાદાશ્રી :** એવું તું બોલું તો પેલોય એવું બોલે. કોનું સાચું માનવું ?

**પ્રશ્નકર્તા :** ત્યાંય જુએ જ છેને દર્પણમાં, એ પણ હું જોઉ છું.

**દાદાશ્રી :** એ બરોબર છે. આ જે બહાર છે તે કયો આત્મા ? એ

નિશ્ચય આત્મા. નિશ્ચય આત્માને આવરણ નથી ચડેલું અને વ્યવહાર આત્મા આ જે દેખાય છે અરીસામાં તે. અને તે પાઠ ભજવી રહ્યો છે અને તેમાં તને હુંપણું છે, હું કરું છું તે અને તેથી આ ઊભું થયું છે. એટલે આવી રીતે જુદા છે. જેમ તને પેલો દેખાય છેને ? છો એકના એક જ. વ્યવહાર આત્મા એટલે આ વ્યવહારમાં વૃત્તિઓ પરોવેલી એવો આત્મા. એટલે અહંકાર ઊભો થયો. 'હું કરું છું અને આ મારું છે' એ ભાન ઊભું થયું. તે 'હું ચંદુભાઈ છું ને આ મારું શરીર' ને 'આ જ આત્મા અને આ જ મારું શરીર' ને દેહને જ આત્મા માને છે. આ દેહમાં આત્મબુદ્ધિ છે કે 'આ હું છું'. દેહમાં આત્મબુદ્ધિ એનું નામ ભ્રાંતિ. એટલે આ ભ્રાંતિનો આત્મા છે, માનેલો આત્મા છે, અહંકાર છે ખાલી. અહંકાર જાય એટલે મૂળ આત્મા પાછો થઈ જાય. આ ભ્રાંતિનો આત્મા તે લેપાયમાનવાળો છે. આ આત્મા લેપાય એવો છે, પણ મૂળ જે અસલ આત્મા, તેને લેપ ચડે એવો નથી. એટલે બે આત્મા હોતા નથી, એક જ આત્માના બે ભાગ પડી ગયા છે. કારણ કે પેલા આત્મામાં પોતાનું પોતાને રિયલાઈઝ (ભાન) થયું નથી, એટલે પોતે અહંકાર ઊભો થઈ ગયો ને અહંકારને આ 'હું છું, ને મારું છે' થયું ને તેનાથી આ આત્મા નવો ઊભો થઈ ગયો, વ્યવહાર આત્મા.

**પ્રશ્નકર્તા :** આ પેલો અરીસામાં દેખાય છે એ નિશ્ચય આત્મા અને આ બહાર છે એ વ્યવહાર આત્મા કે બહાર છે એ નિશ્ચય આત્મા અને અંદર અરીસામાં દેખાય છે તે વ્યવહાર આત્મા ?

**દાદાશ્રી :** પેલો અરીસામાં દેખાય એ વ્યવહાર આત્મા અને આ બહાર એ નિશ્ચય આત્મા. ખરો આ અને પેલો વ્યવહાર. બહારવાળો જો નીચે બેસી જાય તો એ પેલી બાજુ અરીસામાં દેખાય ? તો હવે નથી દેખાતો. હવે જો નિશ્ચય આત્મા છે એ સહજ છે, તો વ્યવહાર આત્માને સહજ કરો એટલે આપણે બે એક થઈ ગયા. પછી કાયમના પરમાત્મા થયા.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર આત્મા જે છે તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ ?

**દાદાશ્રી :** એની ઉત્પત્તિ જ ના હોય ને, છે જ એ તો પહેલેથી.

અનાદિ કાળથી છે જ. પણ એનો અંત આવશે. એને જ્ઞાની પુરુષ મળે ત્યારે અંત આવે.

## નિશ્ચય આત્માના આધારે, બનાવો ક્લિઅર વ્યવહાર આત્માને

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા ને વ્યવહાર આત્મા, આ બન્નેના અનુભવમાં ડિફરન્સ (તફાવત) શું ?

**દાદાશ્રી :** વ્યવહાર આત્મા એ ભ્રાંતિમય હોય છે અને નિશ્ચય આત્મા ક્લિઅર (શુદ્ધ) હોય છે. એટલે બીજો કોઈ લાંબો ફેર હોતો નથી, પણ આખો ભ્રાંતિમય જ છે વ્યવહાર આત્મા. એટલે એને ક્લિઅર કરવાનો છે. શેના આધારે ? નિશ્ચય આત્મા ક્લિઅર છે, તેના આધારે વ્યવહાર આત્માને ક્લિઅર કરવાનો છે. ખરી રીતે તો (નિશ્ચયથી) હું તો શુદ્ધ જ છું. પણ આ હજુ (વ્યવહારથી) અશુદ્ધતા મારામાં છે તે કાઢવાની છે તો ક્લિઅર થાય, નહીં તો ક્લિઅર કેમ થાય ? એટલે શુદ્ધ છે એવું જાણે તો ક્લિઅર થાય.

## 'એને' નથી સંબંધ, મૂળ આત્મા સંગ

**પ્રશ્નકર્તા :** વ્યવહાર આત્મા એ મન છે ?

**દાદાશ્રી :** મન એકલું નહીં, વ્યવહાર આત્મા એટલે મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર. જે અંતઃકરણરૂપી વ્યવહાર આત્મા છે, એ વ્યવહાર આત્મા કેવો છે કે એમાં પાવર ચેતન છે.

**પ્રશ્નકર્તા :** આત્માને, વ્યવહાર આત્માને અને અંતઃકરણ વચ્ચે શું સંબંધ છે ?

**દાદાશ્રી :** ફક્ત આત્માનો પ્રકાશ એકલો મળ્યા કરે છે, પ્રકાશ મૂળ આત્માનો છે. એ પ્રકાશ અંતઃકરણને મળે. એ પ્રકાશના આધારે અંતઃકરણ ચાલુ રહે. બાકી આત્મા કશું આમાં કરતો નથી. આ શરીરમાં આત્મા બિલકુલ વપરાતો નથી. ફક્ત એનો પ્રકાશ જ શરીરમાં પડ્યા કરે છે અને એ પ્રકાશથી આ બધું ચાલ્યા કરે છે. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ બધાં આ પ્રકાશના આધારે બધું કામ કરી રહ્યા છે અને આ બધું ડિસ્ચાર્જ છે.

**પ્રશ્નકર્તા :** આ બધું મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર જ કરે છે, તો પછી આત્માએ શું કરવાનું ?

**દાદાશ્રી :** આત્માએ જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદમાં રહેવાનું છે. પણ પોતાના ગુણધર્મમાં આવવો જોઈએ. એ તો 'જ્ઞાની પુરુષ' 'રિયલ' અને 'રિલેટિવ'ની લાઈન ઑફ ડિમાર્કેશન (ભેદરેખા) નાખી આપે, ત્યાર પછી આત્મા પોતાના સ્વાભાવિક ધર્મમાં આવે. પોતાના સ્વાભાવિક ધર્મમાં આવ્યા પછી કશું રહેતું નથી. પછી એક-બે અવતારમાં જ મોક્ષમાં જાય.

**પ્રશ્નકર્તા** : એમ કહ્યું છે કે મન, વાણી ને દેહથી આત્મા જુદો છે, તો મનના સંબંધે શુભ-અશુભ વિકલ્પ જે થાય છે, જેવા કે ભગવાનની ભક્તિ, પૂજા, દાન, દયાના ભાવ, કોઈને કંઈ કરવાનો ભાવ, એ ભાવ જે ઉત્પન્ન થાય છે એ આત્માના છે કે એ આત્માથી વિરુદ્ધ ભાવ છે ?

**દાદાશ્રી :** એને ને આત્માને લેવાદેવા જ નથી.

**પ્રશ્નકર્તા** : આમ તો એ ભાવો આત્મામાં થતા જણાય છે, જડમાં થતા નથી દેખાતા.

**દાદાશ્રી :** ના, એવું છે ને, આત્મા બે પ્રકારના; એક વ્યવહાર આત્મા છે અને એક દરઅસલ આત્મા, તે દરઅસલ આત્મા તે સાચો આત્મા છે. આ વ્યવહાર આત્મા એ મિશ્ર ચેતન છે. આ મિશ્ર ચેતનમાં એમ લાગે કે આ આત્માના ભાવ છે, પણ તે મૂળ આત્માના ન્હોય આ. આ વિનાશી આત્માના છે, આ અવિનાશી આત્માના ન હોય ભાવ.

## સંયોગોના દબાણે બન્યો ગુનેગાર

**પ્રશ્નકર્તા :** તો જ્યારે વ્યવહાર આત્મા શુભ-અશુભ ભાવ કરે, ત્યારે ચૈતન્ય આત્માને વળગણ કેવી રીતે લાગે ?

**દાદાશ્રી :** આ શુભ-અશુભ ભાવ થાય છે તેમાં વ્યવહાર આત્મા એકલો નથી, નિશ્ચય આત્મા ભેગો હોય છે, 'એની' માન્યતા જ એ છે કે આ હું એક જ છું. નિશ્ચય આત્મા બગડ્યો નથી, રોંગ માન્યતા સંજોગના દબાણથી ઊભી થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** એટલે નિશ્ચય આત્માનો આમાં દોષ થયો ગણાય ?

**દાદાશ્રી :** ના, પોતાનો દોષ ક્યારે કહેવાય કે પોતે સંપૂર્ણ દોષિત હોય તો જ દોષ કહેવાય. નૈમિત્તિક દોષને દોષ કહેવાય નહીં. મારા ધક્કાથી જ તમને ધક્કો વાગ્યો ને તેથી પેલાને વાગ્યો, તેથી પેલા ભાઈ તમને ગુનેગાર ગણે છે. તેવી રીતે આત્મા પોતે આ ભાવનો કર્તા નથી, પણ આ નૈમિત્તિક ધક્કાઓને લઈને, 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'ને લઈને થાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે નિશ્ચય આત્મા ભાવનોય કર્તા નહીં ?

**દાદાશ્રી :** એ ભાવનોય કર્તા નથી. ભાવનો કર્તા સ્વરૂપની અજ્ઞાનતા.

**પ્રશ્નકર્તા :** ભાવો ક્યારે થાય ?

**દાદાશ્રી :** સ્વરૂપની અજ્ઞાનતા હોય ત્યારે ભાવ ને અભાવ થાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન હોય તો ભાવ હોય ?

**દાદાશ્રી :** જ્ઞાન હોય તો ભાવ જ ના હોય. જ્ઞાન હોય ત્યાં સ્વભાવ ભાવ હોય અને જ્યાં જ્ઞાન નથી ત્યાં ભાવ હોય. મિથ્યાત્વ છે ત્યાં ભાવ કે અભાવ છે; સમકિત હોય ત્યાં તે નથી.

**પ્રશ્નકર્તા :** ભાવનો ઉદ્‌ભવ થવો એ પ્રેરણા કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ આત્માનો ગુણ નથી. એ તમારી અજ્ઞાનતાથી થયું છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનતા ક્યારે થાય ? જ્ઞાનની હાજરીમાં જ ને ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન છે તો અજ્ઞાન હોય. જેમ પેલો માણસ દારૂ પીધેલો હોય, તે નગીનદાસ શેઠ હોય તો બોલે કે 'હું સયાજીરાવ ગાયકવાડ છું.' ત્યારથી આપણે ના સમજીએ કે આને દારૂનો અમલ છે ? તેમ આ અજ્ઞાનનો અમલ છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન જ્ઞાનમય થાય તો ?

**દાદાશ્રી :** ત્યારે એને અજ્ઞાન ન કહેવાય. પછી તો જ્ઞાનમય પરિણામ જ વર્ત્યા કરે અને જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી અજ્ઞાનમય પરિણામ જ વર્ત્યા કરે. પછી તપ કરે, જપ કરે, શાસ્ત્રો વાંચે કે ગમે તે ક્રિયા કરે, પણ એનાથી કર્મ જ બંધાય. પણ તે ભૌતિક સુખ આપનારા હોય.

## ઉપયોગ બધો વ્યવહાર આત્માનો

**પ્રશ્નકર્તા :** હવે વિભાવ અવસ્થામાં પોતે ઉપયોગ મૂકે છે એટલે આત્માને કર્મ બંધાય છે. એટલે આ આત્માનો જ ઉપયોગ વિભાવ દશામાં જાય છે. જો એ સ્વભાવમાં રહે તો એને કર્મ બંધાતું નથી, એ બરોબર છે ?

**દાદાશ્રી :** ના, ખોટી વાત છે. આત્મા નિરંતર સ્વભાવમાં જ રહે છે, એ જ મૂળ આત્મા. અને જે સ્વભાવ ને વિભાવ થયા કરે છે એ વ્યવહાર આત્મા છે. મૂળ આત્મા તો નિરંતર મુક્ત જ છે, અંદર બેઠેલો છે પાછો. વ્યવહાર આત્મા એટલે અત્યારે જે માનેલો 'આત્મા' છે એ વિભાવિક છે અને વ્યવહાર આત્મામાં આટલું પણ ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** ઉપયોગ મૂળ આત્માનો જ હોય છે ને ?

**દાદાશ્રી :** ના, આત્માનો ઉપયોગ ના હોય. આત્માને ઉપયોગ હોય તો તો એ થઈ ગયો ભંડારી, સર્વિસમેન થઈ ગયો. આ તો આપણા લોકો બધાં એવું શિખવાડે, પણ આત્મા તેવો નથી. આ બહાર જે પ્રચલિત વાક્યો છે તેમાં એક પણ જગ્યાએ આત્મા નથી. આ તમારે માની લેવું. એ સૌ-સૌના સ્ટેન્ડર્ડ પ્રમાણે સૌ કોઈ બોલે છે, પણ સ્ટેન્ડર્ડાઈઝડ છે. આત્માને ઉપયોગેય નથી ને કશુંય નથી.

**પ્રશ્નકર્તા :** તો ઉપયોગ કોનો છે ?

**દાદાશ્રી :** ઉપયોગ બધો અહંકારીનો (વ્યવહાર આત્માનો), આત્મા પ્રાપ્ત કરે તે પહેલા આ બાજુ (ભૌતિક ભણી) ઉપયોગ જાય છે તે પર-

ઉપયોગ કહેવાય અને આત્માની દૃષ્ટિ થયા પછી આત્મા બાજુ ઉપયોગ જાય છે તેને સ્વ-ઉપયોગ(પ્રજ્ઞાનો) કહેવાય છે, બસ. ઉપયોગ એટલે જાગૃતિ, તે કઈ બાજુ વાપરી તે જોવાનું.

વ્યવહાર આત્મા એટલે તમારો આ અત્યારે ચાલુ આત્મા છે એ. અને એ જ સ્વભાવિક-વિભાવિક થાય છે. વ્યવહાર આત્મામાં એક સેન્ટ પણ ચેતન નથી. મૂળ આત્મા તો એક જ છે, પણ આ વ્યવહાર આત્મા એને ઊભો થઈ ગયો છે. જ્યાં સુધી આ સંસાર પ્રવાહમાં છે, ત્યાં સુધી વ્યવહાર છે એને. વ્યવહાર મિકેનિકલ આત્માનો. વ્યવહાર આત્માને મિકેનિકલ આત્મા કહેવાય.

## અજ્ઞાનથી એકરૂપ ભાસે, જ્ઞાનથી પડે છૂટા

'મૂળ આત્મા' અચળ કહેવાય અને વ્યવહાર આત્મા સચર કહેવાય. સચર આત્મા એટલે મિકેનિકલ આત્મા.

**પ્રશ્નકર્તા :** એ બન્ને વચ્ચે કોઈ કડી ખરી?

**દાદાશ્રી :** ના, કડી વગર બેઉ એમને એમ છૂટા જ. બેઉ કોઈ દહાડો જોઈન્ટ થયા જ નથી. એ તમારામાંય જોઈન્ટ નથી. પણ આ તો ફક્ત હું બોલું, આ છૂટા પડવાનું કારણ શું છે કે અજ્ઞાનથી બંધાઈ ચાલ્યા હતા, તે જ જ્ઞાનથી છૂટા પડે છે. આમ તો છૂટા જ છે. (મૂળ) આત્મા તદ્દન જુદો જ છે આ શરીરમાં. એવો આત્મા મેં જોયો છે. કેવળજ્ઞાન સ્વરૂપે આત્મા મેં જોયો છે. બાકી વેદમાં કે કોઈ જગ્યાએ આત્મા હોય નહીં, એમાં શબ્દો છે. જૈનોના આગમોમાંય આત્મા ના હોય ને વેદ-વેદાંતમાંય ના હોય.

**પ્રશ્નકર્તા :** મિકેનિકલ આત્મા અને દરઅસલ આત્મામાં સમજણ પડતી નથી. આત્મા એક જ હોય. આ બીજા આત્માની સમજણ પાડો, એને આત્મા જ કેમ કહેવાય ?

**દાદાશ્રી :** શું કહેવું ત્યારે ? લોક તો એને જ આત્મા માની બેઠા છેને !

**પ્રશ્નકર્તા :** લોક ભલે માનતા હોય, લોકભાષાનું બોલવું પડે પણ ખરી રીતે નથીને ?

**દાદાશ્રી :** ખરી રીતે નથી, પણ તે આખું જગત એને એકલાને માને, પછી આપણે એકલા ના બોલીએ તો શું થાય ? એટલે વ્યવહાર આત્મા કહ્યો, વ્યવહારમાં ચાલતો.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર આત્મા કહે છે એ ભ્રાંતિ નથી ?

**દાદાશ્રી :** ભ્રાંતિ જ છેને ! ભ્રાંતિમાં જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે ખરી રીતે વ્યવહાર આત્મા છે જ નહીંને ?

**દાદાશ્રી :** વ્યવહાર આત્મા જેવી વસ્તુ જ ન હોયને ! આ તો વ્યવહાર આત્મા, માન્યતા ઊભી થઈ છે.

'હું ચંદુલાલ છું' એ અજ્ઞાન માન્યતા છે ને ત્યાં સુધી એને મૂઢાત્મા કહેવાય. અને એ 'રોંગ બિલીફ' ફ્રેકચર થઇ જાય ને 'રાઇટ બિલીફ' બેસે ત્યારે 'શુદ્ધાત્મા' કહેવાય. એ વસ્તુત્વનું ભાન થયા પછી પૂર્ણત્વ એની મેળે થયા કરે.

## વ્યવહાર દૃષ્ટિએ મૂઢાત્મા, નિશ્ચય દૃષ્ટિએ શુદ્ધાત્મા

**પ્રશ્નકર્તા :** હવે આત્માનો પ્રકાર નથી અને આત્મા તો નિરાકાર છે તો આવી રીતે ન હોવું જોઈએને, મૂઢાત્મા અને શુદ્ધાત્મા ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા ને મૂઢાત્મા એ બધું કહેવાનું શું છે ? આત્મા તેનો તે જ, જેમ કોઈ માણસ હોય ઘરે એને શેઠ કહેતા હોય લોકો, આવો શેઠ, આવો શેઠ. પણ કોર્ટમાં જાય ત્યારે તેને વકીલ, વકીલ કહ્યા કરે. કહે કે ના કહે ? શાથી એના બે નામો ?

**પ્રશ્નકર્તા :** ત્યાં વકીલ તરીકે કામ કરે છે માટે.

**દાદાશ્રી :** આ (વ્યવહારનું) કામ કરે છે ત્યારે મૂઢાત્મા અને પોતાનું પેલું (આત્માનું) કામ કરે ત્યારે શુદ્ધાત્મા. ખરેખર આ કામ કરતો નથી, આની પાછળ વિજ્ઞાન છે બધું.

**પ્રશ્નકર્તા :** પણ એ વ્યવહાર આત્મા થકી જ નિશ્ચય આત્મા જાણી શકાય ને ?

**દાદાશ્રી :** (એ એનો જ) ફોટો છે ને એટલે કો'ક દહાડો જડશે. આ ફોરેનવાળાને તો વ્યવહાર આત્મા સંપૂર્ણ જ. આપણા અહીંના આ બધાય વ્યવહાર આત્મા જ ગણાય છે. પણ મનમાં કંઈક છે કે સમકિત જેવું છે અથવા મૂળ વસ્તુ છે અને બીજો આત્મા જુદો છે, એવું લક્ષ રહે એટલે એ તૈયારી કરી રહ્યા છે. બાકી છે તો અંદર વ્યવહાર આત્મા જ. હમણે જો ધર્મધ્યાન કરેને તો વ્યવહાર આત્મા કહેવાય. એવી રીતે તમે વ્યવહારિક કાર્યમાં જો મસ્ત છો, તો તમે વ્યવહાર આત્મા છો અને નિશ્ચયમાં મસ્ત છો તો નિશ્ચય આત્મા છો, મૂળ તમે ને તમે જ. આ અત્યારે જે સૂઝ પડે છેને, તે વ્યવહારિક આત્માનો ગુણ છે અને જ્યારે જ્ઞાની પુરુષ સૂઝ પાડે, ત્યારે નિશ્ચય આત્માનો ગુણ છે. ત્યારે એ સમકિત કહેવાય અને આ મિથ્યાત્વ કહેવાય.

## અજ્ઞાને ચાર્જ થાય નવો વ્યવહાર આત્મા

**પ્રશ્નકર્તા :** આ જે દેહ છૂટે છે, ત્યારે તેની જોડે આ વ્યવહાર આત્મા ખલાસ થઈ જાય છે ?

**દાદાશ્રી :** આ વ્યવહાર આત્મા ખલાસ થઈ જાય છે, પણ બીજો વ્યવહાર આત્મા ચાર્જ કરતા જાય છે. એક વ્યવહાર આત્મા ડિસ્ચાર્જ થઈ ગયો, બીજો વ્યવહાર આત્મા ચાર્જ કરીને જાય છે જોડે.

આ વ્યવહાર આત્મા એ પ્રતિષ્ઠિત આત્મા છે. પોતાની પ્રતિષ્ઠા કરેલી છે માટે. જો હજુ પ્રતિષ્ઠા કરશો તો ફરી ઊભું થશે. 'હું ચંદુભાઈ છું' એવું કરશો તો પ્રતિષ્ઠાથી ફરી પાછો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થશે. આ વ્યવહારને સત્ય માનશો તો ફરી વ્યવહાર આત્મા ઊભો થશે. અસત્ય તો છે જ નહીં વ્યવહાર, અસત્ય નથી એમ સત્યેય નથી, રિલેટિવ સત્ય છે. આ સત્ય છે પણ વિનાશી સત્ય છે. 'હું ચંદુભાઈ છું' એ તમારું દર્શન છે, 'હું ચંદુભાઈ છું' એ તમારું જ્ઞાન છે, 'હું ચંદુભાઈ છું' એ તમારું ચારિત્ર છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર 'હું ચંદુભાઈ છું' એમાં વર્તે છે, એટલે

વ્યવહાર આત્મામાં જ્ઞાન-દર્શન ને ચારિત્ર વર્તે છે. નિશ્ચય આત્માનું જ્ઞાન-દર્શન ને ચારિત્ર તમને ઊભું થયું નથી. કારણ કે દર્શન શેને કહેવામાં આવે, જાણતા જ નથી ને ! આ હું જોઉં છું તે કરેક્ટ (સાચું) છે, તે આ મિથ્યા દર્શન છે. નિશ્ચય આત્મા તો તેવો જ છે. જો એનો સ્પર્શ થઈ જાયને, તો કલ્યાણ થઈ ગયું. અત્યારે તો તમને વ્યવહાર આત્માનો જ સ્પર્શ છે. અહંકાર ઊભો થયેલો છે.

## વ્યવહાર આત્માને જ માન્યો નિશ્ચય આત્મા

**પ્રશ્નકર્તા :** આ વ્યવહાર આત્મા છે એ જ અહંકાર છે ?

**દાદાશ્રી :** હા, એ જ અહંકાર છે. હવે આ લોકોએ એ જ અહંકારને 'વ્યવહાર આત્મા' કહ્યો છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર આત્મા એને જ કહ્યો ?

**દાદાશ્રી :** એને જ કહ્યો અને તેથી 'મારો આત્મા પાપી છે' ને 'મારો આત્મા...'

**પ્રશ્નકર્તા :** અને એનો મોક્ષ કરવો ?

**દાદાશ્રી :** હા. એના કરતા એ આત્મા ના કહ્યો હોત ને એ અહંકાર કહ્યો હોત તો વાંધો નહીં, તો ગૂંચવાડો ઊભો ના થાત. મારો આત્મા શુદ્ધ જ છે, એવું ભાન રહેત. આ તો એવું ભાન જ નથી ને અને આને સ્થિર કરવા માંગે છે. આત્મા તો સ્થિર જ છે. આપણે આ બધો ફોડ પાડ્યો.

તે વ્યવહાર આત્માની નિંદા કરવાની કહી છે, તે આ લોક નિશ્ચય આત્માની નિંદા કરી બેસે છે. ભાન જ નથી, શામાં છે તે ? શેની નિંદા કરવાની કહી છે ?

**પ્રશ્નકર્તા :** વ્યવહાર આત્માની.

**દાદાશ્રી :** તેમાં નિશ્ચય આત્માની થઈ જાય છે. કહેશે, 'મારો આત્મા પાપી છે.' ત્યારે મેં કહ્યું, 'હેંડ, વકીલ પાસે આને લઈ લો. મારો

આત્મા પાપી છે,' બોલે છે. વકીલને પૂછીએ કે 'આ બોલે છે, મારો આત્મા પાપી છે,' એનો અર્થ શો ? ત્યારે વકીલ વકીલાત કરે, 'તમારો આત્મા પાપી છે, તો તમે કેવા છો ?' પૂછે કે ના પૂછે ?

આવું લોક ભોળા છે બિચારા. બેભાનપણે 'મારો આત્મા પાપી છે' બોલે છે. અલ્યા મૂઆ, ત્યારે તું બોલને કે 'હું પાપી છું, આત્મા મારો ચોખ્ખો છે.' આ તો વ્યવહાર આત્માને 'પાપી' ગણતા ગણતા 'શુદ્ધાત્મા' બાજુએ જતો રહ્યો, તે આખા આત્માને જ 'પાપી' કહી નિંદા કરવા માંડી છે, મૂળ આત્માની. વ્યવહાર આત્માને વોસરાવી દેવાનો છે, તેના બદલે મૂળ આત્માને જ વોસરાવી દીધો છે. એટલે મૂળમાં જ ભૂલ થાય છે, તેથી જ પરિણામ નથી પામતું. હવે આ વ્યવહાર આત્માને, પાવર આત્માને મૂળ આત્મા માનવામાં આવે એટલે શું સ્વાદ આવે ?

એટલે અમે આ પાવર આત્મા ને એ બધા શબ્દો મૂક્યા છે, ને નહીં તો સાચી સમજણ પડે એવું નથી.

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રમાં 'વ્યવહાર આત્મા' કીધો છે એને.

**દાદાશ્રી :** વ્યવહારમાં આપણે સમજી જ નહોતા શકતાને ? એ શબ્દોમાં પૂરેપૂરી સમજ પડી શકે જ નહીં. મૂળ તો આ વ્યવહાર આત્માને જ આત્મા માની લીધેલો છે. આત્મા બીજો નથી, આ જ આત્મા છે. આને શુદ્ધ કરવાનો છે.

**પ્રશ્નકર્તા :** મારું એમ માનવું છે કે આત્મા તો એ જ છે. વ્યવહારમાં જાય ત્યારે વ્યવહાર આત્મા કહેવાય અને આમ જાય તેને બીજો મૂળ આત્મા કહેવાય, એમ જનરલ સમજણ એવી છે.

**દાદાશ્રી :** એ આત્મા બે રીતે કામ કરી શકે છે. પણ આમ તો આ બાજુ નિશ્ચય આત્મા છે એ ભૂલી જ ગયા છે. વ્યવહારને જ મૂળ વસ્તુ માની બેઠા છે. એટલે વ્યવહારેય ખોટો ઠર્યો.

## પડછાયો પકડે, હાથમાં ન આવે મૂળ

વ્યવહારિક આત્માને આ લોકોએ નિશ્ચય આત્મા માન્યો. બોલે

ખરા પાછા, વ્યવહારિક આત્મા છે પણ એમના જ્ઞાનમાં નિશ્ચય આત્મા એ જાણે કે આત્મા તે આ જ આત્મા, આત્મા નહીં હોય તો આવું બોલાય શી રીતે ? ચલાય શી રીતે ? આ હાલવું-ચાલવું, વાતચીત કરવી, સ્વાધ્યાય કરવો, વાંચું છું, યાદ રહે છે આ બધું, એ આત્મા આ જ છે, બીજો તો આત્મા હોય જ નહીં એવું એ જાણે છે. અને આ તો આત્માનો પડછાયો છે. આ પડછાયો પકડે કરોડો અવતાર સુધી આત્મા ના જડે, આ જગતને. અક્રમ વિજ્ઞાનથી મેં ખુલ્લું પાડ્યું કે પડછાયો શું કરવા પકડો છો ? લાઈન ખોટી નથી તમારી, એ ક્રમિક માર્ગ, પણ પડછાયાને આત્મા માનો છો ! આત્માને આત્મા માનો ને પડછાયાને પડછાયો માનો, એવું હું કહેવા માંગું છું.

**પ્રશ્નકર્તા :** માન્યતામાં જ મોટી ભૂલ.

**દાદાશ્રી :** માન્યતામાં ભૂલ થાય એટલે બધુંય ભૂલ, રહ્યું જ શું પછી ?

**પ્રશ્નકર્તા :** નિશ્ચય નયથી એક જ આત્મા છે.

**દાદાશ્રી :** ના, પણ એક આત્મા એવું કહેવાય નહીંને ! જ્યાં સુધી વ્યવહારમાં વર્તે છે, ત્યાં સુધી આત્મા નહીં ? આ લોકો આત્મા ના કહેવાય બધા ?

## અજ્ઞાને મનાયા આત્મા-પરમાત્મા જુદા

**પ્રશ્નકર્તા :** વ્યવહાર જગતમાં આત્મા અને પરમાત્માને જુદા કેમ ગણાવે છે ?

**દાદાશ્રી :** એ લોકો આત્મા ને પરમાત્મા જુદા કહે છે, એનું કારણ એ કે વ્યવહાર આત્માને આત્મા કહે છે. આ જે દેખાય છે એ આત્માને, આ જે કામ કરી રહ્યા છે ને, દાન આપે છે, ગાળો બોલે છે, ઉપદેશ આપે છે, આને જ આત્મા માને છે. આ તો પ્રતિષ્ઠિત આત્મા, વ્યવહાર આત્મા, લોકોએ માનેલો તે આત્મા છે, ખરો આત્મા નથી. ખરો આત્મા તો જેમ છે તેમ જ છે, આઘોપાછો થતો નથી. ખરો આત્મા

એ અચળ છે અને વ્યવહાર આત્મા સચર છે. મૂળ આત્મા તો અચંચળ છે, જ્યારે માનેલો આત્મા ચંચળ છે, ચંચળ સ્વરૂપ છે. માનેલા આત્માને પીડા થાય છે, મૂળ આત્માને કશું જ અડતું નથી. એટલે આત્મા અને પરમાત્મા જુદા નથી.

## કર્તા-ભોક્તા તે વ્યવહાર આત્મા

**પ્રશ્નકર્તા :** આ કર્મ કોને લાગે છે ? વ્યવહાર આત્મા છે એને લાગે છે ?

**દાદાશ્રી :** એ કરે તેને. વ્યવહારિક આત્મા એ 'હું' અને 'મારું' કહે છે. કરનાર એ કહે છે, 'મેં કર્યું.' ને ભોગવેય એ. કર્તાય એ અને ભોક્તાય એ. ત્યારે કહે, બંધાયેલો કોણ છે ? ત્યારે એ જાણે કે હું બંધાયેલો છું, તો મુક્તિય એ પામે. 'હું બંધાયેલો છું' એ ભાન છે, એ જ મુક્તિ પામે છે. પછી આત્મા તો મુક્ત જ છે, અનાદિ મુક્ત છે.

**પ્રશ્નકર્તા :** તો કર્મો જે બંધાય છે તો દેખાય એવું છે કે એ પુદ્ગલ જ ભોગવે છે ? આત્મા તો ભોગવતો જ નથીને ?

**દાદાશ્રી :** પુદ્ગલ એટલે અહંકાર ભોગવે છે. અહંકાર કર્મો કરે છે ને ભોગવે છેય અહંકાર. એ બધું જ પુદ્ગલ જ છે. એમાં આત્માને કશી લેવાદેવા નથી. આત્મા ચોખ્ખો જ છે. મૂળ આત્માને તો કશું થતું નથી. આ વ્યવહાર આત્મા, માનેલો આત્મા એ જ દુઃખી થાય છે.

જ્યાં સુધી વ્યવહાર આત્મા છે, ત્યાં સુધી કર્મનો કર્તા છે અને નિશ્ચય આત્મા છે, ત્યાં કર્મનો કર્તા નથી.

રિલેટિવ ભાષા, ભ્રાંતિની ભાષામાં પોતે જ કર્તા-ભોક્તા છે, પણ એ રિલેટિવમાં રહીને 'હું અકર્તા છું' એમ ના બોલાય. કારણ કે રિલેટિવમાં પોતે કર્તા-ભોક્તા જ માને છે. વ્યવહારથી કર્તા-ભોક્તા કહેવાય, એથી શું થાય કે કાંઈક પુરુષાર્થ માંડી શકે. જેમ સાબુથી મેલ ધોવાય એમ. જો કર્તા રહે તો ગુંઠાણા ઊંચે ચઢાય છે. છતાં આત્મા ક્યારેય કર્તા બન્યો જ નથી અને કરવાને શક્તિમાન પણ નથી. પોતે

જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયાનો જ કર્તા છે. આ તો બિલીફ રોંગ છે, એથી 'હું ચંદુલાલ છું' એમ માને છે અને એથી જ અહંકાર કરે છે કે 'મેં કર્યું, મેં ભોગવ્યું'. અગ્નિને ઊધઈ અડે તો આત્માને કર્મ અડે.

## કર્તાભાવથી મુકામ, વ્યવહાર આત્મામાં

**પ્રશ્નકર્તા :** આમ વ્યવહારમાં જોવા જઈએ તો અજ્ઞાનીનો મૂળ આત્મા પણ ખરેખર કર્તા નથી.

**દાદાશ્રી :** મૂળ આત્મા કશું કરી શકે નહીં, ને 'મૂળ આત્મા' એ વસ્તુ જ જુદી છે. આ તો માન્યતા 'એની' થઈ ગઈ કે હું કરું છું. એ વ્યવહાર આત્મા ઊભો થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવહાર આત્માને કર્તા કહ્યો છે ?

**દાદાશ્રી :** હા. વ્યવહાર આત્મા એટલે એક આત્મા જે વ્યવહારમાં તમારે કામ કરે છે, વ્યવહાર ચલાવી લે છે, એ આત્મા છે. એ 'આત્મા'માં 'તમે' અત્યારે છો. તમારો કર્તાભાવ છે ત્યાં સુધી તમે આ આત્મામાં છો. અને કર્તાભાવ છૂટી જાય ત્યારે 'તમે' 'મૂળ આત્મા'માં આવો. કારણ કે મૂળ આત્મા અક્રિય છે. મૂળ જે દરઅસલ આત્મા છે એ અક્રિય છે. એટલે આપણું અક્રિયપણું થાય તો મૂળ આત્મામાં તન્મયાકાર થાય. અને જ્યાં સુધી કર્તાભાવ છે ત્યાં સુધી ભ્રાંતિ છે આપણને, ત્યાં સુધી આ (વ્યવહાર) આત્મામાં રહેવાનું. તે દેહાધ્યાસનો દોષ બેસે આપણને અને કર્મો બંધાય. 'હું કરું છું', એથી કર્મ બંધાય બધા. તે આ મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધું કર્મ બંધાવાથી ઉત્પન્ન થયું છે. એ કર્મ છૂટી જાય એટલે એ બધું ઊડી જાય.

જ્યારે તમને જ્ઞાન થાય ત્યારે તું પોતે અકર્તા છો, નહીં તો અજ્ઞાન છે ત્યાં સુધી તો તું કર્તા જ છું. 'હું ચંદુ છું' એવી જ્યાં સુધી માન્યતા છે ત્યાં સુધી તમે જગતમાં કર્તા જ છો અને તેથી કર્મ બંધાશે જ તમને. જ્યારે 'હું શુદ્ધાત્મા છું અને ચંદુભાઈ જુદા છે' એ તમને રહેશે, ત્યારે તમને કર્મ બંધાતા અટકી જશે.

## ડિસ્ચાર્જમાં ના જરૂર, વ્યવહાર આત્માની

**પ્રશ્નકર્તા :** જ્યારે કર્મનો ઉદય આવવાનો હોય, ડિસ્ચાર્જનો વિપાક થવાનો હોય ત્યારે પણ એ વ્યવહાર આત્મા જોઈએ કે ન જોઈએ ?

**દાદાશ્રી :** ત્યારે એની જરૂર જ નહીંને ! એની, વ્યવહાર આત્માની જરૂર જ નહીં. જેમ ચાર્જ થયેલી બૅટરી હોયને, તો એને પછી પેલામાં (ઢીંગલીમાં) મૂકી દે એટલે ડિસ્ચાર્જ થયા જ કરે.

**પ્રશ્નકર્તા :** હા, એ તો ખાલી મૂકી દઈએ તોય ડિસ્ચાર્જ થયા કરે.

**દાદાશ્રી :** (આ દેહ, પુદ્ગલ) મડદું છે છતાંય ડિસ્ચાર્જ થયા કરે છે. મડદું કેમ છે ? ત્યારે કહે, એ ચાર્જ કરનારી વસ્તુ (વ્યવહાર આત્મા-મિશ્ર ચેતન)થી એ જુદું છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ પુદ્ગલ છે એ (વ્યવહાર) આત્માની હાજરી વગર છે એ જરા સમજાવો, એ કેવી રીતે ?

**દાદાશ્રી :** હાજરી વગર ઉત્પત્તિ, સ્થિતિ ને લય થયા કરે છે. કારણ કે આ પુદ્ગલ આખું જડ જ છે. એવી રીતે જે ડિસ્ચાર્જ ચેતન છેને, તે આખું જડ જ છે. એમાં (વ્યવહાર) આત્માની કંઈ જરૂર જ નથી. મૂળ આત્માના પ્રકાશથી ચાલ્યા કરે છે બસ. કારણ કે આ મડદું અને આ પુદ્ગલમાં કોઈ ફેર નથી. ફક્ત ચાર્જ પુદ્ગલમાં ફેર છે, ડિસ્ચાર્જમાં કોઈ ફેર નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ ચાર્જ પુદ્ગલ અને ડિસ્ચાર્જ પુદ્ગલ, એનો તફાવત જરા સમજાવોને ! ચાર્જ કયું ને ડિસ્ચાર્જ કયું ?

**દાદાશ્રી :** ચાર્જમાં તો (વ્યવહાર આત્મા) પોતે હોય છે. પોતે અહંકાર હોય છે, કર્તા હોય છે. એ ત્યાં જ (વ્યવહાર) આત્માની હાજરી હોય, બાકી ડિસ્ચાર્જમાં તો મડદાલ જ કહોને, એને મડદું જ કહો. એને મૂર્તિ કહો તોય ચાલે. (વ્યવહાર) આત્માને ઢાંકી દો તોય આ ચાલ્યા કરે.

બાકી આ તો પુદ્ગલનું, રાતે ઊંઘમાંય (વ્યવહાર) આત્માની

ગેરહાજરી હોય છે તે વખતેય ચાલ્યા કરે. એ તો બધું ઘસાયા જ કરે છે નિરંતર.

**પ્રશ્નકર્તા :** ઊંઘમાં (વ્યવહાર) આત્માની ગેરહાજરી થઈ નથી ને ?

**દાદાશ્રી :** થઈ જાયને ઊંઘમાંય.

**પ્રશ્નકર્તા :** તે ક્યાં જાય ?

**દાદાશ્રી :** આવરણમાં, બીજું શું ? આને હેલ્પ નથી કરતું તોય ચાલ્યા કરે.

**પ્રશ્નકર્તા :** શરીરમાં ક્યાંક તો ખરોને ?

**દાદાશ્રી :** હોય તોય શું અને ના હોય તોય શું ? ના હોય તોય એ એની મેળે થયા કરે એવું છે. તે આ મરેલી વસ્તુ છે. મરેલી વસ્તુને કંઈ (વ્યવહાર) આત્માની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** હૃદય ચાલતું હોય એ મરેલું કેમ કહેવાય ?

**દાદાશ્રી :** હૃદય ચાલતું હોય એય પણ ડિસ્ચાર્જ છે. એ ચાલતું હોય તો મિકેનિકલ છે. મિકેનિકલને (વ્યવહાર) આત્માની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** હા, મિકેનિકલ છે. પણ (વ્યવહાર) આત્માની હાજરી છે તો મિકેનિકલ છે, નહીં તો ક્યાંથી ચાલે ?

**દાદાશ્રી :** ના, એ એવું નથી. આ જે એ આગળનું ચાર્જ કરે છે તે (વ્યવહાર) આત્માની હાજરી સિવાય થાય એવું નથી. બાકી આમાં તો કાંઈ જરૂર જ નથી, આ તો મડદું જ છે, ડિસ્ચાર્જ.

આમાં એવું છે, આ જે પુદ્ગલ છેને, એની મહીં (વ્યવહાર) આત્માની શક્તિ, રિલેટિવ શક્તિ ઉત્પન્ન થયેલી છે. તે એની મેળે ચાલે એવું છે. આ રિલેટિવ શક્તિ છે એટલે (વ્યવહાર) આત્માની આમાં જરૂર રહેતી નથી.

(વ્યવહાર) આત્માનો પ્રકાશ હઉ રિલેટિવમાં છે. રિલેટિવ પ્રકાશ

એટલે આ બધું મડદું જ છે. એમાં પેલા મૂળ પ્રકાશની જરૂર નથી પડતી. મૂળ પ્રકાશ ફક્ત અહંકારને જરૂર છે.

## સંસારમાં ન કોઈ ક્રિયા ચેતનની

**પ્રશ્નકર્તા :** જેમ ભરત ચક્રવર્તી લડાઈ લડ્યા હતા, તોય તેઓ એ ભવે જ મોક્ષે ગયા ! એ એવી રીતે ?

**દાદાશ્રી :** એ છે તે ચેતનમાં રહેતા હતા, વ્યવહાર આત્મામાં એ રહેતા ન હતા. એ ક્યાં રહે છે એ જોવાનું.

**પ્રશ્નકર્તા :** લડાઈમાં કાપે તોય ચેતનમાં રહેતા હતા ?

**દાદાશ્રી :** હા, તોય એ પોતે ચેતનમાં રહેતા હતા. આ બધા ચેતનમાં રહીને જ બધું કરે છે ને આ બધા પૂતળા મારંમાર કરે છે. પોતે તેમાં રહેતા નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી જ્ઞાતા-દ્રષ્ટા ક્યાં રહ્યું?

**દાદાશ્રી :** કેમ ? આ લડાઈમાં આત્મા હોતો જ નથી, ચેતન હોતું જ નથી. આ સંસારમાંય ચેતન બિલકુલ છે નહિ. પણ આ ભગવાને શા માટે કહ્યું કે હિંસા ના કરશો ? કારણ કે આખું જગત પોતે આનું માલિક થઈ બેઠું છે. લોકોએ (અજ્ઞાન દશામાં) આને માનેલું કે 'હું આ છું.' તે માન્યતાનું ચેતન છે, સાચું ચેતન નથી. એવી માન્યતા છે એમની કે 'હું છું,' એટલે પાપ લાગે. ખરી રીતે આત્મા લડતોય નથી ને મારતોય નથી ને કપાતોય નથી. એટલે લડાઈઓ લડે તોય એમની દૃષ્ટિ ત્યાં આગળ ભગવાનમાં જ હોય.

## ઉપચાર-અનુપચાર ન રહ્યું અક્રમે

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રનું વાક્ય છે કે 'અનુપચરિત વ્યવહારથી આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે, ઉપચારથી ઘર-નગર આદિનો કર્તા છે.' એ સમજાવો.

**દાદાશ્રી :** આપણે ઉપચરિત-અનુપચરિત કશું રહ્યું જ નહીંને ! એ

તો ક્રમિક માર્ગમાં શીખવાડે છે શબ્દો. કયા આધારે 'તું ચંદુભાઈ છું' અને કયા આધારે તેં ઘર બાંધ્યું અને આ કર્યું ને તે કર્યું, એ બધું કયા આધારે ? એ ઉપચાર વ્યવહારથી.

ઉપચાર નથી કરતા ? આ ખાવા-પીવાનું એ બધું ઉપચારથી નથી કરતો ? બધા ધંધા કરો છો એ ઉપચારથી, બૂટ પોલિશેય ઉપચારથી. ઉપચારથી એટલે શું કહેવા માગે છે કે ભમરડા દૃષ્ટિથી ઘર-નગર આદિનો કર્તા છે. ઉપચાર છે એટલે ટૉપ્સ (ભમરડા) છે, ટી-ઓ-પી-એસ. અને અનુપચરિત વ્યવહારથી એ ટૉપ્સ નથી.

'હું જઉં છું ને આવું છું' એ ઉપચાર છે. કારણ કે ચરિત થઈ ગયું છે તે ઉપચરિત થાય છે. ચરિત તેના ઉપચરિત થાય છે અને ફંક્શન (કાર્ય) કરવું હોય તો ઔપચારિક કરવું પડે. ઉપચરિતનું પછી ઔપચારિક. ચરિત તો થઈ ગયેલું છે અને હવે ઉપચરિત. એ કહે છેને, ઉપચાર માત્ર છે આ બધું.

અજ્ઞાનતામાં આત્મા (વ્યવહાર આત્મા) અનુપચરિત વ્યવહારથી દ્રવ્યકર્મનો કર્તા છે. અનુપચરિત વ્યવહાર એટલે જેમાં ઉપચાર પણ કરવો નથી પડતો, કોઈ જાતનો, એની યોજના થઈ નથી, ડિઝાઈન થઈ નથી, તે અનુપચરિત વ્યવહારથી આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે. અને સ્વરૂપનું ભાન થયે કાયમ સ્વપરિણામી છે. એમાં એ કંઈ વિકૃત થયો નથી. વિકૃતિ જો થાય તો બદલાઈ જ જાય, ખલાસ થઈ જાય. આટલું જ સમજાય તો કામ થાય.

હવે લોકોને શી રીતે સમજણ પડે આ બધી વાત ? કેમ એવું ના કહ્યું કે વિભાવથી દ્રવ્યકર્મનો કર્તા છે.

**પ્રશ્નકર્તા :** કર્તા છે જ નહીંને !

**દાદાશ્રી :** તો પછી આત્મા કર્તા નથી તો કર્યું કોણે ત્યારે ? અને કર્તા વગર થાય નહીં. ભલે એ બિનગુનેગાર તરીકે ગુનેગાર ગણાયો હોય, પણ ગુનેગાર તો ખરોને ? બિનગુનેગાર હોય ને ભલે છૂટી જશે કોર્ટમાં, પણ અત્યારે વ્યવહારમાં ગુનેગાર તો કહેવાય છે ને દુનિયામાં ?

ના કહેવાય ? પુદ્‌ગલને કોઈ કહે છે ? પુદ્‌ગલ નિશ્ચયથી ગુનેગાર છે. વ્યવહારમાં તો એ જ કહે છેને, તમે જ કર્યું આ, તમે ઢેખાળો માર્યો ! તે હું શું કહેવા માગું છું ? ઉપચારથી એ ઢેખાળો મારે છે. ઉપચારથી ઢેખાળો મારે એ ભમરડા છાપ. બોલો, હવે એ તમારો ગુનો કાઢી નાખવા માગું છું. 'ઉપચારથી' પણ સમજાય તોને ! હવે અનુપચરિત વ્યવહારથી એ શું કહેવા માગે છે ? કોઈ જાતનો ઉપચાર કર્યા સિવાય એવો વ્યવહાર. એ કયો વ્યવહાર ? ત્યારે કહે, શરીર-બરીર આખું બન્યું કેવી રીતે ? આ નાક-બાક ઘડવાનું આપણે માથે હોત તો કેટલી મુશ્કેલી ઊભી થાત ! ઘર-નગર બધું કરી આપીએ પણ આ માથે જોખમદારી હોત તો કેટલી બધી મુશ્કેલી થાત ! માટે જોને, વગર જોખમદારીએ આમાં કોઈ જાતના ઉપચાર વગર થઈ ગયું છે.

અનુપચરિત વ્યવહારથી દ્રવ્યકર્મનો કર્તા છે, એટલે આઠ કર્મો બંધાય છે અને આઠ કર્મોનું પરિણામ આવે છે તે ઉપચાર છે. આઠ કર્મો ફળ આપે છે એ ઉપચાર. ઉપચારથી ઘર-નગર આદિનો કર્તા અને ભાવથી ભાવકર્મનો કર્તા છે, ક્રોધ-માન-માયા-લોભનો. ક્રોધ-માન-માયા-લોભ ભાવકર્મ કહેવાય. ભાવકર્મ મૂળ આત્મા નથી કરતો, પણ આ વ્યવહાર આત્મા કરે છે. વ્યવહારમાં તું માનું છું એ આત્મા, તે કર્તા છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહારથી એ કર્તા છે.

**દાદાશ્રી :** વ્યવહાર આત્મા જ કર્તા છે, નિશ્ચય આત્મા કર્તા નથી. નિશ્ચય આત્મા તો કશું કર્મ જ નથી કરતો. એ નિશ્ચય આત્મા તો શું કહે છે કે આ તારો વ્યવહાર આત્મા જેવી રીતે અજ્ઞાનતાથી ઊભો થયો છે, હવે જ્ઞાને કરીને 'તું' સમાઈ જા, પોતાના સ્વરૂપમાં.

અનુપચરિત બહુ સમજવા જેવો, બહુ ઊંડો શબ્દ છે પણ ક્રમિક માર્ગમાં. અહીં આમાં તો જરૂર નથી આપણે તો. મેં તમારું ઉપચાર-બુપચાર બધું કાઢી નાખ્યું. કશું ગોખવાનું રાખ્યું નથી. (જ્ઞાન મળ્યા પછી) બીજે દહાડે આત્માના અનુભવ સહિત ફરતા હોય.

## પુદ્ગલ થઈ જાય ભાવરૂપ

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે કે 'હોય ન ચેતન પ્રેરણા, તો કોણ ગ્રહે કર્મ ?' એ સમજાવો.

**દાદાશ્રી :** આ તો એવું છેને, એ ક્રમિક માર્ગ છે. હવે એ ક્રમિક માર્ગ શેને ચેતન ગણે છે ? વ્યવહાર આત્માને ચેતન ગણે છે. એટલે એ ચેતનની પ્રેરણા છે આ, તો આપણે શું કહીએ છીએ કે બધું ઈગોઈઝમનું છે. અને એ એને આત્મા કહે છે કે એ ચેતન પ્રેરણા કરે છે. હવે એ ચેતન તો ચેતન છે જ, પણ આપણે તો હિસાબ કાઢી નાખ્યો કે આ પાવર ચેતન છે, ઑલરાઈટ ચેતન (મૂળ, શુદ્ધ ચેતન) નથી. અને જો ઑલરાઈટ ચેતન હોત તો એ પ્રેરણા થયેલી તો એ પ્રેરક કાયમનો રહે, જ્યાં જાવ ત્યાં.

**પ્રશ્નકર્તા :** એટલે આ જે પુદ્ગલનું પરિવર્તન બને છે, એમાં એને કોણ ગ્રહે ? ગ્રહવાનું શું આની અંદર ?

**દાદાશ્રી :** 'હોય ન ચેતન પ્રેરણા, તો કોણ ગ્રહે કર્મ ?' આ 'હું કરું છું' એ કર્મ ગ્રહે છે.

આ 'હું કરું છું' એવું માને છે. અલ્યા, તું ક્યાં અહીં આગળ છે ? આ તો સચર છે, 'મિકેનિકલ' આત્મા છે, એની મહીં અચર છે એ શુદ્ધાત્મા છે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા કંઈ ગ્રહતો નથી, પણ આ તો માન્યતા છે.

**દાદાશ્રી :** આ રોંગ બિલીફો જ છે બધી, અને એવું સ્વરૂપ પુદ્ગલનું થઈ જાય. જેવું 'આપણે' બોલીએ ને એવું સ્વરૂપ પુદ્ગલનું થઈ જાય. ભાવ એનું ફળ દ્રવ્ય સ્વરૂપ થઈ જાય, પુદ્ગલનો ગુણ છે એવો. અને 'હું કર્તા નથી' તો પછી એ પુદ્ગલને કશું ના થાય. હોય તોય છૂટા થઈ જાય. જ્ઞાતા-દ્રષ્ટા થયા કે છૂટા થઈ જાય. કર્તા છે ત્યાં સુધી નવા પુદ્ગલ ગ્રહણેય કરે અને જૂના છોડેય ખરા. છોડનારોય 'એ' ને ગ્રહણ

કરનારોય 'એ'. અને આ તો ગ્રહણ કરનારો બંધ થયો ને છોડનાર વ્યવસ્થિત, 'પોતે' વચ્ચે નવરો થઈ ગયો.

હવે એ ભારે વસ્તુ લોકોને શી રીતે સમજાય ? આમાં મેળ પડે નહીં, એટલે એમ જ જાણે કે મૂળ ચેતન જ આ બધું કરે છે.

## અક્રમે ઉડાડ્યું ભાવકર્મ

**પ્રશ્નકર્તા :** તો કૃપાળુદેવે બીજું કહ્યું છે ને, 'ભાવકર્મ નિજકલ્પના, માટે ચેતનરૂપ, જીવવીર્યની સ્ફૂરણા, ગ્રહણ કરે જડધૂપ.' એ સમજાવો.

**દાદાશ્રી :** હા, એ બરોબર છે. ભાવકર્મ નિજકલ્પના માટે ચેતનરૂપ. પણ એ ભાવકર્મ હોય ત્યાં સુધી છે. ભાવકર્મ એ વ્યવહાર આત્માને લાગુ થાય છે. આપણે અહીં ભાવકર્મ જ ઉડાડી દીધેલું છે હપૂચું, બિલકુલેય.

**પ્રશ્નકર્તા :** મૂળ આત્માને રાખ્યો ખાલી.

**દાદાશ્રી :** મૂળ આત્માને ચોખ્ખો જ મૂકી દીધો અને ક્રમિકમાં ભાવકર્મ હોય, એ 'પોતાની' કલ્પના કહેવાય. માટે ચેતન રૂપ એટલે મિશ્ર ચેતન થાય છે.

નિજકલ્પના એટલે સંકલ્પ-વિકલ્પ. ભાવકર્મ નથી તેને નિર્વિકલ્પ. આપણે આખું ભાવકર્મનું અસ્તિત્વ જ ઉડાડી દીધું. જે ક્રમિક માર્ગમાં છેલ્લા અવતારમાં જાય, કેવળજ્ઞાન થાય ત્યારે જાય, તે આપણે અહીં તરત જ ઉડાડી મેલ્યું. નહીં તો 'તમે' નિર્વિકલ્પ કહેવાઓ જ નહીંને ! અને 'હું ચંદુભાઈ છું' એ જ વિકલ્પ, 'હું એન્જિનિયર છું' એ વિકલ્પ, 'હું જૈન છું' એ વિકલ્પ, 'હું વાણિયો છું' એ વિકલ્પ, 'પચાસ વર્ષનો છું' એ વિકલ્પ, બધા કેટલાય વિકલ્પો. બધા વિકલ્પો ફ્રેક્ચર થઈ ગયા.

હવે આ ભાષા છે તે જ્ઞાનીઓ એકલા જ સમજે, બાકી આ અજ્ઞાની માણસો કેમ કરીને સમજે ? એટલે લોકો મૂળ ચેતનને સમજે

છે કે ચેતન આવું જ હોય. ભાવ, સંકલ્પ-વિકલ્પ કર્યા વગર રહે જ નહીં.

ભાવકર્મ એટલે તો વ્યવહાર આત્માનો સંકલ્પ કર્યો, વિકલ્પ કર્યો કહેવાય. ચેતનની સ્ફૂરણા થઈ એમાં, એટલે પેલામાં પાવર પેઠો, પુદ્ગલમાં. પુદ્ગલ પાવરવાળું થયું. હવે જ્ઞાન લીધા પછી એ ભરાય નહીં ને જૂની બૅટરી છે તે ડિસ્ચાર્જ થયા કરે.

## પોતે જ્ઞાનમાં જોયો 'મૂળ'ને થયા સ્થંભિત

**પ્રશ્નકર્તા :** આપે અમને જ્ઞાન આપ્યું એ પહેલાં તો અમારો આત્મા, વ્યવહાર આત્મા હતોને ?

**દાદાશ્રી :** હા, બીજું શું હતું ત્યારે ? આ વ્યવહાર આત્મામાં રહી અને તમે મૂળ આત્માને જોયો. એને જોયો ત્યાંથી સ્થંભિત થઈ ગયા કે ઓહોહો ! આટલો આનંદ છે ! એટલે પછી એમાં જ રમણતા ચાલી. પહેલા રમણતા સંસારમાં, ભૌતિકમાં ચાલતી હતી.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાન પણ એને (વ્યવહાર આત્માને) જ થાય છે ?

**દાદાશ્રી :** ભાન થાય છે, જ્ઞાન નથી થતું. એ ભાન જતું રહ્યું છે, એ ભાન થાય છે એને.

**પ્રશ્નકર્તા :** એટલે એ ભાન પછી જ્ઞાન સુધી પરિણમે છે એવું ?

**દાદાશ્રી :** થઈ રહ્યું, ભાન થયું એટલે ખલાસ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એટલે એને જ્ઞાનમાં જ આવી ગયું કહેવાય ?

**દાદાશ્રી :** પછી જેટલા માઈલ ઊંધો ચાલ્યો એટલા માઈલ પાછો આવે એટલે થઈ ગયો કમ્પ્લીટ, એકદમ.

**પ્રશ્નકર્તા :** એને કહ્યુંને ભાન આવ્યું કહેવાય, જ્ઞાન ના કહેવાય, તો ભાનમાં, દર્શનમાં અને જ્ઞાનમાં ફરક શું ?

**દાદાશ્રી :** એ ભાન તો દર્શનથી આગળની (પછીની) વસ્તુ છે.

પહેલા દર્શન થાય. એટલે પ્રતીતિ પહેલી બેસે, પછી ભાન થાય એનું સંપૂર્ણ. ભાન પછી થાય એને, પણ પ્રતીતિ પહેલી બેસે કે આ કહે છે એમ જ છું હું. 'હું ખરેખર આ ચંદુલાલ નથી' એવી એની પ્રતીતિ બેસે. પછી એને ભાન થાય.

**પ્રશ્નકર્તા :** એટલે પછી ભાન થાય છે એને. એ ભાન ને પછી હજુ આગળ જ્ઞાન રહ્યું ?

**દાદાશ્રી :** એ ભાન એ જ જ્ઞાનની નિશાની. રોજ રોજ ભાન થતું જાય. જેટલો અનુભવ થતો જાય એટલું ભાન થતું જાય. સંપૂર્ણ ભાન પ્રગટ થયું એટલે વર્તનમાં આવે. અને વર્તન એ કેવળજ્ઞાન છે.

કાં તો ભાનમાં રહો કે કાં તો જ્ઞાનમાં રહો. મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ જ છું, મન-વચન-કાયાની ટેવોને હું જાણું છું ને મારા સ્વ-સ્વભાવને પણ હું જાણું છું એવું ભાન રહેવું જોઈએ. બિલીફ અને ભાનમાં ફેર છે. બિલીફ અને લક્ષ તો તમને જ્ઞાન આપ્યું ત્યારે જ બેસી ગયા છે. હવે ભાન રહેવું જોઈએ. બિલીફ આત્મા-લક્ષ આત્મા-ભાન આત્મા-જ્ઞાન આત્મા ને છેલ્લે પૂર્ણ થયું તે ચારિત્ર આત્મા. આ જ્ઞાન આપીએ છીએ કે તરત જ તમે બિલીફ આત્મા-લક્ષ આત્મામાં આવ્યા, તે પછી ભાન આત્મામાં આવો. ભાન આત્મામાં આવો તો તમને કશું જ અડતું નથી કે નડતું પણ નથી. અમે નિરંતર જ્ઞાન આત્મામાં રહીએ છીએ, ચારિત્ર આત્મામાં આવ્યા નથી. ચારિત્ર આત્મામાં આવ્યો તો પૂર્ણત્વ થઈ ગયું. જે દોષો થાય છે કે થયા તેનું ભાન તમને થયું, તો દોષ તમને અડતા જ નથી.

## તૂટ્યું કારણ, વ્યવહાર આત્માનું

**પ્રશ્નકર્તા :** જ્ઞાન આપ્યા પછી જ્ઞાન ક્રિયાશીલ છે એટલે વ્યવહાર આત્મા ઓછો થતો જાય ?

**દાદાશ્રી :** વ્યવહાર આત્માનું કારણ તૂટી જાય. વ્યવહાર આત્માનું કારણ ભાવકર્મ છે. ભાવકર્મ આપણે ઉડાડી મેલીએ છીએ એટલે વ્યવહાર આત્મા ઊડી ગયો. ભાવકર્મ જ ઉડાડી દીધું.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન આપ્યા પછી વ્યવહાર આત્મા સંપૂર્ણ ઊડી જાય છે ?

**દાદાશ્રી :** સંપૂર્ણ ઊડી જાય. જે આજ્ઞા પાળવાની એટલા અંશે ભાવકર્મ રહે છે. બાકી ભાવકર્મ ઉડાડી મેલ્યું.

**પ્રશ્નકર્તા :** પણ આજ્ઞાનું પાલન કરવા પૂરતું તો ભાવકર્મ રહેને ?

**દાદાશ્રી :** એટલું ભાવકર્મ રહે પેલું, એનું ધર્મધ્યાન ઉપજે. આજ્ઞા કોઈ ના પાળે, ઓછી પળાય તો એટલું એનું જે સુખ આવતું હોય તે ના આવે, તે મૂંઝવણો ભોગવવી પડે, સફોકેશન ઊભું થાય.

## 'મારા ન્હોય' કરી તોડો આધાર

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન મળ્યા પછી અમારે શું કરવાનું રહ્યું ?

**દાદાશ્રી :** વસ્તુસ્થિતિમાં પ્રયોગ કરવા જોઈએ કે અનાદિ કાળથી આ સંસાર શેના આધારે ઊભો રહ્યો છે, જે આધાર હજુ તૂટ્યો નથી. એટલે એનો આધાર તોડ તોડ કરવો પડે. આપણું જ્ઞાન લીધા પછી શું તોડ તોડ કરવું પડે ? જેના આધારે આ જગત ઊભું રહ્યું છે, સંસાર ઊભો રહ્યો છે એ આધાર તોડવો જોઈએ. હવે કેટલાકને આધાર તૂટી જાય છે અને કેટલાકને આધાર ઊભો રહેલો છે. તે આધાર તોડ તોડ કરવાનો છે, બીજું કશું છે નહીં.

હવે શેનાં આધારે જગત ઊભું રહ્યું છે ? ત્યારે કહે, મનમાં જે પર્યાયો છે, મનની અવસ્થાઓ, તેમાં આત્મા(વ્યવહાર આત્મા) તન્મયાકાર થાય છે, તેથી સંસાર ઊભો રહ્યો છે. નથી બુદ્ધિ પજવતી, નથી કોઈ પજવતું. એટલે મનના પર્યાયોને તોડ તોડ કરવા જોઈએ. 'આ મારા ન્હોય, મારા ન્હોય', ત્યાં જ બેઠા બેઠા હલાય હલાય જ કરવું જોઈએ. એ તોડ તોડ કરે કે છૂટો થઈ ગયો. અનાદિનો અભ્યાસ છે ને, છૂટો થવા દેતો નથી. તે એને મીઠાશ વર્તે છે. એ શુદ્ધાત્માને નથી વર્તતી, અહંકારને વર્તે છે. એટલે એ તોડ તોડ કરવું પડે. બેને છૂટું જોવું પડે. 'મારું ન્હોય' કહ્યું તોય છૂટું પાડ્યું કહેવાય, પછી જોવાય.

## પુદ્ગલ જ્ઞાન પૂર્ણ થયે, છૂટે બેઉ

**પ્રશ્નકર્તા :** જે વ્યવહાર આત્માને પણ ભગવાન બનાવવાનો છે, પુદ્ગલને પણ ભગવાન બનાવવાનું છે, એટલે કઈ રીતે બનાવવાનું ?

**દાદાશ્રી :** આ બનાવી રહ્યા તે રીતે. જ્ઞાની પાસે બેસો તો તમે એટલાં જ્ઞાની થાવ પાછાં. હું સર્વજ્ઞની પાસે રહું તો હું સર્વજ્ઞ થાઉં. તમે છે તો મારા જોડે રહો તો મારા જેવાં થાવ, એમ કરતાં કરતાં થતું થતું બધું થઈ રહ્યું છે.

જે પુદ્ગલ છે, તેને વ્યવહાર આત્મા કહીએ છીએ. એટલે વ્યવહાર આત્માનું પોતાનું જ્ઞાન કેટલું ? કે આટલું થયું છે. પણ જ્યારે પૂર્ણાહુતિ થશે ત્યારે બેઉનો છૂટકારો થશે. જ્યાં સુધી બેઉ પૂરું થાય નહીં, ત્યાં સુધી છૂટકારો થાય નહીં.

આત્માનું જ્ઞાન તો સંપૂર્ણ જ છે. આત્મા તો જ્ઞાની જ છે ને જેટલું પુદ્ગલનું આવરણ ખસે છે એટલું જ્ઞાન પ્રગટ થાય છે, બસ. એટલે પુદ્ગલનું જ્ઞાન ત્યાં આવીને ઊભું રહે છે. તે આટલી ડિગ્રીએ આવ્યું આ.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાન પુદ્ગલનું છે કે આત્માનું છે ?

**દાદાશ્રી :** જ્ઞાનેય પુદ્ગલનું જ. આત્મા સર્વસ્વ જ્ઞાની છે. પણ જેટલું પુદ્ગલ આવરણ ખસ્યું અહીં આટલી ડિગ્રી સુધી, એટલું પુદ્ગલનું જ્ઞાન પ્રગટ થાય.

**પ્રશ્નકર્તા :** આવરણ હટ્યા એટલે ચેતનનું જ્ઞાન પ્રગટ થયું ને ?

**દાદાશ્રી :** હા, પ્રગટ થયું. તો પણ જ્ઞાન તો આત્મામાં છે જ પૂરેપૂરું. પ્રગટ જેને થયું તેનું જ્ઞાન. જ્ઞાન તો આત્માનું ખરું પણ આ પ્રગટ કોને થયું કે આટલી ડિગ્રી પ્રગટ થઈ ? જ્ઞાન એ પુદ્ગલનું જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** એ પુદ્ગલનું કહેવાય ?

**દાદાશ્રી :** એ પુદ્ગલનું. આત્માનું તો છે જ પૂર્ણ જ્ઞાન, પણ છેવટે પુદ્ગલનું જ્ઞાન પૂર્ણ થશે ત્યારે મોક્ષે જશે. કારણ કે એને સરખે સરખું

કરી નાખવાનું. ભાવના કરી કરીને તે રૂપ જ કરવાનું. પુદ્ગલને ભગવાન બનાવવાનું છે. જ્યારે 'એનાં' જેવો 'પોતે' થઈ જશે, એટલે છૂટું થઈ ગયું. પછી પૂર્ણાહુતિ થઈ. ધીમે ધીમે ભાવના કરી કરીને આ પુદ્ગલને ભગવાન બનાવવાનું છે. જ્ઞાની થયા એટલે હજુ તો થોડુંક બાકી રહ્યું, કાચું રહ્યું. હવે જ્ઞાની એ આત્મા ના કહેવાય, પુદ્ગલ કહેવાય. દરઅસલ આત્મા તો સંપૂર્ણ સર્વજ્ઞ છે.

છેવટે પોતાનું સ્વરૂપ જાણશે ત્યાર પછી સ્વરૂપમય થઈ જશે જ્યારે ત્યારે. પહેલા શ્રદ્ધામાં આવે. પછી ધીમે ધીમે જ્ઞાનમાં આવે ને પછી વર્તનમાં આવે. તે વર્તનમાં આવે તો પૂરું થઈ ગયું. જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ પૂરું થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આત્મા જ્ઞાતા-દ્રષ્ટા છે અને સ્વ-પર પ્રકાશક છે. જ્યારે પોતે પૂર્ણ આત્મસ્વભાવમાં આવી જાય, ત્યાર પછી એને આ બધું બહારનું દૃશ્ય જોવાનું રહેતું જ નથી. પોતાના આત્માનું જ જોયા કરે.

**દાદાશ્રી :** ના, સ્વ-પર પ્રકાશક છે તે વ્યવહાર આત્મા થાય છે. મૂળ આત્મા પોતે સ્વનોય નથી ને પરનોય નથી, સંપૂર્ણ પ્રકાશક છે. એને કોઈ વિશેષણ જ નથી. નિર્વિશેષ છે. આ બધાં જેટલાં વિશેષણ છે તે વ્યવહાર આત્માના છે. મૂળ આત્મા, ભગવાનને વિશેષણ હોય ત્યાં પછી તો, વિશેષણ જતું રહે તો પછી ભગવાન શું રહ્યા ? વિશેષણનો સ્વભાવ એવો કે થોડા વખત પછી જતો રહે.

❖ ❖ ❖ ❖ ❖

# [૩]

# પાવર ચેતન

## (૩.૧)

## પાવર ચેતનનું સ્વરૂપ

### શુદ્ધ ચેતન અક્રિય, કરે ક્રિયા પાવર ચેતન

શુદ્ધ ચેતન આ જગતમાં કશું કરતું જ નથી. ચેતન વગર ચાલ્યા કરે છે. હવે આ ના સમજાય એવી વાત છે. એ તો બહાર પાડું નહીં. તમારી પાસે થોડી વાત બહાર મૂકું. મૂળ ચેતન તો વપરાતું જ નથી.

શુદ્ધ આત્મા જેવો છેને, એવો જ મહીં છે. એમાં કશો ફેર નથી થયો અને તમે આ જે એન્જિનિયર તરીકે કામ કરો છો, તેમાં આત્મા છે નહીં, ચેતન નથી. ચેતન હશે આમાં, કામ કરવામાં ?

**પ્રશ્નકર્તા :** કામ જે વસ્તુ છે તેમાં ચેતન નથી પણ ચેતનને લીધે કામ થાય છે. આ તમે લખ્યું તો એ લખવામાં ચેતન નથી પણ ચેતનને લીધે લખી શકાય છે. ચેતનને આધારે દરેક કાર્ય થાય છે.

**દાદાશ્રી :** એવું જો વાપરવામાં આવ્યું તો ચેતન ખલાસ થઈ જાય. એટલે આ આખું જગત કામ કરી રહ્યું છેને, તેમાં ચેતન બિલકુલેય કામ કરતું નથી. એટલે રિયલી સ્પીકિંગ (ખરેખર કહીએ તો) ધે આર ટૉપ્સ, એ ભમરડા છે. એ હું તમને સમજાવું, બધું કામ કેવી રીતે થાય છે. આ લાગે છે ચેતન જેવું. લોકોને એમ જ લાગેને, હું જ છું ચેતન. આત્મા

જ મારો આમાં છે ! પણ ન્હોય આ આત્મા. આ તો આત્માની હાજરી છે આમાં, શરીરમાં આત્મા હાજર છે. આત્મા હોય, ચેતન હોય તો આ શરીર ચાલે, નહીં તો શરીર બંધ થઈ જાય.

પણ એ આત્મા આમાં કશું કરતો જ નથી. જેમ આ સૂર્યનારાયણની હાજરીથી આ લોકો અનેક જાતના કામ કરે. એનાથી ઊર્જા ઉત્પન્ન કરે, બીજું કરે, તે બધા જાતજાતનાં કામ કરી શકે છેને !

આમાં આખું જગત ચેતન માની રહ્યું છેને, તે (આ કાળમાં) હું એકલો જ કહું છું કે જે તમે કાર્ય કરો છો તેમાં ચેતન નથી. આ તમામ કાર્યોથી પર એવો મહીં આત્મા છે.

**પ્રશ્નકર્તા :** તો જડ કરે છે ?

**દાદાશ્રી :** જડેય કશું કરી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** હં. તો પછી કોણ આ કરે છે ?

**દાદાશ્રી :** એ પાવર ચેતન કરે છે. પાવર ચેતન, એટલે નથી જડ કે નથી ચેતન.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, જડ પણ નથી કરતું અને શુદ્ધ ચેતન પણ નથી કરતું.

**દાદાશ્રી :** તો કોઈ કરનાર તો જોઈએને ? હૂ ઈઝ રિસ્પોન્સિબલ (કોણ જવાબદાર છે) ? ત્યારે પરમાણુ કર્તા છે ? ત્યારે કહે, પરમાણુ ચોખ્ખા હોય, એ કર્તા હોઈ શકે નહીં. એનોય સ્વભાવ તો ક્રિયાકારી છે. સક્રિય છે સ્વભાવ, પણ કર્તાપણું ના હોય ત્યાં. પુદ્‌ગલનો છે આ ગુણ. ત્યારે પુદ્‌ગલ એટલે શું ? એ જે પાવર ચેતનવાળું છે એ પુદ્‌ગલ કરે છે. આ પાવર ચેતન જેને આપણે મિશ્રચેતન કહ્યું. ખરેખર ચેતન નથી, મિશ્રચેતન છે તે ચેતન જેવું કાર્ય બધું કરે, પણ ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** પાવર ચેતન કહ્યું આપે.

**દાદાશ્રી :** હા, એ આપણી ભાષામાં એ વિજ્ઞાન બહાર પાડ્યું.

કારણ કે મિશ્રચેતન લોકોને સમજાતું નથી, એટલે આપણે પાવર ચેતન કહ્યું. એનો શો ભાવાર્થ ? કે ભઈ, ચેતનની હાજરીમાં, એની સ્પર્શનાથી પુદ્ગલ પણ પાવર ચેતન થાય છે.

## પુદ્ગલ ન ચોખ્ખું જડ કે ચેતન, પણ પાવર ચેતન

**પ્રશ્નકર્તા :** આ પુદ્ગલ ને આત્મામાં તો જે ભિન્નતા છે, તો એકમાં જડતા છે ને બીજામાં ચૈતન્ય છે ?

**દાદાશ્રી :** ના. બન્નેયમાં ચૈતન્ય છે.

**પ્રશ્નકર્તા :** બન્નેમાં જો ચૈતન્ય હોય, જડમાંય જો ચૈતન્ય હોય અને આત્મામાંય ચૈતન્ય હોય તો પછી ભેદ ક્યાં રહ્યો ?

**દાદાશ્રી :** આ જે જડમાં ચૈતન્ય છેને, તે પાવર ચૈતન્ય છે. પાવર ચૈતન્ય એટલે જેમ બૅટરીના સેલ ભરેલા હોય પાવરથી તો લાઈટ આપે પણ પાવર ખલાસ થાય તો ? પણ મૂળ ચૈતન્ય તો પેલું જ અને આ પાવર ચૈતન્ય.

જેમ બૅટરીના સેલમાં પાવર ભરાય છે, અને પાવર ભરનારું જે મશીન છે એ તો તેમ ને તેમ જ રહી ગયું પણ આ ભરેલું અહીંયા આવી પડ્યું હવે. એવી રીતે આત્માની હાજરીથી પાવર ભરાય છે. તે આ પાવર પછી ફળ આપે છે.

આત્મા સિવાય બીજું બધુંય પુદ્ગલ. હવે એ તો બિચારા એમ જ જાણે પુદ્ગલ એટલે જડ. ન્હોય મૂઆ જડ, આ આત્માનો જે પાવર છે એ પુદ્ગલમાં ભરાયો અને પુદ્ગલ પાવરવાળું થયું.

**પ્રશ્નકર્તા :** એટલે પુદ્ગલ ચેતનવંતુ થયું ?

**દાદાશ્રી :** ચેતન પુદ્ગલમાં છે જ નહીં. આવી સમાજમાં ભ્રાંતિ હશે, તે કેવળજ્ઞાની સિવાય કોઈ કાઢે નહીં. ચેતન પુદ્ગલની મહીં રહી શકે જ નહીં. આ તો પાવર ચેતન છે. પાવર ચેતન એટલે આ ચેતનની હાજરીમાં આ પુદ્ગલ ક્રિયાકારી થાય છે.

હવે પાવર ચેતન એને પ્રકૃતિ કહેવાય છે. તે પ્રકૃતિ કોઝીઝ એન્ડ ઈફેક્ટ કર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** આ પ્રકૃતિમાં પાવર ચેતન જ છે તો બિલકુલ જડ વિભાગ નથી એમાં ?

**દાદાશ્રી :** ખરેખર તો પ્રકૃતિ જડ જ છે ને એ જડ ઉપર પાવર પેસી ગયેલો છે.

આ એકલું જડ તો કહી દઈએ, પણ એકલું જડ તો કશું કરતું નથી પણ આમાં પાવર ચેતન ભરેલું છે. આ (મન-વચન-કાયાની) ત્રણ બૅટરીઓનું પછી ડિસ્ચાર્જ થયા કરે નિરંતર. પાવર ભરેલી બૅટરીઓનું ડિસ્ચાર્જ થાય, એને ઈફેક્ટ કહીએ છીએ.

મહીં પ્યાલામાં બરફ હોય ને અહીં પ્યાલો મૂકીએ, તો બહાર પાણી ક્યાંથી ભેગું થઈ જાય છે ? એના ઉપર રેલા થાય છે. બહાર પાણીના ટીપાં ક્યાંથી ભેગા થયા ? આ મહીં બરફવાળો પ્યાલો છે. જે હવા અડી એને, તે મોઈશ્ચર (ભેજ) હતું, તેનું પાણી થઈ ગયું. અને તે આપણને આમ સીધી રીતે દેખાય નહીં, બુદ્ધિથી સમજાય. આપણા લોકો સમજાવે કે આવું આવું થઈ ગયું એટલે સમજણ પડે એને, પણ આ તત્ત્વોમાં ના સમજણ પડે. આ અહીં આવું થઈ ગયું છે, એ શી રીતે થાય એવું લાગે ? આ પાણીના રેલા જેમ વિજ્ઞાનથી થાય છે, એવું આ પ્રકૃતિ વિજ્ઞાનથી થઈ છે. લોકો જાણે છે એ પ્રકૃતિનો અર્થ નથી. પ્રકૃતિ તો ઊભી થઈ ગયેલી છે. આ તો લોકો 'ભગવાને રચી' એવું કહે. 'ભગવાને લીલા કરી' કહે.

## જડ કરે નહીં કશું, પાવર ચેતન કરે બધુંય

**પ્રશ્નકર્તા :** ચૈતન્ય અને પાવર ચેતન અને જડ એમાં શું વિશિષ્ટતા સમજાવીએ છીએ ?

**દાદાશ્રી :** એમાં ચૈતન્ય છે તે દરઅસલ ચૈતન્ય, 'મૂળ આત્મા' અને પાવર જડમાં ભરે એ છે તે પાવર ચેતન (હું ચંદુ). પછી એ પાવર ભર્યો એટલે પાવરવાળું કૂદાકૂદ કરે ને બધુંય કરે.

**પ્રશ્નકર્તા :** એકલું જડ એવું ન કરે પણ પાવર ચેતન એવું કરે.

**દાદાશ્રી :** જડ તો કશું કરે જ નહીં. જડ એના સ્વભાવમાં હોય. પણ આ 'પાવર ચેતન' છેને, તે તો ગાળો ભાંડે, ઢેખાળો મારે, બધુંય કરે. કલેક્ટર હઉ થાય, વડાપ્રધાન થાય. આ પાવર ચેતન, દરઅસલ ચૈતન્ય નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે ભાવનિદ્રામાં છે એને પાવર ચેતન કહીએ છીએ ?

**દાદાશ્રી :** હા, ભાવનિદ્રાનું.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું ના કહેવાય કે આ જે જડ અને ચૈતન્ય, બે જોડે આવવાથી સામીપ્યભાવ આવ્યો અને જે વિશેષભાવ થયો એ પાવર ચેતન કહેવાય ?

**દાદાશ્રી :** હા, વિશેષભાવ એ જ પાવર ચેતન. ચેતન નથી છતાં ચેતન જેવું દેખાય છે બધું આ. આ દુનિયાના બધાંય પૂતળાં ચેતન નથી છતાં ચેતન જેવાં દેખાય છે. એટલે આપણા લોક કહે છે, 'મને આણે આમ કર્યું, આણે તેમ કર્યું.' કોર્ટો ચાલે છે, કોર્ટમાં મેજિસ્ટ્રેટેય ચેતન નથી, છતાં ચેતન જેવા દેખાય અને ગાડું ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ જડ છે ત્યાં આગળ પાવર ચેતન આવે તો ચેતનની હાજરીમાં જડ છે તે કંઈક જીવંત રીતે કામ કરતું દેખાય એવું ખરુંને ?

**દાદાશ્રી :** ચેતનની હાજરીમાં જડ શક્તિ એટલી બધી ઉત્પન્ન થાય છે કે ફાવે એ બધું કરી શકે. એ જીવતા માણસ જેટલું કૂદાકૂદ કરે.

**પ્રશ્નકર્તા :** જેમ કે આમ આપણું શરીર ચાલે છે તો આત્મા તો કંઈ કરતો નથી એટલે આત્માની હાજરીમાં શરીર કામ કરી રહ્યું છે.

**દાદાશ્રી :** આત્માની હાજરીમાં આમાં અંદર પાવર ઉત્પન્ન થાય છે. આ શરીરમાં પાવર પેસે છે અને પાવર છે જ્યાં સુધી, પેલી બૅટરી ચાર્જ છે ત્યાં સુધી પાવરથી ચાલે છે. ફરી પાવર ના ભરાવે તો બૅટરી ઊડી જાય.

## દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જુદાં, વ્યવહાર જુદો

**પ્રશ્નકર્તા :** તો પછી દરેક માણસની બૅટરી જુદી જુદી કેમ ચાર્જ થાય છે ? મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર જુદા જુદા કેમ ચાર્જ થાય છે, આત્મા તો એક જ છે તો પછી ?

**દાદાશ્રી :** જુદા જુદા એટલે ઈલેક્ટ્રિસિટી એક જ જાતની, વીજળી એક જ જાતની, પણ આ લાઈટ, પંખા, રેડિયો બધું દરેક જુદું જુદું કામ કરે છે ને ! એટલે જે સાધન છે તેની મારફત. એટલે પોતે કશું કરતો નથી. પોતે જતોય નથી. એની હાજરીમાં જે તેના ગુણ છે તે ઉત્પન્ન થઈ જાય છે અને એક્ઝોસ્ટ થયા જ કરે છે નિરંતર. એને કરાવવું પડતું નથી, એ ઈફેક્ટ છે. ઈફેક્ટ એટલે શું ? એ પરિણામ એની મેળે પામ્યા જ કરે. એની મેળે જ, કોઝીઝ છે તે પાછું નવું ભરાયા કરે અને પછી ઈફેક્ટ (પરિણામ) પામ્યા કરે.

વસ્તુ તો એકની એક છે પણ એની જોડેની ચાર વસ્તુમાં ફેર છે. કે દરેક જીવ પોતાના ક્ષેત્ર ઉપર ઊભો રહ્યો છે. તમારું ક્ષેત્ર જુદું, મારું ક્ષેત્ર જુદું, દરેક જીવમાત્રનું ક્ષેત્ર જુદું. એટલે એને જુદું જુદું ક્ષેત્રફળ મળે છે, પછી કાળ જુદો. જ્યાં કાળ બદલાય, તે મારો કાળ બદલાય, તે મને ક્ષેત્ર જુદું આપે, તમને જુદું આપે. કાળ તો એક પ્રકારનો લાગુ થાય. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ. હવે દ્રવ્ય શું ? ત્યારે કહે, ગયા અવતારની પ્રકૃતિ હતી તે. પછી આ ક્ષેત્ર તેનું, આ કાળ અને પાછો ભાવ ઉત્પન્ન થાય એને. લાંચ ના લેતો હોય તેને ભાવ શું ઉત્પન્ન થાય કે હવે લેવી જોઈએ. એટલે દરેકનું જુદું જુદું જ હોય, એનો આ બધો વ્યવહાર. આત્મા તો, ચેતન તો એક જ પ્રકારનું, વ્યવહાર જુદો. અને વ્યવહાર એ ચેતન નથી. વ્યવહાર એ નિશ્ચેતન ચેતન છે. અને તેને જ ચેતન માને છે તે જ આ ભ્રાંતિ છે.

## આત્માની હાજરીથી ચાલે દેહરૂપી મશિનરી

**પ્રશ્નકર્તા :** આ બૉડી (શરીર) પડ્યું છે, તેમાંથી આત્મા નીકળી ગયો એટલે આને કોઈ ઈફેક્ટ નથી. લાતો મારો, ગમે તે કરો. હવે એ આત્માની જોડે એવી બીજી કોઈ ચીજ છે કે લાગણી દર્શાવતું હોય ?

**દાદાશ્રી :** હા, એ આત્માની હાજરી એ ચીજો દર્શાવે, નહીં તો ના દર્શાવે.

**પ્રશ્નકર્તા :** એ કઈ ચીજો ?

**દાદાશ્રી :** એ તો આ બધુંય, આ અંતઃકરણ છે ને ક્રોધ-માન-માયા-લોભ એ બધું એ જ દર્શાવે છે, આત્માની હાજરીથી. આત્મા ના હોય તો એ ના હોય. આત્મા આમાં કશું કરતો નથી. એમ ને એમ આ બધું આત્માની હાજરીથી ચાલી રહ્યું છે. આત્માની હાજરીથી શું નહીં બનતું હોય ?

## મમત્વે, જડ બન્યું ચેતન

**પ્રશ્નકર્તા :** આત્મા અમર છે, મરતો નથી, કપાતો નથી, બળતો નથી અને આ શરીર એ તો જડ છે, પણ જ્યારે આ શરીરને કંઈક વાગે, હાથ કપાઈ જાય કે કશું થાય, તો પછી આ દુઃખ કેમ થાય છે ?

**દાદાશ્રી :** એવું છેને, શરીર તદ્દન જડ નથી. હા, પાવર ભરેલો છે માટે દુઃખ થાય છે. જીવમાત્ર સુખ અગર દુઃખ, ગમે તે એક અસરમાં, ઈફેક્ટમાં હોય જ અને જડ એટલે એ જેને સુખ-દુઃખ બેઉ અસર ના થાય.

જડ તો ક્યારે કહેવાય ? મહીંથી આત્મા નીકળી જાય, ત્યાર પછી જડ. પછી કશું કાપો કરો તો કશો વાંધો નહીં. આ તો પાવર ભરેલો છે.

અને બીજું આ જડમાં ચેતન બિલકુલ છે નહીં, પણ મમતા છે એટલા પૂરતું એમાં ચેતન છે. આપણે આને (ટિપોઈને) બીજે મૂકીએ તો શેઠને પેલી મમતા હોય તો એને દુઃખ થાય. મમતા ના હોય તેને વાંધો ના આવે.

એટલે જડમાં મમત્વ ચેતન છે. રેડિયો પર મમતા હોય તો એમાં ચેતન છે ને આ મમતા ગઈ તો એમાં ચેતન નથી, એટલે તમે બદલી શકો.

**પ્રશ્નકર્તા :** અને મમતા હોય તો ચેતન છે, એવું થયુંને ?

**દાદાશ્રી :** મમતા હોય તો મને દુઃખ થાય અને દુઃખ થાય માટે ચેતન છે એટલા પૂરતું.

## બિલીફ રૂપે આવ્યો, પાવર ચેતનનો પાવર

અને તે પાવર ચેતન 'હું' સુખ-દુઃખને વેદે છે. પછી જ્યારે દુઃખ જ પડે છે, ત્યારે દુઃખમાંથી છુટકારો ખોળે છે, તે મોક્ષ.

તે 'હું'ને દુઃખ પડે છે. એ આત્માને તો કશું અડતું નથી. પણ હવે આ એનું દુઃખ પડતું બંધ કેમ થાય ? એ દુઃખનો અનુભવ થાય છેને ! કારણ કે હુંપણાની બિલીફ છે. બિલીફ એટલે શું કે ચેતનનો આમાં પાવર ભરેલો છે, માન્યું છે માટે. પાવર કેવો આવ્યો ચેતનનો ? બિલીફ રૂપે. એ પાવરનું દુઃખ છે. એ પાવર આમાં છેને, તે દુઃખ છે. પાવર ખેંચાઈ જાય એટલે દુઃખ જતું રહે. એટલે આ સેલમાં પાવર વપરાઈ જાયને પછી સેલ ખાલી. વ્યતિરેક ગુણથી આ પાવર ઊભો થયો છે. આને વ્યવહાર આત્મા કહેવાય. ખરેખર આત્મા નથી, પ્રતિષ્ઠિત આત્મા છે.

હવે 'એને' શુદ્ધ આત્માની બિલીફ બેસતી નથી, એને પાવર ચેતનની બિલીફ બેસે છે. એટલે તે અજ્ઞાનતાને લઈને આ સંસાર આપણો ઊભો થયો છે. બાકી આત્મા તો ભગવાન જ છે. પણ એને આ સંજોગોને લઈને આજે મૂઢ દશા ઉત્પન્ન થઈ છે. મૂઢ દશા એટલે શું કે ભૌતિક સુખોની 'એને' ઈચ્છા થઈ. પોતે નર્યું સુખનું ધામ છે, નિરંતર સુખનું ધામ પોતે જ, છતાંય પણ આજે દશા આવી થઈ છે. એટલે 'એને' આ ભૌતિક સુખોની ભાવના થઈ, મૂળ આત્માને નહીં. આત્મામાંથી ઊભું થયેલું છે પાવર ચેતન. એ પાવર ચેતનથી આ બધું ચાલે છે.

અને જે પ્રતિષ્ઠિત આત્મા તે પાવર આત્મા છે. એને પાવર ઊભો થયેલો છે. એટલે પાવર આત્મા આ બધું ચલાવે છે. શુદ્ધ ચૈતન્ય તો એમ જ જ્ઞાતા-દ્રષ્ટા તરીકે રહે છે કાયમને માટે. એમાં ફેરફાર નથી થતો. ને જે શુદ્ધ ચૈતન્ય છે તે જ પરમાત્મા છે અને પાવર આત્મા એ જીવ છે. એ પેલો શિવ છે. આ જીવ જીવપણું સમજી જાય તો શિવ થઈ જાય. ઉપાધિ સ્વરૂપ જીવ છે, નિરુપાધિ સ્વરૂપ ચેતન છે. બે તત્ત્વો એકાકાર થઈ ગયા છે અને એ તો પછી જ્ઞાનથી એ બે તત્ત્વોને જુદાં પાડે ત્યારે છૂટે.

## વ્યવહાર આત્મા નહીં સમજાતા, કહ્યું પાવર ચેતન

**પ્રશ્નકર્તા :** એ પાવર ચેતન ક્યાં છે ?

**દાદાશ્રી :** અંદર જ છે. જે ખાય છે ને સંડાસ જાય છે, પાણી પીવે છે ને બાથરૂમમાં જાય છે, શ્વાસ લે છે એ પાવર ચેતન છે આ બધું. પાવર ચેતન ચંચળ છે. મૂળ ચેતન ચંચળ નથી, અચળ છે એ. એટલે આત્માને સચરાચર કહ્યો છે. આમાં ચેતન કહો છો તેનો ક્યારે પાર આવે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, શાસ્ત્રોમાં આત્માને સચરાચર કહ્યો છે.

**દાદાશ્રી :** બે આત્મા, આ વ્યવહાર આત્મા ગણાય છે અને પેલો નિશ્ચય આત્મા કહેવાય છે. હવે વ્યવહાર આત્મામાં ચેતન ક્યાંથી આવ્યું ? નિશ્ચય આત્મા કંઈ ચેતન આપતું નથી કે નિશ્ચય આત્માની પાર્ટનરશિપ (ભાગીદારી) નથી, તો પછી વ્યવહાર (આત્મા)માં ચેતન ક્યાંથી આવ્યું ? એટલે એ ત્યાં જ બધું આખું વિજ્ઞાન ઊભું રહે છે કે આ આત્મા છે અને આ બીજું બધું પુદ્ગલ છે આજુબાજુ. તે આત્માની હાજરીથી મહીં પાવર ભરાય છે. મન-વચન-કાયાની બૅટરીઓમાં પાવર ભરાય છે. જ્યારે નવી ભરાતી અટકી જાય ત્યારે મોક્ષ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** આ જે ભાવો કરાવે છે, આ દુનિયાની લાલચો કરાવે છે, એ બધું વ્યવહાર આત્મા કરાવડાવે છે, એવું થયુંને ?

**દાદાશ્રી :** વ્યવહાર આત્મા. વ્યવહાર આત્માની જ ડખલ છે આ બધી. હવે આમાંથી પાવર ચેતના ઊભી થઈ, એને શું કહેવામાં આવે છે, ચેતનાને ? ત્યારે કહે, ક્રોધ-માન-માયા-લોભ. વ્યવહાર આત્મા એ જ પાવર આત્મા છે. વ્યવહાર આત્મા વિનાશી છે અને નિશ્ચય આત્મા અવિનાશી છે. (આત્મા) સચરાચર છે. એ સચર એટલે આ પાવર આત્મા અને અચળ એટલે મૂળ આત્મા. મૂળ આત્મા અચળ જ છે, સ્થિર જ છે અને આ અસ્થિર છે. ભગવાને એને વ્યવહાર આત્મા કહ્યો અને નિશ્ચય આત્મા અચર કહ્યો.

ભગવાને બીજા શબ્દોમાં કહ્યા તે શબ્દો અત્યારે કહીએ તો લોકોને

સમજણ પડતી નથી, એટલે હું પાવર આત્મા કહું છું, એમને સમજણ પડે એવી રીતે.

અને અમારે તો અનુભવમાં આવેલું તે અમે બહાર પાડીએ, ને એ જ ગીતા અને એ જ ચાર અનુયોગ. અમે જોઈને બોલીએ અને જોખમદારી હોયને ? કંઈ ભગવાન મહાવીરની જોખમદારી ઉપર બોલીએ ? અમે બોલીએ ને જોખમદારી ભગવાન મહાવીરની ?

ભગવાને વ્યવહાર આત્મા ને નિશ્ચય આત્મા બે કહ્યા. જ્યાં સુધી પોતે અજ્ઞાન જાણે છે ત્યાં સુધી એ વ્યવહાર આત્મા છે અને જ્યારે પોતે જ્ઞાન જાણે છે ત્યારે એ નિશ્ચય આત્મા છે. આ અજ્ઞાન જાણે છે ત્યાં સુધી પાવર આત્મા છે અને જ્ઞાન જાણે છે ત્યારે ખરો આત્મા, બસ. આ અજ્ઞાન જાણે છે ત્યાં સુધી સચળ છે અને જ્ઞાન જાણે છે ત્યારે અચળ છે.

આ સચર જ છે મૂઓ ! આ પાવર આત્મા કહ્યો. બધી બૅટરીઓ જોયેલીને હવે તો ? એટલે સમજણ પડી જાય. ફોડ પડવો જોઈએને બધો ? આ જૂની ત્રણ બૅટરીઓ ખલાસ થાય છે અને નવી બૅટરીઓ પૂરાય છે. તે આપણે નવી બૅટરીઓ ઊભી થતી બંધ કરી દઈએ છીએ. બૅટરીઓ ભરાય નહીં તો ચાલે કેવી રીતે ? કેટલા અવતાર કરવા છે હવે ? એક-બે અવતારમાં નિવેડો લાવવો છે કે નહીં ?

## વ્યવહાર બધો પાવર ચેતનનો, મિકેનિકલ

**પ્રશ્નકર્તા :** દાદા, પાવર ચેતન ચાલે છે કેવી રીતે ?

**દાદાશ્રી :** આ પાવર ચેતન છે, આ સાચું ચેતન નથી. આ મિકેનિકલ ચેતન છે. પાવર ચેતન એટલે એને પેટ્રોલ પૂરીએ કે ઓઈલ પૂરીએ, ગરમી આપીએ ત્યારે ચાલુ રહે.

આખા જગતની મશિનરી કામ કરે છે, એના કરતાં મોટામાં મોટી મશિનરી હોય તો (શરીરની) અંદર છે. જે અંદર એમને એમ ચાલે છે. તો આ બહારનું મોટા કરવાવાળા જુઓ તો ખરા ! બધા નૈમિત્તિક દેખાય

છે, આ ચકરડામાં ફર્યા કરે છે, તેમાં પોતે કહ્યું, 'હું છું.' અલ્યા, આ તો મિકેનિકલ છે, આમાં તારે શું છે તે ?

આ શરીરમાં, ઈન્દ્રિયોમાં, બોલવા-કરવામાં, આ વ્યવહાર કરવામાં, કશામાં ચેતન છે જ નહીં, પાવર ચેતન છે. ધીસ ઈઝ ધ ન્યુ ઈન્વેન્શન, ટૉપ મોસ્ટ ! (આ નવી શોધખોળ છે, સર્વોત્તમ !)

**પ્રશ્નકર્તા :** હાથ હલાવે છે, પગ હલાવે છે, તે બધું પાવર ચેતન છે ?

**દાદાશ્રી :** હા, પાવર ચેતન છે. ત્યાં ભણે છે, ભણાવે છે, કલેક્ટરો થાય છે, ડૉક્ટરો થાય છે, વડાપ્રધાન થાય છે, જ્ઞાની થાય છે, એ બધું પાવર ચેતન છે. જ્ઞાની એટલે પાવર ચેતન.

આ સંસાર ચાલ્યા કરે છે. પૈણે છે, શાદી કરે છે, ખાય છે, કલેક્ટર થાય છે, ભણે છે, બેરિસ્ટર થાય છે, વકીલો થાય છે, ડૉક્ટરો થાય છે, એ બધું પાવર ચેતન છે, એ સાચું ચેતન નથી. પૂતળા ચાવી આપેલાં, જે એ પાવર ભરેલાં રમકડાં છે આ તેની દવા કરે છે આ ડૉક્ટરો. એ ચેતનની દવા નથી કરતા, આ રમકડાંઓની દવાઓ કરે છે અને તેથી ઑપરેશન થાય છે. નહીં તો ચેતનનું ઑપરેશન થઈ ના શકે. આ સમજવા જેવું છે. આ જ્ઞાન લીધા પછી મને ભેગા થશોને તો બધું સમજાવીશ.

આ આટલું બધું કોઈ પુસ્તકમાં હોય નહીં, અમે જે વાત કરીએ છે તે. આ સાયન્સ મેં જોયેલું એક્ઝેક્ટ છે આ તો.

## અંશ જ્ઞાન પર જતાં ખોયું સર્વાંશ

**પ્રશ્નકર્તા :** તો અત્યારે આ ડૉક્ટરી જ્ઞાન હોય, વકીલનું જ્ઞાન હોય, આ બધું ભણે છે તો એ બધું જ્ઞાન એ પાવર ચેતનમાં ગયું ?

**દાદાશ્રી :** ત્યારે બીજા શેમાં ? અને કોઈ ડૉક્ટરે હજારો માણસોને છે તે યુરિન (પેશાબ)નાં રોગ મટાડ્યા હોય તોય એ ડૉક્ટર પછી એંસી વર્ષે શું કહે ? 'અરે દાદાજી, શું વાત કરો છો ? પેશાબનું એક ટીપું પડતું

નથી. એક ટીપું પડતા પડતા તો મને એ કેટલી ગભરામણ થાય છે ! ત્યારે મૂઆ ઘણાને આટલા પેશાબ કરાવડાવ્યાને હવે શું ? 'ટીપું પડતું નથી' કહે છે, બોલો !

**પ્રશ્નકર્તા :** એટલે એ ત્યાં પાવર ચેતનનું ફંક્શન (કાર્ય) ?

**દાદાશ્રી :** ત્યારે બીજા કોનું ?

**પ્રશ્નકર્તા :** પેલું કહે છે, 'આખા જગતના બધાં જીવોનું જ્ઞાન એક આત્મામાં સમાવેશ પામેલું જોઈએ તો પછી એ જ્ઞાન અને આ આપણે હમણાં વાત કરી કે આ ડૉક્ટરનું જ્ઞાન એય પાવર ચેતન, વકીલનું જ્ઞાન એય પાવર ચેતન, તો એ બે વસ્તુનો શું સંબંધ રહ્યો ?

**દાદાશ્રી :** જે પાવર ચેતન ઊભું કરવું હોય તે થઈ શકે છે, પણ ચેતન છે માટે થઈ શકે છે.

**પ્રશ્નકર્તા :** તો મૂળ ચેતનમાં એ બધું જ્ઞાન છે ?

**દાદાશ્રી :** તમામ પ્રકારનાં જ્ઞાન છે, તેથી પાવર ચેતન ઊભું થઈ શકે છે.

**પ્રશ્નકર્તા :** તો મૂળ ચેતનમાં એ જ્ઞાન કાયમ રહે છે ?

**દાદાશ્રી :** એ તો બધું, આખી દુનિયાનું, બ્રહ્માંડનું જ્ઞાન જ છે એ. પણ એક અંશ ઉપર ગયો એટલે પેલું સર્વાંશ ખોઈ નાખે.

**પ્રશ્નકર્તા :** એક અંશ ઉપર ગયો એટલે ?

**દાદાશ્રી :** એટલે ડૉક્ટરનું જ્ઞાન એકલું ખુલ્લું કરવા જાય એટલે બીજું બધું અંધારું થઈ જાય.

અનંત અવતારથી ચેતન મહીં હોવા છતાં સેન્ટ વપરાયું નથી. એ જાણવું હોય તો આ તો લાસ્ટ ફિલોસૉફી (છેલ્લું તત્ત્વજ્ઞાન) છે. એટલે જાણવા જેવી વસ્તુ જ આ જગતમાં આટલી જ છે અને આ શોધખોળોય થઈ છે, તો એમાં સેન્ટ પણ ચેતન વપરાયું નથી, એ તમને શી રીતે સમજાય એ ?

## હાજરીથી થાય કાર્યો, છતાં આત્મા રહ્યો અક્રિય

**પ્રશ્નકર્તા :** ચેતન જો કંઈ કરી ન શકે તો એને ચેતન કેમ કહી શકાય ?

**દાદાશ્રી :** ચેતન તો ખરું જ, ચેતન વગર તો કામ થાય જ નહીં ને! આ તો એવું છે, આત્મા આ શરીરમાં હોય તો જ તમે જીવી શકો અને તો જ તમે આ બધું કાર્ય કરી શકો. આત્મા કશું કરતો નથી, હાજરી જ ફક્ત. આ આત્માની હાજરીથી અંદર બધાં કામો થાય છે. ઉપદેશ આપી શકાય, બધું આપી શકાય પણ આત્મા આપતો નથી. આત્માની હાજરીથી થાય છે આ.

જેમ આ સૂર્યને લઈને આપણે કોઈ પણ જાતનો અહીં આગળ પાવર ઊભો કરીએ, તેથી કંઈ સૂર્ય પાવર નથી આપતો આપણને અને સૂર્ય આમાં હાથ ઘાલતોય નથી. અને એ પાવરથી આપણે અહીં જમણ બનાવીએ, ન્હાવા-ધોવાનું ગરમ પાણી બનાવીએ ને બધું બનાવીએ તો એમાં સૂર્યને કશું લેવાદેવા નથી. એની હાજરીથી બધું થાય છે. એવું આત્માની હાજરીથી આ બધું થઈ રહ્યું છે. આત્મા પોતે કર્તા નથી. પોતે અક્રિય છે. કંઈ પણ કરી શકે નહીં એનું નામ ચેતન. કંઈ પણ કરવું હોય તોય કરી શકે નહીં અને કરવું હોય તો એને આ પાવર ચેતનથી પૂતળું બને તો કરાય એ, નહીં તો થાય જ નહીં.

આ તો બહુ ઊંડી વાતો છે. અમે તો લોકોને એટલું કહી દીધું કે માણસમાં જ્યાં ચેતન માને છે ત્યાં ચેતન નથી ને ચેતન જાણતા નથી તે જગ્યાએ ચેતન છે ને ચેતન તો ખુદ પરમાત્મા છે. ચેતન છે તે અચેતન કોઈ દહાડો થાય નહીં ને અચેતન છે તે ચેતન કોઈ દહાડો ના થાય.

**પ્રશ્નકર્તા :** તો આટલી બધી ક્રિયા બને, આમાં આત્મા કરે છે શું ?

**દાદાશ્રી :** બધી ક્રિયાનો આત્મા જ્ઞાતા-દ્રષ્ટા જ છે, જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી છે. ક્રિયાશક્તિ એનામાં નથી અને લોક આરોપ કરે કે એણે જ કર્યું. પણ આત્મામાં ક્રિયાશક્તિ જ નથી, જ્ઞાતા-દ્રષ્ટા શક્તિ જ છે. બીજી કર્તા શક્તિ જ નથી એનામાં. કર્તા શક્તિ જડમાં છે. એ આ લોકોને શી રીતે સમજાય ?

## ગુપ્ત વિજ્ઞાન તીર્થંકરોનું, ખુલ્લું કર્યું દાદાએ

**પ્રશ્નકર્તા :** દાદા, પણ મૂળ આત્મા છે તો આ બધું પાવર ચેતન ને બધું ઊભું થયું તો આ બધી રામાયણ મૂળ આત્માની ના કહેવાય ?

**દાદાશ્રી :** ના, આ મૂળ આત્માની રામાયણ નથી. પુદ્ગલમાં પાવર આત્મા ઊભો થઈ ગયો છે, તેની આ રામાયણ છે બધી. પાવર આત્મા પેલા આત્મા જેવું જ ફળ આપે.

પહેલું એડજસ્ટમેન્ટ એ છે કે ચેતનની હાજરીથી પાવર ચેતન ઊભું થાય છે અને તેનાથી બધું આગળ મશીન ચાલે. પાવર ચેતનમાં 'પોતે' કર્તા નથી એનો, એની હાજરીથી થાય.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ આત્માની ખાલી હાજરી જ છે પણ પાવર ચેતન ઊભું થઈ ગયું તેમાં તેનું કર્તાપણું નથી ?

**દાદાશ્રી :** એ પોતે પાવર ભરતો નથી. બૅટરીનો સ્વભાવ જ એવો છે કે આત્માને દેખીને પાવરફુલ (પાવરવાળો) થઈ જાય. અને એ પાવર પછી ધીમે ધીમે ધીમે જેમ આ સેલ વપરાય છેને, તેવું સેલની પેઠ કામ કર્યા કરે.

એટલે આ મન-વચન-કાયાની ત્રણ બૅટરીઓ પાવર ચેતનથી ચાર્જ થાય છે અને પછી એ ડિસ્ચાર્જ થાય છે અને પાછી નવી ચાર્જ થાય છે, પણ આત્માની હાજરીથી આ બધું થયા કરે. એટલે પાવર ચેતનની પ્રેરણા છે આ, (મૂળ) ચેતનની નથી. જો ચેતનની પ્રેરણા હોત તો ચેતન બંધાય.

**પ્રશ્નકર્તા :** એટલે પાવર અને ચેતન બે જુદા જુદા છે ?

**દાદાશ્રી :** હા, જેમ સૂર્યને લઈને અહીં આગળ ઊર્જા ઉત્પન્ન થાય, એમાં સૂર્યનું કંઈ કર્તાપણું નથી. બીજી વસ્તુ ભેગી થઈ એટલે ઊર્જા ઉત્પન્ન થાય. જો તમે અહીં મોટો કાચ મૂકી દો જાડો તો એ કાચના આધારે, બીજી વસ્તુ ભેગી થઈ એટલે એનાથી બધું સળગે નીચે. એમાં

સૂર્યને કંઈ લેવાદેવા નથી. આ વસ્તુ બીજી ભેગી થઈ તે એને લીધે છે. એ ખસેડી લો એટલે કશું નથી પાછું. હવે ખસે શી રીતે ?

જેમ સૂર્યને લઈને જે આપણે ઊર્જા ઊભી કરીએ, તેનાથી બધું ચાલે. તેથી કંઈ સૂર્યએ ચલાવ્યું કહેવાય ? આરોપ સૂર્ય પર જાય ને, સૂર્યએ કર્યું આ ! એ રોંગ બિલીફ છે. બાકી એમાંથી તો આપણે પાવર ઊભો કર્યો. મૂળ સૂર્યનારાયણને તો એવું છે જ નહીં કે તું પાવર ઊભો કર કે જે કરવું હોય એ કર. એ કંઈ કહેતા નથી, ઓર્ડર નથી કરતા, કશુંય નહીં અને છતાં બધા ઉપયોગ થઈ શકે છે, પણ એ હાજરીથી જ કુદરતી રીતે થઈ જાય છે. એમને કોઈ ક્રિયા નથી. એમાં એમનું ઉદાસીનપણું છે. એવી રીતે આત્માના ઉદાસીનપણામાં આ જગત ઊભું થયું છે. એક અંશ પણ એમાં ચેતન નથી. જો અજાયબી ચાલી રહી છે !

સૂર્યની હાજરીમાં આપણે પાવર ઊભો કર્યો અને એ પાવરથી અહીં કંઈ મશિનરી કામ કરતી હોય, તે આપણે જાણીએ. એમની હાજરી હતી ફક્ત. પણ એ કામ કરે તે મશિનરી પોતે જ કરે છે. એટલે આ બધું લાગણીઓ-બાગણીઓ આ પુદ્ગલ જ કરે છે, ચેતનની ફક્ત હાજરીથી.

## ના કોઈ કર્તા, માત્ર મિકેનિકલ એડજસ્ટમેન્ટ

'હવા'નો સ્વભાવ છે વાયા કરવાનો. એને એવું નથી કે મારે કોઈ જગ્યાએ ફુદરડીઓ ફેરવવી છે અને આ 'લોકો' ફુદરડીઓ (પવનચક્કી) ફેરવે, એનાથી 'પાવર' ઊભો થાય અને પાવરથી 'મશીનો' કામ કરે. એવી રીતે આ પાવર ચેતન ઊભું થયું છે ને જગત ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** આ ફુદરડી ફેરવવાની જે પ્રક્રિયા બને છે એ વખતે એ ગોઠવણી કરનાર કોણ એમાં પાછું ?

**દાદાશ્રી :** મિકેનિકલ એડજસ્ટમેન્ટ. મશિનરીને મશિનરી ચલાવે છે અને મશિનરી ચાલે છે તેને મશિનરી પાછી ચલાવે છે. બધું મિકેનિકલ એડજસ્ટમેન્ટ છે આ. ચેતનને હાથ કશો ઘાલવો જ નથી પડતો.

પાવર ચેતનમાં ને ચેતનમાં ફેર કેટલો બધો હશે, સમજાયું ?

**પ્રશ્નકર્તા :** સમજાયું.

**દાદાશ્રી :** બૅટરીમાં ત્રણ સેલ નાખે છે અને પાછા (ચાંપ) દબાવીએ કે તરત ચાલુ થઈ જાય. બૅટરી વાપરનારો એ જાણે. છ મહિના પછી, આઠ મહિના પછી બંધ થઈ જાયને તો એ પોતે સમજે, પાવર ખલાસ થયો. એવું બૅટરી વાપરનાર સમજી જાય, કોઈને જરાય પૂછવા જવું પડે નહીં કે આ શું થયું મારે ત્યાં ઓચિંતું ! પાવર ખલાસ થઈ ગયો એવું સમજી જાય. હવે ત્યારે મહીં શું હતું ? ત્યારે કહે, પાવર હતો. ત્યારે કહે, પાવર એ ઈલેક્ટ્રિસિટી હતી ? ત્યારે કહે, ના, પાવર એ પાવર અને ઈલેક્ટ્રિસિટી એ ઈલેક્ટ્રિસિટી. નહીં તો ઈલેક્ટ્રિસિટી હોત તો ખૂટે જ નહીંને ! આ તો આત્માની હાજરીથી પાવર ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** જનરેટરમાંથી જેમ પાવર આવે અને એ લાઈટમાં જાય ?

**દાદાશ્રી :** એવી રીતે ચેતનની હાજરીથી આ પાવર ચેતન છે અને પાવર ચેતનથી મન-વચન-કાયાની ત્રણ બૅટરીઓમાં પાવર ભરાય છે. આ ત્રણ બૅટરીઓ ઊતર્યા કરે છે રાત-દિન અને નવી ત્રણ બૅટરીઓ પાછી ચાર્જ થયા કરે છે. આ ત્રણ ડિસ્ચાર્જ થયા કરે છે અને પેલી નવી ત્રણ ચાર્જ થયા કરે છે.

**પ્રશ્નકર્તા :** એક બાબત નક્કી થઈ ગઈ કે એ પાવર જે છે એ જનરેટરમાંથી આવે છે.

**દાદાશ્રી :** હં, જનરેટરમાંથી આવે છે. પણ આ જનરેટર કેવું છે ? આત્માની હાજરીથી જ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ ચૈતન્ય અને પાવર, એ બે જુદું પડે છે ?

**દાદાશ્રી :** જુદું જ હોય, પાવર એ વસ્તુ જુદી હોય. પાવર ઊતરી જાય, ચૈતન્ય ઊતરે નહીં.

**પ્રશ્નકર્તા :** જો એ પાવર એટલે શક્તિ કહી, તો ચૈતન્ય છે ત્યાં સુધી શક્તિ છે.

**દાદાશ્રી :** પાવર એટલે શક્તિ ઊભી થાય, 'એની' હાજરીથી આની મહીં. આની મહીં ચેતન છેને, તે સૂર્યનારાયણ જેવું વીતરાગ ભાવેથી રહ્યું છે. તે આપણે અહીંયા આગળ પાવર ઊભો થાય છે ને પછી એ વપરાય. 'એની' હાજરીમાં ત્રણ બૅટરીઓ ભરાય છે. 'તમે' રાગ-દ્વેષ કરો એટલે પાવર ભરાય. રાગ-દ્વેષ ના કરે તો નવો પાવર ભરાતો બંધ થઈ જાય, જૂનો પાવર વપરાઈ જાય.

બહુ ઝીણી વાત છે. આ જગત આખું સમજી શક્યું નથી અત્યાર સુધી. શાસ્ત્રકારો પણ સમજી શક્યા નથી એવી ઝીણી વાત. ચેતન આ આમાં અડે જ નહીં, એની હાજરી જ છે. જો એ ના હોય તો ના ચાલે. એની હાજરીથી આ પાવર ભરાયા કરે છે. હવે પાવર ચેતનને તો ચેતન ના કહેવાયને ! તમને કેવું લાગે છે ? બૅટરીમાં પાવર ભર્યો, એ મૂળ વસ્તુ તો ના કહેવાયને ! એ આનાથી ઉત્પન્ન થયેલી વસ્તુ છે અને ઉત્પન્ન થયેલી વસ્તુનો વિનાશ થાય. જેનો વિનાશ થાય એ ચેતન જ નથી. એટલે ચેતનની હાજરીથી આ બધું થાય છે, એ કશું જ કરતું નથી.

કેવી ગહન બાબત છે ! કેટલી બધી ગહનતા છે ! ગુહ્ય જ્ઞાન છેને !

## પૂરણ-ગલન છે એનું સ્વભાવિક

**પ્રશ્નકર્તા :** આ પાવર ભરાવો અને ખાલી થવો એ પોતાની શક્તિથી છે ?

**દાદાશ્રી :** એ એની પોતાની શક્તિથી. ભરાવું પૂરણ થવું એ અને ગલન થવું એ પોતાની શક્તિ.

**પ્રશ્નકર્તા :** પોતાની શક્તિથી પણ સામે કંઈક વસ્તુ હોય તોને ? ભરવાની વસ્તુ હોય ત્યારેને ?

**દાદાશ્રી :** નહીં, ભરનાર નથી કોઈ. સ્વયં ભરાય છે અને સ્વયં ગલન થાય છે. એનો સ્વભાવ જ છે પૂરણ-ગલન થવાનો. એમાં વચ્ચે કોઈની જરૂર નથી, એજન્ટની. અને આત્માનું એમાં કાર્ય નથી.

**પ્રશ્નકર્તા :** પણ આત્માની હાજરી તો છેને ?

**દાદાશ્રી :** હાજરીથી તો ફક્ત પાવર મળે.

## પાવર ચેતન જન્માવે, બીજું પાવર ચેતન

**પ્રશ્નકર્તા :** આ ત્રણ ચાર્જ થયેલી બૅટરી જ્યારે ડિસ્ચાર્જ થાય છે ત્યારે તે જ નવી બૅટરી ચાર્જ કરી નાખે છે ?

**દાદાશ્રી :** એ તો નિશ્ચેતન ચેતન (આ ડિસ્ચાર્જ પુદ્‌ગલ.) ચેતન કેવું ? નિશ્ચેતન ચેતન. અને પાછું ફરી બીજું ઊભું ના કરે. આ જે ચેતન છેને, નિશ્ચેતન ચેતન, તે ફરી બીજું ઊભું કરવાની શક્તિ એ ધરાવતું નથી. ત્યારે કહે, ફરી બીજું કોણ ઊભું કરે છે ? શુદ્ધ ચેતન ? ત્યારે કહે, ના, એય નથી કરતું. પાવર ચેતન જ બીજું પાવર ચેતન ફરી ઊભું કરે છે. એ મેં તમારું બધાનું પાવર ચેતન કાઢી નાખ્યું છે. ઑપરેશન કરીને (સ્વરૂપજ્ઞાન આપીને) હપુચુ કાઢી નાખ્યું છે. હવે નિશ્ચેતન ચેતન રહ્યું છે તે બીજું ઊભું ના કરે. પાવર ચેતન કાઢી નાખ્યું. હવે શુદ્ધ ચેતન અને નિશ્ચેતન ચેતન. નિશ્ચેતન ચેતન તો એનો પાવર જેમ જેમ વપરાશે તેમ પાવર ખલાસ થશે. પાવર ઊડી જશે, બસ, થઈ ગયું ! એટલું જ છે. નવો પાવર ભરાવાનો નહીં. એટલે પાવર ચેતન તો પાવર ભરે, એ બધું જ કરે. નવી બૅટરીઓ ભરી આપે પાછી, સેલ બધા ભરી આપે અને પાછું ઊલટું બોજા લાગે આપણને. જ્યારે આ તો હલકા થઈએ.

## ભરેલો પાવર વપરાય, ડિસ્ચાર્જ અહંકારથી

**પ્રશ્નકર્તા :** તો હવે જ્ઞાન પછી 'હું'નો ભાગ શું આમાં ? 'હું' શું કરે છે ?

**દાદાશ્રી :** હું (આ ડિસ્ચાર્જ થતો હું છે) (સૂક્ષ્મતર અહંકાર) તો

અહંકાર જ કરે, બીજું કશું જ કરતો નથી. એ આંધળો છે ને કશું કરતો નથી.

**પ્રશ્નકર્તા :** 'હું' જે અહંકાર છે, એ કઈ શક્તિ કહેવાય ?

**દાદાશ્રી :** એ જ ભ્રાંતિની શક્તિ, એ ડિસ્ચાર્જ શક્તિ છે. આ બૅટરીના સેલ ચાર્જ કરાવી લાવીએ, એટલે પછી જ્યાં વાપરવા હોય ત્યાં વાપરી શકાય, તે ઘડીએ એ ડિસ્ચાર્જ થયા કરે. તે આ ડિસ્ચાર્જ થતી શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** હવે એ જે શક્તિ છે, એ આત્માથી જુદી છેને ?

**દાદાશ્રી :** હા, જુદી છે.

**પ્રશ્નકર્તા :** પણ એને ગવર્ન (સંચાલન) કોણ કરે છે ?

**દાદાશ્રી :** ભ્રાંતિને ગવર્ન તો એનાં કામ જ કરે છે અને એ કર્મનો, ઉદયકર્મનો સ્વભાવ જ છે કે એ ઉદયકર્મ જ કામ કર્યા કરે. એમાં અહંકારથી જે કર્મ કરેલાં, તે ડિસ્ચાર્જ થતી વખતે એવાં જ ફળ આપીને જાય છે.

**પ્રશ્નકર્તા :** એને કોણ ઓળખી શકે ?

**દાદાશ્રી :** બધાય ઓળખી શકે.

**પ્રશ્નકર્તા :** જો ઓળખી શકતો હોત તો એ એવું ના કરવા જાત, એવું ના બોલત.

**દાદાશ્રી :** પણ પછી એના પોતાના હાથમાં સત્તા જ નથીને ! એ અહંકારમાં ચેતન શક્તિનો પાવર ભરેલો છે. તે એની મેળે જ્યાં સુધી પાવર છે, ત્યાં સુધી કાર્ય કર્યા કરશે. પછી ખલાસ થઈ જશે. એટલે આત્માનું બીજું કશું લેવું પડતું હોય એવું નથી. એ આત્મા તો ફક્ત પ્રકાશ આપે છે જીવમાત્રને, પણ પાવર આનો છે. પાવર ભરેલો છે, બૅટરીની પેઠ.

**પ્રશ્નકર્તા :** એ પાવર કોનો કહેવાય ?

**દાદાશ્રી :** અહંકારનો જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અહંકાર તો જડ સ્વરૂપ છેને ?

**દાદાશ્રી :** ના, એવું જડ નથી. એ નિશ્ચેતન ચેતન છે. એટલે મહીં બૅટરીની પેઠ પાવર ભરેલો છે. એટલે એમાં આત્માની કંઈ મદદની જરૂર નથી. નહીં તો પછી આત્મા કર્તા-ભોક્તા થાય પાછો એનો તો ઉપાધિ થાય એને. પણ ના, ઉપાધિ નથી. આત્મા નિરુપાધિ સ્વરૂપ છે. આત્મા તો સ્વયં પ્રકાશિત છે એટલે પોતાનો પ્રકાશ ફેલાય છે ને પ્રકાશના આધારે આ લોકો કામ કરે છે.

## જીવમાં ચેતન એ બિલીફ ચેતન

**પ્રશ્નકર્તા :** તો દાદા, આમાં જીવ કોને કહેવો ?

**દાદાશ્રી :** એટલે જીવભાગ તો એને જ કહેવામાં આવે છે કે જે પાવર ચેતન છે. જે જીવે છે, મરે છે. પાવર ખલાસ થાય છે ને ભરાય છે એને જીવભાગ કહેવાય છે. અને આ લોકો જીવાત્મા કહેવાના, જીવ પ્લસ આત્મા. હવે આત્મા પોતે કોઈ દહાડોય ફેરફાર જ નહીં થયેલો. એ આ શરીરમાં હોવા છતાં જીવભાગ તૈયાર થાય છે અને જીવભાગ આ બધું કર્યા કરે છે.

એ જીવમાં આત્મા ના હોય. અમે એકલાએ જ બહાર પાડ્યું છે આ કે જીવ પાવર ચેતન છે, બીજું કશું નથી. સાચું ચેતન જ નથી.

પણ આ બહારના લોકોને કહેવું નહીં. આ પ્રાઈવેટ (ખાનગી) આપણે સમજવાનું. કારણ કે ચેતન બે જગ્યાએ ના હોય. ચેતનના ટુકડા ના થાય. મૂળ ચેતન તો એક્ઝેક્ટ એનો એ જ છે અને આ ચેતન તો બિલીફ ચેતન છે. બિલીફમાં પાવર ચેતન ઊભું થયું.

## પકડે પાવર ચેતનને, ન ખોળે મૂળને

આ મૂળ ચેતન નથી, પાવર ચેતન છે. આ આટલું જો ખ્યાલમાં હોતને તો આજે લોકોએ ક્યારનોય આત્મા ખોળી કાઢ્યો હોત. પણ લોકો

શું માને છે કે આ જ ચેતન છે, આને જ સીધો કરો, આને સ્થિર કરો, આને નિરાહારી બનાવો અને નિર્વિષયી બનાવી દો. એટલા હારુ પદ્માસન વાળીને સ્થિર કરે છે. પદ્માસન વાળવું એ ગુનો નથી, એ બધા મનને એકાગ્ર કરવાના સાધનો છે. પણ એને એ એમ જ જાણે છે કે આ આત્મા, ને આને સ્થિર કરીએ એટલે આત્મા પ્રાપ્ત થશે. આ તો પાવર આત્મા છે, તારી મહેનત નકામી જશે.

હવે આ ના સમજાય એવી વાત છે, મનુષ્યનું ગજું નથી કે આ વાત સમજી શકે. ખરી રીતે તો આમાં ચેતન જ નથી.

આ ધર્મ કરે છે, આમ ભક્તિ કરે છે, બધું કરે છે, એ બધું પાવરથી ચાલ્યા કરે, હવે તોય આ લોકો શું જાણે કે આ શાસ્ત્રો ભણે છે, એ ચેતન ભણે છે. શાસ્ત્ર સમજણ પાડે છે એ મોટા મોટા આચાર્યો, પણ એમાં ચેતન છે જ નહીં.

આ જગતના લોકો જ્યાં આત્મા માને છે, જ્યાં ચેતન માને છે ત્યાં ચેતન છે જ નહીં. જગતના લોકો જ્યાં ચેતન માને છે કે 'આ જ્ઞાન સાંભળવામાં, શાસ્ત્રો વાંચવામાં, વ્યાખ્યાન કરવામાં અગર વ્યાખ્યાન સાંભળવામાં બધામાં ચેતન તો ખરું ?' મેં કહ્યું, 'ના, એમાં ચેતન નથી. ચેતન કોઈનું સાંભળે નહીં.' આ પાવર ચેતન છે. હવે લોકો ક્યાં માને છે ને ક્યાં પહોંચે છે !

આ તમે પૂછો છો, તે અત્યારે ચેતન જ ક્યાં છે ? કોઈ મને પૂછે, તેમાં ચેતન જ નથી. આ મહારાજ પૂછે હમણે, તેમાં ચેતન જ નથી. એ બોલે છે એ ચેતન નથી. એ મહીં અભ્યાસ કરે છે, ધ્યાન કરે છે એ બધું એમાં ચેતન છે જ નહીં બિલકુલેય. વગર ચેતને આ પૂતળાં રમે છે, કૂદે છે, રાગ-દ્વેષ કરે છે. આ તો પાવર ચેતન છે. આમાં મૂળ ચેતન તો એની મેળે સેપરેટ (અલગ) સ્વભાવમાં છે, પોતાના સ્વભાવમાં છે. એ વિભાવ થયું નથી, આ પાવર ચેતન ઊભું થઈ ગયું છે.

હવે ભગવાન શું કહેવા માગે છે ? કે ચેતન એ ચેતન છે, અને બીજું તને સમજણ પડે એવું કરજે, બાકી જ્ઞાની પુરુષને પૂછજે. જ્ઞાની

પુરુષ કહેશે, આમાં સેન્ટ પણ ચેતન નથી. આ સંસાર આટલો બધો છે, કૉલેજો-બોલેજો, આખો સંસાર જ, દુનિયા ચાલી રહી છે. અને એમાં સેન્ટ પણ ચેતન વગર ચાલ્યા કરે છે. હવે એ તો બધું મેં જ બહાર પાડ્યું આ. કોઈ ક્રમિક માર્ગના જ્ઞાનીઓને ખબર જ ના પડેને ! એય જાણે કે મહીં આત્મા રહેલો છે. એટલે ત્યાગ કરાવડાવો, ફલાણું કરાવો. હું શું કહું છું આમાં જે રહ્યો છે આત્મા, તે પાવર ચેતન સહિત છે.

મોક્ષમાર્ગ સમજવાનો છે. બાકી આ સ્વાધ્યાય કરો, તપ કરો, જપ કરો, બધું પુદ્ગલ કરે છે એનો શો લાભ ? કરે છે પુદ્ગલ ને 'તમે' કહો છો 'મેં કર્યું.'

**પ્રશ્નકર્તા :** દેહ કરે છે ?

**દાદાશ્રી :** પુદ્ગલ કરે છે, પાવર ચેતન કામ કરી રહ્યું છે.

પાવર ચેતનનું જ અહંકારે કરીને બહાર બનાવેલું છે, માટે એ કામ કરે છે. પાવર ચેતનથી પાવર જ પૂરેલું હોય છે.

સમજાય એવી વાત છેને ? જે મને દેખાય છેને એ તમને સમજાવી શકાય નહીં. આ જેટલા શબ્દો મારી પાસે હાથમાં આવે એનાથી તમને સમજાવવા ફરું, બાકી આના માટે શબ્દો હોતા નથી. આ તો ખોળી ખોળીને શબ્દો ભેગા કરવા પડે. મને દેખાતું હોય પણ તમને સમજણ પડી ગઈ કે ના પડી, એ કહો મને.

**પ્રશ્નકર્તા :** હા, ખ્યાલ આવ્યો મને.

## 'રહસ્ય' રહ્યું ગોપિત શાસ્ત્રથી, ખોલ્યું ભેદવિજ્ઞાનીએ

**દાદાશ્રી :** આ વર્લ્ડ તો બહુ જાણવા જેવું, લાંબું-પહોળું છે. આ શબ્દોમાં શી રીતે હોય ? પુસ્તકમાં શી રીતે હોય ? કોઈ જગ્યાએ પાવર ચેતન છે એવું શી રીતે જાણવા મળે ? એટલે કોઈ દહાડોય નિવેડો આવે નહીં. પાવર ચેતન છે આ.

પાવર ચેતન જો સમજી જાયને તો બહુ થઈ ગયું. આ લોકોએ

વ્યવહાર ચેતન ને આ વ્યવહાર આત્મા ને ફલાણું, આ તો ગૂંચાગૂંચ લોક કર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** પરફેક્ટ વિજ્ઞાન છે, આ પાવર ચેતનનું તો !

**દાદાશ્રી :** પરફેક્ટ, તેની જોડે શી રીતે બન્યું આ બધું તે જાતે જોઈને કહું છું. આ તો બધું અમે જોઈને કહીએ એટલે બોલાય, નહીં તો શાસ્ત્રમાં કોઈ જગ્યાએ આ શબ્દ ના હોય. આવો જો ફોડ હોતને તો લોકો ક્યારનાય સમજી જાય !

આ ગેડને શી રીતે સમજે માણસ ? શું ગજું ? આ બુદ્ધિની પરની વસ્તુ આ. જ્યાં બુદ્ધિનો અક્ષરેય પહોંચે નહીં. જ્યાં દૃષ્ટિ જ ના પહોંચે, કશું પહોંચે નહીં, ત્યાં જ્ઞાની પહોંચે. બહુ ટૂંકી વાત ને બહુ ઝીણી વાત. જગતને તો સમજાય જ નહીં આ વાત.

હવે આ રહસ્યને શું સમજે બિચારા ? કોઈ શાસ્ત્રજ્ઞાનીયે શું જાણે તે ? શાસ્ત્રોમાં લખાયું નથી, શાસ્ત્રો જાણે નહીં. આ શાસ્ત્રો શબ્દ રૂપે જાણે. જેટલું શબ્દ રૂપમાં આવે એટલું જ જાણે, એથી આગળનું જાણે નહીં. રહસ્ય જાણે નહીં ત્યાં સુધી. આ તો કેવળજ્ઞાનની નજીક પહોંચેલા છે એ જ જાણી શકે. એબ્સોલ્યુટ (પૂર્ણ) જ્ઞાનની નજીક. અમે ભેદવિજ્ઞાની એટલે આ બધું ભેદ પાડી આપીએ કે આ આત્મા ને આ ન્હોય. બધું દેખાય આત્મા જેવું, પણ આમાં આત્મા નથી. એથી આ ફસાયેલું છેને જગત આખું.

જ્યાં ચેતન માત્ર, ચેતન જેવી વસ્તુ જ નથી. વગર ચેતને આ શરીર બધું ચાલે છે. હવે એ બધું બહાર પાડે નહીં કોઈ. કોણ બહાર પાડે ? તે જગત એમ માને કે મારા હાથમાં જ છે આ. હું જ છું, આને રિપેર કરવાનું છે. જેમ આ ઘરને રિપેર કરીએ છીએને એવું. પ્લાસ્ટર-બ્લાસ્ટર મારીને ટેકા કરીને સ્થિર કરવાનું. તપ કરો તો સ્થિર થાય કંઈ. એ માન્યા કરે ને જગત પીસાયા જ કરે છે. અજ્ઞાનની ઘાણી પર પીસાયા જ કરે છે. ને જ્ઞાનીઓ આ બહાર પાડે નહીં, જે સાચા જ્ઞાની છે તે આ બહાર પાડે નહીં, આ બહાર પાડે તો બધું ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હા, આખો વ્યવહાર બધો એ થઈ જાય.

**દાદાશ્રી :** જો કે બધા લોકોને નહીં, પણ અમુક માણસોને નુકસાન થઈ જાય. બુદ્ધિશાળીઓ માર ખઈ જાય.

સમજમાં આવે છે થોડી વાત ? હવે આવી બધી ઊંચી વાત, એ ત્યાં ગયેલા હોય તે વાત કરી શકે, બાકી કોઈ એને કરી શકે નહીં અને સમજી પણ શકે નહીં. આ જે તમે સમજી શકો છો ને, તે તમે બહુ વિચાર્યું છેને, એટલે સમજી શકો છો આ. મહીં ચોખ્ખું છે એટલે ગ્રાસ્પિંગ કરી શકો, નહીં તો ગ્રાસ્પિંગેય ના થાય. અને બુદ્ધિની બહુ પકડ હોયને તોય વાંધો આવે. પણ પકડ નથી રાખી આમ, ઓપન માઈન્ડ રાખ્યું છે, એટલે સમજાય.

આ જગતમાં લોકોને તો આ શી રીતે ખબર પડે કે ઓહો ! પાવરથી ચાલે છે ? ને આમાં શું સમજે ? કામ જ નહીં ને કોઈનું આ તો. આ તો જે એવા પોતે દેખીને કહેતા હોય. આ હું વાંચેલું નથી કહેતો. આ એકુય શબ્દ મારો વાંચેલો નથી અને યથાર્થ, હંડ્રેડ પરસેન્ટ, તમારો આત્મા કબૂલ કરે એવી વાત છે. અમે તો શું કહીએ, માનશો જ નહીં. આ માનવા માટે નથી, તમારો આત્મા કબૂલ કરી દે અને એ વિકલ્પો ઊભા ના કરાવડાવે, બુદ્ધિ કૂદાકૂદ ન કરે તો જ આ માનજો અને વિવાદવાળી હોય ને ત્યાં બુદ્ધિ કૂદાકૂદ કરી મેલે.

આ હું જોઈને કહું છું. શાસ્ત્રમાં નહીં મળે આ વાત. આની પારાશીશી શું ? ત્યારે કહે કે તમારો આત્મા કબૂલ કરવો જોઈએ. તમને આનંદ ઉત્પન્ન થવો જોઈએ. આ વાત સાંભળતા જ આનંદ થવો જોઈએ. સમજાય તમને તો પારાશીશી માનવી !

❖ ❖ ❖ ❖ ❖

## (૩.૨)

# પાવર ચેતન વિરમે, આત્મજ્ઞાન પછી

## 'હું કરું છું', દેહાધ્યાસે ભરાય પાવર

**પ્રશ્નકર્તા :** આ પાવર ચેતન છે તે જ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા છે ?

**દાદાશ્રી :** તે જ પ્રતિષ્ઠિત આત્મા. તે જ સચર, તે જ મિકેનિકલ આત્મા, તે જ ઈન્દ્રિય આત્મા, કષાય આત્મા (તે જ સૂક્ષ્મતમ અહંકાર). એનું નામ પાવર ચેતન. ક્રોધ-માન-માયા-લોભ અને ઈન્દ્રિયો, તે પાવર ચેતન બધું. પાવર ચેતન તમારા હાથમાં હોય નહીં. ક્રોધ ના કરવો હોય તોય થાય. ઈન્દ્રિયો તમારા કાબૂમાં ના રહે. તે પાવર ચેતન છે.

આ ચાર્જ થયેલો પાવર છે. 'ધેર આર થ્રી બૅટરીઝ', આ સ્થૂળ બૅટરી એટલે દેહ, સૂક્ષ્મ બૅટરી એટલે મન, અંતઃકરણ એ બધું અને આ સ્પીચ (વાણી). આ ત્રણ બૅટરીઓ ડિસ્ચાર્જ થાય છે ને નવી ચાર્જ થાય છે.

**પ્રશ્નકર્તા :** આ કર્મના ઉદયને લીધે બૅટરીઓ ચાર્જ થતી હોય છે ?

**દાદાશ્રી :** ના. ચાર્જ થયેલી બૅટરીઓને આધારે ઉદયકર્મ આવે છે અને ઉદયકર્મ તો આવે. ઉદયકર્મથી બૅટરીઓ જો ચાર્જ થતી હોયને તો મહાવીર ભગવાનનેય ઉદયકર્મ હોય. પણ કષાયથી બૅટરીઓ ચાર્જ થાય છે. ઉદયકર્મમાં જે આપણે કષાય કરીએ છીએ એનાથી બૅટરીઓ ચાર્જ થાય છે. ઉદયકર્મ તો અમનેય હોય પણ મહીં કષાય કરીએ તો ચાર્જ થાયને !

જ્યાં સુધી દેહાધ્યાસ છે ત્યાં સુધી પાવર ભરાયા કરે. એટલે દેહાધ્યાસ છે ત્યાં સુધી આ પાવર છે. તે વપરાય એનું નામ ઈફેક્ટ કહેવાય. પાવર ઈફેક્ટિવ હોય, ઈફેક્ટ આપીને ચાલ્યો જાય અને નવી બૅટરીઓ ઊભી થાય છે, કોઝીઝ હોય તેનાથી. એટલે અમે કોઝીઝ બંધ કરી દઈએ ત્યારે એનો છુટકારો થાય. કોઝીઝ બંધ કરવા માટે દેહાધ્યાસ છૂટવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ તો દાદા, જ્યાં સુધી આ દેહાધ્યાસ બંધ ના થાય ત્યાં સુધી આત્માની હાજરીમાં આ ત્રણે બૅટરીઓનું ચાર્જ-ડિસ્ચાર્જ, ચાર્જ-ડિસ્ચાર્જ ચાલ્યા જ કરે ?

**દાદાશ્રી :** ચાલ્યા જ કરે, ઑટોમૅટિકલી (એની મેળે). કોઈને ચલાવવું ના પડે. વિજ્ઞાન છે બધું આ.

છેલ્લી વાત છે આ. છેલ્લા સ્ટેશનની વાત છે, ટૂ ધી પોઈન્ટ. ત્રણ બૅટરીઓ ઊતરી જાય છે ને ફરી ત્રણ બૅટરી ચાર્જ થાય છે. ચાર્જ થતી બંધ કરીએ ને એટલે મોક્ષે જાય. ચાર્જ શી રીતે થાય છે ? ઈગોઈઝમ (અહંકાર)થી, 'મેં કર્યું' કે તરત ચાર્જ થાય. 'આ મારું' કે ચાર્જ થઈ ગયું. બસ આટલું જ, અને આ 'બે' બંધ કરી દઈએ તો ચાર્જ પછી બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો પાવર ચેતન ક્યાં આવ્યું ?

**દાદાશ્રી :** જે ક્રિયા 'હું કરું છું' એવું કહે છે ને એ, ત્યાં પાવર ચેતન છે. 'મેં બારણું વાસ્યું' કહે છેને, ત્યાં પાવર ચેતન. પરીક્ષા આપી તે પાવર ચેતન અને રિઝલ્ટ (પરિણામ) આવ્યું તે પાવર ચેતન નહીં.

**પ્રશ્નકર્તા :** પણ પરીક્ષા અપાય છે એની પહેલા પાવર ચેતન વપરાયું તેથી આ ક્રિયા આવીને ?

**દાદાશ્રી :** પાવર ચેતન વપરાયું તેનું આ રિઝલ્ટ આવ્યું.

**પ્રશ્નકર્તા :** કયું ?

**દાદાશ્રી :** નાપાસ થયો તે.

**પ્રશ્નકર્તા :** નહીં, એટલે આમાં દાખલો આપ્યોને કે પરીક્ષા આપવી અને એનું રિઝલ્ટ આવે, તો પરીક્ષા આપવી એ પાવર ચેતન કહ્યું.

**દાદાશ્રી :** જેમાં કંઈક 'હું કરું છું' માને છે એ પાવર ચેતન. 'હું ચંદુ' (સૂક્ષ્મતમ અહંકાર) એ પાવર ચેતન.

**પ્રશ્નકર્તા :** 'હું કરું છું' એનાથી પાવર ચેતન ઊભું થાય છે કે પાવર ચેતનના લીધે એવું મનાય છે ?

**દાદાશ્રી :** એ પાવર ચેતન જ પોતે બોલે છે.

**પ્રશ્નકર્તા :** પાવર ચેતન પોતે બોલે છે કે 'આ મેં કર્યું'.

**દાદાશ્રી :** આ પરિણામ આવે ત્યારે આપણે પાવર ચેતનને કહીએ કે 'ભઈ, તેં કર્યું.' ત્યારે કહે કે 'ના, એ તો રિઝલ્ટ આવ્યું, હું શું કરું ? હું પરિણામ આવું લાવું ? હું તો પાસ થયેલું જ લાવું.'

**પ્રશ્નકર્તા :** એટલે હુંને જ પાવર ચેતન કીધું આપે ?

**દાદાશ્રી :** ના, જુદા.

**પ્રશ્નકર્તા :** હું અને પાવર ચેતન જુદા ?

**દાદાશ્રી :** હું ને પાવર ચેતન જુદા.

**પ્રશ્નકર્તા :** અને 'હું કરું છું' એ પાવર ચેતન કહ્યું ?

**દાદાશ્રી :** હં. એ પાવર ચેતન બોલાવે છે (વાણીમાં બોલાય તે).

## વપરાઈ રહ્યો પાવર, બૅટરીનો નિરંતર

**પ્રશ્નકર્તા :** એ પાવર ખલાસ જુદી જુદી રીતે થાય છે ?

**દાદાશ્રી :** એ તો રોજ રોજ વપરાયા જ કરેને ! એ કન્ટિન્યુઅસ (સતત) સેલ છે એટલે એ પાવર વપરાઈ જવાનો. એ પચાસ-સાંઈઠ-સિત્તેર વર્ષ થયા એટલે ઊડી જાય પાવર. વધારે વાપર્યો હોય તો વહેલો

ઊડી જાય. ઓછો વાપર્યો હોય તો મોડો ઊડે. જેટલો પાવર વાપરો એટલી બૅટરી વહેલી ખાલી થઈ જશે. ઓછો વાપરો તો મોડી ખલાસ થાય પણ ખાલી થવાની. અમુક મુદત સુધી જ રહે. પછી ઊડી જ જાય. એટલે આ મન-વચન-કાયાની ત્રણ બૅટરીઓ છે તે ડિસ્ચાર્જ થયા જ કરે છે ને આ સંસાર તમારો ચાલ્યા કરે છે. તું ઊંઘી જઉ તોય ડિસ્ચાર્જ થયા કરે ને જાગતા અહીં ફર ફર કરું તોય ડિસ્ચાર્જ થયા કરે.

આ જે ચેતન છે એ પાવર ચેતન છે ને એ ઊતરી જાય એવું છે, અને મૂળ ચેતન છે એ ઊતરે નહીં. મૂળ ચેતન કામ કરતું નથી આ આવું કોઈ અને જડેય કામ કરતું નથી. પણ આને કહેવાય જડ, આને મૂળ ચેતન કહેવાય જ નહીં. આમ ગણાય જડમાં પણ છે પાવર ચેતન.

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે પાવર ભરાયા સેલ, એ આગળ ભરાઈને આવ્યાં કે હમણાં ભરાય છે ?

**દાદાશ્રી :** નહીં, ભરાઈને આવ્યા એટલે ત્યાં ચાર્જ થયું અને આ અહીં ડિસ્ચાર્જ થાય. પેલી બૅટરીઓ જેમ ડિસ્ચાર્જ થયા કરે, એવી આ મન-વચન-કાયાની ત્રણેય બૅટરીઓ ડિસ્ચાર્જ થયા કરે. હવે કહે છે, પેલામાં ડિસ્ચાર્જ થાય છે તે ચાંપ દબાવો ત્યારે ડિસ્ચાર્જ થાય છે અને આની નિરંતર ચાંપ દબાયેલી જ હોય છે. આ શ્વાસોચ્છવાસથી ડિસ્ચાર્જ નિરંતર થયા જ કરે છે. એટલે તમારે લાંબું ટકાવવું હોય તો ના ટકે. (અંત આવે જ, કાયમ ના રહે.) પેલામાં ચાંપ દબાય ત્યારે ડિસ્ચાર્જ થાય, ને કરકસરિયો માણસ હોયને તે બૅટરી પાંચ વર્ષ ચલાવે અને લાફા માણસને છ મહિનામાં નીકળી જાય. પણ આ તો નિરંતર ચાલુ જ. રાતે-દહાડે આ બૅટરી તો ચાલુ જ હોય, ડિસ્ચાર્જ થયા જ કરે. તું ઊંઘવું હોય તો ઊંઘ અને જાગવું હોય તો જાગ, પૈણવું હોય તો પૈણ અને રાંડવું હોય તો રાંડ પણ આ બૅટરી ચાલુ !

**પ્રશ્નકર્તા :** હવે શુદ્ધાત્મા અંદર હોય છે તો શરીર કેમ કામ બંધ કરી દે, કામ નથી કરતું ને આત્મા જુદો નીકળી જાય છે ?

**દાદાશ્રી :** કારણ કે આ કામમાં લાગે એવું નથી, ખલાસ થઈ ગયેલું

છે એટલે છોડી દે અને પાછું નવું ઊભું કરે, કુદરતી રીતે. એ પોતે કરતો નથી કશું પણ કુદરતનો જ નિયમ છે એવો કે આ બધું જૂનું થઈ જાય, ઘસાઈ ગયા જેવું થઈ જાય એટલે એનો ટાઈમિંગ આવી ગયો હોય અને તે ઘડીએ પાવરેય ખલાસ થઈ ગયેલો હોય અને પછી બીજું નવું ઊભું કરે. એટલે આ ઈફેક્ટ પૂરી થઈ ગઈ એટલે પડી જાય બધું.

**પ્રશ્નકર્તા :** તો એ ગલન એ બધું પાવર ચેતનનો વિભાગ છે ?

**દાદાશ્રી :** ના, એ બધું એની મેળે સહજ.

## ચાલે સાયકલ ચાર્જ-ડિસ્ચાર્જની, પાવર ચેતનથી

**પ્રશ્નકર્તા :** દાદા, આપે સિમિલિ (ઉપમા) સરસ આપી કે આ ચાર્જ થયેલી બૅટરીઓ છે.

**દાદાશ્રી :** હા, જૂની ડિસ્ચાર્જ થયા કરે, નવી ચાર્જ થયા કરે. આ ચેતન છે પણ પાવર ચેતન છે. (પેલામાં) પાવર ખલાસ થઈ ગયો, એવું આમાં પાવર ખલાસ થઈ જાય એટલે બાળી નાખે, મરી જાય પછી. અને પાવર ખલાસ થઈ જાય ને એટલે જીભનો લવ્વો થઈ જાય પછી. ઉ ઉ ઉ લલ... કર્યા કરે. કેમ ભઈલા, શું થઈ ગયું ? તો કે, પાવર ઊડી ગયો. તમે જાણતા હશોને લવ્વો થઈ જાય ?

એ બોલવાની શક્તિ જતી રહે, કાનની શક્તિ જતી રહે, આંખોની શક્તિ જતી રહે, બધી શક્તિઓ જતી રહે. ત્યાં સુધી એકદમ દીવો ઓલવાય નહીંને ! મૂળ દીવો ઓલવાતો નથી, મૂળ આત્મા તો આત્મા જ રહે છે પણ આ દીવો ઓલવાઈ જાય છે.

એ પાવર બૅટરીઓમાં ભર્યો છે. એટલે એ ચાલીસ વર્ષે ખલાસ થાય તો ચાલીસ વર્ષ પછી જતા રહે (ગુજરી જાય). પાવર વધારે ભરેલો હોય, છતાં એ કર્મનો ઉદય એવો હોય, કાંઈક કપાઈને મરી જવાનો હોય તો કપાય તે ઘડીએ પાવર બધો ઊડી જાય, બધો નીકળી જાય ઝટ.

**પ્રશ્નકર્તા :** અત્યારે આ પાવરનું ફંક્શન કેવી રીતે ઓળખાય ?

**દાદાશ્રી :** એ ખલાસ થઈ જાય એનું નામ પાવર કહેવાય. એ ઓછું થતું જાય. મૂળ ચેતન તો વપરાય જ નહીંને ! આ તો વપરાઈ જાય એટલે પાવર કહેવાય. પાવર ખલાસ થઈ જાય એટલે આપણા લોકો સેલ (દેહ)ને બાળી મેલે છે અને બીજે દાટી દે છે.

## મૂળ ચેતનની ચેતનાથી ભિન્ન, પાવર ચેતના

ચૈતન્ય પોતે જ ભગવાન છે. (સ્વભાવિક) ચેતના એ તો પોતે જ ભગવાન છે. જગતના લોક ચેતનની ચેતના જોતા નથી, ચેતનાની અવસ્થાઓ જુએ છે. ખરેખર તો ચેતનાની અવસ્થા નથી જોતા, પુદ્ગલ અવસ્થા જુએ છે. એ પુદ્ગલ અવસ્થાય નથી, (વિભાવિક) ચેતનાની છાંટ છે મહીં, પાવર ચેતનની છાંટ છે.

આત્મા સિવાય બીજું બધું મિકેનિકલ છે, બધું પાવર ચેતના. આ જો પાવર ચેતના લોકો સમજી જાયને, તો બધું ઘણું કામ થઈ જાય. આ તો એને અસલ ચેતન માને છે, કે આમાં તો આને સુધારવાનો છે. આ આત્માને, જે બગડી ગયો છે એને નિર્ગ્રંથ બનાવવાનો છે, કહે છે. આ જે અશુદ્ધ થઈ ગયેલું છે ચેતન, તેને શુદ્ધ કરવાનું છે.

**પ્રશ્નકર્તા :** જ્યારે આપણે અક્રમની અંદર તો ચેતન શુદ્ધ જ છે.

**દાદાશ્રી :** શુદ્ધ જ છે.

**પ્રશ્નકર્તા :** અને નિશ્ચેતન ચેતન જે છે, તે તો ડિસ્ચાર્જમાં કાઢી નાખવાનું છે.

**દાદાશ્રી :** એ શુદ્ધ ચેતનને લઈને આ ઊભું થયું છે. તે હવે નિકાલ કરી નાખવાનો. પહેલા અશુદ્ધ ચેતન હતો પોતે ત્યારે આપણે કહ્યું, આ તું નથી અશુદ્ધ ચેતન, તું તો શુદ્ધ જ છું પણ આ (ચંદુ) અશુદ્ધ છે. એટલે પછી એનો આમ સમભાવે નિકાલ કરી નાખવાનો. અક્રમની રીત જુદી છે.

મૂળ આત્મા કરતા પાવર ચેતન સાવ જુદું જ છે. એ તદ્દન જુદું કાર્ય કરી રહ્યું છે. કોઈ જગ્યાએ આ એની લિંક હોત તો જુદું ના પડાય. આ જ્ઞાન આપીએ એટલે જુદું જ પડી જાય. આ તો બધું વિજ્ઞાન છે.

## એન્ટ્રિ-એક્ઝિટ બન્ને થાય, પાવર ચેતનથી

**પ્રશ્નકર્તા :** આપનું ચેતન તત્ત્વ એટલે જે બધાની વિધિ કરો છો, જ્ઞાન આપો છો તે ?

**દાદાશ્રી :** આ જડ તત્ત્વ જડ તત્ત્વનું કરે છે, ચેતન તત્ત્વ આમાં કશું કરતું જ નથી.

**પ્રશ્નકર્તા :** તો આપણે આશરો આ જડ તત્ત્વનો જ લેવાનોને ? જડ તત્ત્વે જડ તત્ત્વનો આશરો લેવાનો ?

**દાદાશ્રી :** એ જડ તત્ત્વ છે પણ એ જડ તત્ત્વ આમ જુદું છે, પાવર ચેતન છે, પણ લાઈટ બધું ચેતનનું છે આ.

**પ્રશ્નકર્તા :** એ દાદા, બરાબર મગજમાં બેસતું નથી. હું ખાલી જોઉં છું અત્યારે નજર સામે એ કે તમે વિધિ કરાવડાવો છો, તમે લોકોનાં સુખ-દુઃખ પૂછો છો. બધો ફેરફાર થતો અમે જોઈએ છીએ, એ જડ દ્રવ્યની બૅટરીથી જ બધો ફેરફાર થાય છે ?

**દાદાશ્રી :** એ તો આ એવું છેને, આયે બૅટરીઓથી જ બગડ્યું'તું ને બૅટરીઓથી સુધરે છે. પેલી રોંગ બૅટરીઓ હતી, તે રોંગ બૅટરી આ અજ્ઞાનમાં લઈ ગઈ. હવે રાઈટ બૅટરી એટલે રાઈટમાં લઈ જશે. એટલે જે દરવાજેથી અંદર 'ઈન', 'ઈન'નો દરવાજો હતો, આ છે તે 'આઉટ'નો દરવાજો. 'ઈન' દરવાજામાંય કોણ લઈ ગયું ? ત્યારે કહે, એ જડ તત્ત્વ જ લઈ ગયું, પુદ્ગલ તત્ત્વ. અને પછી આ આગળ ગયા પછી 'આઉટ'નો દરવાજો મળે છે, તે એ તત્ત્વ બહાર લઈ જાય છે. પછી 'આઉટ' કરીને મુક્તિમાં લઈ જાય છે. આમાં આત્માને પોતાને કશું કરવું નથી પડતું.

**પ્રશ્નકર્તા :** આપ જે બોલો છો એ પણ પુદ્ગલ જ ને ?

**દાદાશ્રી :** હા, આ શબ્દો એ આવરણ તોડી નાખે છે, શબ્દોય પુદ્ગલ છે. મેલુંય પોતે, સાબુય પોતે ને કપડુંય પોતે ને છેલ્લે પોતે ચોખ્ખો થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** આમાં બહાદુરી એકલા જડ તત્ત્વની પોતાની જ છે ? એટલે જડ તત્ત્વ જ પોતાના જડ તત્ત્વને સુધારે છે ?

**દાદાશ્રી :** આ જડ તત્ત્વ નહીં, પુદ્ગલ, જે પાવર ભરેલો છે ચેતનનો.

**પ્રશ્નકર્તા :** હા, તો એ પાવરની સાધના જુદી કરવાની રહીને ? આત્માની સાધનાથી જુદી એવી સાધના રહીને ?

**દાદાશ્રી :** એ સાધના કરતા કરતા આત્મા પ્રાપ્ત થાય. આત્મા શું છે એ જાણવું જોઈએ. ત્યાર પછી સાધના એ તો પુદ્ગલને કરવાની છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, જો આત્માને જાણીએ તો અમારા જડ તત્ત્વમાં ફેરફાર થાય કે નહીં ? મારો મૂળ સવાલ એ છે.

**દાદાશ્રી :** ફેરફાર થયા જ કરેને ! નિરંતર ફેરફાર થયા કરે. અજ્ઞાનતાથી જે બંધ પડ્યા, તે જ્ઞાને કરીને છૂટે. બંધ ને છૂટવું બેઉ પુદ્ગલમાં થયા કરે છે. આત્માને કશું લેવાદેવા નથી, આત્મા આથી જુદો છે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા સીધી રીતે કંઈ કરતો નથી, એમ તમે કહો છો ?

**દાદાશ્રી :** વાંકી રીતેય કરતો નથી. એ કર્તા હોત તો તો એને માથે જોખમદારી આવત, ને આ પુદ્ગલેય કર્તા નથી. પુદ્ગલેય સ્વતંત્ર કર્તા નથી, આ તો પાવર ભરાઈ ગયો છે.

## જ્ઞાને કરીને શુદ્ધ થાય, અશુદ્ધ પાવર ચેતન

**પ્રશ્નકર્તા :** આપણા જ્ઞાન લીધેલા આ મહાત્માઓ છે તે પાવર ચેતન થાય ? તમે વિધિ કરીને જે પાવર મૂકો એ પાવર ચેતન થયુંને ?

**દાદાશ્રી :** ના, એવું નહીં.

**પ્રશ્નકર્તા :** તો એ ચેતન જ થયુંને ? મૂળ સ્વરૂપ જ ચેતનનુંને ?

**દાદાશ્રી :** આ પાવર ચેતન જે છે, તે અજ્ઞાનતાવાળું પાવર ચેતન છે અને મેં જ્ઞાન આપ્યું ત્યાર પછી 'એ' પાવર ચેતન જ રહે છે, 'મૂળ ચેતન' થતું નથી. પોતે પોતાના અજ્ઞાનથી બંધાય છે અને પોતે પોતાના જ્ઞાનથી છૂટી જાય. આત્મા તો પોતે જ્ઞાનવાળો છે પણ 'આ' જે છે તે જ્ઞાનવાળું થાય તો બેઉ છૂટા પડી જાય.

**પ્રશ્નકર્તા :** તો તમે આ પાવર ચેતનને જ્ઞાનવાળું કરો છો ?

**દાદાશ્રી :** હા, તો બીજા કોને ? અને પેલો આત્મા તો આજેય જ્ઞાની જ છેને !

**પ્રશ્નકર્તા :** આ પાવર ચેતન જ્ઞાનવાળું થયું, એટલે આવરણો જતાં રહે ?

**દાદાશ્રી :** હા, આવરણો જતાં રહે, બસ. આ આવરણો ઊડી જાય ને જે અવ્યક્ત છે તે વ્યક્ત થાય.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાની કોણ થાય છે ?

**દાદાશ્રી :** અજ્ઞાની છે તે જ જ્ઞાની થાય છે. આત્મા તો જ્ઞાની જ છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાની કોણ છે ?

**દાદાશ્રી :** આ 'હું' ને 'મારું', જે બંધાયેલો કહે છેને, 'મને દુઃખ છે', એ અજ્ઞાની છે.

**પ્રશ્નકર્તા :** એટલે બીજી ભાષામાં અશુદ્ધ ચેતનને શુદ્ધ ચેતન કરો છો, એવું થયુંને ?

**દાદાશ્રી :** હા, અશુદ્ધ ચેતનને શુદ્ધ કરીએ છીએ અને આ અશુદ્ધ ચેતન જે છે તે પાછું મૂળ ચેતન નથી, એ પાવર ચેતન છે. એટલે એને અમે શુદ્ધ કરીએ છીએ. એ સંપૂર્ણ શુદ્ધ થાય તો બેઉ છૂટા પડી જાય.

**પ્રશ્નકર્તા :** તમે શુદ્ધાત્મા બોલો એટલે એ પાવર ચેતન જે છે, એનો પાવર વધતો જાય ?

**દાદાશ્રી :** ના, જે ઊંધો પાવર હતો તે છતો થઈ જાય. જે અજ્ઞાન પાવર હતો એટલું ઊંધું કરતો હતો, એ છતો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ ઊંધો પાવર કોને હોય છે ?

**દાદાશ્રી :** એ અહંકારને. આ અજ્ઞાની માણસ હોયને, તે જેટલું હોય તેનું ઊંધું જ કરી આવે અને અમે જ્ઞાન આપીએને ત્યાર પછી કો'કે ઊંધું કર્યું હોય તોય છતું કરી આપે. કારણ કે એની સમજણ છતી થઈ ગઈ.

## પ્રજ્ઞાશક્તિ આત્માની, બુદ્ધિશક્તિ પાવર ચેતનની

**પ્રશ્નકર્તા :** એને પ્રજ્ઞા કહેવાય ?

**દાદાશ્રી :** હવે પ્રજ્ઞા એ છે તે મૂળ આત્માની શક્તિ છે. અને આ (આત્મા-અનાત્મા) બેનું સંપૂર્ણ ડિવિઝન થઈ ગયા પછી, પૂરેપૂરા ખુલ્લેખુલ્લા થઈ ગયા પછી, છૂટા થઈ ગયા પછી એ આત્મામાં ફિટ થઈ જાય છે. ત્યાં સુધી મોક્ષમાં લઈ જવા માટે એ જુદી પડે છે, આત્મામાંથી.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માની જ પ્રજ્ઞાશક્તિ કહેવાય ?

**દાદાશ્રી :** હા, પ્રજ્ઞાશક્તિ આત્માની છે અને બુદ્ધિશક્તિ આ પાવર ચેતનની છે.

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિની પ્રજ્ઞા થઈ જાય ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિની પ્રજ્ઞા ના થઈ જાય. બુદ્ધિ બુદ્ધિની જગ્યાએ રહે અને પ્રજ્ઞા પ્રગટ થાય. અમે આ જ્ઞાન આપીએ કે તરત પ્રજ્ઞા પ્રગટ થાય. પ્રજ્ઞા તમને નિરંતર મોક્ષમાં લઈ જવા ફરે અને બુદ્ધિ તમને આ બાજુ નીચે લઈ જવા ફરે. આ જે ચેતવે છેને મહીં, તે પ્રજ્ઞા ચેતવે છે કે 'આમ નહીં ને આમ', એવું ચેતવે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા પણ પાવર ચેતન જને ?

**દાદાશ્રી :** ના, પાવર ચેતન નથી, એ મૂળ ચેતન છે. પણ મૂળ

ચેતનમાંથી જુદી પડેલી, તે આ કાર્ય કરવા પૂરતી જ. પછી મૂળ આત્મા સાથે એક થઈ જશે પાછી.

## અજ્ઞાન જાણે પાવર આત્મા, જ્ઞાન જાણે દરઅસલ આત્મા

**પ્રશ્નકર્તા :** પહેલા તો અજ્ઞાન દશામાં અમારી જે દૃષ્ટિ છે તે પુદ્ગલ ઉપર રહેતી હતી. જેનામાં જોવાનો ને જાણવાનો ગુણ જ નથી. પણ હવે આપે જ્ઞાન આપ્યું ત્યારે દૃષ્ટિ અમે જેમાં જોવાની અને જાણવાની શક્તિ છે એમાં લગાડીએ એટલે અમારી દૃષ્ટિ સ્થિર થઈ ગઈ !

**દાદાશ્રી :** એટલે સ્થિર થઈ ગઈ અને આ અસ્થિરમાંય જોવા-જાણવાની ક્રિયા છે, પણ સંયોગોને જોવા-જાણવાની ક્રિયા છે. પણ મૂળ જોવા-જાણવાની ક્રિયા તો ત્યાં આત્મામાં જ છે. પણ આત્માને અસંયોગિક ક્રિયા છે અને આ સંયોગી ક્રિયા છે. જોવા-જાણવાની ક્રિયા અહીં કહે છેને, આ ઝાડ આવ્યું, પાન આવ્યું, ગાય આવી, ભેંસ આવી. બધું કહે છે જ ને અને તેને આત્મા માને છે લોકો. આ જોવા-જાણવાની ક્રિયા, એમાં ચેતન બિલકુલ છે નહીં. ત્યારે કહે, 'શેનાથી ચાલે છે આ ? ચેતન વગર કેવી રીતે ચાલે ?' ત્યારે કહે, 'આત્માની હાજરીથી પાવર ચેતન ઊભું થાય છે.'

અવસ્થાને જે પાંચ ઈન્દ્રિયથી જાણનારો જાણે છે ને તેય આત્મા ન્હોય. જગત આખું કહે છે એને આત્મા.

જે અજ્ઞાન જાણે છે એ પાવર આત્મા છે અને જ્ઞાન જાણે છે દરઅસલ આત્મા છે. એટલે આ પાવર આત્મા જાણે છે. પાવર આત્માને શું તોપને બારે ચઢાવવો છે ? એ તો પાવર ખલાસ થઈ જાય એટલે પછી છેલ્લા સ્ટેશન (સ્મશાને) ઉપર પહોંચાડી દે સૂતા સૂતા, લોકો આરામથી પહોંચાડી દે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને કે આ વસ્તુઓ, ઝાડ છે, પાન છે એ બધાને જોવાની ને જાણવાની આ પાવર ચેતનની ક્રિયા થઈ. હવે એ જોવા-જાણવાની ક્રિયા અને આત્માના પ્રકાશમાં આ બધાં જ્ઞેયો ઝળકે એ એક જ છે કે જુદું જુદું ?

**દાદાશ્રી :** આત્માના પ્રકાશમાં છે તે મહીં ઝળકે. એટલે શબ્દ હોતા નથી ત્યાં આગળ. આ જ્યાં જોવાનું ને જાણવાનું, પ્રકાશમાં ઉતારતા સુધી શબ્દો છે. પછી જતા રહે છે શબ્દો એને ઘેર !

પછી તો જ્ઞાયકભાવ. જાણવા-જોવાના ભાવમાં રહ્યો એ આનંદ. પોતાને બીજી કોઈ જરૂર નથી. જાણવા-જોવાના ભાવમાં તો કશું કરવાનું નહીં. મહીં ઝળકે, પોતાની મહીં જ. ક્રિયા નહીં કોઈ જાતની, અક્રિય. ક્રિયા કરે તો થાક લાગે, સૂઈ જવું પડે, ઊંઘી જવું પડે.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાન પહેલા પણ જે કંઈ જાણે એ આત્માના ગુણથી જાણેને, જાણે તો ?

**દાદાશ્રી :** ના, એ છે તે ભરેલા પાવરથી જાણે છે.

**પ્રશ્નકર્તા :** અને હવે આ જ્ઞાનપણે જાણપણાનો જે વારે વારે અનુભવ આવે છે એ આત્માનો જ અનુભવ આવ્યોને ?

**દાદાશ્રી :** બધું આત્માનું જ. પણ તેમાં આ બહારનું જ્ઞાન જે દેખાડે છે, એ પાવર ચેતન (મિશ્રચેતન) દેખાડે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, તો મૂળ આત્માની જે જોવા-જાણવાની ક્રિયા છે અને મિશ્ર ચેતનની (પાવર ચેતનની) જોવા-જાણવાની ક્રિયા છે, એમાં ફેર શો છે ?

**દાદાશ્રી :** મિશ્ર ચેતન વિનાશી એકલાને જ જોઈ શકે છે અને મૂળ ચેતન છે તે વિનાશી ને અવિનાશી બેઉ જોઈ શકે છે, બન્નેય જાણે-જુએ.

## 'ભાવ'થી અશુદ્ધ થયાં પુદ્ગલ, 'જોવા'થી થાય શુદ્ધ

આ આપણે પોતાને શુદ્ધાત્મા બોલીએ છીએને, એટલે આ બહારવાળો જે ભૌતિક ભાગ છેને, જેને 'પુદ્ગલ' કહીએ છીએ, તે આ પુદ્ગલ શું કહે છે કે અમારું શું ? હવે તમે શુદ્ધાત્મા થઈ ગયા પણ મુક્ત નહીં થાવ, જ્યાં સુધી અમારો નિવેડો નહીં આવે ત્યાં સુધી તમે છૂટા નહીં

થઈ શકો. એ શું કહે છે કે જ્યાં સુધી અમને અમારી મૂળ સ્થિતિમાં નહીં બનાવો, ત્યાં સુધી અમે તમને છોડવાના નથી. કારણ કે મારી મૂળ સ્થિતિને ખરાબ કરનારા તમે છો અને તમે અમને અમારી મૂળ સ્થિતિમાં મૂકી દો !

**પ્રશ્નકર્તા :** પણ એ તો મહીં આપણને કહે છે કે આ ચામડી છે, લોહી છે, હાડકાં છે, માંસ છે. આ પંચભૂતનું બનેલું છે એને અને અમારે શું ? એનું શું કામ છે ?

**દાદાશ્રી :** નહીં, નહીં, નહીં. ચંદુભાઈ જીવતા છે. તમે શુદ્ધાત્મા છો ને ચંદુભાઈ જીવતા છે. આ ન્હોય લોહી-માંસ-પરુનું ને બધાનું પૂતળું, આ જીવતું છે. નિવેડો લાવવો પડે એ તો !

**પ્રશ્નકર્તા :** અમે કોઈનું ખરાબ કરતા નથી, વ્યવસ્થિત છે એ પ્રમાણે થયા કરે.

**દાદાશ્રી :** ના, એવું ના ચાલે. આ શું કહે છે કે 'તમે' અમને ખરાબ કર્યા છે, તમે અમને આ વિકૃત બનાવ્યા. અમે જે પુદ્ગલ ચોખ્ખા હતા, પ્યૉર હતા, શુદ્ધ હતા, તેના અમને અશુદ્ધ બનાવ્યા, ઈમ્પ્યૉર બનાવ્યા, વિકૃત બનાવ્યા તમે. 'આપણે' ભાવ કર્યા ત્યારે વિકૃત થયાને !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, પુદ્ગલને, જડને વળી, સ્વકૃતિ શું ને વિકૃતિ શું ?

**દાદાશ્રી :** મહીં પાવર ચેતન છેને ! તમે જુદા ને આ પુદ્ગલ ચેતનભાવવાળું જુદું છે. પુદ્ગલમાં પાવર ચેતન છે, સાચું ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલને ખરાબ કોણે કર્યું ?

**દાદાશ્રી :** 'આપણે' ભાવ કર્યા તે જ ભાવકર્મ. એ જ પુદ્ગલ ઊભું થયું. જો ભાવકર્મ ના થયા હોત તો આ પુદ્ગલ ઊભું ના થાત. પુદ્ગલને કશું લેવાદેવા નથી. એ તો વીતરાગ જ છે બિચારું. 'તમે' ભાવ કરો એટલે તરત એ પરિણામ પામી જાય. એટલે અશુદ્ધ પરમાણુ થયા છે, તેને શુદ્ધતાથી શુદ્ધ કરવાના છે, બીજું કશું નહીં.

એટલે જેટલા ડિસ્ચાર્જ બાકી છે એટલા અશુદ્ધ રહ્યા છે, તેય અત્યારે તમે જોઈ જોઈને જવા દેશો એટલે શુદ્ધ થઈને ચાલ્યા જશે.

## શુદ્ધિકરણ પુદ્ગલનું, થાય આજ્ઞાપાલને

**પ્રશ્નકર્તા :** એ તો એ વખતે એને એમ તો વિચાર થાયને કે અત્યાર સુધી જે પુદ્ગલ છે એ 'હું છું' એમ માનીને ચાલ્યો તેય મારી ભૂલ છે, હવે હું ભૂલ સુધારું છું અને તારી જોડે જ સંયોગ થયો તે મહેરબાની કરીને હવે તું સંયોગ છોડ, આ સિવાય બીજું શું છે ?

**દાદાશ્રી :** ના, ના. એ શું છોડી આપે, પાવર ચેતન બિચારું ? કઈ રીતે, કેટલું કરે ? એ શું છોડવાનું હતું ? આપણા જોવાથી એ છૂટી જ જાય. તે એક-એક દોરો છૂટતો ગયો. તે પણ આવા લાખ દોરા હોય, તે લાખેય છૂટતા જાય ને ફરી ના બંધાય. આપણે છૂટા થઈ ગયા. દોરો દોરાને ઘેર ગયો, આપણે આપણા ઘેર ગયા, એમાં શું બાકી રહ્યું ?

**પ્રશ્નકર્તા :** તો આપણે આ બધું બોલવાનું છે, એ આપણા પુદ્ગલને શુદ્ધ કરવા માટે જ બોલવાનું છેને ?

**દાદાશ્રી :** બધું પુદ્ગલને શુદ્ધ થવા માટે. હા, ત્યાં સુધી દશા પૂરી થશે નહીં. આપણને દાદાએ શુદ્ધ કર્યા, હવે આ પુદ્ગલનું શુદ્ધિકરણ બાકી છે. એનું અશુદ્ધ થતું બંધ થઈ ગયું. હવે અત્યારે એવું શુદ્ધિકરણ થાયને, તો એક અવતાર પૂરતું ચાલે એવું છે. આજ્ઞામાં રહીએ એટલે શુદ્ધિકરણ થયા કરે.

**પ્રશ્નકર્તા :** આ આખું સાયન્સ પુદ્ગલને શુદ્ધ કરવાનું છેને ? આ આજ્ઞારૂપી જે પાંચ વાક્યો છે કે આ બધું જે વિજ્ઞાન, એ પુદ્ગલને શુદ્ધ કરવા માટે જ છેને ? આત્માને કંઈ લેવાદેવા નથી.

**દાદાશ્રી :** મૂળમાં તો પુદ્ગલનેય શુદ્ધ કરવાની (એટલે કરવાપણાની ક્રિયાની) આપણે કંઈ જરૂર નથી. આપણે જો આપણી જે શુદ્ધ દશા (જ્ઞાતા-દ્રષ્ટા) છે, એમાં અશુદ્ધિ (હું કરું છું) મનાય નહીં, તો પુદ્ગલ તો શુદ્ધ થવાનું જ છે. પુદ્ગલ તો એની મેળે શુદ્ધ થયા જ કરવાનું.

પુદ્ગલને જો ડખોડખલ ના થાયને તો આ તો ચોખ્ખું થયા જ કરે પણ આ ડખોડખલ કરે છે. ડખો કરે ને પછી ડખલ થઈ જાય ! ડખોડખલ કરનારું કોણ ? તે અજ્ઞાન માન્યતાઓ.

## પાવર ચેતનથી ગુણેલું, જ્ઞાનથી ભાગવાનું

**પ્રશ્નકર્તા :** હવે જે કંઈ સાધના કરે છે એ બધું પુદ્ગલ કરે છે અને પામવાનો છે આત્મા, જે કંઈ જ કરતો નથી, તો હવે એવી કંઈક લિંક બતાડો કે જેથી કરીને આ પુદ્ગલમાં મારાપણું, જે કર્તુત્વપણું છે, તેમાંથી ઊઠી અને પોતાના આત્મામાં બેસી જાય.

**દાદાશ્રી :** આપણે અહીંથી અડધો માઈલ છેટે આટલું જવાનું છે કૉલેજ છે ત્યાં, અને આપણે સાતસો માઈલ ગયા તોય પણ કૉલેજ આવી નહીં એટલે આપણે શું કરવું પડે, ત્યાં સાતસો માઈલ ગયા એટલે ? પેલા લોકો એનાઉન્સ કરે કે ભઈ, અડધો માઈલ જ છેટું હતું. હવે ક્યાં ગયા છો તમે ? એટલે પછી ત્યાં આગળ કહીએ કે અડધો માઈલમાં આવશે, તો આવે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના આવે.

**દાદાશ્રી :** ઊંધા ચાલ્યા છો તેનો આ પ્રયોગ છે. આ બધું જે કરવું પડે છે એ ઊંધા ચાલ્યા છે તેનો ભાગાકાર છે. જેટલાએ ગુણાકાર કર્યો એટલાથી ભાગવો પડશે. રકમ નિઃશેષ, શેષ વગરની રકમ બનાવી દેવાની છે. જેટલાથી ગુણાકાર કર્યો તેટલાથી ભાગાકાર કરીએ તો નિઃશેષ થાય કે નહીં ? એટલે આ અત્યાર સુધી ગુણાકાર નથી કર્યા એવું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** ગુણાકાર તો ઘણા કર્યા.

**દાદાશ્રી :** તે આજે આ ગુણાકારને જ ભાગવાના અને ભાગાકારથી ભાગી નાખવાના, ઊડાડી નાખવાના.

**પ્રશ્નકર્તા :** આ ભાગવાનું જે છે એ ભાગનારો પણ એમાંય મારાપણું તો પુદ્ગલનું જ છેને ? એ જ કરશેને ?

**દાદાશ્રી :** એ પુદ્ગલનું છે. ઊભું કરે છે પુદ્ગલ અને તોડેય એ. એટલે આપણે પ્રગટ થઈ જઈએ. ફક્ત પુદ્ગલમાં એકલું પુદ્ગલ નથી એ. એકલું પુદ્ગલ આવું ન કરી શકે. નવી ડિઝાઈનવાળું કરી શકે પણ એ મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર બંધ ના કરી શકે. એટલે મહીં ચેતનનો ભાગ છે તે ચેતન, કયું ચેતન છે ? એ પાવર ચેતન છે. એકલું પુદ્ગલ તો કરી શકે જ નહીં આ. તમને એમ જ લાગે કે એકલા પુદ્ગલથી આ થયું છે ?

**પ્રશ્નકર્તા :** ના થઈ શકે, પણ એમાં જે ચેતન પડેલું છે એ તો આત્માનો કંઈક હોવો જોઈએને, પ્રકાશ ?

**દાદાશ્રી :** હા, પ્રકાશ છે પણ પ્રકાશ એ જ આત્મા છે. એટલે વસ્તુસ્થિતિમાં આપણે શું કહેવાનું છે કે આ એકલું પુદ્ગલ નથી. પુદ્ગલ એકલું હોયને તો તો પછી આના (જડ) જેવું. આપણને એમાં કશી અસર ના થાય. પણ આ તો અસરવાળું છે, ઈફેક્ટિવ છે એટલે એની મહીં પાવર ભરેલો છે. એટલે આપણે શી રીતે એને ચોખ્ખું કરવાનું ? એ કહે છે કે મને ચોખ્ખું કરો, તો આપણે ચંદુભાઈને જે કંઈ ફાઈલ આવી તે આપણે સમભાવે નિકાલ કરીએ એટલે ચંદુભાઈના છે તે બધા પરમાણુ ઊડી ગયા. ચોખ્ખું થઈ ગયું મહીં.

એટલે આ હવે જ્ઞાન પછી સમભાવે નિકાલ કરવાનો. પાવરના એ જે પેલા સેલ કહેતા'તાને, તે આયે મન-વચન-કાયાના ત્રણ સેલ જ છે, એ સેલ છે તે એની મેળે વપરાઈ જશે એટલે ખલાસ. તમારે સમભાવે નિકાલ કરવાનો છે આનો, એટલે એ ચોખ્ખું થતું જશે. તમે સમભાવે નિકાલ કરો ને ચોખ્ખું થતું જાય. અને ચોખ્ખું થતું થતું થતું પાવર ખલાસ થઈ ગયો એટલે તમેય છૂટા ને એય છૂટા.

## પાવર ભરેલા પૂતળાંને 'જોવું' છેલ્લી કક્ષામાં

**પ્રશ્નકર્તા :** એટલે દરેક વિચાર સારો અથવા ખરાબ આવે ત્યારે 'એ હું ન્હોય, મારો ન્હોય, એ જ્ઞેય છે, હું શુદ્ધાત્મા છું, એનો જ્ઞાતા-દ્રષ્ટા છું' એવો ભાવ કરવો કે વિચારોને પણ જોવા ? તે સમયે વિચારો તરફ ધ્યાન ન આપવું ?

**દાદાશ્રી :** ખરાબ વિચાર આવે ને સારો વિચાર આવે તે 'હું ન્હોય મારો ન્હોય, એ જ્ઞેય છે', એવું બોલવામાં વાંધો નહીં પણ અમુક કક્ષામાં એ બોલવાનું. પછી તો ખરી રીતે તો શું છે ? એ શુદ્ધાત્મા જુદો પડ્યો એટલે આ ચંદુભાઈ છે એ તો પાવર પૂરેલું પૂતળું છે. શુદ્ધાત્મા જો ભેગો હોય અંદર તો પાવર ભરાય અને ખાલી થાય. અને હવે આ (જ્ઞાન પછી) પાવર ભરાવાનો નહીં અને હવે સેલ રહ્યા તે ખાલી થવાના. એ સેલ શું શું કામ કરે છે એ જોવું આપણે. તે એક મનની બૅટરી, એક વાણીની બૅટરી અને એક કાયાની બૅટરી. તે આપણે જોયા કરવું કે બૅટરી શું શું કરે છે, અજવાળું કેવું આપે છે, વધારે આપે છે, ઓછું આપે છે ? ડખોડખલેય કરે. બોલેય ખરા પાછા, પણ તે ટેપરેકર્ડ. આ દુનિયામાં કોઈ માણસ પોતાનો બોલ બોલી શકતો નથી. કોઈ જાનવરેય બોલી શકતું નથી. સ્થૂળ હોય કે સૂક્ષ્મ હોય, તે શું કામ કરે છે એ જોવું. નીચેની કક્ષામાં 'ન્હોય-ન્હોય' કરવું, 'આ હું ન્હોય' અને જ્યારે આગળ વધશો ત્યારે જોવાનું ખાલી. કારણ કે પૂતળું જુદું અને તમે જુદા. આ પૂતળું તો પાવર ભરેલું છે.

## પાવર ખલાસ થયે નિર્જરે પરમાણુ

**પ્રશ્નકર્તા :** એટલે આ આત્મા જુદો થઈ ગયો છે પછી પરમાણુ અને પાવર એ ચંદુભાઈની સાથે રહ્યો છે ?

**દાદાશ્રી :** હં, પાવર જેમ વપરાઈ જાયને તેમ પરમાણુ ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** પાવર એટલે આપણા જૂનાં બધાં કર્મો એ પાવર કહેવાયને ?

**દાદાશ્રી :** એ કર્મમાં પાવર-બાવર બધું આવી ગયું મહીં.

**પ્રશ્નકર્તા :** પાવરમાં કર્મ સિવાય બીજું શું આવે ?

**દાદાશ્રી :** બીજું કશુંય નહીં.

**પ્રશ્નકર્તા :** કર્મ જ ને ? પરમાણુ અને કર્મ એક બાજુ થઈ ગયા ને આત્મા જુદો થઈ ગયો, એવું થયુંને ?

**દાદાશ્રી :** એ પરમાણુ ને પાવર બધું ભેગું થઈને કર્મ કહેવાય અને આત્મા સેપરેટ (જુદો) પડી ગયો.

**પ્રશ્નકર્તા :** એટલે હવે પાવર ખલાસ થઈ જાય, એટલે પછી પરમાણુ ?

**દાદાશ્રી :** પાવર ખલાસ થાય એટલે પરમાણુ છૂટા થઈ જાય, બસ.

**પ્રશ્નકર્તા :** જે પ્યૉર પરમાણુઓ છે વિશ્રસા અને પેલા ચાર્જ થયેલા મિશ્રસા પરમાણુ, એમાં ફેર તો ખરો જને ?

**દાદાશ્રી :** બીજું કશું ફરક જ નથી. ફેર એટલો જ કે પાવર વપરાઈ ગયેલા પેલા સેલ અને પાવર ના વપરાયેલા સેલ. ફક્ત પેલામાંથી પાવર વપરાઈ ગયો અને પેલો પાવર વપરાયો નથી.

**પ્રશ્નકર્તા :** એટલી જ વાતમાંથી તો આખું ઊભું થઈ ગયુંને, દાદાજી ?

**દાદાશ્રી :** હા, પણ એટલી વાતમાંથી થયુંને પણ !

**પ્રશ્નકર્તા :** નહીં તો તો બધાં પ્યૉર (શુદ્ધ) દ્રવ્ય છે.

**દાદાશ્રી :** પ્યૉર જ છે ને ! પાવર ચેતનને લઈને, પાવરને લઈને અટક્યું છે બધું.

**પ્રશ્નકર્તા :** દાદા, તમારો તો પાવર ખલાસ થઈ ગયો ને ?

**દાદાશ્રી :** ના. મારો પાવર ખલાસ એટલે શું ? મારો મૂળ (ચાર્જ) પાવર ખલાસ થઈ ગયો, પણ આ બૅટરીઓનો પાવર ખલાસ નથી થયો હજુ.

**પ્રશ્નકર્તા :** અમારોય મૂળ પાવર ખલાસ થયો છે ને ?

**દાદાશ્રી :** મૂળ પાવર તો મેં કહ્યુંને, તમે શુદ્ધાત્મા, તે તમારે હજુ શુદ્ધાત્મામાં એક બાજુ છે અને એક બાજુ, બીજામાંય તમારું છે હજુ સુધી. એટલે તમારી જાગૃતિ એમાંય જતી રહે છે. મારી જાગૃતિ ના જતી રહે.

એટલે તમે હજુ આગળ જેમ જેમ આ પ્રમાણે ફાઈલોનો નિકાલ કરશોને, તેમ જાગૃતિ પાછી વળતી જશે. એટલે પછી જુદું રહેશે. પછી જુદે જુદું હોય તો તમને હરકત ના કરે. ત્યાં સુધી જરા ડખો કર્યા કરે.

અમારી દષ્ટિથી જોવા જાવ તો તમારે અમારી દષ્ટિ કેળવવી પડશે કે જગત આખું નિર્દોષ છે. દોષિત દેખાય છે તે જ ભ્રાંતિ છે. તમને ગાળ ભાંડે, તે તમને દોષિત દેખાય છે તે ભ્રાંતિ છે. કારણ કે ગાળ ભાંડનારું છે તે પાવર ચેતન છે અને દરઅસલ ચેતન તો શુદ્ધાત્મા છે. એટલે એ ગાળ ભાંડે તોય તમારે તો એને શુદ્ધાત્મા જોવા પડે. સામાનું પાવર ચેતન તમારા હિસાબને આધીન છે. તે હિસાબ ચૂકવવાના. હિસાબ ચૂકવાઈ ગયા પછી કશું રહેતું નથી.

❖ ❖ ❖ ❖ ❖

# [૪]

# મિશ્ર ચેતન

## અચેતન વિનાશી, ચેતન અવિનાશી

**પ્રશ્નકર્તા :** આત્મતત્ત્વ ચેતનમાં છે કે અચેતનમાં છે કે બન્નેમાં છે ?

**દાદાશ્રી :** ચેતન ચેતનમાં છે અને અચેતન અચેતનમાં છે. અચેતન વિનાશી છે અને ચેતન અવિનાશી છે. એટલે ચેતન આમાં આત્મામાંયે છે ને પેલામાંયે છે, બન્નેમાં છે ? ના, એ બન્નેમાં નથી. બન્નેમાં હોતને તો વિનાશી જોડે એય વિનાશ પામત. આત્મા એ ચેતનમાં જ છે. હવે અચેતન કયું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** બૉડી, શરીર.

**દાદાશ્રી :** શરીર, અને ક્રોધ-માન-માયા-લોભ, અહંકાર ને આ બુદ્ધિ, ચિત્ત, મન એ બધું ચેતન છે કે અચેતન છે ?

**પ્રશ્નકર્તા :** ચેતન.

**દાદાશ્રી :** તો તો પછી મૂળ ચેતન થયું અને આ ચેતન થયું તો પછી આ ચેતન જ પકડીને બેસો, ને પેલા ચેતનનું કામ શું છે આપણે ? એટલે સાંભળી લો, ક્રોધમાં ચેતન નથી, માનમાં ચેતન નથી, લોભમાં ચેતન નથી, માયામાં ચેતન નથી, બુદ્ધિમાં ચેતન નથી, અહંકારમાં ચેતન નથી, મનમાં ચેતન નથી, ચિત્તમાં ચેતન નથી અને દેહમાંય ચેતન નથી.

## વ્યતિરેક ગુણ, ના ચેતનના કે ના જડના

**પ્રશ્નકર્તા :** તો ક્રોધ-માન-માયા-લોભ એ જડના ગુણ કહેવાય ?

**દાદાશ્રી :** જો જડના ગુણ હોય તો આ (ટેપરેકર્ડ) ગુસ્સે થવું જોઈએ, એ નથી થતું.

**પ્રશ્નકર્તા :** આ જડ ને ચેતનમાં પડવાથી બધું બહુ લાંબું થાય એવું છે. એ ગૂંચવાય એવી છે આ બધી વાતો.

**દાદાશ્રી :** ના, ગૂંચવાયેલું નહીં, કરેક્ટ છે પણ સમજણ ના પડે તેથી આ બધું ગૂંચવાય છે. આ જો જડના ગુણ હોય તો આ (ટેપરેકર્ડ) ગુસ્સે થાય, પણ થતું નથી. જો ચેતનના ગુણ હોય તો કોઈ મોક્ષે જઈ શકે નહીં. કારણ કે મૂળ સ્વભાવમાં ચેતનની મહીં આ ક્રોધ-માન-માયા-લોભ છે જ નહીં. એ જે નબળાઈ છે તે એનામાં છે નહીં, આનામાંય (જડમાંય) નબળાઈ નથી. ત્યારે કહે છે, ભઈ, શાથી છે આમ ? ત્યારે કહે, આત્માની હાજરીમાં આત્મા અને આ જડ બે નજીક આવી ગયા, એટલે વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય છે. જે નથી આત્માના ગુણ, નથી અનાત્માના ગુણ એવા વ્યતિરેક ગુણ ઉત્પન્ન થાય છે અને આ વ્યતિરેકથી આ જગત ચાલી રહ્યું છે.

## દર્શન આવરાતા થઈ 'બિલીફ' રોંગ

**પ્રશ્નકર્તા :** બે તત્ત્વો નજીક આવવાથી આત્મામાં શું ફેરફાર થયો ?

**દાદાશ્રી :** દર્શન એનું, મૂળ આત્માનું જે દર્શન છે એ દર્શન આખું આવરાયું છે, આ બહારના અજ્ઞાન પ્રદાનથી. બહારના લોકો જન્મતા જ અજ્ઞાન આપે છે એને. પોતે અજ્ઞાનીઓ અને પેલાને અજ્ઞાનના ઢબે ચઢાવે છે. એટલે એ માની બેસે છે એટલે દર્શન બધું આવરાય છે. એ દર્શન આવરાય છે ને એટલે 'આ મારા મામા' ને 'આ મારા કાકા' ને 'આ મારા સસરા,' એમ કહે છે એટલે પછી હું કહું કે આ બધી રોંગ બિલીફો છે.

હવે 'હું ચંદુલાલ છું' એ જ રોંગ બિલીફ છે. શરીરને 'હું છું' અને 'મારું શરીર છે' એમ કહે છે અહંકાર. એ બધું દુઃખ ભોગવે છે, અહંકાર.

'હું જ કરું છું આ' અને ભોગવે છેય એ. એ અહંકારનું જ બધું આ છે. જો અહંકાર જાય અને દૃષ્ટિ બદલાય તો ખલાસ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** રોંગ બિલીફથી આટલું મોટું પરિણામ આવે ?

**દાદાશ્રી :** બિલીફ એટલે ભગવાનની બિલીફ, આ જેવી તેવી કહેવાય ભગવાનની બિલીફ ! બિલીફ એટલે તો વસ્તુ તોડી નાખે. તે બિલીફમાં ચેતન પેસી ગયેલું. એને 'મિશ્ર ચેતન' કહેવું પડે.

## મિશ્ર ચેતન છે જડ પણ કરે નાટક 'ચેતન' જેવું

**પ્રશ્નકર્તા :** એ મિશ્ર ચેતનની વ્યાખ્યા શું ?

**દાદાશ્રી :** મિશ્ર ચેતન એટલે જે ચેતન નથી, જડ છે. છે જડ અને ચેતનના જેવા લક્ષણ દેખાય છે. લક્ષણેય દેખાય છે ને ચારિત્રેય એવા દેખાય. એટલે વર્તનેય એવું દેખાય ચેતન જેવું, છે જડ.

જડમાં કોઈ દિવસ 'ચેતન' હોય નહીં ને ચેતનમાં કોઈ દિવસ જડ હોય નહીં. માત્ર આ શરીર એકલું જ 'મિશ્ર ચેતન' છે (અજ્ઞાનીને). ચેતન જેવું કામ કરે છે, પણ ખરેખર ચેતન નથી. આ જે ચેતન દેખાય છે ને, તે બધા મિશ્ર ચેતન જ છે.

**પ્રશ્નકર્તા :** પણ તે ચૈતન્યથી જ દેખી શકાયને ?

**દાદાશ્રી :** ચૈતન્યથી જ બધું દેખાય છે આ જગત. પણ જે ચૈતન્ય જગતને જુએ છે એ મિશ્ર ચેતન છે. શુદ્ધ ચેતન ન જોઈ શકે, મિશ્ર ચેતન જોઈ શકે.

આ શરીર, ચેતન અને મિશ્ર ચેતનનું બનેલું છે. તે ચેતન ખુદ પરમાત્મા છે અને મિશ્ર ચેતનમાં આ બૉડી છે, મન છે, વાણી છે. બધું આ અંતઃકરણ એ બધું જ મિશ્ર ચેતન છે.

**પ્રશ્નકર્તા :** એ મિશ્ર ચેતનનો વધારે ફોડ આપશો ?

**દાદાશ્રી :** જે પુદ્ગલમાં હુંપણું માને છે એ મિશ્ર ચેતન. હુંપણાના ભાવ રહેલા છે, 'હું, હું' એ અવળી માન્યતા છે તે જ એ.

## રોંગ માન્યતાએ ઊભું થયું મિશ્ર ચેતન

આ મિશ્ર ચેતન કેવી રીતે ઊભું થાય કે જ્ઞાન ના હોય તે માણસ એમ જ કહેને કે 'હું ચંદુભાઈ છું' અને ચંદુભાઈ કરીને બોલ્યો, છે રિયલ ને રિલેટિવ બોલે છે, એટલે ભ્રાંતિથી બોલે છે. એટલે ઈગોઈઝમ છે. એને અહંકાર છે. જ્યાં પોતે નથી ત્યાં આગળ પોતાપણું માનવું, પોતાપણાનો આરોપ કરવો એનું નામ (સૂક્ષ્મતમ) અહંકાર. એ મિશ્ર ચેતનથી કર્મ બંધાય. એ કહે કે 'મેં આ કર્યું', એની સાથે કર્મ બંધાય. કારણ કે કર્તા પોતે છે નહીં. એને એવું ખોટું ભાસે છે. ખાલી ભાસ્યમાન પરિણામ છે, એને સાચા પરિણામ માને છે.

**પ્રશ્નકર્તા :** જ્યારે કર્મના રજકણો ચાર્જ થાય છે, તો હવે જ્યારે વ્યવહાર આત્મા (મિશ્ર ચેતન) ભાવ કરે છે (અજ્ઞાન દશામાં) ત્યારે ચાર્જ થાય છે ?

**દાદાશ્રી :** એ ભાવથી જ ઊભું થયેલું ને વ્યવહાર આત્માનો વિશેષ ભાવ છે એ.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર આત્માનો એ વિશેષ ભાવ છે, કારણ કે બે ભેગા થયા એટલે ઊભું થયું.

**દાદાશ્રી :** વિશેષ ભાવ છે એ. મિશ્ર ચેતન એમને એમ એનો જન્મ થયેલો નથી, વ્યવહાર આત્માની બિલીફ બગડી છે.

**પ્રશ્નકર્તા :** બિલીફ બગડી છે કે 'આ હું છું'.

**દાદાશ્રી :** હા, એ એનાથી આ ઊભું થયું છે. છતાં મૂળ આત્મા તેવો ને તેવો જ છે.

**પ્રશ્નકર્તા :** પણ એ ચાર્જ વખતે, હવે જે ચાર્જ કરે છે ત્યારે મૂળ આત્મા ભળેલો જ હોય છે એની અંદર ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** નહીંને ! હવે એ વ્યવહાર આત્મા ચાર્જ કરે છે એને ?

**દાદાશ્રી :** વ્યવહાર આત્મા (મિશ્ર ચેતન) તે બિલીફ બગડેલી છે, તે જ કર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** જે મિશ્ર ચેતન છે, એમાં શુદ્ધ ચેતનનો કોઈ ભાગ તો ખરો કે નહીં ?

**દાદાશ્રી :** કશોય નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધ ચેતનના ભાવમાંથી પેદા થયેલું છે ? આ મિશ્ર ચેતન પેદા ક્યાંથી થયેલું છે ?

**દાદાશ્રી :** માન્યતાથી ઊભું થયેલું છે. જેમ એક રૂમમાં એક માણસ સૂઈ ગયો છે. આગલે દા'ડે ભૂતની ચોપડી વાંચી હોય, અને પછી સૂઈ ગયો છે રૂમમાં અને કોઈ ઘરમાં છે નહીં, બીજા રૂમમાં છે તે કંઈ પ્યાલો ખખડ્યો, રાત્રે બારેક વાગે, એટલે એને એમ લાગે કે આ કંઈક છે, એ આવ્યું, ભૂત આવ્યું. એ જે બિલીફ પેઠી, એ બિલીફ ક્યારે નીકળે ?

**પ્રશ્નકર્તા :** એ લાઈટ કરે અને એ કંઈ જુએ તો નીકળે.

**દાદાશ્રી :** લાઈટ કરવાની એનામાં તાકાત જ રહી ના હોય, મોઢે ઓઢ્યું છે, ઉઘાડું તો દેખી જશે તો શું થશે, કહે છે. એટલે સવારમાં ઊઠે, અજવાળું બધે દેખે, ત્યાર પછી ઉઘાડે. બધે પછી મહીં તપાસ કરે કે ઓહોહો ! આ તો ઉંદરડાએ પાડ્યું છે. ઉંદરડાએ થોડી થોડી લીંડીઓ કરી હોય. એ રોંગ બિલીફ નીકળે ત્યારે ઉકેલ આવે. એવી આ રોંગ બિલીફ પેસી ગઈ છે, તે મિશ્ર ચેતન ચાલુ થયું છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ મિશ્ર ચેતન કયા સ્વરૂપે ?

**દાદાશ્રી :** રોંગ બિલીફ સ્વરૂપે છે. બધીયે રોંગ બિલીફો, મિશ્ર ચેતન કે મન-બન બધું રોંગ બિલીફો.

રોંગ બિલીફ ફળ આપીને જાય. આખી રાત મહીં તરફડાટ રહ્યો. એ ફળ આપે અને પછી નીકળી જાય. એવું આ બધી રોંગ બિલીફો ફળ

આપીને જતી રહે. મિશ્ર ચેતન એ ફળ આપીને જાય. બીજું કશું કરે નહીં. ફળ આપી રહે એટલે ચોખ્ખું એ પુદ્ગલ.

મિશ્ર ચેતન કડવા-મીઠા ફળ આપીને પોતે શુદ્ધ પુદ્ગલ થઈ જાય. કડવા-મીઠા ફળ એ માન્યતાના ફળ છે.

**પ્રશ્નકર્તા :** તો આત્મા એવો ને એવો જ રહ્યો છે ?

**દાદાશ્રી :** આત્મા તો આત્મા રહ્યો પણ આ જોડે જોડે મિશ્ર ચેતન થયું. તે આ લાગણીઓ થાય છે, યાદશક્તિ બધી, આ ટેપરેકર્ડ બોલવી એ બધા આ મિશ્ર ચેતનના ગુણ છે. મૂળ ચેતન ન્હોય આ અને મૂળ પરમાણુય ન્હોય, બેનું મિક્ષ્ચર થયેલું છે આ.

આત્મા, એના પોતાના અસલ ગુણો પોતાના સ્વભાવમાં છે, પણ બધા વ્યતિરેક ગુણોવાળી પ્રકૃતિ ઊભી થઈ ગઈ છે. તે પ્રકૃતિથી બધું ચાલે પછી. બિલીફ એવી ને એવી રહે છે, કે હું આ છું કે તે છું એની ખબર પડતી નથી. કારણ કે જન્મથી જ એવાં સંસ્કાર આપવામાં આવે છે, કે પહેલા બાબો કહેવામાં આવે ને પછી એનું નામ પાડવામાં આવે, તે નામને પછી ભત્રીજો, મામો, કાકો કહેવામાં આવે. એને બધા ભયંકર અજ્ઞાનતાના સંસ્કાર આપવામાં આવે છે. સંસાર એટલે અજ્ઞાનતામાં જ ઘાલ ઘાલ કરવો. એટલે ગયા અવતારનો જ્ઞાની હોય ને, તેય આ અવતારમાં અજ્ઞાનના પાછા એને પડઘા પડે. ફરી પાછો ઉદય આવે ત્યારે નીકળી આવે. પણ આ સંસારનો એ ક્રમ જ એવો છે કે રોંગ બિલીફ લોકો ફિટ કરી આપે.

## રોંગ બિલીફ ઊડે તો ભક્ષણહાર થાય રક્ષણહાર

**પ્રશ્નકર્તા :** પણ છતાં અજ્ઞાનને માટે જે મિશ્ર ભાગમાં ચેતન છે એ જવાબદાર નથી ?

**દાદાશ્રી :** એ જવાબદાર તો નથી, પણ જવાબદાર કોણ છે એ તો જાણવું પડેને ? અહંકાર. એ માન્યતા, રોંગ બિલીફ હતી, તે જ જવાબદાર હતી. રોંગ બિલીફ ઊડી ગઈ તો પછી તમે જવાબદાર નથી. રોંગ બિલીફ

ઊડી ગઈ એટલે એના એ જ પોલીસવાળા, અમલદાર, તેનું તે જ બધું. બદલાતું નથી કશું બીજું. રોંગ બિલીફ ઊડી ગઈ એટલે જે અમલદારો પહેલા ભક્ષણ કરતા હતા તે જ પાછા રક્ષણ કરવા મંડી પડે. પાછું રોંગ બિલીફને લઈને આ બધું હતું. બાકી એ જ ઑફિસરો, જે ઉપાધિ અને આખો દહાડો બળમ્બળા (બળ્યા) કરતા હતા, તેના તે જ આ, ઑફિસરો કંઈ બદલાયા નથી.

**પ્રશ્નકર્તા :** ઑફિસર તરીકે તો રહ્યાને ?

**દાદાશ્રી :** રહેવું પડેને ! પણ એનું પોતાનું પોતે પોતાનો વિનાશ કરી રહ્યા છે. આ મન આ બાજુ વળતું નથી, ધર્મ ભણી, શું કારણ છે ? એ જાણે છે કે મારું મોત છે અહીંયા, એટલે વળે નહીં અને જો વળે તો વાંધો નહીં. મારી-પટાવીને વાળવું પડે એક વખત.

**પ્રશ્નકર્તા :** એને લાગે કે મારું મોત છે, એટલે જાય જ નહીંને !

**દાદાશ્રી :** આ સારું સારું કંઈ ખવડાવી-પીવડાવીને પણ એને વાળવું પડે. પછી એ બાજુ જ દોડ દોડ કરશે. પણ પહેલીવાર ખબર પડી જાય, ગંધ આવી જાય કે મારી નાખશે આ. એટલે એ આમાં પેસે જ નહીં. મનનો સ્વભાવ છે, આમાં પેસે જ નહીં.

**પ્રશ્નકર્તા :** આત્મભાવ ઊભો થયો હોય, એનેય ખોદી નાખે.

**દાદાશ્રી :** હા, એ ઉડાડી નાખે બધું. કારણ કે જાણે છે મારો નાશ થવાનો છે. પણ જો એને અટાવી-પટાવીને આમાં ઘાલી દીધું હોય, પછી પાછું આનેય છોડે નહીં એ.

## 'મિશ્ર ચેતન'માં ના મળે ચેતનનો છાંટો

**પ્રશ્નકર્તા :** મિશ્ર ચેતન કયા દ્રવ્યમાં આવે ?

**દાદાશ્રી :** મિશ્ર ચેતન તો બધા દ્રવ્યો ભેગા થઈને નવો આત્મા ઊભો થાય અને તે આ કામ કરી રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** પહેલા મિશ્ર ચેતનને જ આત્મા માનતા હતા.

**દાદાશ્રી :** આખું જગત એને જ આત્મા કહે છે, મિશ્ર ચેતન કે જેમાં ચેતનનો એક છાંટોય નથી, એને આત્મા કહે છે. એ શી રીતે સમજાય કે ચેતનનો છાંટોય નથી ? એટલે અમારે બોલવું પડ્યું કે મિશ્ર ચેતન છે. શાસ્ત્રકારોએ મિશ્ર ચેતન કહ્યું, એટલે એવું જાણે કે આ મિક્ષ્ચર કરેલું હશે મહીં. અરે મૂઆ ! આની મહીં મિક્ષ્ચર થઈ શકે નહીં આત્મા. આત્મા ટંકોત્કીર્ણ વસ્તુ છે. એ મિક્ષ્ચર થઈ શકે જ નહીં.

આ તો મિશ્ર લખ્યું છે એટલે આ લોકોએ હવે શું માન્યું કે આપણો જે ચેતન છે આત્મા, એમાં મહીં મિક્ષ્ચર થઈ ગયું છે. એટલે ત્યાર પછી શાસ્ત્રકારોએ એક બાજુ શું લખ્યું ? કે તેલ ને પાણી બે ભેગું થઈ ગયું, હવે એને છૂટું પાડવાનું કહે છે. એટલે લોકો જાણે એ મિક્ષ્ચર થઈ ગયું. મૂઆ, મિક્ષ્ચર ન્હોય. આ આત્મા મિક્ષ્ચર કોઈ દહાડો થાય નહીં. આત્મા સ્વભાવિક વસ્તુ છે. સ્વભાવિક વસ્તુ બીજા કોઈની જોડે મિક્ષ્ચર થઈ શકે જ નહીં. આ તો બીજી વસ્તુનો સંયોગ થયો છે.

**પ્રશ્નકર્તા :** મિશ્ર ચેતનેય આમ ખરેખર સાચો શબ્દ ના ગણાય. કારણ કે ચેતન આમાં છે જ નહીં, તો પછી એને મિશ્ર ચેતન કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** ના, આને શાસ્ત્ર તરીકે મૂકાયને ! ચેતન તો કહેવું જ પડેને ! ચેતન જેવું કામ કરતું દેખાય એટલે ચેતન તો કહેવું પડે, નહીં તો ભ્રમણામાં પડી જાય પેલો. એ તો જ્ઞાની પુરુષ આમ ફોડ પાડે કે આમાં ચેતન છાંટોય છે જ નહીં, પાવર ચેતન છે. બૅટરીમાં પાવર હોયને, સેલમાં, ત્યાં સુધી વપરાય. ખલાસ થાય પછી સેલ કાઢી નાખવાના. રૂપાળો બંબ જેવા સેલ હોય, બગડેલા ના હોય, સડી ગયેલા ના હોય તોય કામમાં ના આવે.

આ આખુંય જગત જેને 'આત્મા' કહે છે, એને તીર્થંકરોએ 'મિશ્ર ચેતન' કહ્યું. હવે 'મિશ્ર ચેતન' કહીએ તો આપણા લોક શું સમજે ? અડધું ચેતન છે ને, તો અડધું કાઢી નાખીશું, તો અડધું રહેશે, કહે છે. અરે, આમાં ચેતન જ નથી, નિશ્ચેતન ચેતન છે. ચેતન જેવાં લક્ષણ દેખાય છે પણ ચેતન

નથી. જેમ ભમરડાને એક ફેરો દોરી વીંટીને નીચે નાખ્યા પછી ફરે છે. એમાં કોઈ કહેશે, આમાં ચેતન છે, તો એવું નથી. એવું આ ભમરડાની પેઠ ફરે છે. એટલે તીર્થંકરો એમને પદ્ધતિસર લખવું પડે, પણ મારે તો તમને સમજાય એવી ભાષામાં બોલવું પડેને ? નહીં તો તમે પાછા કહેશો, મિશ્ર ચેતન હોય તો વાંધો નહીં. એટલે ભેગું છે ને મહીં. થોડું ઘણું તો છે જ, કહેશે. આમાં આટલુંય નથી ચેતન, તેથી અમે 'નિશ્ચેતન ચેતન' કહ્યું.

**પ્રશ્નકર્તા :** તો એને મિશ્ર ચેતન કહેવું કે નિશ્ચેતન ચેતન કહેવાનું ?

**દાદાશ્રી :** એ બે એક જ છે. નિશ્ચેતન ચેતન કહેવાનો ભાવાર્થ આપણો આ મિશ્ર ચેતન જે કહેતા'તા ને, એ મિશ્ર ચેતન એટલે એ શું સમજે છે કે ગમે તેવું તોય પાણીવાળું ભેળસેળવાળું દૂધ, પણ એ દૂધ એટલે દૂધ જ. દૂધ છે એવું સમજે છે, એવું આ મિશ્ર ચેતન શું સમજે છે ? ચેતન તો છે જ. તેથી મેં એમને સમજણ પાડવા માટે કહ્યું'તું કે આ ચેતન તો નિશ્ચેતન ચેતન છે, ભમરડા જેવું ચેતન છે. એમાં આટલુંય ચેતન નથી. સરવૈયું કાઢવા જઈશું તો આટલુંય ચેતન નથી.

આ લોકોએ બાહ્યવિજ્ઞાનમાં બહુ ઝીણામાં ઝીણી બાબતના ફેંસલા બધા લાવી નાખ્યા છે અને આમાં તો જાડી બાબતમાંય ફેંસલોય નહીં લાવ્યા. હજુ તો એ એમ જ જાણે છે કે આ બધું કરે છે એ જ ચેતન છે.

## મિશ્ર ચેતન કાર્યરત, ચેતનની હાજરીથી જ

**પ્રશ્નકર્તા :** આ જે બધું કરે છે એ ચેતનના આધારે તો છે ને ?

**દાદાશ્રી :** ચેતનની હાજરી, આધાર કશોય નહીં, હાજરી.

તમે એક કામ ચેતન તરીકે કર્યું નથી. અને જો ચેતન તરીકે કામ કરતા હોય તો અનંત અવતારથી ચેતન મહીં ઘસાયા જ કરે, તો પછી વેલ્ડિંગ ક્યાંથી થાય એ ?

આખું જગત ક્રિયામાં આત્મા માને છે. ક્રિયામાં આત્મા હોય નહીં અને આત્મામાં ક્રિયા હોય નહીં. પણ આવી વાત ક્યારે સમજાય ?

જગતને તો અચેતન-ચેતન ચલાવે છે. ચેતન જુદું છે, અચેતન પણ જુદું છે અને જગતને જે ચલાવે છે તેય જુદું છે. તે વિભાવિક ગુણ છે, તે અચેતન-ચેતન છે. વિભાવિક ગુણ એટલે આત્માની ભ્રાંતિથી ઉત્પન્ન થાય છે તે, ચલાયમાન થયેલ મિશ્ર ચેતન.

**પ્રશ્નકર્તા :** આ મિશ્ર ચેતન છે એની અંદર આત્મા શું ભાગ ભજવે છે ?

**દાદાશ્રી :** મિશ્ર ચેતનમાં આત્મા કોઈ ભાગ ભજવતો નથી. મિશ્ર ચેતન તો આત્માની હાજરીથી ચાલી રહ્યું છે. હાજરી ના હોય તો ના ચાલે. કારણ કે હાજરીથી ઈન્ડિરેક્ટ પ્રકાશ ઊભો થાય. એની હાજરીથી આ અહંકારના થ્રૂ થઈને જે પ્રકાશ ઉત્પન્ન થાય એ ઈન્ડિરેક્ટ પ્રકાશ. એ ઉત્પન્ન થાય એટલે બધું ગતિમાન થઈ જાય.

મિશ્ર ચેતન એટલે પાવર ચેતન. ચેતનની હાજરીથી પાવર ઊભો થઈ જાય. ચેતનનું કશું જતું નથી ને આનામાં પાવરવાળું થઈ જાય. જેમ સૂર્યની હાજરીથી તમે ઊર્જા ઉત્પન્ન કરો, બીજું કરો, સહુ સહુને ઠીક લાગે તે કરે, એમાં સૂર્ય પોતે ઉદાસીન છે. એવી રીતે આત્મા (દેહમાં) ઉદાસીન છે અને આ મિશ્ર ચેતન કામ કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ શુદ્ધાત્માનો કોઈ ભાવ હશે, એટલે પેલું ચાલે છે કે નહીં ?

**દાદાશ્રી :** એ ભાવેય મિશ્ર ચેતન છે, શુદ્ધાત્મા એ જ ચેતન છે.

**પ્રશ્નકર્તા :** પણ એ ચેતન ના હોય, તો પછી પેલું ચાલે કેમ ?

**દાદાશ્રી :** ચેતન છે પણ એ સહેજેય વપરાયા સિવાય, એક ટકોય વપરાયા સિવાય આ જગત ચાલી રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** વપરાયા સિવાય, પણ એને આધાર તો ચેતનનો જ છે ને ?

**દાદાશ્રી :** હાજરી જ છે એ. જગત શું માની બેઠું છે કે બધું ચેતન

જ વપરાઈ રહ્યું છે, ને ચેતન વપરાય તો જ આ બધું હલાય, ચલાય, ખવાય, પીવાય, બોલાય, વાતચીત થાય. અમે શું કહીએ છીએ, આમાં કશું ચેતન જ નહીં વપરાયું, એક પરસેન્ટેય ચેતન વપરાયું નથી.

**પ્રશ્નકર્તા :** એટલે ચેતન કોન્સ્ટન્ટ (હંમેશાં) એમને એમ જ રહે છે ને એની હાજરીથી જ ચાલે છે પેલું ?

**દાદાશ્રી :** હાજરીથી જ ચાલ્યા કરે છે, નહીં તો કામ જ થાય નહીં.

**પ્રશ્નકર્તા :** આ એક મોટી વાત છે.

**દાદાશ્રી :** મોટામાં મોટી વાત. એની હાજરી હોય તો જ એ ચાલે, નહીં તો ચાલે નહીં. એમાં પેલું ચેતન કશું કરતું નથી. એની હાજરી જ, બસ, બીજું કશું નથી.

## વિભાવિક પુદ્ગલ એ મિશ્ર ચેતન

અને બધા એવું જાણે છે ને કે પુદ્ગલ એ જડ છે. પણ કયું પુદ્ગલ ? સ્વભાવિક પુદ્ગલ. અને આ દેખાતું પુદ્ગલ એટલે શું કે એ તદ્દન જડ નથી, એ મિશ્ર ચેતન છે. આ વિભાવિક પુદ્ગલ કહેવાય છે. વિભાવિક એટલે વિશેષ ભાવે પરિણામ પામેલું પુદ્ગલ, એ બધું કરાવડાવે છે. જે શુદ્ધ પુદ્ગલ છે, એ પુદ્ગલ આવું તેવું ના કરાવડાવે. આ પુદ્ગલ તો મિશ્ર ચેતન થયેલું છે. આત્માનો વિશેષભાવ અને આનો (જડનો) વિશેષભાવ બે ભેગા થઈને ત્રીજું રૂપ થયું-પ્રકૃતિ સ્વરૂપ થયું. પ્રકૃતિ પુદ્ગલ છે. પ્રકૃતિ ચેતનભાવને પામેલી છે, મિશ્ર ચેતન છે.

## ચેતન - મિશ્ર ચેતન - જડ, સહુનું કાર્યક્ષેત્ર જુદું

**પ્રશ્નકર્તા :** અમે તો એવું જાણતા હતા કે પુદ્ગલ અચેત છે.

**દાદાશ્રી :** પુદ્ગલ અચેત છે જ નહીં, મિશ્ર ચેતન છે. જેમ ચાવી આપ્યા પછી એ જે ચાલે છે તે બાબાની મોટર, એમ ચૈતન્ય પૂર્યું ચાવી આપતી વખતે. તે આ મિશ્ર ચૈતન્ય છે.

**પ્રશ્નકર્તા :** એટલે દેહ એકલું જડ નથી ?

**દાદાશ્રી :** ના, એ જડ નથી. એ જડ હોય તો આપણે ટાંકણી ખોસીએ તો ? એટલે ટાંકણી મારીએ તો સહન ના થાય. એટલે આ બધો એનો જ વેષ છે. મિશ્ર ચેતનનો જ વેષ અને આત્માનું કશું છે નહીં.

આત્મા આનાથી તદ્દન જુદો છે, આ શરીરથી તદ્દન નિરાળો છે. પણ છતાંય આ શરીર એ મિશ્ર ચેતન છે. ચેતન જેવું કામ કરે ખરું, પણ ચેતન નહીં. દેખાવમાં ચેતન જેવું બધું જ કામ કરે. અને આ જે કુદરતી ક્રિએશન થયેલું છે, એમાં ભેળસેળ થયું નથી.

**પ્રશ્નકર્તા :** આ જોડે જોડે એક વિચાર બીજોય આવે છે કે મિશ્ર ચેતનનું બનાવેલું જડ (કોમ્પ્યુટર) છે, એ જડ જે વસ્તુ (કામ) કરે છે એ મિશ્ર ચેતન કરી શકતું જ નથી.

**દાદાશ્રી :** એ સૌ સૌનું કરે છે. સૌ સૌનું કાર્ય જુદુંને ! એ તો કાર્યક્ષેત્ર જુદું બધાનું. આ આનું કાર્યક્ષેત્ર જુદું, એ એનું કાર્યક્ષેત્ર જુદું. ભગવાનનું કાર્યક્ષેત્ર જુદું. બધાના કાર્યક્ષેત્ર જુદા.

**પ્રશ્નકર્તા :** આ કોમ્પ્યુટર કાઢ્યા છે, મનુષ્ય નથી કરી શકતો એ કોમ્પ્યુટર કરી શકે છે અને કોમ્પ્યુટરમાં શોધકના હાથમાં જ છે એ પઝલ છે ને મોટું ?

**દાદાશ્રી :** આ દુનિયા પઝલ જ છે. કોમ્પ્યુટરમાં નાખે છે પ્રશ્નો, તે મિશ્ર ચેતનનો પ્રશ્ન છે અને કોમ્પ્યુટર જે જવાબ આપે છે, તે જડનો જવાબ છે. તેમાં ચેતન બિલકુલ છે નહીં. એટલે આ સર્જન થાય છે એ મિશ્ર ચેતનનું છે અને વિસર્જન બધુંય જડ. વિસર્જન જડ શક્તિની ક્રિયા છે.

હવે જન્મ્યા ત્યારથી વિસર્જન શક્તિ ચાલુ થઈ જાય છે. મરણ સુધી વિસર્જન શક્તિ જ ચાલે છે. મોટા થયા, ઘરડા થયા બધું વિસર્જન શક્તિ.

## મિશ્ર ચેતન એ રિલેટિવ-રિયલ

**પ્રશ્નકર્તા :** આત્મા બધા પુદ્ગલોને ગ્રહણ કરીને લાવે છે અને

નવો દેહ ધારણ કરે છે. અહીંયા પણ જે ગ્રહણ કરે છે, આ તેજસ, કારણ આ બધું જે નવું ગ્રહણ કરે છે, તે કોણ ગ્રહણ કરે છે ?

**દાદાશ્રી :** આમાં આત્મા સહેજે કશું ગ્રહણ કરતો નથી, ત્યાગ નથી કરતો, લેપ નથી કરતો. નિર્લેપ રહે છે, નિરંતર.

નવો દેહ એ આત્માય ગ્રહણ કરતો નથી ને પુદ્ગલેય ગ્રહણ કરતું નથી, એ મિશ્ર ચેતન ગ્રહણ કરે છે. આત્માને વચ્ચે લાવશો નહીં. બહાર વાત કરવી પડે કે આત્મા કરે છે એવું. અહીં જો વિજ્ઞાન છે, ત્યાં આત્મા નથી કરતો આમાં. એ આત્માયે નથી અને જડેય નથી. ચેતનેય નથી ને જડ નથી. આ નિશ્ચેતન ચેતન છે, જેને મિશ્ર ચેતન કહેવામાં આવે છે. એ બધું આ કરે છે અને મિશ્ર ચેતન નહીં ઓળખવાથી, આ ભાંજગડ ઊભી થઈ છે બધી. મિશ્ર ચેતનને જ પોતાનું સ્વરૂપ માન્યું છે.

**પ્રશ્નકર્તા :** મિશ્ર ચેતન કેવી રીતે ચાલે છે ?

**દાદાશ્રી :** યાંત્રિક, બીજું શું ત્યારે ! યાંત્રિક, એ પાછા પોતે નહીં ચલાવવાનું. પોતે યંત્રના આધારે ચાલે છે. યંત્ર જેમ ચાલે એમ પોતે ચાલે.

**પ્રશ્નકર્તા :** મિશ્ર ચેતનને પોતાની શક્તિઓ ખરી કે નહીં, પુદ્ગલની ?

**દાદાશ્રી :** કોઈ શક્તિ નહીં.

**પ્રશ્નકર્તા :** કે વ્યવસ્થિતના આધારે જ આ ચક્કર ફર્યા કરે એનું ?

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિતના આધારે.

**પ્રશ્નકર્તા :** મિશ્ર ચેતનને રિલેટિવ માનવું કે રિયલ ?

**દાદાશ્રી :** એક્ઝેક્ટ એ રિલેટિવ-રિયલ છે.

## મિશ્ર ચેતનને થવું છે અભેદ ચેતન સંગે

**પ્રશ્નકર્તા :** આત્માને જાણવાનો ભાવ કોણ કરે છે ?

**દાદાશ્રી :** એ પુદ્‌ગલનો ભાવ છે. આત્મા જોડે અભેદ થવાનો પુદ્‌ગલનો ભાવ છે.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલમાં કયું પુદ્‌ગલ ?

**દાદાશ્રી :** જે મિશ્ર ચેતન છે તે. જે અહંકાર છે ને, ત્યાં સુધી અભેદ થવાની વાત કરે છે. અહંકાર મૂળ જગ્યાએ સમાઈ જવાની વાત કરે છે.

**પ્રશ્નકર્તા :** ને અર્પણતા કહી તે શું ? અર્પણ કરનારું કોણ ?

**દાદાશ્રી :** આનું આ જ પુદ્‌ગલ, એ જ સમાઈ જવા માંગે છે. એક જ વસ્તુ સમજી લેવાની છે કે (મિશ્ર) ચેતન, (મૂળ) ચેતનમાં ભળી જવા માંગે છે ને (વિભાવિક) પુદ્‌ગલ પુદ્‌ગલમાં (જડ તત્ત્વમાં) ભળી જવા માગે છે.

## મિશ્ર ચેતન એ પેરેન્ટ, નિશ્ચેતન ચેતનનું

**પ્રશ્નકર્તા :** મિશ્ર ચેતન અને નિશ્ચેતન ચેતનમાં ભેદ પાડ્યો છે ને ?

**દાદાશ્રી :** આ તો ચેતનના આપણે ત્રણ ભેદ પાડ્યા. શુદ્ધ ચેતન, મિશ્ર ચેતન ને નિશ્ચેતન ચેતન ! શા માટે કે એક્ઝેક્ટલી શું છે એ સમજવા માટે. ના સમજે તો ઉકેલ જ ના આવેને !

આ નિશ્ચેતન ચેતન એ ઈફેક્ટિવ વસ્તુ છે. આ ચેતનના (વિભાવિક) ભાવ, 'હું છું, એ મેં કર્યું' એ ભાવ અને એને લીધે પરમાણુ ખેંચાયા, એનું થયું મિક્ષ્ચર એટલે નિશ્ચેતન ચેતન થયું. ચેતન નથી, ચેતનના ગુણધર્મ નથી છતાં ચેતનના જેવા લક્ષણ દેખાય. લોકને એમ જ લાગે, તેથી જ એમ કહે છે ને આ જીવતા જ છે. ના, નથી જીવતા કોઈ, આ તો પૂતળા સરકાર જ ખાલી. જો જીવતા હોતને તો તો ક્રોધ-માન-માયા-લોભ રાખત જ નહીંને, બધા કાઢી નાખે. જે ના ફાવે એ કાઢી નાખે, પણ ના ! મરતા સુધી એવો ને એવો.

**પ્રશ્નકર્તા :** પણ ખરેખર 'મિશ્ર ચેતન' અને 'નિશ્ચેતન ચેતન', એ બેમાં શું ફરક છે ?

**દાદાશ્રી :** ખરેખર તો મિશ્ર ચેતન તો શરૂઆતમાં કહેવાય, ત્યારે 'નિશ્ચેતન ચેતન' ના હોય. પણ જ્યારે 'ડિસ્ચાર્જ' થાય ત્યારે 'નિશ્ચેતન ચેતન' થાય. જ્યારે ખરેખરું જામી જાય પછી એ 'ડિસ્ચાર્જ' સ્વરૂપ થાય, ત્યારે એ 'નિશ્ચેતન ચેતન' થઈ જાય. પહેલાં 'નિશ્ચેતન ચેતન' ના હોય.

અહીં આગળ ઊંધા વિચાર કરે ત્યારથી એ મિશ્ર ચેતન થવા માંડે. એ પછી જામી જાય, એ પછી આવતા ભવમાં ફળ આવે એ વખતે 'નિશ્ચેતન ચેતન' કહેવાય. અત્યારે 'નિશ્ચેતન ચેતન' ના કહેવાય. મિશ્ર ચેતન અમુક 'ટાઈમ' પછી એ 'નિશ્ચેતન ચેતન' કહેવાય છે. પહેલા 'નિશ્ચેતન ચેતન' નથી કહેવાતું. જ્યારે 'ડિસ્ચાર્જ' થવા માંડે ત્યારે 'નિશ્ચેતન ચેતન' કહેવાય છે, એ 'ડિસ્ચાર્જ' થતું ચેતન છે.

**પ્રશ્નકર્તા :** તો એ બન્નેમાં અહંકારની શું સ્થિતિ હોય ?

**દાદાશ્રી :** અહંકાર મરેલો હોય તે નિશ્ચેતન ચેતનમાં હોય અને જીવતો અહંકાર મિશ્ર ચેતનમાં હોય. મિશ્ર ચેતન જીવતું છે.

**પ્રશ્નકર્તા :** જીવતું એટલે પણ ?

**દાદાશ્રી :** પોતે કરી શકે બધું. ક્રોધ-માન-માયા-લોભ બધું કરી શકે.

અને આ નિશ્ચેતન ચેતનના ક્રોધ-માન-માયા-લોભ નથી ગણાતા. જેમાં અહંકાર ભળે નહીં, એ તો મડદાના બધું.

**પ્રશ્નકર્તા :** એટલે આ મિશ્ર ચેતન અહંકારને કહ્યો ?

**દાદાશ્રી :** હા, અહંકાર, ક્રોધ-માન-માયા-લોભ, એ જ્યાં આગળ જીવતું હોય, સળગતું હોય, કર્તાભાવ હોય. માન એટલે કર્તાભાવ, એમાં બધું આવી ગયું, એ બધું મિશ્ર ચેતન.

**પ્રશ્નકર્તા :** એટલે ચાર્જ અને ડિસ્ચાર્જ, તો ચાર્જ ભાગ જે છે એ મિશ્ર ચેતન અને ડિસ્ચાર્જ ભાગ આખો નિશ્ચેતન ચેતન ?

**દાદાશ્રી :** હા, ડિસ્ચાર્જ થતો નિશ્ચેતન ચેતન, ચાર્જ મિશ્ર ચેતન.

## પુદ્ગલના માલિકી ભાવથી થાય ચાર્જ

**પ્રશ્નકર્તા :** આ મિશ્ર ચેતન એ પોતે ચાર્જ છે કે મિશ્ર ચેતનમાંથી ચાર્જ થાય છે ?

**દાદાશ્રી :** મિશ્ર ચેતન થયું તેથી...

**પ્રશ્નકર્તા :** આ ક્રોધ-માન-માયા-લોભ ઊભા થયા, એમાંથી પછી ચાર્જ થાય છે ને આખું ?

**દાદાશ્રી :** હા, એમાંથી, બીજા શેમાંથી ?

**પ્રશ્નકર્તા :** એટલે એ પોતે ચાર્જ સ્વરૂપ નથી ?

**દાદાશ્રી :** ના. એમાં કર્તા થાય તો થાય, કર્તા ના થાય તો ઊડી જાય. એમને એમ સૂકાઈ જાય બધું.

**પ્રશ્નકર્તા :** આમ તો આ ક્રોધ-માન-માયા-લોભ એને પર પરિણામ કહ્યા છે ને ?

**દાદાશ્રી :** એ તો આમાં, મડદામાં પરિણામ.

**પ્રશ્નકર્તા :** એ ક્રોધ-માન-માયા-લોભ જે મડદામાં છે, એનો પણ કર્તાભાવ પોતાને થાય, તો ચાર્જ થાય ?

**દાદાશ્રી :** એનો માલિક થાય.

**પ્રશ્નકર્તા :** એનો માલિક થાય તો ચાર્જ થાય ?

**દાદાશ્રી :** 'મને થાય છે' એમ કહ્યું એટલે વળગ્યું.

**પ્રશ્નકર્તા :** અહંકારીનો એ માલિકીભાવ ?

**દાદાશ્રી :** અહંકારીનો, જે 'હું' છે ને તેનો.

**પ્રશ્નકર્તા :** 'હું'નો માલિકીભાવ છે ?

**દાદાશ્રી :** હું અવળી જગ્યાએ બેસે એટલે પુદ્ગલનો માલિકીભાવ થાય અને હું સવળી જગ્યાએ બેસે તો પોતાના ગુણોનો માલિકીભાવ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ નિશ્ચેતન ચેતન ઉપર માલિકીભાવ થયો એ મિશ્ર ચેતન થયુંને ?

**દાદાશ્રી :** માલિકીભાવ એટલે થઈ રહ્યું પછી. એ પછી સંસાર ઊભો થઈ ગયો. માલિકીભાવ હોય તો જીવતો, માલિકીભાવ ના હોય તો મડદું.

**પ્રશ્નકર્તા :** એટલે માલિકીભાવ ના હોય તો ક્રોધ-માન-માયા-લોભ એ પણ બધું નિશ્ચેતન ચેતન થઈ ગયુંને ?

**દાદાશ્રી :** હા, એ તો (જ્ઞાન થયા પછી) મડદામાં જ ગયું વળી. એ નિશ્ચેતન ચેતન જ છે ને ! પછી તારે જાણવું છે શું ?

**પ્રશ્નકર્તા :** ના, એટલે આ મન-વચન-કાયા અને એ બધું, એને નિશ્ચેતન ચેતન કહ્યું ?

**દાદાશ્રી :** બધું મડદું.

**પ્રશ્નકર્તા :** હા, મડદું કહ્યું, તો પછી જે મિશ્ર ચેતન અને બીજું નિશ્ચેતન ચેતન, તો બન્નેમાં ફરક શું ?

**દાદાશ્રી :** એ ઊગતું છે ને આ આથમતું છે. સૂર્યનારાયણ ઊગતો દેખાય અને આથમતો દેખાય, એ બેમાં સરખો જ દેખાય છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે મિશ્ર ચેતનમાંથી ઉત્પન્ન થઈને પછી નિશ્ચેતન ચેતનમાં પરિણામ પામે, એવું જ ? મિશ્ર ચેતનમાંથી ઊભું થાય છે બધું ?

**દાદાશ્રી :** મિશ્ર ચેતનમાંથી આ નિશ્ચેતન ચેતન ઊભું થાય પછી.

**પ્રશ્નકર્તા :** અને પછી એ ત્યાં નિર્જરા થઈ જાય છે ?

**દાદાશ્રી :** મિશ્ર ચેતનમાંથી એકલામાં નહીં, મિશ્ર ચેતન અને નિશ્ચેતન ચેતન બે ભેગું થઈને થાય છે (જ્ઞાન ના લીધું હોય તેને).

**પ્રશ્નકર્તા :** નિર્જરા, બેની ભેગું થઈને પછી નિર્જરા થાય છે !

**દાદાશ્રી :** આ જગતના લોકોને.

## કોઝીઝ રૂપે મિશ્ર ચેતન જાય જોડે

**પ્રશ્નકર્તા :** એક જીવ મરીને એ નવા ભવમાં જાય છે ત્યારે એની પાસે શું રહે છે ?

**દાદાશ્રી :** એના છે તે ફક્ત ચાર કષાયો અને કોઝીઝ બધા અને આત્મા બસ.

**પ્રશ્નકર્તા :** ત્યાં મિશ્ર ચેતન નથી હોતું ? કષાયો મિશ્ર ચેતન સ્વરૂપે ના કહેવાય ?

**દાદાશ્રી :** એ જ મિશ્ર ચેતનને ! એ કષાયો અને કોઝીઝ એ મિશ્ર ચેતન. એ કોઝીઝ છે તે ઈફેક્ટ થઈ જાય પછી.

**પ્રશ્નકર્તા :** એટલે મરી જાય છે એ મિશ્ર ચેતન અને જોડે જાય છે એય મિશ્ર ચેતન ?

**દાદાશ્રી :** આ નિશ્ચેતન ચેતન છૂટી ગયા પછી ત્યાં મિશ્ર ચેતનમાં ગયો અજ્ઞાન દશામાં.

**પ્રશ્નકર્તા :** ના, મરી જાય છે ત્યારે મિશ્ર ચેતનેય મરી જાય છે અને નિશ્ચેતન ચેતનેય મરી જાય છે ?

**દાદાશ્રી :** મરી જાય છે ત્યારે તો આ નિશ્ચેતન ચેતન અને મિશ્ર ચેતન 'હું કર્તા છું' ભાનવાળો, એ બધું મરી જાય છે.

**પ્રશ્નકર્તા :** અને પછી કોણ જાય છે જોડે ત્યારે ?

**દાદાશ્રી :** અને ત્યાં થોડુંક છે તે મિશ્ર ચેતન જવાનું જોડે, એટલે કોઝીઝ રૂપે. એ કોઝીઝ પછી ઈફેક્ટિવ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પેલું કોઝીઝમાંથી ફરી મિશ્ર ચેતન ઊભું થાય એવું છે ?

**દાદાશ્રી :** હા, હા, ફરી. એ કોઝીઝ બધું મિશ્ર ચેતન જ છે. એમાંથી, મિશ્ર ચેતનમાંથી ફરી ઈફેક્ટિવ થતી વખતે નિશ્ચેતન ચેતન જુદું પડી જાય અને મિશ્ર ચેતન રહે, તે ફરી ચાર્જ કર્યા કરે પાછું.

નિશ્ચેતન ચેતન એ ચેતન નથી. ચેતન જેવું દેખાય છે પણ ચેતન નથી. મિશ્ર ચેતનમાં ચેતન જેવું દેખાય છે પણ ચેતન છે મહીં, મિક્ષ્ચર તરીકે. આમાં તો ચેતન જ નથી.

## ઊડ્યું મિશ્ર ચેતન, રહ્યું શુદ્ધ ને નિશ્ચેતન ચેતન

આ તમને જ્ઞાન આપ્યા પછી તમારો અહંકાર શેકેલા બી જેવો હોય. તે એ બધું અચેતન-ચેતન. પણ જે ઊગી શકે એવું હોય અહંકાર, તે મિશ્ર ચેતન.

ક્રમિક માર્ગમાં એક શુદ્ધ ચેતન હોય અને એક મિશ્ર ચેતન હોય. અને આપણે અહીં અક્રમમાં મિશ્ર ચેતન હોય ખરું પણ એ જ્ઞાન પછી કામ ના કરે અને ત્રીજું, નિશ્ચેતન ચેતન હોય. શુદ્ધ ચેતન, મિશ્ર ચેતન અને નિશ્ચેતન ચેતન બહાર જગતને છે. તમારે શુદ્ધ ચેતન અને નિશ્ચેતન ચેતન બે જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે મિશ્ર ચેતન નહીં પણ નિશ્ચેતન ચેતન છે ?

**દાદાશ્રી :** હા, નિશ્ચેતન ચેતન છે. હરે, ફરે, કામ કરે, બોલે, હેંડે, ચિઢાય, ગુસ્સો કરે, સ્વાદ કરે, બધું કરે પણ તે નિશ્ચેતન ચેતન છે. એમાં ચેતન બિલકુલેય નથી. મિશ્ર ચેતનમાં (બિલીફ) ચેતન છે. એ બીજી ક્રિયા કરી શકે, આ નિશ્ચેતન ચેતન બીજી ક્રિયા ન કરી શકે. જે ડિઝાઈન છે, એ ડિઝાઈન પ્રમાણે જ ફરે. આ ડિઝાઈનની બહાર ના જઈ શકે અને મિશ્ર ચેતન અજ્ઞાન દશામાં ડિઝાઈનની બહાર ફેરવી નાખે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ ચેતન એનું એ જ ?

**દાદાશ્રી :** હા, અને તમારે નિશ્ચેતન ચેતન જોડે કામ લેવાનું છે, તે એની મેળે જોયા કરવાનું છે બસ. કારણ કે એ પોતે જ નિશ્ચેતન ચેતન છે. લક્ષણ ચેતન જેવા દેખાય પણ ચેતન નામેય નથી એમાં, મડદું કહે તો ચાલે. તમારે હવે શુદ્ધાત્મા સિવાય બીજો ભાગ રહ્યો એ બધો નિશ્ચેતન ચેતન. મિશ્ર ચેતન ઊડી ગયું.

**પ્રશ્નકર્તા :** મિશ્ર ચેતન ઊડી ગયું, નિશ્ચેતન ચેતન રહ્યું.

**દાદાશ્રી :** મિશ્ર ચેતન તો ક્રિયાકારી, કરે અને ભોગવે, બન્ને કરે.

**પ્રશ્નકર્તા :** એ જીવતો અહંકાર છે !

**દાદાશ્રી :** હા, એ ઊડી ગયું આખું. તમારું મિશ્ર ચેતન ઊડી ગયું છે. નિશ્ચેતન ચેતન એકલું જ રહ્યું છે. વચલી જે પાર્ટી હતી એ ઊડી ગઈ આખી. વચ્ચેની ફાચર ઊડી ગઈ. બેની વચ્ચેનો જે સાંધો મેળવી આપનારી ફાચર હતીને, જે ક્રિયાકારી ફાચર હતી તે ઊડી ગયેલી છે.

**પ્રશ્નકર્તા :** હવે નિશ્ચેતન ચેતન-મડદું અને આત્મા જ રહ્યાં બાકી.

**દાદાશ્રી :** તમે શુદ્ધાત્મા ને બીજું મડદું. બસ, એટલું જ રહ્યું.

## મમતાથી મારીને, જીવતા કર્યા જ્ઞાનીએ

આપણામાં અહંકાર મરેલો છે, ડિસ્ચાર્જ અહંકાર. અહંકાર છે પણ ડિસ્ચાર્જ.

**પ્રશ્નકર્તા :** જીવતો નથી ?

**દાદાશ્રી :** જીવતો નથી.

જીવતો માણસ હોય અને પાછો જાગતો હોય રાતે અને ક્રોકરીના વાસણો ફૂટી ગયા, બસો-પાંચસોના તો શું થાય ? જીવતો-જાગતો ને જ્ઞાન મળેલું ના હોય. શું થાય એને ?

**પ્રશ્નકર્તા :** કઢાપો-અજંપો.

**દાદાશ્રી :** ઊંઘ જ ના આવે એને.

**પ્રશ્નકર્તા :** ઊંઘ જ ના આવે, બરાબર છે.

**દાદાશ્રી :** અને જેણે તોડી નાખ્યા હોયને, એનું નામ દે તો વઢવાડ થાય. એટલે મનમાં ને મનમાં કચવાયા કરે. આ ક્યાંથી મૂઓ, આ મારી જોડે મૂઓ ! આવો છોકરો કંઈ પાક્યો ? બોલવા જાય તો વઢવાડ થાય. બોલાયે નહીં ને આખી રાત કચવાયા કરે. હવે એ ઊંઘતો હોય તો ? સવારમાં ઠીકરાને બધા દૂર નાખી આવે, તો ચાલે કે ના ચાલે ?

**પ્રશ્નકર્તા :** ચાલે, ખબર ના પડે. એની ઊંઘે પૂરી થઈ જાય ને ઠીકરાય ઠેકાણે થઈ જાય.

**દાદાશ્રી :** અને જો એ મરેલો હોય તો ?

**પ્રશ્નકર્તા :** મરેલો હોત તો પછી કાંઈ એને કશું રહ્યું જ નહીંને, દાદા !

**દાદાશ્રી :** અને મરેલો થઈને જીવતો હોય તો ? મર્યા પછી જીવે તે ?

**પ્રશ્નકર્તા :** એ તો જ્ઞાની, અમર થઈ ગયો !

**દાદાશ્રી :** ના, મર્યા પછી જીવતો હોય તે જુએ-જાણે બસ એટલું જ. પછી મમતાથી મરી ગયો.

**પ્રશ્નકર્તા :** અમે મરી ગયેલા જ છીએને, દાદા ?

**દાદાશ્રી :** તમને મારીને જીવતા કર્યા છે મેં.

## નિર્દોષ દૃષ્ટિ, મિશ્ર ચેતનથી છૂટવાની ચાવી

કોઈનો દોષ જોશો જ નહીં. મને કોઈનો દોષ દેખાતો નથી આખા જગતમાં. તમનેય દોષ ના દેખાવો જોઈએ. જ્યારે દોષ ના હોય ત્યારે જ દાદા કહેને કે ભઈ, દોષ નથી જગતમાં કોઈનોય. તે તમનેય નિર્દોષ દેખાવું જોઈએ. પછી વઢંવઢા થતી હોય એ વાત જુદી છે પણ દેખાવો જોઈએ નિર્દોષ.

**પ્રશ્નકર્તા :** દૃષ્ટિ નિર્દોષની હોવી જોઈએ.

**દાદાશ્રી :** નિર્દોષ દૃષ્ટિ એ પ્રજ્ઞાનો ગુણ છે અને દોષિત દૃષ્ટિ એ મિશ્ર ચેતનનો ગુણ છે. માટે મિશ્ર ચેતન તમારું ઊડાડી મેલ્યું છે ને પાછું ફરી ઊભું ના થાય તમારે. નિશ્ચેતન ચેતન ભલેને લડે પણ તોય દૃષ્ટિ નિર્દોષ, કે ભઈ, કર્મના ઉદયના આધીન, એમાં એનો શો દોષ ? લઢે-વઢે છે તોય તે કર્મના ઉદયને આધીન લડે છે. એનો પોતાનો આજનો દોષ નથી એ. એટલે નિર્દોષ દૃષ્ટિએ જોયું.

❖ ❖ ❖ ❖ ❖

# [૫]

# નિશ્ચેતન ચેતન

## દેખાય ચેતન, પણ જો વિનાશી તો નિશ્ચેતન ચેતન

**પ્રશ્નકર્તા :** જીવાત્મા ને આત્મામાં ફેર ખરો ?

**દાદાશ્રી :** જીવાત્મા એ નિશ્ચેતન ચેતન અને આત્મા શુદ્ધ ચેતન છે.

**પ્રશ્નકર્તા :** નિશ્ચેતન ચેતન એટલે શું ?

**દાદાશ્રી :** હકીકત સ્વરૂપમાં શું છે ? મૂળ આત્મા, યથાર્થ આત્મા, શુદ્ધ ચેતન એ જ પરમાત્મા છે ને જગત આખું જે ચેતન માને છે તે નિશ્ચેતન ચેતન છે. લોખંડનો ગોળો તપ્યો હોય તે અગ્નિ જેવો થાય, તેવું આ નિશ્ચેતન ચેતન છે. ચેતન દેખાય છે પણ જેનો વિનાશ થઈ જવાનો છે, એને જ જગત 'ચેતન' કહે છે. ખરેખર એ 'ચેતન' નથી, 'નિશ્ચેતન ચેતન' છે.

**પ્રશ્નકર્તા :** તો પછી ખરું ચેતન ક્યાં છે ?

**દાદાશ્રી :** ખરું ચેતન આખા શરીરમાં છે અને એના સિવાય બીજું બધું મહીં મિકેનિકલ છે. આ મિકેનિકલ ચેતન એ તો ઉપરનું પડ છે ખાલી અને એ નિશ્ચેતન ચેતન છે.

નિશ્ચેતન ચેતન ભાગ છે એ બધું જ છે તે મૂર્ત છે અને તે મૂર્તમાં આત્મા છે નહીં. આત્મા અમૂર્ત છે, મૂર્તિની મહીં રહેલો છે. આ જે મૂર્ત છે એ રિલેટિવ છે. રિલેટિવ એટલે વિનાશી ભાગ. તે આ જેટલો વિનાશી ભાગ છે એ ચેતન જેવો દેખાય છે ખરો પણ એ નિશ્ચેતન ચેતન છે.

## ગુણે કરીને નિશ્ચેતન, લક્ષણે કરીને ચેતન

આ શુદ્ધાત્મા સિવાય બધું મહીં મિકેનિકલ છે અને નિશ્ચેતન ચેતન છે. નિશ્ચેતન ચેતન છે એ ચેતન જ નથી. ચેતન જેવા બધાં લક્ષણ દેખાય પણ ગુણધર્મ ના હોય. ગુણધર્મ એને એકુંય ના દેખાય. જેમ આ સોનું ને પિત્તળ હોય, તે લક્ષણ બધા સરખા દેખાય ? સોનાને અને પિત્તળને બેઉને છાશમાં નાખે તો પિત્તળને કાટ ચઢી જાય અને સોનું એમને એમ જ રહે. આ પિત્તળના લોટાને સરસ અજવાળીએ તો સોના જેવો દેખાય કે ના દેખાય ? અને જ્યારે વેચવા જઈએ ત્યારે શું ઉપજે ? કંઈ નહીં. તેમ લક્ષણ સરખા હોય પણ ગુણધર્મ ના દેખાય તે શું કામનું ? ગુણધર્મ વગરની વસ્તુ એક્સેપ્ટ કરાય નહીં.

આ બધાય મનુષ્યો ચેતનવાળા છે પણ તે નિશ્ચેતન ચેતન છે. જેમ ગીલેટિયા સોનાના લક્ષણ દેખાય પણ તેમાં સોનાના ગુણધર્મ ના હોય, એવી રીતે આ મનુષ્યોમાં ચેતનના લક્ષણ દેખાય છે પણ ગુણધર્મ નથી, તેથી નિશ્ચેતન ચેતન કહેવાય. આત્મા સ્વ-સ્વભાવિક ગુણધર્મવાળો છે. દરેક વસ્તુ તેના ગુણધર્મથી ઓળખાય.

નિશ્ચેતન ચેતન એટલે કે ગુણોએ કરીને નિશ્ચેતન અને લક્ષણે કરીને ચેતન. કોઈ પૂછે કે દાન આપવાનો વિચાર આવે છે તે ચેતન ના કહેવાય ? ના, વિચાર એ ચેતન ગુણ નથી. એ વિનાશી છે. નિરંતર સાથે રહેનારું એક પણ લક્ષણ હોય તો તે ચેતન છે. નિશ્ચેતન ચેતનના બધા જ લક્ષણ વિનાશી છે અને ચેતનના બધા જ લક્ષણ અવિનાશી છે. આત્માનો એક ગુણ વધઘટ ના થાય ને નિશ્ચેતન ચેતનના ગુણ વધઘટ થાય.

મનુષ્યોમાં ચેતન જેવા લક્ષણો છે પણ છે નિશ્ચેતન ચેતન. તે લક્ષણોને લઈને જગતના સાધુ-આચાર્યો બધા એમ જાણે કે 'હું આ આત્મા છું.' આટલી ભાવના તો આત્માની હોવી જ જોઈએ ને, કહેશે. હવે એ જેને આત્મા માની રહ્યા છે, તેને હું કહું છું કે એ તો નિશ્ચેતન ચેતન છે.

લોકો તો જ્યાં છે ત્યાં આત્મા ખોળતા નથી અને જ્યાં નથી ત્યાં આત્મા ખોળે છે ને તે ખોટાય નથી, કારણ કે તેઓ જ્યાં ખોળતા હોય છે એ નિશ્ચેતન ચેતન છે અર્થાત્ એમનામાં લક્ષણ હોય પણ આબેહૂબ ચેતન ના હોય.

નિશ્ચેતન ચેતન એટલે ચેતનનો ગુણધર્મ એક નહીં પણ લક્ષણ એક જેવા દેખાય, એટલે તે નિશ્ચેતન ચેતનને તે પોતે જ છે એમ માને છે. પોતે ન્યાયાધીશ, પોતે વકીલ, પોતે વાદી અને પોતે પ્રતિવાદી હોય તેવું આ જગત ચાલે છે.

આ લોકો માને છે કે હાલવું, ચાલવું, બોલવું, મોઢા પર હાવભાવ દેખાડવા એ બધા ચેતનના લક્ષણ છે. કારણ કે મર્યા પછી હાલતું-ચાલતું નથી તેથી હાલતા-ચાલતાને ચેતન માને છે, પણ એ તો નિશ્ચેતન ચેતન છે.

જ્ઞાનીઓ જ જાણે કે ચેતનના ગુણધર્મ કયા અને નિશ્ચેતન ચેતનના ગુણધર્મ કયા ? ભ્રાંતિથી જે કહે છે કે 'મેં આ કર્યું, તે કર્યું, સંસાર ત્યાગ્યો' એ બધાય નિશ્ચેતન ચેતનના ગુણ છે, દેખાતું ચેતન લાગે છતાં ! માટે જ અમે કહીએ છીએ કે એ 'નિશ્ચેતન ચેતન' છે.

## ચંચળ નિશ્ચેતન ચેતન ના થાય સ્થિર કદી

**પ્રશ્નકર્તા :** આપણી અંદર જે સભાન અવસ્થા રહેલી છે, જે સારું-નરસું દેખાડે છે તેને ચેતન કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ તો બધું નિશ્ચેતન ચેતન છે, એ ચેતન છે જ નહીં. તેથી જ હું કહું છું ને કે ચેતન જાણવું એ તો મહા મહા મુશ્કેલીના ખેલ છે. આ જે જાણ્યું છે ને, એ તો 'નિશ્ચેતન ચેતન' છે, એ દરઅસલ ચેતન નથી. કેટલાક આને સ્થિર કરે છે. અલ્યા, શું કરવા સ્થિર કરે છે ? તું મૂળ સ્વરૂપને ખોળી કાઢને ! મૂળ સ્વરૂપ સ્થિર જ છે. આ પાછું આને સ્થિર કરવાની ટેવ શું કરવા પાડે છે ? આ નિશ્ચેતન ચેતન તો મૂળથી જ ચંચળ સ્વભાવનું છે. મિકેનિકલનો અર્થ જ ચંચળ થાય. આ ચંચળને સ્થિર કરવા ફરે છે, તે કેટલો ઊંધો રસ્તો લોકોએ પકડ્યો છે ! તેથી તો અનંત અવતારથી ભટક ભટક કરે છે !

## નિશ્ચેતન ચેતનની માયાએ મૂંઝાયું જગત

**પ્રશ્નકર્તા :** એને નિશ્ચેતન ચેતન કેમ કહ્યું ?

**દાદાશ્રી :** નિશ્ચેતન એ ચેતનનું વિશેષણ છે, દ્વંદ્વ નથી. ચેતનભાવને પામેલું છે, ચાર્જ થયેલું છે, મિકેનિકલ ચેતન છે. એને નિશ્ચેતન ચેતન એટલા માટે કહેવું પડે છે કે છે જડ છતાં હાલે-ચાલે છે. માટે લોકો શું કહે છે એને જડ કેમ કહેવાય ? કારણ કે બધું હાલે છે, ચાલે છે, મોટા વકીલો જજમેન્ટ આપે છે, કેસ ચલાવે છે, આ લોકો વાદી-પ્રતિવાદી 'પોતે ચેતન છે' એમ માને છે. એટલે ચેતન દેખાય છતાં રિયલી (ખરેખર) છે જડ.

આ નિશ્ચેતન ચેતન એ માયા છે, માયાવી વસ્તુ છે. માટે જગત એ માયામાં મૂંઝાયું છે. ચેતન જેવો જ દેખાવ કરે છે બધો જ. એટલે બધા, નિશ્ચેતન ચેતનને જ ચેતન માને છે. એ એક જાતનું ચેતન જ છે ને ! હાલતું-ચાલતું થાય એટલે ચેતન નહીં પણ નિશ્ચેતન ચેતન. ખરું શુદ્ધ ચેતન નથી એ. આ તો ચેતનની અસર છે. આ નિશ્ચેતન ચેતન છે તે ચેતન જેવું ભડકાવે છે.

એક રૂમમાં ઉપર-નીચે ચોતરફ અરીસા ગોઠવ્યા હોય ને એમાં આંખો બંધ કરીને પેસે તો તેને કશી જ અસર ના થાય, પણ જોતા જોતા પેસે તો એ બધું તેને ભાતભાતનું દેખાય. એટલે ભાતભાતની અસરો થાય, એટલે ચાર્જ થાય. આ જે ચાર્જ થયેલું હોય તે ડિસ્ચાર્જ થાય છે. તે ડિસ્ચાર્જ એ ચેતન નથી, એ માત્ર નિશ્ચેતન ચેતન છે.

**પ્રશ્નકર્તા :** એકલો આત્મા જ ચેતન છે ?

**દાદાશ્રી :** એકલો આત્મા જ ચેતન છે અને જીવાત્મા નિશ્ચેતન ચેતન છે.

## જો ના જ્ઞાન-દર્શન, તો એ નિશ્ચેતન ચેતન

એ નિશ્ચેતન ચેતનના આ શરીરમાં ગુણો છે. ગિલોડી (ગરોળી)ની

પૂંછડી કપાયેલી જોયેલીને તમે ? ગિલોડીની પૂંછડી કપાઈ જાય ત્યારે પૂંછડીની શી દશા થાય છે ?

**પ્રશ્નકર્તા :** તરફડિયા મારે, હાલે, ઊંચીનીચી થાય.

**દાદાશ્રી :** હા, તે વખતે આપણા લોકો એને શું ડિસિઝન (નિર્ણય) આપે છે કે આ શું થઈ રહ્યું છે ?

**પ્રશ્નકર્તા :** જીવ મહીં રહી ગયો છે એવું બોલે.

**દાદાશ્રી :** હા, એટલે આપણા લોકોને જીવ શું છે, એની ખબર નહીં હોવાથી પૂંછડીમાં જીવનો આરોપ કરે છે. એ તરફડે છે ને, પૂંછડી ઊંચીનીચી થાય છે, તેને આપણે લોક શું કહે છે ? જીવ નીકળવા માંડ્યો. મૂઆ, જીવ તો પેલી ગિલોડી જોડે જતો રહ્યો. જીવ બે ટુકડા છે ? એ ગિલોડીની પૂંછડી કપાય ત્યારે ખબર પડે કે આત્મા આમાં છે કે આમાં છે ? તમે જોયેલું કે નહીં જોયેલું ? ગિલોડીની પૂંછડી એ નિશ્ચેતન ચેતન છે, એ આત્મા ન્હોય. આત્મા તો પેલી ગિલોડી ગઈ ને એની જોડે ગયો અને આ નિશ્ચેતન ચેતન છે. તે નિશ્ચેતન ચેતનને જગત આખું ચેતન માની બેઠું છે. તેથી ફસાયું છે.

**પ્રશ્નકર્તા :** પૂંછડીમાં નિશ્ચેતન ચેતન છે ?

**દાદાશ્રી :** હા, નિશ્ચેતન ચેતન છે. ચેતન પેલામાં રહ્યું. એમાં 'ચેતન જ છે' એવું કહેશે. મેં કહ્યું, 'એમાં શાનું ચેતન ?' સમજણ જ ના પડેને ! શા આધારે કૂદ કૂદ કરે છે ? શા આધારે કૂદ્યું, કહે છે. ત્યારે મેં કહ્યું, કાયમને માટે કૂદ કૂદ કરે તો આપણે કહીએ કે ચેતન છે, પણ આ તો બંધ થઈ જાય છે અને પેલી ગિલોડી તો ફરે છે પાછી, આમ કૂદે, તેમ કૂદે.

હવે જે ગિલોડી પૂંછડી કપાઈને ચાલી ગઈ, એ આત્માનો સ્વભાવ કેવો છે કે એક ભાગ કપાઈ ગયો એટલે એટલો સંકુચિત થઈ જાય છે. એ પૂંછડીમાં જરાય જીવ (આત્મા) નથી. જીવ સિવાયની બીજી વસ્તુ છે એમાં. જેને નિશ્ચેતન ચેતન હું કહું છું.

આ ગિલોડીની પૂંછડી કપાય, એમાં પૂંછડી કયા કર્તાપદથી કૂદે છે, એ કહો.

**પ્રશ્નકર્તા :** ચાર્જ રહેલું છે ને !

**દાદાશ્રી :** હા, એ ચાર્જ રહેલું છે તે ચાર્જ આ કૂદે છે. એ ડિસ્ચાર્જ થયા કરે છે. બાકી ગિલોડી તો આગળ ચાલતી જ થઈ ગઈ. એટલે જ્યાં જ્ઞાન-દર્શન ત્યાં આત્મા. તે ગિલોડીમાં જ્ઞાન-દર્શન બેઉ છે, ત્યારે ત્યાં જોતી જોતી ચાલે છે, તે જ્ઞાન-દર્શન ત્યાં આત્મા.

જ્યાં જ્ઞાન-દર્શન નથી ત્યાં ઈશ્વર નથી, પરમાત્મા નથી, ભગવાનેય નથી. જ્યાં જ્ઞાન-દર્શન નથી, તે પછી આ ગિલોડીની કપાયેલી પૂંછડી ગિલોડીની માફક કૂદાકૂદ કરે તોય તેમાં જીવ નથી.

## ચેતનની હાજરીથી લાગણી ઉદ્ભવે નિશ્ચેતન ચેતનને

ચેતન કોને કહેવામાં આવે છે ? કંઈ પણ લાગણી ઉત્પન્ન થાય છે ને, ત્યાં ચેતન છે. લાગણી ઉત્પન્ન થાય એ ચેતન નથી પણ લાગણી ઉત્પન્ન થાય છે, ત્યાં ચેતન છે અને જ્યાં લાગણી ઉત્પન્ન થતી નથી, ત્યાં ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** પણ જેના આધારે થાય છે તે ચેતન છે કે લાગણી ઉત્પન્ન થાય છે એ જગ્યાએ ચેતન છે ?

**દાદાશ્રી :** જેના આધારે થાય છે તે ચેતન છે ? તે પણ જેના આધારે થાય, એવો એનો આધાર કહીએ તો પાછો નવો વાંક ઊભો થાય. એટલે એની હાજરીથી આ લાગણી ઉત્પન્ન થાય. જ્યાં લાગણી ઉત્પન્ન થાય છે, ત્યાં ચેતન છે.

**પ્રશ્નકર્તા :** એ લાગણી ઉત્પન્ન થઈ અને જે અભિવ્યક્ત થયું, તે ચેતન અભિવ્યક્ત નથી થયુંને ?

**દાદાશ્રી :** એ અભિવ્યક્તેય બધું નિશ્ચેતન ચેતનથી, પણ લાગણી છે ત્યાં ચેતન છે. ચેતન છે માટે આ બધી ક્રિયા થાય છે.

## નિશ્ચેતન ચેતન હાજર તો 'ચેતન' હાજર

**પ્રશ્નકર્તા :** એ એની હાજરીની અભિવ્યક્તિ નિશ્ચેતન ચેતનથી થાય એટલે નિશ્ચેતન ચેતન હોય ત્યાં શુદ્ધ ચેતન હોય એવું થયું ?

**દાદાશ્રી :** હા, એ નિશ્ચેતન ચેતન હોય ત્યાં શુદ્ધ ચેતન હોય.

**પ્રશ્નકર્તા :** નિશ્ચેતન ચેતન હોય ત્યાં આગળ એ શુદ્ધ ચેતન હોય, એ વિસ્તારથી સમજાવો.

**દાદાશ્રી :** આની મહીં (ટેબલમાં) નિશ્ચેતન ચેતન નથી, ત્યાં શુદ્ધ ચેતન ના હોય. એક ઝાડ, એ જીવતું ના હોય ને સૂકાઈ ગયેલું હોય તો તેમાં નિશ્ચેતન ચેતન નથી, એટલે ત્યાં ચેતનેય નથી.

**પ્રશ્નકર્તા :** એટલે જડ હોય ? નિશ્ચેતન થઈ ગયો એટલે જડ થઈ ગયો છે ?

**દાદાશ્રી :** હા, અને પેલું નિશ્ચેતન ચેતન એટલે શું કે નિશ્ચેતન ચેતન જડ છે છતાંય ચેતન જેવું દેખાય છે. એવાં લક્ષણ હોય ચેતન જેવા તો ત્યાં આગળ ચેતન હોય એવું કહેવા માંગું છું અને જ્યાં ઝાડ સૂકાઈ ગયેલું છે કે માણસ મરી ગયેલો છે ત્યાં આગળ આમ હાથ નથી હાલતા, આંખોય નથી હાલતી, કંઈ વાતચીત નથી થતી, સાંભળતા નથી, એ બધું બંધ થઈ ગયું, નિશ્ચેતન ચેતનના બધા ગુણો બંધ થઈ ગયા એટલે ત્યાંથી પેલું ચેતનેય રવાના થઈ ગયું.

## નિશ્ચેતન ચેતન એ ડિસ્ચાર્જ ચેતન, મળ્યો છેલ્લો સાંધો

આ જગત જે આત્મા માની રહ્યું છે ને, તે નિશ્ચેતન ચેતન છે. નિશ્ચેતન ચેતન એટલે ડિસ્ચાર્જ થતું ચેતન છે. આ બધા જગતના લોકોને પણ ડિસ્ચાર્જ ચેતન છે, ફક્ત એ 'હું છું' માને એટલું છે. 'હું છું' માને છે એ રોંગ બિલીફ છે એની અને રોંગ બિલીફ એટલે આવતો ભવ ઊભો થાય છે. જો રાઈટ બિલીફ બેસી તો આવતો ભવ ઊભો થાય નહીં ને આપણું કામ થઈ જાય. ડિસ્ચાર્જ તો થયા જ કરવાનું. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-

ભાવને હિસાબે ડિસ્ચાર્જ થયા જ કરવાનું. એ પછી એનો માલિક પોતે હોય કે એનો માલિક ના હોય તોયે થયા કરે.

આ દેહની મહીં ચેતન છે ખરું પણ 'ઈફેક્ટિવ ચેતન' છે, 'ચાર્જ' થયેલું ચેતન છે. હવે 'ચાર્જ' થયેલું ચેતન એટલે મૂળ ચેતન તો ના જ કહેવાયને ! કંઈક ભૂલ છે કે નહીં ? અત્યાર સુધી ભૂલમાં ચાલ્યું છે, એવી ખબર પડી તમને ? બધી માન્યતા ભૂલ ભરેલી જ હતી. કંઈક 'એક્ઝેક્ટનેસ' તો આવવી જોઈએને ?

એવું આ આની મહીં ચાર્જ થયેલું ચેતન છે એ ડિસ્ચાર્જ થઈ રહ્યું છે. આ બહુ ઝીણી વાત છે, આ તો છેલ્લામાં છેલ્લી વાત. જેને છેલ્લો સાંધો કહેવામાં આવે છે.

## કર્તૃત્વપણું એ પ્રકૃતિ સ્વભાવ

**પ્રશ્નકર્તા :** આ જે ચાર્જ થયેલું નિશ્ચેતન ચેતન છે તે ઉકલે કેવી રીતે ?

**દાદાશ્રી :** ટાઈમ (કાળ) નામનું તત્ત્વ છે તેને અણુ પણ છે. આ અણુને કાળાણુ કહેવાય. તે ટાઈમ નામનું તત્ત્વ તેનો ઉકેલ લાવે જ. આ જે રીલ (પટ્ટી) વીંટેલી છે તે જન્મે ત્યારથી જ ઉકલતી જાય છે પણ પોતાની ભ્રાંતિથી જ 'હું આ જ છું, હું ચંદુલાલ જ છું' એ ઈગોઈઝમ અને મમતા કરી ઉકલતી રીલ ફરી વીંટે છે. કારણ કે પોતે ઈગોઈઝમથી નિશ્ચેતન ચેતનમાં પ્રતિષ્ઠા કરે છે.

નિશ્ચેતન ચેતનવાળા એક ગુનેગારીપદમાંથી મુક્ત થાય ને બીજી ગુનેગારી ઉત્પન્ન કરે. 'હું શુદ્ધાત્મા છું' એવું જો લક્ષ રહે તો ફરી નિશ્ચેતન ચેતનમાં ના જાય. 'શુદ્ધાત્મા' પ્રાપ્ત થાય ત્યારે જ શુદ્ધ ચેતન સમજાય, ત્યારે જ ગુનેગારીપદમાંથી સંપૂર્ણ છૂટે.

શુદ્ધ ચેતન તો કાંઈક ઓર જ હોય છે ! ચેતન ક્યારેય ખાતું નથી, પીતું નથી, સાંભળતું નથી, બોલતું નથી. નિશ્ચેતન ચેતન જ ખાય છે, પીવે છે, બોલે છે, વિચારે છે, સાંભળે છે, બધું કરે છે. આ હલનચલન દેખાય છે એ તો ચેતન નથી. ચેતનને કોઈ બાપોય જોઈ શકે નહીં.

નિશ્ચેતન ચેતન એટલે આપણે એને અંગ્રેજીમાં શું કહીએ છીએ ? ડિસ્ચાર્જ (ખાલી થતું) ચેતન. એ ડિસ્ચાર્જ થતું ચેતન છે. એક ચેતન ચાર્જ થતું (ભરાતું) છે, બીજું ડિસ્ચાર્જ થતું છે એની પેલી બાજુ શુદ્ધ ચેતન છે. ચેતન ચાર્જ થાય તેને આપણે કર્મ બંધાય છે એમ કહીએ છીએ અને ડિસ્ચાર્જ થાય છે એ કર્મ છૂટે છે.

એટલે કર્મો ખરેખર જડ નથી ને ચેતનેય નથી પણ નિશ્ચેતન ચેતન છે. કર્મોનું ફળ મળે છે તે મહીં આત્મા બેઠેલો છે એટલે મળે છે. કર્મને નિશ્ચેતન ચેતન શા માટે કહ્યું ? નિશ્ચેતન ચેતનને શુદ્ધ ચેતનનો સ્પર્શ થવાથી કર્મ ચાર્જ થાય છે. પોતાનું સ્વરૂપ જાણે એટલે કર્મ ચાર્જ થવાના બંધ થાય.

## મિકેનિકલ ચેતન ઉકલી રહ્યું ઑટોમૅટિક

**પ્રશ્નકર્તા :** નિશ્ચેતન ચેતનને મિકેનિકલ કહ્યું આપે ?

**દાદાશ્રી :** એ મિકેનિકલ ચેતન છે. આ શ્વાસ આપણે લઈએ છીએ ? કોણ લે છે ?

**પ્રશ્નકર્તા :** જે અંદર છે તે લે છે.

**દાદાશ્રી :** ઑટોમૅટિક છે, પોતે લેતો નથી. ક્યાં સુધી ઑટોમૅટિક ચાલવાનું ? તો કહે, જેટલા શ્વાસોશ્વાસનું આયુષ્ય બંધાયું છે, તેટલા દિવસ ચાલવાનું, વરસોનું નહીં. માટે નિશ્ચેતન ચેતન છે ને સચર છે.

જેમ બહાર આ મશિનરી ચાલે છે ને, એન્જિન ચાલતા નથી ?

**પ્રશ્નકર્તા :** એ તો સ્ટિમ્યુલેટેડ (ઉદ્દીપ્ત કરેલું) છે ને ?

**દાદાશ્રી :** કેમ ?

**પ્રશ્નકર્તા :** જાતે નહીંને ? એ તો બનાવેલું છે.

**દાદાશ્રી :** આય બનાવેલું છે. આ નેચર બનાવનાર છે અને પેલું મનુષ્યે બનાવેલું છે. મેન મેઈડ (માનવ નિર્મિત) એય મશિનરી છે અને

આય મશિનરી છે. આ તો પેટ્રોલ, હવા બધું જોઈએ. એનાથી ચાલે છે. જેમાં પેટ્રોલ પૂરવું પડે એ બધી મશિનરી છે. તમારે પૂરવું પડે છે કોઈ દહાડો ? ના પૂરે તો શું થાય ? ત્રણ દહાડા ના પૂરો તો ? એ મશિનરી છે. એ ના પૂરીએ તો બધું ઊડી જાય, એનું નામ મશિનરી. અને આ ખાવા-પીવાની વાત તો જુદી છે, પણ બે કલાક જ મોઢું બંધ કરી દઈએ ને નાક દબાવી રાખીએ તો શું થાય ? 'મહીંવાળા' આખી રૂમ ખાલી કરીને જતા રહે પછી. એને ચેતન કેમ કહેવાય ? એ 'મિકેનિકલ ચેતન' છે. દરઅસલ ચેતન જો જગતે જાણ્યું હોત તો આજે કલ્યાણ થઈ જાત ! એ જાણી શકાય એવી સ્થિતિમાંય નથી.

એટલે નિશ્ચેતન ચેતન એ મિકેનિકલ ચેતન છે. બહારનો બધો જ ભાગ પણ મિકેનિકલ છે. સ્થૂળ મશિનરીને હેન્ડલ મારવું પડે છે, જ્યારે સૂક્ષ્મ મશિનરીને તું હેન્ડલ મારીને જ લાવ્યો છે. અત્યારે ઈંધણ પૂર્યા જ કરે છે પણ હેન્ડલ મારવાનું નથી. સૂક્ષ્મ મશિનરી એ મિકેનિકલ ચેતન છે, પણ ત્યાં 'મેં કર્યું' એમ ગર્વ લે છે તેથી ચાર્જ થાય છે અને આવતા ભવના બીજ પડે છે.

## નિશ્ચેતન ચેતનને કહ્યું ભમરડાનું ચેતન

**પ્રશ્નકર્તા :** આ શરીર સજીવ છે તો એને મિકેનિકલ કેમ કહે છે ? સજીવ છે ને ?

**દાદાશ્રી :** હા, શરીર સજીવ છે, મન સજીવ છે, બુદ્ધિ સજીવ છે પણ પ્રકૃતિ છે. પ્રકૃતિ છે એટલે આ સજીવતા આમાં કેટલી છે કે નિશ્ચેતન ચેતન છે. ભમરડાને દોરી મારી અને ફેંક્યા પછી એ કોના આધારે ચાલે છે ? એ ભમરડો એની મેળે ફરે છે. આપણે તેને દોરી વીંટીને નાખ્યો એટલે ફરે છે. એ દોરીના જોશથી ફરે છે. આ ભમરડો ફરતો હોય, એમાં ચેતન હોય છે ? છતાંય ફરે છે એ વાત તો ચોક્કસને ! ભમરડો નાખ્યા પછી ચેતન જેવું દેખાય છે પણ છે નિશ્ચેતન ચેતન.

નિશ્ચેતન ચેતન એટલે ભમરડાનું ચેતન છે. જે ભમરડો હોયને, તો આમ ફરતો લાગે છે તેથી કરીને એનામાં ચેતન નથી. અત્યારે

આપણે અહીં ભમરડો ફેંક્યા પછી કો'ક માણસને એકદમ જોવામાં આવ્યું, એના મનમાં એમ થાય કે આ શું ફરે છે ? અને આ કેવી રીતે ફરતો હશે ? શું ચેતન હશે આમાં ? ના, એ તો કોઈ પરાઈ શક્તિ ચાર્જ થયેલી તેથી ફરી શકે છે. એવી રીતે આ બધા મનુષ્યો ડિસ્ચાર્જ થઈ રહ્યા છે અને પાછું ચાર્જ થાય છે એનું એને ભાન નથી. આ તો નિશ્ચેતન ચેતન છે. એ પહેલા ચાર્જ થયેલું, તે ડિસ્ચાર્જરૂપે હલનચલન કરે છે અને ડિસ્ચાર્જ કોઈથીયે ફેરફાર ના થઈ શકે. તે આ ભમરડો પરાઈ શક્તિથી ચાલે છે.

## ભમરડો ફરે, વ્યવસ્થિત શક્તિને આધીન

**પ્રશ્નકર્તા :** એ ભમરડાને ફેરવનારી જે શક્તિ, એ પરાશક્તિ એ શું છે ?

**દાદાશ્રી :** પરાઈ શક્તિ છે, પરાશક્તિ નહીં. બાકી આ ભમરડાને પરાશક્તિ ફેરવતી જ નથી. આ ભમરડાને તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ફેરવે છે. તે દરેકના જુદા જુદા હોય પાછા. પરાશક્તિ તો એક જ પ્રકારની હોય.

આ જે પ્રકૃતિ છે ને, એની દોરી ગયા અવતારમાં નખાયેલી. તેનો આ ભમરડો ફર્યા કરે છે. અહીં જન્મથી તે મરણ સુધીનો બધો ભમરડો ફર્યા કરશે. અને તેમાં આ ભમરડો શું બોલે ? 'મેં કર્યું આ, મેં કર્યું આ.' 'મેં કર્યું' એ ઈગોઈઝમ છે. તેથી આખા જગતને ટી-ઓ-પી-એસ કહું છું. આ ટૉપ્સ ફર્યા કરે છે ને પાછું કહે, 'હું ફર્યો.' અલ્યા મૂઆ, તું ફર્યો કે તને દોરડાથી બાંધીને પછી ફેરવ્યો ! ઈગોઈઝમ કરે છે પાછો !

## એ ઈન્ડિરેક્ટ પ્રકાશથી ગતિમાન, આત્માથી નહીં

**પ્રશ્નકર્તા :** ફક્ત એક હકીકત એમ રહે છે કે ચેતનની હાજરી છે એટલે આ નિશ્ચેતન ચેતન થાય છે.

**દાદાશ્રી :** હાજરીથી જ ચાલે છે આ બધું. કારણ કે હાજરીથી ઈન્ડિરેક્ટ પ્રકાશ ઊભો થાય. અહંકારને થ્રૂ થઈને જે પ્રકાશ ઉત્પન્ન થાય

એ ઈન્ડિરેક્ટ પ્રકાશ. એ ઉત્પન્ન થાય એટલે આ બધું ગતિમાન થઈ જાય. હવે ઈન્ડિરેક્ટ પ્રકાશથી આ ગતિમાન છે, આત્માથી ગતિમાન નથી આ. જ્યારે જગત શું માની બેઠું છે કે આત્માથી ગતિમાન છે.

**પ્રશ્નકર્તા :** ઈન્ડિરેક્ટ પ્રકાશથી જ ગતિમાન છે, સીધા પ્રકાશથી નહીં ?

**દાદાશ્રી :** તો તો આત્મા જવાબદાર બનત. રિસ્પોન્સિબિલિટી (જવાબદારી) જ એને માથે જાત. હવે આ લોકો એવું જાણે છે કે આ રિસ્પોન્સિબિલિટી જ આત્માની થઈ. કારણ કે એ એમ જ જાણે છે કે આનાથી જ આ છે.

**પ્રશ્નકર્તા :** હા, એ માને છે બધા.

**દાદાશ્રી :** આવી એટલી બધી ભૂલો થઈ છે કે આ કયે ગામ પહોંચે તે જ ઠેકાણું જ નથી હોતું.

## ઈફેક્ટિવ ચેતન એ નિશ્ચેતન ચેતન

**પ્રશ્નકર્તા :** અમે તો એવું માનતા હતા કે ચેતન પ્રેરણાને કારણ જ પુદ્‌ગલ પ્રવર્તમાન છે ને ?

**દાદાશ્રી :** આ પુદ્‌ગલની પ્રવર્તના બધી છે એ બધું જ નિશ્ચેતન ચેતન છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને કર્તૃત્વ શક્તિ કોણ આપે છે ? અંતે તો એ જડમાંથી જ થયેલી છે ને ?

**દાદાશ્રી :** ના, આ પ્રકૃતિ એ તદ્દન જડ નથી, એ નિશ્ચેતન ચેતન છે અને નિશ્ચેતન ચેતન એ કંઈ અચેતન નથી.

**પ્રશ્નકર્તા :** એને નિરંતર બદલાતી કહી શકાય ?

**દાદાશ્રી :** એ તો બદલાયા કરે છે પણ આ પ્રકૃતિ એ નિશ્ચેતન ચેતન છે.

**પ્રશ્નકર્તા :** નિશ્ચેતન ચેતન એટલે કઈ શક્તિ કહી શકાય ?

**દાદાશ્રી :** નિશ્ચેતન ચેતન એટલે ડિસ્ચાર્જ ચેતન છે. કોઈ પણ વસ્તુ 'આપણે' ચાર્જ કરી હોય તો પછી ડિસ્ચાર્જ એની મેળે થાય કે ના થાય ? એમાં 'આપણે' કશું કરવું પડે ? એની મેળે ક્રિયા થયા કરે. આમાં કોઈને કશું કરવું પડતું નથી. એટલે આ બધું ડિસ્ચાર્જ છે, ઈફેક્ટિવ છે અને ઈફેક્ટિવ શક્તિને હું નિશ્ચેતન ચેતન કહું છું. ઈફેક્ટિવમાં ચેતન નહીં હોવા છતાં ચેતન જેવું દેખાય એટલે નિશ્ચેતન ચેતન કહું છું.

ચેતનના બે ભાગ : ૧) જ્ઞાન ચેતન તે શુદ્ધ ચેતન અને ૨) ઈફેક્ટિવ ચેતન. સંસારનું ચેતન તે ઈફેક્ટિવ ચેતન છે. આ ઈફેક્ટિવ ચેતનના બે ભાગ. 'હું કરું છું' તેમ કહે એથી બંધન થાય છે ને બીજું 'હું ભોગવું છું' એથી બંધન થતું નથી, પણ તેમાંથી બીજી ઈચ્છાઓ ઊભી થાય છે. ઈચ્છા કરી કે દિવાસળી ચાંપી. ઈચ્છા પૂરી ના થાય ત્યાં સુધી બળ્યા જ કરે. જ્યાં સુધી ઈચ્છાનું કારખાનું ચાલુ છે ત્યાં સુધી બળ્યા જ કરે. ત્યાં સુધી સંસાર કેમ અટકે ? આખુંય જગત ઈફેક્ટિવ ચેતનમાં વર્તે છે. આપણને ઈફેક્ટિવ ચેતન ખરું પણ તે ફળ આપીને નીકળી જાય છે, છૂટી જાય છે. બંધનનું બીજ ના નખાય. કારણ કે અંદરનું સ્વરૂપ સુખ આવ્યાથી બીજી ઈચ્છાઓ ઊભી ના થાય.

## આત્મ ભાને 'તું' શુદ્ધ ચેતન, નહીં તો નિશ્ચેતન ચેતન

**પ્રશ્નકર્તા :** હવે એ નિશ્ચેતન ચેતન તમે કોને કહો છો ? પુરુષને (મનુષ્યોને) કહો છો કે બધાને ?

**દાદાશ્રી :** બધાને.

**પ્રશ્નકર્તા :** ઝાડને પણ નિશ્ચેતન ચેતન કહેવાય ?

**દાદાશ્રી :** ઝાડનેય નિશ્ચેતન ચેતન જ. જે ચેતન નથી છતાં ચેતન જેવા બધા લક્ષણવાળું છે.

આપણો દેહ નિશ્ચેતન ચેતન છે અને આપણે 'પોતે' શુદ્ધ ચેતન છીએ. જ્યાં સુધી શુદ્ધ ચેતન નથી થયો ત્યાં સુધી તું નિશ્ચેતન ચેતન છે.

બધા જ નિશ્ચેતન ચેતન છે, પછી સાધુ હો કે સંન્યાસી. મનુષ્ય, તિર્યંચ, નારકી જીવો, દેવો બધા જ નિશ્ચેતન ચેતન એટલે ભમરડા જ કહેવાય. જ્યાં સુધી નિજનું ભાન કરાવનાર જ્ઞાની મળી ના જાય ત્યાં સુધી તું નિશ્ચેતન ચેતન છે.

જ્ઞાની પુરુષ કહે છે કે જગત આખું, સાધુ-આચાર્યો બધા જેને ચેતન માને છે એ તો નિશ્ચેતન ચેતન છે. એ તને શું આપશે ? એ તને મોક્ષફળ આપે નહીં. માટે ચેતનને પકડ ને જેને ચેતન પ્રગટ થયું છે, તે જ તને આપી શકે.

મોક્ષ ક્યારે થાય ? ચેતન થાય ત્યારે. પણ બધા જ કહેશે કે અમે ચેતન છીએ. પણ હું એકલો જ એમ કહું છું કે એ નિશ્ચેતન ચેતન છે. આખા વર્લ્ડના માણસો નિશ્ચેતન ચેતન છે. જ્યાં સુધી આત્માનું ભાન થયું નથી ત્યાં સુધી બધા જ નિશ્ચેતન ચેતન કહેવાય.

અમારી વાત ન સમજે તેય અને સમજે તેય બધા જ નિશ્ચેતન ચેતન છે. આપણા મહાત્માઓ એકલા જ શુદ્ધ ચેતન છે.

## ઈગોઈઝમ છતાં સાધન સ્વરૂપે

**પ્રશ્નકર્તા :** 'નિશ્ચેતન ચેતન' ભાગ જેને તમે કહો છો કે જેની અભિવ્યક્તિ જગતમાં બધે દેખાય છે, તે 'નિશ્ચેતન ચેતન' એમ માને છે કે 'ચેતન'ને અમે સમજી શકીશું, પકડી શકીશું, બુદ્ધિના ક્ષેત્રમાં લાવી શકીશું. આ એમનો દાવો કેટલે અંશે સાચો પડે ?

**દાદાશ્રી :** એમની પાસે આના સિવાય બીજું સાધન શું છે ? આની મહીં 'નિશ્ચેતન ચેતન' ભલે હોય પણ મહીં 'ઈગોઈઝમ' છે. એ 'ઈગોઈઝમ' કામ કરી રહ્યો છે અને 'ઈગોઈઝમ' છે તો એ જરૂર પામશે, નહીં તો એકલા 'નિશ્ચેતન ચેતન'થી 'ચેતન' ના પમાય.

## અચળ - ચંચળ - અચેતન ચેતન

**પ્રશ્નકર્તા :** મિશ્ર ચેતન અને નિશ્ચેતન ચેતનમાં શું ફરક ?

**દાદાશ્રી :** જ્યાં નામેય ચંચળતા નથી એ ચેતન અને ચંચળતાવાળો ભાગ છે તે મિશ્ર ચેતન (સૂક્ષ્મતમ અહંકાર), એનીય બહારનો ભાગ તે નિશ્ચેતન ચેતન (સૂક્ષ્મતર અહંકાર). આ જીવમાત્રનો બહારનો જે ભાગ છે, જેને આપણે 'ફાઈલ' કહીએ છીએ. એ ફાઈલ નિર્જીવ નથી છતાં અચેતન ચેતન (નિશ્ચેતન ચેતન) છે.

**પ્રશ્નકર્તા :** નિર્જીવ નથી છતાં અચેતન ચેતન ?

**દાદાશ્રી :** એ નિર્જીવ નથી, નિર્જીવની સાથે સજીવ રહેલું છે. સહુ સહુની રૂમમાં છે. સજીવ એની રૂમમાં છે, નિર્જીવ એની રૂમમાં છે.

**પ્રશ્નકર્તા :** એનો જરા વિગતથી ફોડ પાડો.

**દાદાશ્રી :** બાય રિલેટિવ વ્યૂ પોઈન્ટ એ નિર્જીવ નથી. છતાં અચેતન ચેતન છે. ખાલી માન્યતા જ છે કે આ જીવ છે એટલું જ, ફેક્ટમાં કશું નથી. એટલે કહ્યું ને કે અચેતન ચેતન જ છે, આમાં ચેતન છે નહીં. તે રમકડાં લડાવવીએ ને રમકડાં સામાસામી ગુસ્સે ભરાય ને કૂદંકૂદા કરે એના જેવું છે બધું, પોતાના હાથમાં કંઈ પણ પાવર (સત્તા) સિવાય. એ એક્ઝેક્ટ બહાર પાડવા જેવું નથી. કારણ કે લોકોને સમજાય નહીં, ઊંધું બાફી નાખે. એ તો અમે તમને બીજા કારણો આપેલા, એટલે તમે પોતે સમજી જાવ એ. આવું બોલીએ નહીં ઉઘાડું, પણ બીજા સમજી જાય કે 'હું બોલ્યો.' તો કહે, 'કોણ બોલ્યું ?' ત્યારે કહે, 'ટેપરેકર્ડ બોલી.' એટલે પોતાનું એ (જીવતો ભાગ) ઊડી ગયુંને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે બધો (જીવતો) ભાગ આવો ઉડાડી મેલેલો. એ નથી કરતો, જો એ જીવતો હોત તો એ કરત. આ તો વ્યવસ્થિત કરાવડાવે છે. આ કેટલાક શબ્દ એવા હું બોલેલો છું કે જો બધા ભેગા કરે તો સાર શું નીકળે ? આનું સરવૈયું ભેગું કરે તો શું સાર નીકળે ?

**પ્રશ્નકર્તા :** આપે જે કહ્યું એ જ.

**દાદાશ્રી :** આમાં ચેતન નથી અને ખરેખર જો ચેતન જ હોત તો

તો બધા જ રડત, છોકરો મરી જાત તો. પણ આ તો કેટલાક રડે, કેટલાક ના રડે. કેટલાક વળી, જ્ઞાની હોય તે તો હપુચા કશું આને ગણતરીમાં જ ના લે. એટલે એ ખાલી માન્યતા જ છે, રોંગ બિલીફ જ છે ખાલી. બીજું કશું છે જ નહીં. તેથી મેં કહ્યું ને કે 'તમે શું છો ?' ત્યારે કહે, 'આ છે.' એ રોંગ બિલીફ છે.

વાત બહુ ઝીણી આ તો. આ કંઈ સાદી વાત નહીં. શાસ્ત્રમાં લખેલી ના હોય આવી વાત. આ તો સાયન્સ છે ને !

## વીતરાગને ન પડી જરૂર, જ્ઞાનીએ પાડ્યો પ્રથમ ફોડ

આ 'નિશ્ચેતન ચેતન'નો તો વર્લ્ડમાં અમે જ પહેલવહેલો ફોડ પાડ્યો છે. આજ સુધી કોઈએ આ ફોડ પાડ્યો જ નથી, કારણ કે વીતરાગોને તેની જરૂર નહોતી. કારણ તે ઊંધે રસ્તે જતા જ નહોતા. તેઓ તો મૂળ ચેતનની બહાર નહોતા જતા. એટલે તેમને 'નિશ્ચેતન ચેતન' શબ્દ વાપરવો પડ્યો નહોતો. પણ અત્યારે તો 'નિશ્ચેતન ચેતન'ને જ 'ચેતન' માનીને વિશ્રામ લેવા બેઠા છે ! તે મૂઆ ! તને મૂળ ચેતનની ક્યાંથી ખબર પડવાની છે ? વીતરાગોના સમયમાં ઊંધી સમજ જ નહોતી. અત્યારે તો ઊંધી સમજ છે એટલે 'નિશ્ચેતન ચેતન' શબ્દ વાપરીને અમારે ખુલાસો કરવો પડ્યો છે !

❖ ❖ ❖ ❖ ❖

## [૬]

# મિકેનિકલ આત્મા

### આત્માના પડછાયા સ્વરૂપ, મિકેનિકલ આત્મા

**પ્રશ્નકર્તા :** મિકેનિકલ આત્મા કોને કહેવાય ?

**દાદાશ્રી :** બે પ્રકારના આત્મા; સચરાચર. એક સચર એટલે મિકેનિકલ આત્મા અને બીજો અચર એટલે મૂળ આત્મા. મૂળ આત્માની અજ્ઞાનતાથી (સૂક્ષ્મતમ) અહંકાર ઊભો થયો છે અને અહંકારથી મિકેનિકલ આત્મા (સૂક્ષ્મતર, સૂક્ષ્મ, સ્થૂળ અહંકાર) ઊભો થયેલો છે. મિકેનિકલ આત્મા છે એ ખરો આત્મા નથી. માણસ અને માણસનો પડછાયો હોય તેમ સાચો આત્મા અને મિકેનિકલ આત્મા છે.

આ જે જીવો દેખાય છે તે એકુંય આત્મા ન હોય, આ બધા મિકેનિકલ આત્મા છે. એ સાચું ચેતન નથી, ડિસ્ચાર્જ ચેતન છે. આ જે તમે ચંદુ તરીકે રહો છો એ મિકેનિકલ આત્મા છે. એને બીજા શબ્દોમાં કહીએ તો વ્યવહાર આત્મા. લોક વ્યવહારથી જાણે કે આ આમનો આત્મા છે. ખરેખર એ આત્મા નથી. હવે વ્યવહારનો આત્મા એને 'સચર' કહે છે અને ખરો આત્મા, રિયલ આત્માને 'અચળ' કહે છે. એટલે આ 'સચરાચર' જગત છે. તમે પોતે અચર છો પણ આરોપ કરો છો કે હું ચંદુ છું, તેથી ચંચળ થઈ જાવ છો.

તમે અત્યારે મિકેનિકલ આત્માને 'હું'પણું માની બેઠા છો. એટલે ભ્રાંતિ ઊભી થઈ. તે મિકેનિકલ આત્મામાં 'હું'પણું માનીએ એનું નામ ભ્રાંતિ ને એનું નામ વિકલ્પ અને કર્તાપણું માનીએ એટલે ભ્રાંતિ કહેવાય.

આ મિકેનિકલ આત્મા તો અહંકારથી ઊભો થયો છે. એ અહંકાર વિલય થાય ત્યારે મિકેનિકલ આત્મા બંધ થઈ જાય.

મિકેનિકલ ચેતનની બહાર પોતે રહે તો એ બાંધતો નથી. મિકેનિકલ ચેતન આમ હો કે તેમ હો કે ગમે તે હો, પણ જો પોતે તન્મયાકાર ના થાય તો પોતે બંધાતો નથી. આ માર્ગ વીતરાગો પામેલા.

## મિકેનિકલને કરે શુદ્ધ પણ 'મૂળ' રહ્યો પેલે પાર

નિશ્ચય આત્મા એ જ સાચો આત્મા છે. અત્યારે તમારી પાસે આત્મા બીજો કયો છે ? તમે જેને આત્મા માનો છો એ મિકેનિકલ આત્મા છે.

આ લોકો વ્યવહાર-નિશ્ચય એક સમજે છે. આ રિલેટિવને શુદ્ધ કરીએ તો પોતે શુદ્ધ થઈ જશે. પણ એ કેમ કરીને થાય ? અલ્યા, તું જેને શુદ્ધ કરવા જઉં છું, એ તો મિકેનિકલ આત્મા છે. આ બધો વ્યવહાર કરે છે ને, તે મિકેનિકલ આત્મા છે. આ જપ, તપ, શાસ્ત્રોનું વાંચન, ધ્યાન કરે છે એ બધું મિકેનિકલ આત્મા કરે છે. એ શેને માટે ? ત્યારે કહે, અવિચલ આત્મા પ્રાપ્ત કરવા માટે. પણ મૂળમાં ભૂલ એ છે કે આ મિકેનિકલ આત્માને હું છું, આ જ આત્મા માને છે. અને એને સુધારવા ફરે છે, એ ભૂલ છે. આત્મા એની પેલી પાર છે. આ જગત જે આત્મા ખોળે છે ને કે આત્માનું જ્ઞાન કરું તે મિકેનિકલ આત્માનું જ્ઞાન કરે છે. મૂળ આત્માનું તો ભાન જ નથી કે મૂળ આત્મા જેવી વસ્તુ શું છે તે ? મૂળ આત્મા પરમાત્મા છે. એક સેકન્ડે તમારામાં આ આત્મા આવ્યો નથી મહીં. અત્યારે છે ખરો આત્મા મહીં, પણ ક્યારથી હાજર થાય એ ? જ્યારથી તમે સેલ્ફને (પોતાના આત્માને) જાણો ત્યારથી એ હાજર થાય, ત્યાં સુધી એ હાજર થાય નહીં, ત્યાં સુધી મિકેનિકલ આત્મા. પ્રકૃતિથી ચાલ્યા કરે બધું.

## પૂરણ-ગલન ત્યાં મિકેનિકલ સમજે તો આવે ઉકેલ

આ મિકેનિકલ આત્મા કેમ ઓળખાય ? ત્યારે કહે, એ પૂરણ-

ગલન સ્વભાવનો છે. મિકેનિકલ એટલે પૂરણ-ગલન. પૂરણ-ગલન એટલે અહીંથી તમે ખાવાનું પૂર્યું એટલે તમારે સંડાસ સવારમાં જવું પડે, અહીં પાણી પૂર્યું એટલે બાથરૂમમાં જવું પડે, અહીં શ્વાસ લીધો એટલે ઉચ્છવાસ થયા કરે. બેંકમાં ક્રેડિટ કરાવી આવ્યા, તે ડેબિટ થયા જ કરે. પૂરણ-ગલન, પૂરણ-ગલન, પૂરણ-ગલન બધું આ જગત. બસ, પૂરણ-ગલન અને શુદ્ધાત્મા બે જ છે, બીજું કશું વસ્તુ જ નથી. આત્મા સિવાય બીજું બધું પૂરણ-ગલન છે. આ એક જ શબ્દમાં આવો તો આનો ઉકેલ આવે એવો છે, નહીં તો ઉકેલ ક્યારેય પણ ના આવે. એક જ શબ્દ, વિધિન વન વર્ડ, કે આ પૂરણ-ગલન છે. જેટલું પૂરણ-ગલન થયા કરે છે એ બધું જ પુદ્ગલ છે. બધું જ પુદ્ગલનું, આમાં ચેતન જેવું કશું દેખાતું નથી. ચેતન દેખાય છે ખરું પૂતળું, પણ ચેતન નથી આ. ચેતનની હાજરીથી આ ચાલે છે.

## પકડો સાચા અપરાધીને તો થાય શુદ્ધ

આ લોકોએ જે આત્મા માન્યો છે, લૌકિક માન્યતાથી આત્મા માને છે, એ તો મિકેનિકલ આત્મા છે. આ મિકેનિકલ આત્મા એ રાગ-દ્વેષવાળો આત્મા છે. જે ખાય છે, પીવે છે, ક્રોધ કરે છે, જે ધર્મધ્યાન કરે છે, દર્શન કરે છે તેય મિકેનિકલ આત્મા છે. તમે મૂળ સ્વરૂપે છો ને એ કંઈ કરતા નથી અને આ મિકેનિકલ આત્મા જે રાત્રે સૂઈ જાય છે, થાક લાગે છે, ગુસ્સો કરે છે, ચિઢાય છે, લોભ કરે છે, ચિંતા કરે છે, આ પગ દબાવે છે, માફી માંગે છે, તેય મિકેનિકલ છે.

હરે છે, ફરે છે, શાસ્ત્ર વાંચે છે. શાસ્ત્રનો ઉપદેશ આપે છે, ઉપદેશ લે છે, ભણે છે, ડૉક્ટર થાય છે, ડૉક્ટરી લાઈન કરે છે, યોગ કરે છે એને ચેતન માને છે આ લોકો. આમાં ચેતન બિલકુલ છે નહીં, સેન્ટ પરસેન્ટ ચેતન નથી. હવે બોલો, આવી અવળી સમજણે આ જગત કેટલું માર ખાતું હશે ? મિકેનિકલ આત્માને પોતાનો આત્મા માની લે ક્યારે પત્તો પડે ? સાચા આત્માને કોઈ જાણી શકે નહીં, જ્ઞાની સિવાય. એ મિકેનિકલની પેલી બાજુ છે સાચો આત્મા, શરીરમાં જ રહેલો છે. સાચો આત્મા હલનચલનવાળી સ્થિતિમાં જ નથી. એ ક્રિયા કરી શકે જ નહીં.

પછી મનમાં એવું ભાન હોય કે 'હું પાપી છું', 'હું અશુદ્ધ છું', હવે એ મિકેનિકલ આત્માનો દોષ છે. મૂળ આત્માનો દોષ નથી આ. મૂળ આત્મા અપરાધી નથી.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ આત્મા અશુદ્ધ ન હોય, મૂળ આત્મા શુદ્ધ જ હોયને ?

**દાદાશ્રી :** એ મૂળ આત્મા શુદ્ધ જ છે. આ અપરાધ આનો છે. એટલે જો આ અપરાધમાંથી છૂટા થઈ જઈએ તો પછી શુદ્ધ રહે.

આત્મા જે ક્રિયા કરે છે, એ કોઈના જોવામાં ના આવે. આ દેહ તો મશીન જ છે બધું. આ સ્વાધ્યાય કરે છે, વાંચે છે, એ બધુંય મશીન. એ સંત પુરુષેય મશીન અને પેલો પૂજા કરનારોય મશીન. મિકેનિકલ, મશીનની પેઠ ચાલ્યા જ કરે. આપણે ઈચ્છા ના હોય તોય મનમાં વિચાર આવે, આપણને મનમાં એમ લાગે કે આ વિચારો ના આવે તો સારું પણ તોય આવ્યા જ કરે. આ બુદ્ધિવાળો જે આત્મા છે ને, એ મિકેનિકલ છે. મિકેનિકલ મશિનરી છે.

## ભ્રાંતિએ માન્યો 'અજીવ'ને સજીવ

આ સંસાર જે ચલાવે છે એ કોણ છે, એ કયો ભાગ છે ? એ અજીવ ભાગ છે. આ અહીંથી જન્મ્યા ત્યાંથી અજીવ ભાગ જ આ બધું કરે છે. અજીવ કરે છે ને આપણે અહંકાર કરીએ છીએ કે 'મેં કર્યું'. તમે વકીલ થયા, વકીલાતો કરી, અત્યાર સુધી ભણ્યા-કર્યા બધું કર્યું, તે બધુંય અજીવ ભાગે કરેલું છે આ.

**પ્રશ્નકર્તા :** અજીવ ભણી શકે ?

**દાદાશ્રી :** બધું તે અજીવે જ ભણ્યું. 'આ અજીવ જુદું અને આ અજીવ જુદું.' બે જાતના અજીવ; એક સ્વભાવિક પુદ્‌ગલ અને બીજું વિભાવિક પુદ્‌ગલ. વિભાવિક પુદ્‌ગલ, એ અજીવથી જ સંસાર ચાલે છે.

**પ્રશ્નકર્તા :** જીવતો દેખાય પણ છે અજીવ !

**દાદાશ્રી :** અજીવ જ કામ કરી રહ્યું છે આ. તેથી જ હું કહું છું

ને, ચેતન દેખાય છે ? ત્યારે કહે છે, ના. આ અજીવ જ કામ કરી રહ્યું છે, એને સજીવ માને છે એ જ ભ્રાંતિ. ક્રમિક માર્ગમાં આત્મા અને અહંકાર બેઉ સાથે રહી શકે છે અને અક્રમમાં બે સાથે રહી શકે નહીં. એટલે જ્યારે જ્ઞાન થાય ત્યારે સજીવ અહંકાર જાય. ફક્ત સંસાર વ્યવહાર ચલાવવા પૂરતો, અજીવ અહંકાર રહે.

## 'જીવતું' દેખાય નહીં અને દેખાય એ જીવતું નહીં

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે જે જીવ દેખાય છે, જે જીવતું દેખાય છે એ જીવતું નથી ?

**દાદાશ્રી :** એ જીવતું નથી.

**પ્રશ્નકર્તા :** અને જે દેખાતું નથી તે જીવે છે ?

**દાદાશ્રી :** હા, દેખાતું નથી એ જીવે છે. જે અદૃશ્ય છે, તે જ આત્મા છે. આ દૃશ્યમાં તો આત્મા છે જ નહીં કોઈ જગ્યાએ. એટલે મૂળ ચેતન નહીં, શુદ્ધ ચેતન નહીં, આ નિશ્ચેતન (મિકેનિકલ) ચેતન છે.

**પ્રશ્નકર્તા :** આ શરીરના અંગો કાપીને જુદું કરે તેમાં જીવ હોય ?

**દાદાશ્રી :** એ જીવતા ના કહેવાય. જીવ એને ગણાતો જ નથી. આમાંથી આમ કાઢીને જુદું કરીએ, એટલે જીવ રહેતો જ નથી એટલા ભાગમાં. આ આંગળી કાપી અને બહાર જુદી કરી કે તરત એમાં જીવ ના હોય. અહીંથી હૃદય કાઢ્યું બહાર, એમાં જીવ ના હોય. હૃદય ચાલ્યા કરે ખરું.

**પ્રશ્નકર્તા :** એ ચાલે શાનાથી ?

**દાદાશ્રી :** એ મિકેનિકલ એડજસ્ટમેન્ટ છે. આ બૉડી જ મિકેનિકલ છે આખું.

**પ્રશ્નકર્તા :** કાપીને બીજે બેસાડ્યું ને ત્યાં ખાઈ-પીવે બધી ક્રિયાઓ કરે તે બધું મિકેનિકલ એમ ?

**દાદાશ્રી :** બધું મિકેનિકલ, આ દરઅસલ આત્મા નથી.

## એમાં શક્તિ ખાલી ઊંધી માન્યતાની જ

**પ્રશ્નકર્તા :** આ મિકેનિકલ ચેતન આવ્યું શા માટે ? એની જરૂર શું ?

**દાદાશ્રી :** તમને આ દુનિયાની જે ભૌતિક ઈચ્છાઓ છે, આ ભૌતિક ઈચ્છાઓ જો તમારી બંધ થઈ જાય, તો આ મિકેનિકલ ચેતન બંધ થઈ જાય, તમે તમારા સ્વરૂપમાં બેસી જાવ.

**પ્રશ્નકર્તા :** મિકેનિકલ આત્મામાં શુદ્ધાત્માની કંઈક શક્તિ હોય છે ?

**દાદાશ્રી :** એની કશુંય શક્તિ નહીં, ખાલી માન્યતાની શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** માન્યતા ખસેડી લે તો આ બંધ થઈ જાય.

**દાદાશ્રી :** એટલે આત્માની શક્તિ ત્યાં ગઈ નથી. પણ માન્યતા છે, માન્યતારૂપી શક્તિ છે. એ માન્યતા જો ફરી જાય, ઊંધી માન્યતાની શક્તિ છે તે જો છતી થઈ જાય તો મોક્ષ ભણી લઈ જાય અને ઊંધી સંસાર ભણી લઈ જાય.

## ન મળે અચળતા મિકેનિકલમાં, એ સ્વભાવે આત્મા અચળ

**પ્રશ્નકર્તા :** મિકેનિકલ આત્મા અને શુદ્ધાત્મા એમાં ફરક શું ?

**દાદાશ્રી :** મિકેનિકલ આત્મા એ આત્માથી પ્રતિબિંબ ઊભું થયેલું તેવા સ્વરૂપે દેખાય. ગુણધર્મ ના હોય, પણ તેવા લક્ષણ દેખાય. એટલે આખું જગત જ એમાં છે. એમાં અચળતા ના હોય. બીજાં ગુણધર્મ તો ના હોય પણ મુખ્ય ગુણધર્મ અચળતા ના હોય.

**પ્રશ્નકર્તા :** અચળતા થાય તો ચારિત્ર કહેવાયને ?

**દાદાશ્રી :** અચળતા લોક પોતપોતાની ભાષામાં સમજે છે. જ્ઞાતા-દ્રષ્ટા ભાવ એ સાચું ચારિત્ર. અમે ચંચળને મિકેનિકલ કહીએ છીએ અને અચળ એટલે દરઅસલ. આ લોક અચળને હલે નહીં-ચાલે નહીંને સમજે

છે, પણ અચળ કોને કહેવાય છે કે આત્મા સ્વભાવે કરીને અચળ છે, એને અચળતા કહેવાય છે. પણ આ તો અણસમજણથી પોતાની ભાષામાં લઈ ગયા. એટલે આ લોકોએ અસ્વભાવિક અચળતા પ્રાપ્ત કરી.

સ્વભાવિક ચંચળતાને પકડેને તોય કામ થાય. પણ એક બાજુ પકડાય તો બીજી બાજુ છૂટી જાય એવું છે. માટે એને એમાં તો ઠેઠ નવ્વાણું ટકા જેટલું પહોંચાય છે, પણ પૂરેપૂરું પહોંચી ના શકેને ! માથે કોઈ જોઈએ, વચનબળવાળો અને સિદ્ધ પુરુષ હોવો જોઈએ. માર્ગ છે બહુ કઠણ પણ જો માથે કોઈ હોયને તો એ માર્ગેય લોકો પહોંચી જાય છે.

આત્મા શું છે એ અમે સહજ ઓપન કરી નાખ્યો છે ને ! ચંચળને આપણે નિશ્ચેતન ચેતન કહીએ છીએ. ચેતન ખરું પણ ચેતનના ગુણધર્મ નહીં. બીજા બધા લક્ષણ દેખાય પણ પકડાય શી રીતે ? માણસનું ગજું નહીંને ! એ તો જ્ઞાની પુરુષનું કામ !

કેટલાક માણસો એમ બોલે છે, 'સ્ત્રી-પુત્ર-મન-વચન-કાયા એ મારા નથી, હું શુદ્ધાત્મા છું' એટલે કાંઈ વળી જાય ? ના. એક્ઝેક્ટ(યથાર્થ) ફોડ હોવો જોઈએ, ડિમાર્કેશન(ભેદરેખા) હોવું જોઈએ. આ તો નિશ્ચેતન ચેતન કોઈ દહાડો (શુદ્ધાત્મામાં) પેસવા જ દે એવું નથી.

વીતરાગો અહીં હાજર હોય છે ત્યારે અચળ આત્માના દર્શન થાય છે. પણ એ બધાને ના થાય. જેને નવ્વાણું થયેલા છે, એને સો(૧૦૦)ના દર્શન થાય. પણ અડસઠ હોય તેને તો ઓગણોસિત્તેરના દર્શન થાય. વીતરાગની હાજરી ગઈ પછી તો બધું ચંચળ જ, અચળતાના દર્શન ના થાય.

આ ચંચળને આત્મા માને છે અને આત્મા છે એનાથી જગતને પરિચય નથી. આત્માને અચળ માને છે અને અક્રિય માને છે પણ પોતે જે માને છે એ મિકેનિકલ આત્મા જ છે અને એની બધી ક્રિયાઓ ચંચળ હોય છે. આ તો અવિરોધાભાસ પામ્યો તો સિદ્ધાંત પ્રાપ્ત થઈ ગયો !

## આત્મ પ્રાપ્તિ : ક્રમિકે અહંકાર શુદ્ધ કર્યે, અક્રમે કૃપાએ

ક્રમિક માર્ગમાં 'મિકેનિકલ આત્મા'ને જ આત્મા માનવામાં આવે છે. જ્યારે શુદ્ધ અહંકાર થાય છે, એટલે ક્રોધ-માન-માયા-લોભ જે અહંકારમાં સમાય નહીં એવો એ શુદ્ધ અહંકાર થાય, સંપૂર્ણ શુદ્ધ થાય ત્યારે 'શુદ્ધાત્મા' ને 'શુદ્ધ અહંકાર' એકાકાર થઈ જાય છે. એટલે એ ક્રમિક માર્ગમાં છે એવું, પણ આ તો 'અક્રમ વિજ્ઞાન' છે. એટલે અહીં તો 'જ્ઞાની પુરુષ' શુદ્ધાત્મા જ પોતાના હાથમાં આપી દે, અચળ આત્મા જ, નામેય મિકેનિકલ નહીં એવો નિર્લેપ આત્મા આપી દે.

વસ્તુસ્થિતિમાં લોકોએ જે આત્મા માન્યો છે એ મિકેનિકલ આત્મા છે. અમે મિકેનિકલ આત્મા આપતા નથી, હું તો તમને અચળ આત્મા આપું છું. અચળ આત્મા એ જ પરમાત્મા છે. એની ઓળખાણ થઈ એટલે આપણું કામ થાય, નહીં તો ત્યાં સુધી કામ થાય નહીં.

❖ ❖ ❖ ❖ ❖

## [૭]

# મડદું

### શુદ્ધાત્મા સિવાયનું શેષ બધું મડદું

આ શુદ્ધાત્મા જુદો પડ્યો પછી રહ્યું શું બાકી ? હવે શેષમાં શું વધ્યું આપણે ?

**પ્રશ્નકર્તા :** કંઈ રહ્યું નહીં.

**દાદાશ્રી :** આ ખાય છે, પીવે છે, લોકોને ગાળો ભાંડે છે, વઢે છે, ગુસ્સો કરે છે, એ બધું કોણ કરે છે પણ ?

**પ્રશ્નકર્તા :** ગનેગારીઓ, પાછલી ગનેગારી.

**દાદાશ્રી :** હા, ગનેગારી પણ જીવતું કે મડદું ?

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા.

**દાદાશ્રી :** હા, પણ જીવતો કે મડદું ?

**પ્રશ્નકર્તા :** જીવતું !

**દાદાશ્રી :** ના, આ તદ્દન મડદું છે. આ મડદું રહ્યું પછી.

આ જ્ઞાન મળ્યા પછી શેષ શું વધી ? ત્યારે કહે, મડદું. મડદું એટલે શું ? કે જેને ચેતન જોડે બિલકુલ વ્યવહાર રહ્યો નથી, એવું એ મડદું.

મડદું રહ્યું હવે. તે ચાર્જ કરેલું મડદું કૂદે, હસે, વાતું કરે, મારંમારેય કરે, રીસ ચઢાવે, મોઢું ચઢાવે, ચિઢાય, બૂમો પાડે, રડે, ઉપાધિ કરે, લોકોને

ગાળો ભાંડે, બધું કરે પણ મડદું જ. આ મડદાને કહેશે, મને અકળામણ થાય છે. મૂઆ, અકળામણ તને શી રીતે થાય ? મડદામાં થવાની. અકળામણ થાય, ઉપાધિ, ગૂંગળામણ એવું બધું થાય એ બધું મડદામાં થવાનું. બોલે છે એ અને રીસેય એને જ ચઢે છે, મડદાને જ. પેલો શું માનતો હતો કે મને જ રીસ ચઢી. મેં કહ્યું, ના, એ તું માની લઉં છું એટલું જ. એટલું તારે માથે આવ્યું.

## જ્ઞાનીની દૃષ્ટિએ જુએ મડદા, તો મીટે સર્વ જોખમદારી

મડદું એટલે શું ? એમાં ચેતન નામેય નથી. અમે 'મડદું' કહ્યું નથી અને અલંકારી ભાષામાં શું બોલ્યા છીએ, 'નિશ્ચેતન ચેતન.' નિશ્ચેતન ચેતન એટલે ચેતન નિશ્ચેતન થઈ ગયેલું છે, મડદું થઈ ગયેલું છે. ચેતન જેવા લક્ષણ દેખાય છે પણ મડદું છે આ. એને અમે 'નિશ્ચેતન ચેતન' કહ્યું છે, મડદું ના કહ્યું, કારણ કે 'મડદું' કહીએ તો લોક ભ્રમમાં પડી જાય. આ તો તમને ભણેલા લોકોને સમજાવીએ, બીજા લોકોને ના સમજાવાય આવું મડદું. આ લોકો સમજે નહીં અને કંઈક ઊંધું બાફી નાખેને, તેટલા સારું નથી કહેતો. નહીં તો આ સમજણ પડે તો સહેજે ઉપાધિ માથે ના આવે.

મડદું કહીએ ત્યારે લોક કહેશે, આ વળી કેવા જ્ઞાની તે આવું મડદું કહે છે ! બીજે મડદું કહે છે ? મૂઓ ગૂંચાય જાય, બિચારો. અને બુદ્ધિમાં પહોંચે નહીં. ક્યારેય મતિને પહોંચે નહીં. એ મતિ ગજ ગજ કરે, માપવા જાય તોય ના પહોંચે એવી વસ્તુ છે. એને મતિમાં પહોંચતું ના હોય, અને મને દેખાયા કરે કે આ મડદું હાલંહાલા કરે છે, વાતો કરે છે. એટલે મડદાના કેટલાક ભાગ, 'વાણી એ ટેપરેકર્ડ છે' કહ્યું એટલે મડદું થઈ ગયું કે નહીં ?

આખું જગત મડદાને જ ચૂંથી રહ્યું છે. આત્માનો ઉપયોગ આમાં ના દે તોય આ મડદું ચાલે જ. હાલતું-ચાલતું મડદું છે આ. લોક એમ કહે કે પાછા હાલતા-ચાલતા પૂતળા છે, દોરીથી નચાવેલા. ત્યારે મૂઆ પૂતળા એટલે જ મડદું.

પણ આમ મડદું કહે તો ગૂંચાય અને સમજણવાળો ખોળી કાઢે એમાંથી. મડદું કહીએ તો કહે કે આમાં ઊંડા ઊતરવા જેવું નથી. આવું જ જો હોય તો પછી ઊંડા ઊતરવા જેવું છે જ ક્યાં તે ?

આ મડદાંને મડદાં સમજવાથી અણસમજણ જતી રહે છે બધી. પણ બહાર બોલવું કે નિશ્ચેતન ચેતન છે.

**પ્રશ્નકર્તા :** દાદા, પોતાનું સમજવા માટે તો આ બહુ સારું વાક્ય છે. પોતાની સમજ માટે સરસ આપ્યું.

**દાદાશ્રી :** આ સમજ માટે આપીએ છીએ, બાકી કો'ક પૂછે ત્યારે કહીએ, નિશ્ચેતન ચેતન છે. હા, એ વાત તો સાચી છે. ચેતન જ છે પણ નિશ્ચેતન ચેતન. એ સમજી ગયો નિશ્ચેતન ચેતન. અને આ જેણે જ્ઞાન ન લીધું હોય તેને મિશ્ર ચેતન. મિશ્ર ચેતન મડદું ના કહેવાય. એ તો રાતે છે તે કો'કને મારી નાખવાનો વિચાર હઉ કરી નાખે. અહંકાર સહિત છે ને ! હા, જીવતો છે ને !

તને મડદું છે એવું લાગે છે ? આ ગમે તે કરે તો એની જોખમદારી આત્માની નથી, એનું શું કારણ ? આત્માએ જોખમદારી ના લેવી હોય તો જેને જ્ઞાન પ્રાપ્ત થયું એ જોખમદારી ન લઈ શકે, ગમ્મે તે કરે તોય. એનું કારણ કે એ તો મડદું છે.

## વ્યવહાર દેખાય 'જીવતો', ખરેખર મડદું જ

**પ્રશ્નકર્તા :** દાદા, ક્રમિક માર્ગમાં તો એવું કહે છે કે આત્મા મોહ-માયા-મત્સર-મદ બધું છોડી દે તો એને જ્ઞાન પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** છોડનારો કોણ પણ, જીવતો છોડે કે મરેલો ?

**પ્રશ્નકર્તા :** જીવતો જ છોડેને !

**દાદાશ્રી :** ના, જે હરે-ફરે છે એ મરેલો છે. જે સંસાર ચલાવે છેને...

**પ્રશ્નકર્તા :** જીવતો છોડે તો જ પછી પ્રગટ થાય ને ? આત્માના દર્શન ક્યારે થાય ?

**દાદાશ્રી :** હા. પણ કેમ થાય ? આ સંસારમાં વ્યવહારમાં જે છે ને, ગુરુ-શિષ્ય પાસે બેસે છે તે બેઉ મરેલા છે. આ વ્યવહાર બધો મરેલો જ ચાલે છે.

**પ્રશ્નકર્તા :** બધું મરેલું છે ?

**દાદાશ્રી :** આખો વ્યવહાર જ મરેલો ચાલે છે ને પાછો કહે છે કે 'મેં કર્યું' એટલે ભ્રાંતિ. અલ્યા મૂઆ, મરેલો છું તું શું કરવાનો હતો તે ? જે કંઈ કરે છેને, એ બધા મડદાં છે અને એની જાતે એ માને છે કે 'હું જીવતો છું' એટલું જ. અને 'હું મરી ગયો' એવુંય કલ્પના છે ને 'હું જીવતો છું' તેય કલ્પના છે.

અને પાછો 'જીવતો છું' એવું એકલું બોલે નહીં, 'હું તો વેવાઈ થઉં આમનો' કહેશે. ઓહોહો ! મોટો વેવાઈ ! સંડાસ જવાની શક્તિ નથી. સંડાસ જવાની શક્તિ હશે કોઈને ?

એટલે કો'ક ગાળ દે તો આપણે કહીએ કે આણે મને દીધી. તે મૂઆ મકાન પરથી પથ્થર પડે છે અને લોહી નીકળે છે તો કંઈ ગુસ્સો નથી થતો અને અહીં કહેશે કે આણે મને માર્યું.

**પ્રશ્નકર્તા :** પેલા બીજામાં ચેતન હતું એટલે 'એણે માર્યું' એવું કહે છે.

**દાદાશ્રી :** હા... એ મારે છે તેય ચેતન નથી અને જે દાન આપે છે તેય ચેતન નથી. કોઈ પણ ક્રિયામાં ચેતન છે નહીં.

**પ્રશ્નકર્તા :** ક્રિયા કરનારમાંય ચેતન નહીં ને પથ્થર ફેકનારમાંય ચેતન નથીને ?

**દાદાશ્રી :** ના, એમાંય ચેતન નથી. જે કરાવડાવે છે એમાંય ચેતન નથી.

## નિશ્ચેતન ચેતનને કહી દીધું મડદું

**પ્રશ્નકર્તા :** માણસ મરી જાય અને જીવે એની વચ્ચે કોઈ ચેતન તો ખરું જને ? નહીં તો એ બેમાં ફરક શું પડે ?

**દાદાશ્રી :** ચેતન નામેય નહીં.

**પ્રશ્નકર્તા :** મડદું પડ્યું હોય અને જીવતો હોય એમાં શું ફેર ?

**દાદાશ્રી :** એમાં ચેતન નથી. હમણાં કોઈ કડાકૂટો કરતો હોય માણસ તોય ચેતન વગર કરે છે અને સાંભળતોય હોય તેય ચેતન વગર જ સાંભળે છે. મોટી કથાઓ કરતો હોય તોય ચેતન વગર કરે છે.

**પ્રશ્નકર્તા :** તે ફરક કેમ પડે છે એક મડદું છે અને એક જીવે છે ?

**દાદાશ્રી :** એ તો નિશ્ચેતન કહેવાય, પણ આ નિશ્ચેતન ચેતન છે. આ ચેતન જેવા લક્ષણ દેખાય પણ ચેતન નથી. એ મિકેનિકલ ચેતન, એટલે આ મશીન હોય તેને મડદું જ કહેવાયને ! આ મશીન બંધ થઈ જાય છે તો એને મડદું ના કહેવાય ?

**પ્રશ્નકર્તા :** હા, મશીન બંધ થઈ જાય ત્યારે પછી મડદું.

**દાદાશ્રી :** મિકેનિકલ બંધ થાય છે, બીજું કશું થતું નથી. આખી મશિનરી જ બંધ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એક મશિનરી બંધ થઈ ગઈ અને એક મશિનરી ચાલુ છે તો એ મશિનરીમાં જે ઈલેક્ટ્રિકનો ભાગ હતો તો તે વધારાનો હતો એમાં ?

**દાદાશ્રી :** ઈલેક્ટ્રિક (પાવર) તો હોય જને ! ઈલેક્ટ્રિક છે તે મશિનરીનો જ ભાગ છે.

**પ્રશ્નકર્તા :** તો એને ચેતન ના માનવો ?

**દાદાશ્રી :** ના, (મૂળ) ચેતન નથી, તે નિશ્ચેતન ચેતન છે.

એટલે આ બહારના મનુષ્યોનેય મડદું જ છે. ગાયો-ભેંસોનેય મડદું છે.

**પ્રશ્નકર્તા :** પણ એ બહારના મનુષ્યો છે એને કર્મો ચાર્જ થાય છે ને અહીંયા આપણે ચાર્જ થતા નથીને ?

**દાદાશ્રી :** હા, એમને ચાર્જ ને ડિસ્ચાર્જ થયા કરે. ડિસ્ચાર્જ ભાગ મડદું અને ચાર્જ ભાગ એ ચેતન, તેય મિશ્ર ચેતન. પેલું મિશ્ર ચેતન અને આ છે તે નિશ્ચેતન ચેતન મડદામાં.

જગતના લોકોનેય એક બાજુ નિશ્ચેતન ચેતન છે, તે મડદું જ છે. પણ હવે એમને મહીં એનું ચાર્જ કરનારું મિશ્ર ચેતન તે જોડે જ છે. એટલે પછી એમને ચાર્જ થાય અને આપણે આ (જ્ઞાન પછી) ચાર્જ ના થાય.

## ડિસ્ચાર્જ થયું મડદું, ન રહી ભાંજગડ

**પ્રશ્નકર્તા :** આપ જ્ઞાન આપો છો ત્યાર પછી તો ડિસ્ચાર્જ જ રહે છે, પછી ચાર્જ થતું જ નથી, તો આ ખરેખર મડદું જ છે ? બીજું કંઈ જ નહીં હવે ?

**દાદાશ્રી :** મડદું જ છે. હવે આમ તમે ડિસ્ચાર્જ સ્વરૂપને ને મડદાંને, બન્નેને સરખું ના સમજો પણ કોઈ પણ વસ્તુનું ડિસ્ચાર્જ એટલે મડદું. જેમાં ચાર્જ હવે (જ્ઞાન પછી) થવાનું નથી અને પોતાની મેળે ડિસ્ચાર્જ જ થયા કરે છે, એ મડદું કહેવાય.

ડિસ્ચાર્જ થવાની શરૂઆત થઈ, એને આપણે મડદું જ કહીએ છીએ. તે આપણો આ ડિસ્ચાર્જ ભાગ રહ્યોને એ બધું જ મડદું છે. જેમાં ચાર્જ ને ડિસ્ચાર્જ બન્ને સાથે હોય ત્યારે ચેતન (મિશ્ર ચેતન) કહેવાય.

**પ્રશ્નકર્તા :** હવે આપણામાં જે ડિસ્ચાર્જ ક્રિયાઓ હોય, એમાં કોઈ ને કોઈ સૂક્ષ્મ, સૂક્ષ્મતર રસ અને આનંદ રહેલા છે ને જીવનમાં ?

**દાદાશ્રી :** કશુંય રહ્યું નહીં. બધું જ મડદું છે આ, ડિસ્ચાર્જ જ છે. જેમ બૅટરી હોયને, તે સેલ તો લાવ્યા એટલે ડિસ્ચાર્જ થવા માટે જ લાવીએ છીએ આપણે. રિચાર્જ થવા માટે નહીં પણ ડિસ્ચાર્જ થવા માટે છે.

**પ્રશ્નકર્તા :** આપણે જે ડિસ્ચાર્જ ક્રિયાઓ હોય એમાં રસ ના હોયને ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ માનીએ તો ઊડી ગયું બધું.

**પ્રશ્નકર્તા :** રસ ઊડી ગયો હોયને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એમાં જો રસ દેખાતો હોય તો ચાર્જ કહેવાય ?

**દાદાશ્રી :** ના, રસ દેખાય તેય ડિસ્ચાર્જમાં અને રસ ના દેખાય તેય ડિસ્ચાર્જમાં જાય છે. કેરી ભાવે છે તેય ડિસ્ચાર્જમાં અને નથી ભાવતી તેય ડિસ્ચાર્જમાં. ગળ્યું ખાય છે ને ગળ્યું છોડી દે છે તેય બેઉ ડિસ્ચાર્જ છે. આ ડિસ્ચાર્જ જો સમજેને તે બહુ થઈ ગયું.

એક જણ મને કહે છે, મહીં કંઈ ઘડભાંજ થયા કરે છે. મેં કહ્યું, મહીં કંઈ ઘડભાંજ શામાં થાય છે ? ચાર્જમાં થાય છે કે ડિસ્ચાર્જમાં ? જો ચાર્જ રહ્યું નથી, ડિસ્ચાર્જ રહ્યું છે. ડિસ્ચાર્જમાં થાય છે ને તારે શું લેવાદેવા ? તારે જોયા કરવાનું. તમારા સેલ કેવી રીતે વપરાય છે, એ જોયા કરવાનું.

આ બીજી ભાંજગડ ક્યાં રહી આમાં તે ? આ વિજ્ઞાન જ જુદી પ્રકારનું છે ! આ પેલું (ક્રમિક માર્ગ એ) વિજ્ઞાન ન હોય. નહીં તો મડદું કહેવાય જ નહીં. મડદું કહેવું એ તો ભયંકર ગુનો છે, પણ આ ડિસ્ચાર્જ, મડદું કહેવાય. એટલે મડદું શા માટે કહેવું પડે છે કે ભઈ, હવે શા હારુ એમાં હાથ ઘાલો છો ?

તેથી તો હું કહું છું કે નિકાલ કરો. મડદું ના હોય તો નિકાલ કરવાનું કોઈ કહે કે સમભાવે નિકાલ કરો ? આ જો મડદું ના હોત તો હું તમને નિકાલ કરવાનું ના કહેત. આ ડિસ્ચાર્જને નિકાલ કરવાનું ના કહેત.

## જોવી અસરો મડદાની, તો ના રહે ડખો

**પ્રશ્નકર્તા :** દાદા, એ બરોબર પણ કો'ક વખત હવે એવું થાય છે કે હવે શું રહ્યું છે ? શાને માટે આ જીવવાનું ? શું રહ્યું છે બાકી ?

**દાદાશ્રી :** પણ જીવતાં જ છોને, પરમેનન્ટ જીવતા છો, પછી હવે જરૂર શું એમ બોલો છો ?

**પ્રશ્નકર્તા :** એમ નહીં, હવે એવા વિચાર આવે છે, સામાન્ય રીતે આપણને ઉંમર થાય ત્યારે થાય કે હજુ જીવીએ પાંચ-દસ વર્ષ. મને ઊલટા જ વિચાર આવે છે કે શાને માટે જીવવાનું ? અહીં પડી રહેવાનું શેના માટે ?

**દાદાશ્રી :** એ તો પેલો સહી કરાવી જાય મૂઓ, એમ કરીને. એ સહી કર્યા વગર તેડી નથી જતો.

**પ્રશ્નકર્તા :** પણ કરાવી જશે તોય શું ?

**દાદાશ્રી :** આવું તેવું ગૂંચવીને સહી કરાવી લે. મડદાને મહીં કંટાળો આવ્યો તેથી આપણે માથે લઈ લેવાનું ? મડદાનું શું થાય છે એ જોયા કરવાનું.

એટલે આ મડદું શું કરી રહ્યું છે એ આપણે જોયા કરવાનું. અકળામણ થાય તો મડદાંને, ખુશી થઈ જાય તોય મડદાંને, રાજી કો'કની પર થઈ જાય તોય મડદાંનું અને કો'કને તમાચો મારી દે તોય મડદાંનું. એક ફેરો મડદું જાણી જઈએ પછી ડખો ના કરે. એ તો કહેશે, મને આમ થાય છે. અરે મૂઆ, પણ છોને થાય, એ મડદાંને થાય છે. તું તો જાણનાર આનો. તું જુદો અને આ મડદું જુદું.

અને આ તો કશું ઊંધું થાય નહીં, જો એને જોયા કરે તો. તમે શું કરો ? જોયા કરો છો ?

**પ્રશ્નકર્તા :** હા, જોયા જ કરવાનું.

**દાદાશ્રી :** મહાવીર ભગવાન એક પુદ્‌ગલને જોયા કરતા હતા, પુદ્‌ગલ એટલે મડદાંને.

**પ્રશ્નકર્તા :** હા, બધું એક જ.

**દાદાશ્રી :** મડદાં જ જોયા કરતા હતા. આ બધા મડદાં જ છે, એને જોયા કરતા હતા. કોઈ ગાળ ભાંડે છે તેય મડદું છે અને સાંભળનારોય મડદું છે. ચિઢાય છે તેય મડદું છે અને નથી ચિઢાતો તેય મડદું છે.

## 'મડદું' ન જીવતું, તે દૃષ્ટિએ જગત નિર્દોષ

કૃપાળુદેવે કહ્યું કે મરીને જીવ, તે આ મરીને જીવવા જેવું આ. પછી પ્યાલા ફૂટે તો, મરેલો માણસ જીવે તે પછી એને પ્યાલા જોડે શું લેવાદેવા ? એટલે કૃપાળુદેવે એ કહ્યું, એ તો વિકલ્પી કહ્યું કે ભઈ, તું મરી જા ને પછી જીવ. એ તો લોકોએ એનો પણ વિકલ્પ કરી જોયો પણ વિકલ્પ કામ લાગતો નથી. આ તો એક્ઝેક્ટ છે, પછી આ વાંધો શો છે ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષ આગળ જીવતા જ મરી જવું.

**દાદાશ્રી :** જીવતા મરવાનું. જીવતા મરી ગયા હોય તો ફરી મરવું ના પડે અને મરીને જીવે એટલે પછી પ્યાલા પડે તો, મરીને જીવેલાને પ્યાલા સાથે વાંધો નથી. જીવતાને પ્યાલાનો વાંધો છે.

**પ્રશ્નકર્તા :** આપણી ભાષામાં તો એવું થયું કે મરેલો ભાગ ભલે જીવતો દેખાય પણ એ મરેલો જ છે.

**દાદાશ્રી :** મરેલો જ છે. આ તો લોક મરેલા પુદ્‌ગલ ઉપર સ્ટ્રોંગ (કડક) થાય, એ પુદ્‌ગલ જીવતું નથી. એ જીવતું હોય તો ઠીક છે, પણ મરેલાની પર શું સ્ટ્રોંગ થવું ? મરેલાના શા અપમાન કરવા ? જગતને જીવતું લાગે છે, ભગવાનને જીવતું ના લાગે. જીવતું ના હોય તેને ગાળો ભાંડીએ એનો શો અર્થ ? આપણું બગડેને ? કોનું બગડે ? કચકચ કરનારનું બગડે.

જગતને કેવું લાગે છે ? એ જ છે, આ જ છે, એ સિવાય બીજું કોણ કરનાર છે અને ભગવાનને કેવું લાગ્યું'તું જગત ?

**પ્રશ્નકર્તા :** નિર્દોષ.

**દાદાશ્રી :** નિર્દોષ શાથી લાગ્યું ? આ જીવતું નથી તેથી. લોક તો નથી જીવતું તેને જીવતું કહે છે.

પેલો ચાવીવાળો રમકડાંનો સાપ કરડી ખાય ખરો ? કેમ ના કૈડે, આમ દોડતો આવે તો ? ના કૈડે ચાવીવાળો સાપ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એવું આ બધું. જેવી ચાવી હશેને એવું ફર ફર કરશે.

રાત્રે સૂવા ગયો, અગિયાર વાગ્યા હોય અને ઓઢીને સૂઈ ગયો ને તરત વિચાર આવ્યો કે 'આ પેલા લાખ રૂપિયાનું ખાતું પાડવાનું રહી ગયું. એ ખાતું નહીં પાડી આપે તો શું થશે ?' તો થઈ રહ્યું, થઈ રહ્યું કામ ભઈનું ! પછી મડદું છે તે જીવતું હોય ને, એના જેવું છે પછી.

એટલે આ જીવતું નથી, એવું સમજીને આપણે ડાહ્યા થઈ જવાનું. કો'ક ગાળો ભાંડે તો આપણે જાણવું કે જીવતું નથી. એવું જાણીએ તો આપણેને વાંધો નહીં ને !

## અણસમજણે અસરોને લે માથે, તો ઊભું થાય આવરણ

આ જ્ઞાન તો બધા સાંભળે પણ ભૂલી જવાના પાછા.

**પ્રશ્નકર્તા :** એવું જ્ઞાન આપોને કે ભૂલાય નહીં.

**દાદાશ્રી :** હા, એવું જ અમે આપેલું છે પણ આ ભૂલાઈ જાય, એ એના પેલા કર્મો જથ્થાબંધ છે ને એટલે. પેલું જ્ઞાન તો બહુ સરસ આપેલું છે. આ તો આની ઉપર વિચાર કર કર કરે ત્યારે યાદ રહે આ પછી અને પછી કાયમ થઈ જાય. વિચાર ના કરે તો પાછું ગૂંચવાયેલું રહી જાય.

તું એવું જાણતો હતો કે આ મડદાનું, મારું ન્હોય આ ?

**પ્રશ્નકર્તા :** એ બધું વિવરણ બરાબર થયેલું નહીં.

**દાદાશ્રી :** શાનું ?

**પ્રશ્નકર્તા :** અસરોનું, આ મડદું છે ને એ બધું.

**દાદાશ્રી :** વિવરણ થયેલું જ, બધું જ વિવરણ થયેલું છે. કોઈ વિવરણ કર્યા વગરનું બાકી જ નથી.

**પ્રશ્નકર્તા :** ના, એ દાદાએ કરાવ્યું છે, દાદાએ કહેલું પણ છે, પણ પેલો ખ્યાલ રહેવો એ નથી બન્યું.

**દાદાશ્રી :** સમજાયું ના હોય એટલે પછી ઊંધું ચાલે પોતાની સમજણે.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ એવું આ જ્ઞાન છે, એટલે ડિસ્ચાર્જ ભાગ એ મડદું છે અને ચેતન આમાં છે જ નહીં જરાય, પણ પેલો વ્યવહાર બધો આખો એમાં, એવું સમજમાં રહેવું જોઈએ ને ?

**દાદાશ્રી :** વ્યવહાર કશુંય નહીં.

**પ્રશ્નકર્તા :** આ ડિસ્ચાર્જ ભાગ એ મડદું છે પણ વ્યવહારમાં બધી સામસામી અસરો થાય છે, દુઃખની લાગણીઓ, સુખની લાગણીઓ.

**દાદાશ્રી :** એ બધી અસરો થાય છે તે મડદાને જ થાય છે. આપણે સ્વીકારી લઈએ છીએ કે આ મને થયું. તેથી અમે કહીએ છીએ ને, શંકા પડી કે સ્વીકારી લીધું, તેની જવાબદારી આવી. એ કંઈ કરે અને આપણને શંકા પડે તો આપણને કર્મ ચોંટે.

**પ્રશ્નકર્તા :** શંકા પડે તો કર્મ ચોંટે ?

**દાદાશ્રી :** હા, શંકા પડી એટલે તરત પોલીસવાળો પકડે. કહેશે, આ માણસમાં કંઈક ગુનો છે.

**પ્રશ્નકર્તા :** તો ચાર્જ થઈ ગયું એ ?

**દાદાશ્રી :** ચાર્જ નહીં, પણ જવાબદારી આવે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, જવાબદારી આવે અને ચાર્જ નહીં એમાં ફેર શું ?

**દાદાશ્રી :** એમાં ફેર. ચાર્જમાં આધારપૂર્વક કર્તા હોય અને આ તો સાધારણ ફળ મળશે. અસરો-બસરો થાય છે તે ચેતનને થાય છે ?

**પ્રશ્નકર્તા :** ના, બરોબર. મિકેનિકલ ચેતનને અસર થાય છે. ચેતનને અસર ન થાય.

**દાદાશ્રી :** ઈફેક્ટિવ જ છે આ મડદું. ઈફેક્ટિવ એટલે અસરવાળું જ છે. બધી અસરો એની જ છે અને તું માથે લઈ લઉં તો તને ચોંટે.

બીજું કશુંય નહીં. ચાર્જ કરેલું તો સારું પણ આ શંકા કરેલી ખોટું. એક ગાંઠ, નવી જ જાતની પડે.

**પ્રશ્નકર્તા :** એ શું કહ્યું, દાદા ?

**દાદાશ્રી :** આ તો અવળી સમજણની ગાંઠ પડે આખી. એટલે અવળી સમજણ ઊભી થાય. અસર થાય છે મડદાને અને પોતે સ્વીકારી લે એટલે પછી અવળું જ થઈ જાયને મહીં ! જ્ઞાન-દર્શન ઉપર આવરણ ફરી વળે.

## ફાઈલોને જુએ 'મડદારૂપ', તો ન રહે મમતા

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી પણ મમતાનું પ્રમાણ તો એનું એ જ રહ્યું છે. જે ગાઢ મમતા હોયને, તે ગાઢ મમતાનું પ્રમાણ કેમ ઘટતું નથી ?

**દાદાશ્રી :** એ ઘટાડવાનો પ્રયોગ તો કરવો જોઈએને ! મમતા શી રીતે વધી ? ત્યારે કહે છે, 'મારું, મારું' કરીને વધી. 'ન્હોય મારું' કરીને ઘટી જાય. એ સાયકોલોજી ઈફેક્ટ જ છે, બીજું કશું નથી. આ ગાઢ સાયકોલોજી ઈફેક્ટ છે, તે મમતા કહેવાય છે. 'મારું-મારું' કરીને મમતા ગાઢ થઈ ગઈ. 'મારું ન્હોય' કહીએ એટલે ગાઢ ઊડી જાય. આમ વીંટીએ 'મારું, મારું' કહીને એટલે મમતા થઈ અને આમ ઉકેલીએ એટલે મમતા છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં બુદ્ધિ એવું બતાવે છે કે મમતા છોને રહી ! તે શું ખાવા માંગે છે આપણને ? કંઈ મારી નાખે છે ?

**દાદાશ્રી :** ના, મમતા હોય તો તો ઉપાધિ થાય બળી !

**પ્રશ્નકર્તા :** તો તો હવે તો કુટુંબની મમતા નીકળી જવી જોઈએને ?

**દાદાશ્રી :** આ ઘડિયાળ છે તે 'મારું ન્હોય, મારું ન્હોય' એમ સો વખત બોલીએને, પછી ખોવાઈ જાય તો ચિંતા ના થાય કશું.

**પ્રશ્નકર્તા :** મને આ બધી ભૌતિક વસ્તુઓની મમતા નથી તે.

**દાદાશ્રી :** ના, ના, માણસનુંય એવું. માણસેય ભૌતિક જ છેને ! તે શું જીવતું છે ? કોઈ જીવતો માણસ તમારા જોવામાં આવ્યો ?

**પ્રશ્નકર્તા :** તો પણ એ મમતાનું પ્રમાણ, મમતાની ઈન્ટેન્સિટી (તીવ્રતા) ઘટતી નથી.

**દાદાશ્રી :** ના કેમ ઘટે ? આપણે આત્મા તરીકે હાજર બેઠા હોય તો તેની, દરેક વસ્તુની મમતા ઘટે. રડવાના કાયદા વગરની મમતા આ બધી !

**પ્રશ્નકર્તા :** પણ અત્યારે તો રડાવે છે, દાદા.

**દાદાશ્રી :** પાડોશી કોઈ નગીનભાઈ મરી ગયા પછી કોઈ રડતા નહોતા તમે ? મમતા તે ઘડીએ હતી ? હવે એવી જ મમતા હોય બધે. રડવાના કાયદા વગરની મમતા.

**પ્રશ્નકર્તા :** એટલે આ કોઈ પણ વ્યવહારમાં બધી મમતા, આ બધું કોમર્શિયલ જ છે એવું તમે કહો છો ?

**દાદાશ્રી :** મડદાં જોડેનો વ્યવહાર છે, એમાં શું મમતા તે ! મડદાં ઉપર શું મમતા થાય ?

**પ્રશ્નકર્તા :** ના, પાછું એમાં આ મમતા છે ને તે સ્વરૂપ જુદું લે છે મને હવે અહીંયા આવ્યા પછી પાછી બીજી મમતા ઊભી થઈ કે બધાનામાં શુદ્ધાત્મા જોવો અને અનુભવવો. એ પાછું બીજું લફરું આવી ગયું.

**દાદાશ્રી :** એ તો સાચી વાત છે.

**પ્રશ્નકર્તા :** ના, ના, પણ એટલે એ ટાઈમે તમે શુદ્ધાત્મા જુઓ ને મડદું કહો, આમને મડદું કહું ને શુદ્ધાત્મા જોવો બે બને કે ?

**દાદાશ્રી :** મડદાંની મહીં શુદ્ધાત્મા. આ વ્યવહાર કરે છે એ બધો મડદું કરે છે. આ વાતો કરે છે, રીસ ચડાવે છે, ક્રોધ કરે છે, પૈસા કમાય છે એ બધું મડદું જ કરે છે આ.

**પ્રશ્નકર્તા :** પણ પછી હું એનામાં શુદ્ધાત્મા જોઉં તે એટલું હજી...

**દાદાશ્રી :** શુદ્ધાત્મા મહીં છે તે તમને દેખાડ્યો, છૂટો પડી ગયો એ આ મડદાંથી.

**પ્રશ્નકર્તા :** હા, પણ હવે એ શુદ્ધાત્માનું રૂપ છે ને, તે પાછું મને જે આ બધું બહુ ને મમતા, મોહ બધો, રસ-રંગ-રૂપ-ગંધ, બુદ્ધિ-મન-ચિત્ત બધું તે...

**દાદાશ્રી :** એ તો બધું આ મડદાંમાં છે, રાગ-દ્વેષ બધું. આ રાગ-દ્વેષથી જ દુઃખ થાય છે. વીતરાગને સ્વભાવિક સુખ ઉત્પન્ન થાય છે.

## જ્ઞાન પછી આજ્ઞા પાળે તો જ મડદું

**પ્રશ્નકર્તા :** આ જે જ્ઞાન લઈ જાય છે અને એ અહીં આવતા નથી, ધારો કે કોઈ ના આવી શક્યો તો ?

**દાદાશ્રી :** તે મડદું નહીં.

**પ્રશ્નકર્તા :** તો એને માટે શું ?

**દાદાશ્રી :** એ પાછો જાગ્રત થઈ જાય અહંકાર, જીવતો થઈ જાય. એ તો આજ્ઞા પાળે તો જ મડદું છે. જ્ઞાન લીધું એને જ્ઞાન લીધું કહેવાતું જ નથી, કારણ કે જ્ઞાન કોનું નામ કહેવાય કે શબ્દે શબ્દ બોલ્યો હોય ને એક્ઝેક્ટ પરિણામ પામ્યું હોય અને પછી એ આજ્ઞામાં રહેતો હોય તો. આ તો શબ્દે શબ્દ, અડધા શબ્દ તો બોલતાય નથી લોકો. એટલે જોઈએ એવું પરિણામ પામતું નથી પછી !

## તદ્દન નવી વાત, પ્રગટી જગ કલ્યાણે

**પ્રશ્નકર્તા :** હવે આ સાયન્સ કેટલું બધું સમજવા જેવું છે કે આવું બધું હોવા છતાં મડદું કહે !

**દાદાશ્રી :** મડદાં ઉપર તો આખા જગતનો વ્યાપાર ચાલે છે ! છતાં એ જ્ઞાન ઉઘાડું પાડીએ તો બહુ ખોટું થઈ જાય.

તીર્થંકરોએ ખુલ્લું ના કર્યું કે જીવમાં ચેતન નથી. એ ખુલ્લું કરાય નહીં. જોખમ છે મોટું. પ્રાઈવેટલિ (ખાનગીમાં) ખુલ્લું કરાય, નહીં તો લોક ગમે તેમ મારી નાખે લોકોને. મારવામાં પછી ભો લાગે જ નહીં, દુરુપયોગ જ કરેને ! એટલે તીર્થંકરો પણ ના કહે.

એટલા સારુ 'જીવતું નથી' એ અમે ન્હોતા કહેતા અત્યાર સુધી. અત્યાર સુધી એમ કહેતા'તા આ રેકર્ડ છે. ખરેખર રેકર્ડેય છે ને જીવતુંયે નથી. નિશ્ચેતન ચેતન અમે કહ્યું છે ને ! મિકેનિકલ છે આત્મા. આ સાચી વસ્તુ જ નથી.

હવે આ તો પહેલી વખત જ આપણે બોલ્યા. એટલે જગતમાં આ વાત કોઈ જાણે નહીં. આ મડદું છે, એવું ના જાણે. એટલે વાતેય ના કરીએ અમે. આવું કોઈ દહાડો બહાર પડેલું નહીંને ! આ જે અમે વાત બોલીએ છીએને, એ બહાર જ નહીં પડેલી વાત. તદ્દન નવી વાત !

અરે ! આ જગતના કોઈ પણ માણસને લક્ષમાં નથી. તેથી આ અક્રમ વિજ્ઞાન કહેવાય !

❖ ❖ ❖ ❖ ❖

## [૮]

# ચળ-અચળ-સચરાચર

### ન એકલો સચળ, ન એકલો અચળ પણ સચરાચર

**પ્રશ્નકર્તા :** આ શરીરમાં પાંચ તત્ત્વ, પચ્ચીસ પ્રકૃતિ, ત્રણ ગુણ, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર આ બધાના નામ-ગુણ-દશા છે, તો તેમાં આત્મા કહેવો કોને ?

**દાદાશ્રી :** આમાં આત્મા છે જ નહીં. આ પાંચ તત્ત્વ, પચ્ચીસ પ્રકૃતિ, ત્રણ ગુણ, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર આ બધામાં આત્મા જે છે એ સચળ આત્મા છે અને મૂળ આત્મા અચળ છે, સચરાચર આત્મા છે.

**પ્રશ્નકર્તા :** સચરાચર એટલે સર્વવ્યાપી એવો અર્થ થાય ?

**દાદાશ્રી :** ના, સર્વવ્યાપી નહીં. એ સચળ અને અચળ બન્ને સાથે દરેક દેહધારીની અંદર રહેલા છે. એટલે આ શરીરમાં આત્માના બે વિભાગ છે; એક પરમેનન્ટ આત્મા અને એક ટેમ્પરરી આત્મા. પરમેનન્ટ આત્મા છે એને અચળ કહે છે અને ટેમ્પરરી આત્મા છે એને સચળ કહે છે. સચળ એ વ્યવહાર આત્મા છે અને અચળ એ નિશ્ચય આત્મા છે. લોકોનો માનેલો આત્મા સચળ છે અને ભગવાનનો માનેલો આત્મા અચળ છે. આ જે બહાર દેખાતો આત્મા તે સચળ છે. બહારના ભાગને સચર કહેવામાં આવે છે અને જે તદ્દન જુદો છે એને અચળ કહેવામાં આવે છે. આ બે ભાગ, આ સચરાચરથી આ જગત ચાલી રહ્યું છે. બે આત્મા વગર દુનિયા ચાલે નહીં. કોઈ જીવ સચળ એકલો ન હોય કે કોઈ જીવ અચળ એકલો ન હોય, એટલે રિલેટિવ ને રિયલ. સચળ એ રિલેટિવ

છે, વિનાશી છે અને અચળ એ રિયલ છે, અવિનાશી છે. તે સચર એટલે પાવર આત્મા ને અચર તે મૂળ આત્મા. મૂળ આત્મા સ્થિર જ છે અને આ અસ્થિર છે. આ પ્રાણના આધારે જીવનારો છે અને પેલો તો પોતે પોતાના આધારથી જ જીવે છે. મૂળ આત્મા નથી મરે એવો કોઈ પણ રસ્તે. એને તો કોઈ ચીજની, હવાની જરૂર નથી અને તે નિરાલંબ છે ને નિરાલંબ પદ મેં જોયેલું છે.

## આત્મા છે એક જ, પણ બીજો થઈ ગયો ઊભો

**પ્રશ્નકર્તા :** એ આત્મા જે બે ભાગમાં છે એ શરીરમાં જ રહે છે ?

**દાદાશ્રી :** હા, શરીરમાં જ અને અચળ અને સચર બન્ને સાથે જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે એક આત્મા છે, એને બે ભાગમાં જોવામાં આવે છે ?

**દાદાશ્રી :** આત્મા બે નથી આમ શરીરમાં. આત્મા એક જ છે અને બીજો એ આત્માની હાજરીથી પાવર ઉત્પન્ન થયેલો છે. સચર શી રીતે થયો આ ચેતન વગર ? અહીં આંટી પડે છે લોકોને, સચર થયો શી રીતે ? ત્યારે કહે, આત્માના સ્પર્શથી પાવર ઉત્પન્ન થાય છે.

આ સચર છે એ ક્યાં સુધી ? કે જ્યાં સુધી એને ભૌતિક સુખોની વાંછનાઓ છે ત્યાં સુધી એ સચર આત્મામાં એ પોતે રહે છે, હું છું આ.

**પ્રશ્નકર્તા :** મહીં બેઠેલા છે એ તો સચરાચર છે એવું કહે છે, એટલે જેવું બહાર છે એવું જ અંદર છે એમ કહેવા માંગે છે ?

**દાદાશ્રી :** હા, એ તો બહાર છે એવું અંદર છે એનો કહેવાનો ભાવાર્થ શો ? કે બહાર બહુ ઊંડા ના ઊતરશો. આ અંદર જોઈ લો ને, એટલે બહાર એવું જ છે.

## સચળ-અચળ, બેઉ એકમેકના આધારે

**પ્રશ્નકર્તા :** સચળ-અચળ બેઉ સાથે જ હોય છે ?

**દાદાશ્રી :** જ્યાં અચળ હોય, ત્યાં સચળ હોય. એટલે આ સચળ છે ત્યાં આત્મા છે. કંઈ પણ વસ્તુમાં સચળ હોય તો જાણવું કે અહીં આત્મા છે. આ છે તે ચોળાનો દાણો હોય, એમાં કંઈ આત્મા દેખાતો નથી પણ રાત્રે પલાળ્યો અને બાંધ્યો, તે સવારમાં સચળ લાગે તો જાણવું કે અહીં આત્મા છે. એ લાગણીઓ દેખાડે અને આ (માઈક)ને છ મહિના પલાળો તોય કશું લાગણીઓ ના દેખાડે. એટલે જ્યાં આત્મા છે, ત્યાં સચળ ભાગ હોય જ. એ લાગણીઓ દેખાડે સચળ ભાગ.

**પ્રશ્નકર્તા :** સચળના આધારે અચળ છે કે અચળના આધારે સચળ છે ?

**દાદાશ્રી :** એ બેઉ એકમેકના આધારે છે. સત્યના બેઝમેન્ટ ઉપર અસત્ય ઊભું રહ્યું છે અને અસત્ય ના હોત તો સત્યનો નાશ થઈ ગયો હોત. માટે અસત્ય છે તો આપણે સત્ય રહ્યું છે. અસત્યનીય જરૂર છે. એટલે આ સચળ-અચળ.

## મૂળ આત્મા 'અચળ', જીવાત્મા 'સચળ'

**પ્રશ્નકર્તા :** જીવાત્મા એ સચર અને આત્મા તે અચળ.

**દાદાશ્રી :** જીવ એટલે મિકેનિકલ ચેતન છે અને દરઅસલ આત્મા એ આત્મા છે. આ આત્મા સિવાય, બીજો બધો સચર ભાગ છે, મિકેનિકલ છે અને શુદ્ધાત્મા અચર. શુદ્ધાત્મા જ્ઞાયક સ્વભાવમાં છે અને આ સચર એટલે મિકેનિકલ થવાના, ક્રિયાકારી થવાના. આ જીવતો દેખાય છે ખરો, મિકેનિકલ આત્મા, મનમાં એમ લાગે કે આ જ છે જીવ, પણ ન્હોય એ જીવ. એ જીવની સમજણ પડેને તો માણસ પરમાત્મા થાય. દરઅસલ આત્મા એ શુદ્ધાત્મા, એ જ પરમાત્મા અને એ અચળ છે અને આ બીજો બધો આત્મા એ સચર છે, મિકેનિકલ. ચર એટલે મિકેનિકલ, યંત્રવત્, ચંચળ. વિચર, ચર, શબ્દ માત્ર બધું મિકેનિકલ.

**પ્રશ્નકર્તા :** ચર એટલે મિકેનિકલ તો એ એકનો દષ્ટિબિંદુ થયો.

**દાદાશ્રી :** ના, બધાનો. ચર એટલે મિકેનિકલ એ બધાને માન્યા

વગર છૂટકો જ નહીંને ! અને વિચર એટલે મિકેનિકલ વધારે થયો. સચર એટલે જીવ. આ જેને તું તારી જાત માનું છું એ તારો મિકેનિકલ પાર્ટ છે અને આત્મા જુદો છે, અચળ છે.

## જન્મ-મરણ સચરને, અજ્ઞાન આવરણે

તમે 'હું ચંદુ છું' માનો છો ને, એ મિકેનિકલ ચેતન છે. આ સાચું ચેતન નથી. મિકેનિકલ ચેતન કેવું હોય ? સચર હોય. સચર એટલે આખો દહાડો ડખલ ડખલ ડખલ. સૂઈ ગયા હોય ને, તોય શ્વાસ ચાલ્યા જ કરે. મહીં બધું ચાલ્યા જ કરતું હોય આપણું. આખો દહાડો સચર જ, જ્યારે જુઓ ત્યારે નાડી ચાલુ હોય અને નાડી બંધ થઈ એટલે કહે, સચર ગયા. જન્મ થયો ત્યારથી તે મરતાં સુધીનો સચર અને મહીં જે ચેતન છે તે અચળ છે.

**પ્રશ્નકર્તા :** મૃત્યુ એટલે મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર એ અંતઃકરણ નીકળી જાય એ ?

**દાદાશ્રી :** સચર. પંચેન્દ્રિયો ને મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધુંય અહીં જ ખલાસ થઈ જાય છે અને કારણ શરીર સાથે આત્મા પોતાની બધી વંશાવલિ લઈને જાય. કારણ કે આત્મા ક્રોધ-માન-માયા-લોભના આવરણથી દબાયેલો છે, કારણ સ્વરૂપે આવરણ હોય છે. જ્યારે આવરણ મુક્ત થાય ત્યારે સચરાચર જગતમાં વ્યાપ્ત થઈ જાય. (આખા બ્રહ્માંડમાં ફેલાઈ જાય.) જ્યાં સુધી આવરણમાં છે ત્યાં સુધી આવરણ સાથે જ જવાનું.

**પ્રશ્નકર્તા :** આત્મા નીકળી જાય એટલે આ બધું બંધ થઈ જાય ?

**દાદાશ્રી :** આ આત્માની હાજરી ના હોય તો બધું બંધ. આત્માને લઈને આ બધું છે, તે જ પરમાત્મા છે. એટલે સચળથી આ બધું ચાલી રહ્યું છે અને અચળ તો મહીં છે જ ભગવાન. ભગવાન આમાં ફસાયા છે. એટલે વાત સમજે તો નિવેડો આવે, નહીં તો નિવેડો કોઈ કામકાજમાં ના આવે.

## આવાગમન અચળને, સચળને કારણે જ

**પ્રશ્નકર્તા :** આત્મા અચળ છે તો એક દેહમાંથી બીજા દેહમાં કેમ જાય છે ?

**દાદાશ્રી :** આત્મા અચળ છે, એ તો મૂળ સ્વભાવની અપેક્ષાએ. પણ અત્યારે સંસારી અપેક્ષાએ સચરાચર છે, સચર અને અચર બન્ને છે. એટલે અચળ એ અચળ છે અને સચળ એ આ મિકેનિકલ આત્મા, તે અહીંથી બીજી યોનિમાં જાય છે, બીજા દેહમાં. એ મિકેનિકલ આત્માને લીધે આ અચળનેય સાથે જવું પડે છે.

જ્યાં સુધી મૂળ આત્માના 'એને' દર્શન ના થાય, એને સમ્યક્ દર્શન ના થાય ત્યાં સુધી અહીંયા આવવું પડે. વ્યવહાર આત્માને સત્ય માનવામાં આવે ત્યાં સુધી ભટકવાનું અને ખરા આત્માના જો દર્શન થઈ ગયા, સમ્યક્ત્વ થઈ ગયું તો ઉકેલ આવી ગયો.

## ઊભી થઈ ગયેલી ભ્રાંતિએ ખોયું ભાન

**પ્રશ્નકર્તા :** આત્મા તો જુદો જ છે આપણાથી, તો આત્માને પોતાનું ભાન કેમ નથી થતું ?

**દાદાશ્રી :** આત્માને નહીં, તમને ભાન નથી થતું આ. એવું છે, કે તમે મિકેનિકલને પોતે 'હું છું' એવું માનો છો. આ મિકેનિકલમાં અત્યાર સુધી માન્યતા માની કે 'આ હું જ છું', એ ભૂલ હતી. હવે એ ભૂલ કાઢી નાખવાની છે.

'તમારી' જે 'રોંગ બિલીફ' છે, તેનાથી 'હું'પણાનો આરોપ થયો છે કે 'આ હું છું.' જે 'તમે' નથી ત્યાં આરોપ કરવામાં આવ્યો છે. આ પોતાપણું માન્યું છે ને ભ્રાંતિ થઈ છે. ભ્રાંતિથી આ ઊભું થયું છે. ભ્રાંતિથી માનો છો કે આ જ મારું ચેતન છે. સચળ આત્મામાં 'હું પણું' માનીએ એ વિકલ્પ અને કર્તાપણું માનીએ તે ભ્રાંતિ કહેવાય.

આ સચળ એ મિથ્યા, ભ્રાંતિ છે. એને ભ્રાંતિ ઉત્પન્ન થઈ છે, પોતે કરી નથી, કોઈએ કરાવી નથી. ભ્રાંતિ કોઈએ કરાવી હોય તો એ

જોખમદાર હોત. આપણે જો ભ્રાંતિ ઊભી કરી હોત તો આપણે છોડી શકત. ભ્રાંતિ ઉત્પન્ન થઈ ગઈ છે. હવે કેમ કરીને મુક્ત થાય ? ત્યારે કહે, જે ભ્રાંતિથી મુક્ત થયા હોય, એમની પાસે એનો રસ્તો લઈએ તો પછી મુક્ત થઈ જઈએ. એ રસ્તો એનો.

## સચર મુકામે સુખ-દુઃખ, અચર મુકામે સ્વ-સુખ

**પ્રશ્નકર્તા :** આત્મા શુદ્ધ કહેવાય છે તો આ આત્મા બધા શુદ્ધ ને ?

**દાદાશ્રી :** હા, બધામાં શુદ્ધ આત્મા.

**પ્રશ્નકર્તા :** બધાના શુદ્ધ તો પછી કોઈને દુઃખ, કોઈને સુખ એવું બધું આવવાનું કારણ શું ?

**દાદાશ્રી :** બે આત્મા છે. અચર આત્મા શુદ્ધ છે અને સચર આત્મા અશુદ્ધ છે. તે સચરમાં મુકામ છે એટલે સુખ-દુઃખ આવે અને અચળમાં મુકામ થાય ત્યારે સુખ-દુઃખ ના આવે. એટલે સચર જે આત્મા છે એ વ્યવહારમાં ગણાતો આત્મા છે. એ દુઃખ ભોગવે છે, એ જ અહંકાર છે. મૂળ આત્મા નથી ભોગવતો. દરઅસલ આત્માને દુઃખ અડે નહીં, ઊલટું સુખ થઈ જાય. અચળ એ હોમ ડિપાર્ટમેન્ટ છે અને સચર એ ફોરેન. ફોરેનને હોમ માનવું એનું દુઃખ છે. ફોરેનને હોમ માને એટલે દુઃખ આવ્યું છે. હોમને હોમ માને એટલે સુખ જ આવી જાય.

## પ્રકૃતિ એ આત્માનું અશુદ્ધ સ્વરૂપ

**પ્રશ્નકર્તા :** આત્મા શુદ્ધ છે તો આત્માનું અશુદ્ધ સ્વરૂપ ખરું ? કયું ?

**દાદાશ્રી :** આત્માનું અશુદ્ધ સ્વરૂપ એટલે આ જે પ્રકૃતિ સ્વરૂપ છે એ આત્માનું અશુદ્ધ સ્વરૂપ. એ સચરાચરમાં જે અચળ છે તે પુરુષ છે અને સચર છે એ પ્રકૃતિ છે. હવે 'પુરુષ' અચળ જ છે, કાયમને માટે. અત્યારે પણ અચળ છે અને પ્રકૃતિ 'મિકેનિકલ' છે માટે એ ચંચળ કહ્યું. પ્રકૃતિનું આ 'મિકેનિકલ'પણું કોઈ દહાડોય છૂટે નહીં.

આત્માનો સ્વભાવ નિરંતર સ્થિર જ છે. એ ચંચળ થાય ખરો ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ ચંચળ થાય છે.

**દાદાશ્રી :** હા, એ આત્મા ચંચળ નથી થયો. એ જે આત્મા છે એ અચળ છે અને આ વ્યવહાર આત્મા એ સચર છે. હવે સચર એ મિકેનિકલ આત્મા છે. અહીંથી મોઢેથી ખાવાનું નાખો તો ચાલે, નહીં તો બંધ થઈ જાય. એ આત્મા મિકેનિકલ કહેવાય, એ પ્રકૃતિ કહેવાય.

બધાય ધર્મના પુસ્તકો આત્માનું જ્ઞાન જાણવા લખાયા, પણ પ્રકૃતિ જાણ તો આત્માને જાણીશ. જો તેલ ને પાણી ભેગું થઈ ગયું હોય તો પાણીને પાણી જાણ ને છૂટું પાડ એટલે તેલને તું જાણીશ. માટે હવે અમે કહીએ છીએ કે પ્રકૃતિ જ્ઞાનને જાણો. ચંચળ ભાગ જે છે તે બધો જ પ્રકૃતિ છે. તેને તું જાણ. ચંચળમાં શું શું આવ્યું ? પાંચ ઈન્દ્રિયો; આંખ ના જોવું હોય તોય જોઈ જાય, નાક વાંદરાની ખાડી આવે તે ના સુંઘવું હોય તોય સુંઘી જાય. દેહ ચંચળ તે કેવી રીતે ? સામેથી મોટર ભટકાવા આવે તો ફટ દઈને બાજુએ ખસી જાય. ત્યારે મન કશું જ ના કરે. મન ચંચળ, ચિત્ત ચંચળ, તે અહીં બેઠા હોય ને સ્ટેશને જતું રહે. બુદ્ધિ પણ ચંચળ, સ્ત્રી ન્હાતી હોય ત્યારે ના જોવું એમ કહે, તે બુદ્ધિ દેખાડી દે. અને જો કોઈ એમ કહે કે 'ચંદુભાઈ આવો' તો એકદમ છાતી કાઢે એ અહંકારની ચંચળતા.

દયા, માન, અહંકાર, શોક, હર્ષ, સુખ-દુઃખ, આ બધા દ્વંદ્વ ગુણો એ બધા જ પ્રકૃતિના જ ગુણો છે. એ પ્રાકૃત ધર્મ છે. પ્રકૃતિ એટલે ચંચળ વિભાગ, રિલેટિવ વિભાગ છે અને આત્મા, પુરુષ એ અચંચળ છે, રિયલ છે. જો પુરુષને જાણો તો આત્મજ્ઞાન થાય ત્યારે પરમાત્મા થવાય.

## અચેતન ચંચળ, એની પેલે પાર ચેતન અચંચળ

**પ્રશ્નકર્તા :** ચંચળ એટલે શું ? એનો વિશેષ ફોડ આપો, દાદા.

**દાદાશ્રી :** આ જે ચંચળ થાય છે એ તો મિકેનિકલ આત્મા છે બધો. મિકેનિકલ ચંચળ સ્વભાવનું છે, નિરંતર ચંચળ. સચર એટલે ચંચળ. તે

આ શરીરનો બધો ભાગ ચંચળ છે. કોઈ સાયન્ટિસ્ટ આ શરીરમાંથી ચંચળ ભાગ સંપૂર્ણ બાદ કરી નાખે તો શુદ્ધાત્મા અચંચળ ભાગ રહે. પંચેન્દ્રિય, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ બધુંય ચંચળ છે અને ચંચળ ભાગ હોય ત્યાં શુદ્ધાત્મા ના હોય. ચંચળ ભાગમાં નામેય આત્મા નથી, એક ટકોય આત્મા ચંચળ ભાગમાં નથી. આ બધી વાંચવાની-કરવાની ક્રિયાઓ તો ચંચળ ભાગની છે. આ ચંચળ ભાગ કેટલો લાંબો છે તે આ લોકોને દેખાય તેવો નથી. તન ચંચળ, મન ચંચળ, વાણી ચંચળ, બુદ્ધિ ચંચળ, અહંકાર ચંચળ, ચિત્ત ચંચળ. આ ચંચળતાનું આખું ગામ. એક બાજુ આત્મા અચળ અને પેલું સચર. સચરાચર જગત. આત્માની હાજરીથી ચંચળતા છે અને તેય પાછી કમ્પ્લીટ, ઑટોમૅટિક છે. આ તો એક ગરગડી છૂટે ને બીજી વીંટાયા કરે અને મોક્ષે જાય ત્યારે આત્મા-અનાત્મા, ચેતન-અચેતન બન્ને છુટ્ટાં પડી જાય. નવી ગરગડી વીંટાય નહીં ને જૂની ઉકલી જાય એટલે મોક્ષ.

ચળ એટલે અસ્થિર, જંગમ. અચળ એટલે સ્થિર તે સ્થાવર. અંતઃકરણ તો ચાલ્યા જ કરવાનું. એ અસ્થિર જ છે. અવસ્થા એ તો અચેતનનો ગુણ છે અને અચેતન ચંચળ છે, મિકેનિકલ છે ને એની પાર ચેતન છે. છે તો બધું મહીંની મહીં જ પણ જ્ઞાની બતાવે તો જડે.

કેવળજ્ઞાનીઓએ આત્મા કેવો જોયો હશે ? મૂળ આત્મા ચેતન સ્વરૂપે છે. ચેતન હંમેશાંય વપરાય નહીં ને ચેતન ખલાસ થાય નહીં, ચેતન નાશ ના થાય. અને તે પાછો ચેતન કેવો સ્વભાવનો છે ? અચળ સ્વભાવનો છે. દરઅસલ આત્મા અચળ છે, સહેજેય ચંચળ નથી. ક્યારેય ચંચળ ના થાય એનું નામ આત્મા.

## સચર એ પડછાયા સ્વરૂપ, અચળ એ સનાતન

આ જગત આખું જે જાણે છે આત્મા, તે આત્મા જ નથી. એ આત્માનો પડછાયો છે. એટલે આ એક શુદ્ધાત્મા છે અને બીજો પડછાયાની પેઠ ઊભો થયો છે. પડછાયો ઊભો થાયને માણસની પાછળ ? સૂર્યનારાયણ આવે તો પડછાયો ઊભો થાય કે ન થાય ? તેમ આ પડછાયાની પેઠ આત્મા ઊભો થયો તેને પોતાનું સ્વરૂપ માને છે. જેમ એક

ચકલી પેલા અરીસામાં ચાંચો મારે એના જેવી ભ્રમણા ઉત્પન્ન થઈ છે આ. બાકી મૂળ આત્મા તો શુદ્ધ જ છે નિરંતર. પડછાયાને પકડે છે લોકો. ખરા આત્માને પકડેને તો કલ્યાણ થઈ જાય ! એટલે આપણું સ્વરૂપ કેવું કહેવાય છે ? સચરાચર કહેવાય છે. સચર એ પડછાયો છે ને અચળ એ આત્મા છે. અને ક્રિયામાં આત્મા નથી. જગત જેને આત્મા માને છે ત્યાં આત્મા નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, એ જરા સ્પષ્ટ કરોને.

**દાદાશ્રી :** એટલે આ જે પડછાયો દેખાય છે તે મિકેનિકલ આત્મા છે. તે ખોરાક નાખો તો રહે, નહીં તો ઊડી જાય. અને ખરા આત્માને તો કશું જોઈએ જ નહીં, કશું થાય જ નહીં, સનાતન ચીજ છે. અને આ મિકેનિકલ છે એડજસ્ટમેન્ટ. દસ-પંદર દહાડા ખાવાનું ના નાખે, પાણી ના નાખે તો ભઈ હેંડ્યા. અરે ! બે કલાક નાકોરું દબાવી રાખેને તો ભઈ ચાલ્યા. એટલે એને આત્મા માને છે આપણા લોકો. આત્મા જાય નહીં, મરે નહીં. સનાતન વસ્તુ હોય તેને કશું થાય નહીં. પણ આ દેખાય છે તે આત્મા નથી, આત્મા અંદર છે અને આ સચર ભાગ, ચંચળ ભાગ એ આત્મા નથી. એ આત્માનો પડછાયો છે અને આત્મા તો દરઅસલ આત્મા છે, અચર છે. એમાં કંઈ ચેન્જ જ નથી થતો. આત્માનો ચેન્જ કરવો હોય તોય ના થાય, એ ચેન્જલેસ છે.

## અચળ આત્મા અક્રિય, સચળ આત્મા સક્રિય

આત્મા બે પ્રકારના છે; એક અકર્તા આત્મા, અક્રિય આત્મા છે અને બીજો સક્રિય આત્મા છે. સક્રિય આત્મા મિકેનિકલ આત્મા છે. મૂળ આત્માના પ્રભાવથી આ મિકેનિકલ આત્મા ચાલુ રહ્યો છે. પોતે કંઈ કર્તા નથી આત્મા. સહેજ પણ કર્યું નથી. કરવાનો ગુણ જ નથી એનામાં. અક્રિય સ્વભાવનો જ છે. અને આ વ્યવહારિક આત્મા છે એ મિકેનિકલ છે અને મિકેનિકલ આત્મામાં અહંકાર છે. અહંકાર સચળને સર્વે પ્રકારે ના જાણે. આત્મા પોતે અચળ છે, તે સચળને સર્વે પ્રકારે જાણે છે.

દરઅસલ આત્માના આધારે મિકેનિકલ આત્મા હોય. મિકેનિકલ આત્મા હોય એ ચંચળ કહેવાય, ચલાયમાન કહેવાય. આ માને છે ને 'હું પાપી છું' એ બોલે છે, એ મિકેનિકલ આત્મા છે. ચંચળ વિભાગનો જે સંસાર ચલાવે છે, સંસારમાં જ રચ્યો-પચ્યો રહે છે, એવો આત્મા એ બધું મિકેનિકલ ચેતન છે. એને પોતાને ના ચલાવવું હોય તોય મશીનરી ચાલુ રહે. આ મિકેનિકલ આત્મા વિજ્ઞાનથી ઊભો થયેલો છે.

## આત્મા અચળ, પોતે અચળ અને 'હું ચંદુ' તે સચળ

**પ્રશ્નકર્તા :** સચરાચર સૃષ્ટિમાં માણસનું મૂલ્ય શું ?

**દાદાશ્રી :** અહીં આવ્યો ને એને એનું ભાન થાય તો મૂલ્ય, નહીં તો કશું જ નહીં. અહીં આવ્યો પછી માર્ગ મળ્યો ને અક્રિય માર્ગ પામે તો મોક્ષ થાય. સચર તો તમારી બાહ્ય લિમિટ (સીમા) છે, બાહ્યભાવની લિમિટ છે. એ તમારી રોંગ બિલીફથી ઊભું થયું છે.

**પ્રશ્નકર્તા :** અને એમાં આપણે રાચી રહીએ છીએ.

**દાદાશ્રી :** એ ચંચળમાં પોતે તન્મયાકાર થાય છે, તેથી સ્પંદન થાય છે.

**પ્રશ્નકર્તા :** ચંચળ અને તન્મયાકાર થનાર વ્યક્તિ વિશેષ બે જુદા છે ?

**દાદાશ્રી :** તન્મયાકાર થનાર છે એ મૂળ સ્વરૂપે અચળ છે. એ અચળ છે સ્વભાવનો અને આ ચંચળ, સચર છે. એટલે આ ચંદુભાઈ સચર છે, તમે પોતે અચળ છો મૂળ સ્વરૂપે અને આ વચ્ચે જે એ કરે છે ને, તે તમારી રોંગ બિલીફ, ઈગોઈઝમ છે. માત્ર એટલું ભાન થાય કે અચળ ભાગમાં આત્મા છે તો દેહાભિમાનનો છાંટોય ના રહે, સર્વસંગ પરિત્યાગ બનાય.

ચંદુભાઈ (નામધારી, દેહધારી) સચળ અને 'તમે' અચળ છો. હવે સચળની માન્યતા તમારી છે ત્યાં સુધી તમે છે તે ગાફેલ રહો છો અને અચળની માન્યતા, તમારી બિલીફ બદલાય તો તમે એક્ઝેક્ટ જગ્યાએ

આવી ગયા. એને સમ્યકત્વ કહેવાય છે. સચળમાં તમારી બિલીફ છે, તેને રોંગ બિલીફ કહેવાય છે, મિથ્યાત્વ કહેવાય છે ને અચળમાં બિલીફ થાય કે 'હું શુદ્ધાત્મા છું' તે રાઈટ બિલીફ છે, તેને સમ્યક્ દર્શન કહે છે.

## માન્યતા તૂટે સચરની, તો પામે ભેદ અચરનો

સચરાચર જગતમાં જે અચરનો ભેદ પામે તે સચરનોય ભેદ પામે ને જે અચરનો ભેદ પામતો નથી તે સચરનોય ભેદ પામતો નથી. સચરમાં રહીશ ત્યાં સુધી અચળ નહીં પામું અને અચળ પામ્યા પછી સચળ રહેશે નહીં. જ્યાં સુધી તું સચળ છું ત્યાં સુધી ભટક ભટક કરવાનું છે અને તું અચળ થઈ ગયો એટલે ખલાસ થઈ ગયું (મૂળ વસ્તુ પ્રાપ્ત થઈ ગઈ).

આત્મા ખરી રીતે પોતે અચળ જ છે અને આ તમારી માન્યતા સચર છે. એટલે જ્યાં સુધી મિકેનિકલને ભજશો ત્યાં સુધી મિકેનિકલ રહેશો અને દરઅસલને ભજશો ત્યારે દરઅસલ થશો અને તો આ મિકેનિકલ આત્મા, એમાં કોઝીઝ બંધ થઈ જાય. 'હું કોણ છું' એવું થોડુંક ભાન થાય કે તરત એ બાજુ વળી જાય, આ કોઝીઝ બધા ઊડી જાય પછી. સચળ જો ઊડી જાય તો પછી અચળ થઈ ગયું. પછી મોક્ષે જાય. પણ એ સમજાય ત્યારેને ? આ સાયન્સ સમજાય ત્યારેને ? કેવી રીતે ચાર્જ થાય છે ? કેવી રીતે ડિસ્ચાર્જ થાય છે ? એટલે જ્યાં સુધી સચરની માન્યતા તૂટે નહીં, ત્યાં સુધી અચળ પ્રાપ્ત ના થાય. અને અચળ પ્રાપ્ત થાય, ત્યાર પછી મુક્તિ હાથમાં આવે ત્યારે સચરાચર વ્યાપ્ત થાય.

ખરો આત્મા અચળ છે, મોક્ષમાં જ છે. આત્મા મોક્ષધામ, મોક્ષ સ્વરૂપ જ છે. તેથી આપણે એ સ્વરૂપને પ્રાપ્ત કરવું છે, એ પોતાના સ્વરૂપને. એટલે એનું જ્ઞાન નથી. કેવી રીતે આ એકાકાર થવું એ જ્ઞાન નથી, તેની મૂંઝવણમાં લોક પડ્યું છે. આ બન્નેય જુદી વસ્તુઓ છે, જુદી રીતે ચાલે છે, જુદાપણાનો અનુભવેય વર્તે છે પણ ભાન નથી. એ ભાન લાવવા માટે તો અમે જ્ઞાન આપીએ છીએ. આત્મા એ જ્ઞાની પાસેથી

પ્રાપ્ત થઈ શકે એવી વસ્તુ છે. એટલે જ્ઞાની પુરુષ ભાન કરી આપે, જ્ઞાન કરી આપે અને સમજથી એને શમાવી દે. સમજથી પોતાના સ્વરૂપમાં શમાય જાય પછી. દેહાદિથી આત્મા ભિન્ન છે. દેહાદિ એટલે સમસ્ત ચંચળ ભાગ. ચંચળ ભાગને બાદ કર એટલે અચળ આત્મા મળશે.

## સમજવું સચળ, પણ આરાધવું એક અચળ જ

**પ્રશ્નકર્તા :** દાદા, આ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય આત્મા છે. આ બધાને શુદ્ધ કરે એવી સમજ કેવી રીતે મેળવવી ?

**દાદાશ્રી :** અન્નમય, પ્રાણમય, મનોમય આ બધા જે ભાગ પાડ્યા છે એ ડિટેલ્સમાં (વિગતમાં) છે. એ ડિટેલ્સમાં જવાની જરૂર નથી. ડિટેલ્સ તો તમને સમજવા માટે આપેલી છે કે આવું બધું છે. આત્મા અચળ છે અને આ બીજું અન્નમય, પ્રાણમય એ બધું સચળમાં આવી ગયું. આટલા બધા ભાગ પાડોને ડિટેલ્સમાં, એ તો સમજવા માટે આપીએ છીએ. આરાધન કરવા માટે નથી આપ્યું. જો કે એક-એક ખસેડુંને તો પાર જ નથી આવે એવો. આ ચંચળને સ્થિર કરવામાં તો તારો ટાઈમ નકામો જાય છે ને ઈગોઈઝમ વધતો જાય છે. આજ આ પેપર ફૂટી ગયું ને ! ચોવીસે તીર્થંકરનું પેપર ફૂટી ગયું.

## અચળ લક્ષમાં રાખ્યે, પોતે થાશે અચળ

**પ્રશ્નકર્તા :** સચળમાંથી અચળમાં જવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** અચળ તો લક્ષમાં જ રહેવું જોઈએ. સચરાચર એટલે શું કહેવા માંગે છે ? તું સચરમાં ભલે હોઉં પણ અચળ છું, એવું તારા લક્ષમાં રાખ અને તું આને અચળ કરવા ના ફરીશ. નહીં તોય આ નહીં થાય. આ તો સ્વભાવથી જ સચળ છે.

**પ્રશ્નકર્તા :** તમે કહો છો કે અચર કરવાની જે કોશિશ કરે છે અને અચર કરવા જે સફળ થાય છે તે એમ કહે છે કે 'હું કરું છું' એ પણ એની વાત ખોટી છે !

**દાદાશ્રી :** તે બધી ખોટી છે, અહંકાર જ છે ને એ તો !

**પ્રશ્નકર્તા :** એણે એવા પૂર્વના ભાવ કરેલા તેવા એવિડન્સથી થયું કે આ ?

**દાદાશ્રી :** હા, તેનાથી જ ઊભું થયું છે.

**પ્રશ્નકર્તા :** અને એ કહે છે કે મેં કર્યું.

**દાદાશ્રી :** હા, અને તે પછી ગૃહિત મિથ્યાત્વ પાછું.

જૈનોએ એને વ્યવહાર-નિશ્ચય કહ્યું, કે નિશ્ચયમાં તું કોણ છું ? 'શુદ્ધાત્મા છું' એ લક્ષમાં રાખીને તું વ્યવહાર ચલાય તારો. એટલે 'હું અચળ છું' એવું લક્ષમાં રાખીને તું સચળનો અનુભવ કર. અને અચળતા ન લાગે ત્યાં કહે કે 'મારું ન્હોય આ.' જ્યાં ચંચળતા થઈ જાય ત્યાં જાણવું કે 'મારું ન્હોય' એમ કરતા કરતા અચળતાનો સ્વભાવ લાધે ત્યારે તું અચળ થઈ જઈશ, કહે છે અને સચરાચર બે જ છે ને ! બે કહે છે ને, શું વધારે કહે છે ?

એટલે અચળને ઓળખે તો સચરમાં જે ભૂલો હોય તે દેખાય બધી. અચરને ઓળખે તો અચર જુદો છે એવું ખબર પડી જાય.

આ ચંદુભાઈ તો મિકેનિકલ આત્મા છે, ભ્રાંતિમાં તમારો માનેલો આત્મા છે. આ માન્યતા તમારી છૂટી જશે એટલે તમે અચર છો. માન્યતા છૂટવી એ વિજ્ઞાનથી છૂટે એવી છે, એમને એમ છૂટે એવી નથી. આ માન્યતા છૂટવી સહેલી નથી.

અત્યારે કોઈ ચંદુને ગાળો દે તો તમે ચિઢાઈ જાવ છો. એટલે તમે આત્મા થયા નથી. જો આત્મા થાવ તો ચંદુની ટપાલ તમે લ્યો નહીં. ચંદુની ટપાલ લે, આત્મા થાય પછી ? એટલે હજુ ચંદુ છો માટે આ ચંદુની ટપાલ લો છો. જ્યારે આત્મા થશો ત્યારે કોઈ ચંદુને ગાળ ભાંડે ત્યારે તમે કહો કે 'ભઈ, ચંદુએ શું તમારું બગાડ્યું છે ?' ત્યારે કહે, 'આવું.' ત્યારે તમે કહો, 'હા, બરાબર છે.' એટલે ચંદુ આપણને કહે કે 'જુઓ, આ ગાળો ભાંડે છે' ત્યારે આપણે કહીએ કે 'ભઈ, તેં કશું કહ્યું હશે તેથી કરતા

હશે તેમાં.' એટલે એ 'તમારે' મૂળ સ્વરૂપે, અચળ સ્વરૂપે થવું પડશે. એટલે અચળ થઈ જશો પછી.

**પ્રશ્નકર્તા :** એટલે આવી રીતે સચળમાંથી અચળ થશે ?

**દાદાશ્રી :** સચળ છે જ આ અને એ પોતે અચળ જ છે. જ્યારે એની આ માન્યતા ખોટી છે એવું ભાન થશે અને સાચી માન્યતા પ્રગટ થશે એટલે એ અચળ થઈ જશે. આ સચળ એ પાછું અચળમાં ભળી જશે, એક થઈ જશે.

## નથી જાણતો એટલે, કરવા જાય અસ્થિરને સ્થિર

આ લોકો મિકેનિકલ આત્માને સ્થિર કરવા ધ્યાન કરે છે. પણ રિયલ આત્મા સ્વભાવ કરીને સ્થિર છે. મિકેનિકલ આત્માને સ્થિર કરવા માટે ક્રોધ-માન-માયા-લોભ કાઢવા માંગે છે. હવે લોકો સચરને પ્રાણાયમ કરીને, પદ્માસન વાળીને, ઈન્દ્રિયો રોકીને સ્થિર કરવા માંગે છે પણ તે થાય નહીં. કારણ કે એ સમજતો નથી આને. એ 'આ સચર છે' એવું જાણતો જ નથી. એ જાણે છે કે આ આત્માને જ સ્થિર કરવાનો છે. આ ન્હોય આત્મા. આ તો વ્યવહારમાં રહેલો આત્મા છે. મૂળ આત્મા પોતે સ્થિર જ છે. 'તું' પોતે 'આત્મા'ને જાણ. અને આ મિકેનિકલ સ્થિર થઈ શકશે નહીં. અમુક કાળ સ્થિર થશે ને પાછું અસ્થિર જ થઈ જશે. મૂળ સ્વભાવ જ મિકેનિકલ છે જેનો !

આ વ્યવહારિક આત્મા સ્થિર થઈ શકે નહીં અને તું 'પોતે' સ્થિર જ છે. ભાન થાય તો ! અને ભાન ના થાય તો એને સ્થિરતા થાય નહીં. 'પોતે આત્મા છું' એવું ભાન પ્રગટ થાય તો 'પોતે' સ્થિર જ છે અને આ ચંચળ છે એ કોઈ દહાડો સ્થિર નહીં થાય. કારણ કે જેને સ્થિર કરવા જાય છે તે 'મિકેનિકલ' ચેતન છે, એ ખરેખર 'એક્ઝેક્ટ' ચેતન નથી. 'તું' 'મૂળ સ્વરૂપ'ને ખોળી કાઢ. 'મૂળ સ્વરૂપ' સ્થિર જ છે !

**પ્રશ્નકર્તા :** આત્મા સ્થિર જ છે તો બીજો કયો ભાગ અસ્થિર છે ?

**દાદાશ્રી :** બીજો બધોય, આત્મા સિવાય. આત્મા સ્થિર છે ને બીજું

બધું સ્પંદનવાળું અસ્થિર છે. તે હાલ્યા જ કરે, હાલ્યા જ કરે. આમ એકાગ્ર થાવ કહેશે પણ શી રીતે થાય તે ? થોડીવાર પાંચ-દસ મિનિટ, અડધો કલાક કે કલાક થાય, વધુ શી રીતે થાય ? આ મૂળ તો સ્વભાવથી જ અસ્થિર છે. આ જે અસ્થિર થાય છે ને અસ્થિર દેખાય છે તે આત્મા જ ન્હોય. આત્માને સ્થિર કરવાની જરૂર જ નથી. આત્મા સ્થિર જ છે. આ તો લોકો અણસમજણથી એમ જ માની બેઠા છે કે હવે આત્માને સ્થિર કરવો. કહેશે, આ ચંચળને હું સ્થિર કરી દઉં તો મારો આત્મા પૂરો થઈ જાય. ચંચળ આત્માને સ્થિર કરો, કહે છે. પણ આ તો કોઈ દહાડો થયો નથી કોઈનો. આ થોડોક કાળ વખતે ફાયદો રહે એનાથી.

સ્થિર એ તો થોડોઘણો અભ્યાસ પૂરતો કરવું પડે, અસ્થિરતા મટાડવા માટે. બાકી એ કાયમનો સ્થિર ના થાય, આ તો સચળ.

## અસ્થિર જો ટેમ્પરરી સ્થિર થાય, તો પણ વર્તે સુખ

**પ્રશ્નકર્તા :** એનો ચંચળતાનો સ્વભાવ જ છે.

**દાદાશ્રી :** સ્વભાવ જ એનો ચંચળતાનો છે પણ બહુ અતિશય વધી જાયને, તો થોડીવાર બેસીએ તો જરા સ્થિર થાય, આમ નોર્માલિટીમાં આવે. પણ કાયમી સ્થિર થાય નહીં. અસ્થિરતાવાળામાં સ્થિર એટલું જ કરવાનું છે કે આપણે જરાક ઊંઘી જવું હોય તો આપણે શું કહીએ છીએ કે જરાક બહારના વિચારો બંધ કરીને બેસો, તો પછી ઊંઘ આવે. આપણે સૂઈ જઈએ, તે વખતે આપણને આ બધું નથી થતું કે ભઈ, હવે વાતો રહેવા દો અત્યારે, મારે સૂઈ જવું છે. તેવું જ, સ્થિર કેટલું કરવાનું ? આટલું જ સ્થિર કરવાનું. કાયમ તે સ્થિર થતું હશે આ તે કંઈ ? એનું નામ જ ચંચળ.

અજ્ઞાનીયે જો રાત્રે ઊંઘી ગયો હોય અને જો એકેય પરમાણુ મહીંનું ઊડ્યું ના હોય તો તેને બહુ સુખ વર્તે. કારણ બહારનો ચંચળ ભાગ અચળ રહ્યો. મહીં તો અચળ છે જ. પોતે અચળ છે અને ચંચળ ભાગ જેટલો અચળ રહ્યો તેટલું વધારે સુખ રહે. જો ચંચળ વધારે તો સુખ ઓછું થાય, જ્ઞાનને માટે કાંઈ જ ફેર ન પડે. અચળનું તો આખા જગતને ભાન નથી.

અચળ આત્મા એ જ્ઞાની પુરુષે જ જોયેલો હોય અને કો'ક ફેરો એ જ્ઞાની હોય ત્યાં અનાદિ કાળથી જે પાર વગરની ચંચળતા ઉત્પન્ન થઈ છે, તે ચંચળતા ધીમે ધીમે ધીમે ઠરતી ઠરતી ઠરતી સહજતા ઉત્પન્ન થઈ જાય છે, (જ્ઞાનીને) જોવાથી.

**પ્રશ્નકર્તા :** તો આ ક્રમિક માર્ગનું જે બેઝમેન્ટ છે તે સચરને અચર કરવા જાય છે તે બેઝમેન્ટ જ ખોટું છે ? અવૈજ્ઞાનિક છે ?

**દાદાશ્રી :** એ જાણતા જ નથી કે આ સચર છે ! એ જાણે છે કે આ જ આત્મા છે. એટલે એને સ્થિર કરવા જાય છે. આને જ કાયમનો સ્થિર કરવા જાય પણ સ્થિર થાય નહીં ને એ તો ! એટલે મનમાં કચાશ રહ્યા કરે. તે સામાયિક કરે તેટલી વાર સ્થિરતા લાગે. એ શું કહેવા માગે છે કે બહાર બધું સ્થિર કર ને પછી જે સુખ આવે છે તે આત્માનું છે એમ માનજે. પછી મોહ ના રહે, કેવળ આત્માનું સુખ ચાખવું છે એમ રહ્યા કરે.

## જ્ઞાન ચેતના અચળ, કર્મ ચેતના-કર્મફળ ચેતના ચંચળ

ભગવાને ચેતના બે પ્રકારની કહી. સચરાચર, એક સચર ને બીજી અચર. ભગવાનમાં (આત્મામાં) અચર છે અને તમારામાં (ચંદુભાઈમાં) સચર છે. સચરમાંથી અચર ના થાય અને અચરમાંથી સચર ના થાય. શુદ્ધાત્મા છે એ જ્ઞાન ચેતના છે, બીજું બધું કર્મ ચેતના છે અને કર્મફળ ચેતના છે. જ્યાં કરતો નથી છતાં માને છે કે હું કરું છું, હું ચેતન છું અને આમ કરું છું એ જ કર્મ ચેતના. આખું જગત (મનુષ્યો) કર્મ ચેતનાથી ચાલી રહ્યું છે અને મનુષ્ય સિવાય ઈતર ઝાડો... વગેરે કર્મફળ ચેતનાથી ચાલે છે. મનુષ્યને કર્મ ચેતના અને કર્મફળ ચેતના બન્ને હોય. આમાં ખરું ચેતન શું ? કે શુદ્ધાત્મા, શુદ્ધ ચેતન તે અચળ છે ને અક્રિય છે અને કર્મ ચેતના ને કર્મફળ ચેતના તે ચંચળ છે, ચેતન નામેય નથી. ચંચળ છે ત્યાં ચેતન ન હોય. જે ચાર્જ થાય છે અને ડિસ્ચાર્જ થાય છે તેમાં ચેતન ના હોય, તેને સચર કહીએ અને શુદ્ધ ચેતન અચંચળ ભાગને અચળ કહેવાય.

## અરીસાનો દાખલો આપી, ખોલ્યો અચળનો ભેદ

આપણે અચળ છીએ જ પણ આપણામાં ચંચળતા અણસમજણથી ઊભી થઈ છે કે આ કોણ આવ્યું ? એટલે આપણે એને આમ કરવા જઈએ છીએ ત્યારે એય આમ કરવા જાય છે, એનું નામ જગત. આ જગત અરીસા જેવું થઈ ગયું છે. આ આંખો એવી છે ને અરીસામાંથી જ જુએ છે અને પોતાની જ પ્રક્રિયા બધી દેખાય છે. પોતે પોતાની જ પ્રક્રિયાઓમાં સપડાયો છે, નહીં તો કોઈ એનું નામ દેનાર નથી. એટલે આપણે અચળ કઈ રીતે થઈ જવું એ રીત જાણવી જોઈએ. અહીંની રીત ખબર પડે છે, અહીં અરીસામાં તો ખબર પડે છે, તે અનુભવ થાય છે પણ સંસારમાં અનુભવ થતો નથી. આ અરીસા જેવો જ દાખલો છે. આ અરીસામાં જેમ બને છે ને, આ લોકો જેમ જેમ કૂદે છે તેમ અરીસામાં વધારે ને વધારે પોતાની જાત કૂદતી દેખાય અને આપણે બિલકુલ સ્થિર થઈ જઈએ એટલે સ્થિર થઈ જાય, પછી કશું નહીં. આપણે અચળ થઈ જઈએ તો એ અચળ થઈ જ જાય. આ સચર છે એ અચળ પરિણામી થાય એવા ભાવમાં આવીએ, અને જેમ અરીસા પાસે આપણે ચેષ્ટા ન કરીએ તો દશ્ય કશું ચેષ્ટા નહીં કરે. એવી રીતે જો કદી આને અચળ પરિણામી કરીએ તો અચળ થયા કરશે. જેમ અરીસા પાસે પોતે ચેષ્ટા કરે છે તે સચળ પરિણામી થાય. ચેષ્ટા ના કરે તો પોતે અચળ પરિણામી થાય. પણ એ પરમેનન્ટ નથી, આ રિલેટિવ અચળ છે. આ સચર છે તે રિલેટિવ અચળ થશે. હા, આ દશ્ય તો વિનાશી. તમે આત્મારૂપ થઈ ગયા, એટલે આ બધું ગૉન.

## 'સ્વભાવથી તું વસ્તુને ખોળ' કહી, કરી કમાલ દાદાએ

આ જગતમાં અચળની કોઈ નકલ ના કરી શકે. જેની નકલ થઈ શકે તે બધું જ ચંચળ. જગત આખાની આરાધના ચંચળની, રિલેટિવની છે. આ વાણી તેની નકલ થઈ શકે છે ટેપરેકર્ડ થકી, એ ચંચળ કહેવાય. એ ચેતન અચળના ગુણ ન હોય. આત્માનો સ્વભાવ અચળ છે. આ લોક અચળ એટલે હાલે-ચાલે નહીં તેને અચળ સમજે છે. એટલે ક્રિયાને અચળ કહે છે, પણ અચળને તો શુદ્ધ દષ્ટિથી જો.

**પ્રશ્નકર્તા :** એટલે જ્યાં ક્રિયા છે ત્યાં આત્મા નથી અને આત્મા નથી ત્યાં ક્રિયા છે, એવું થયુંને ?

**દાદાશ્રી :** જ્યાં ક્રિયા આવી ત્યાં મિકેનિકલ. આત્મામાં ક્રિયા નથી. એ તો અક્રિય છે, જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી અને આ ચંચળ વસ્તુ ક્રિયાશીલ છે. સ્વભાવ એનો ચંચળતાનો જાય નહીં ક્યારેય અને આત્માનો અચળતાનો સ્વભાવ નહીં જાય, ચેન્જલેસ. ચંચળ અચળ ના થાય અને અચળ તે ચંચળ ના થાય. બન્ને પોતપોતાના સ્વભાવમાં રહે. ચંચળ જેને કહેવામાં આવે છે એ પોતાના સ્વરૂપને અચળ કરવા જાય તો બની શકે નહીં. અચળનું ઓળંબો આલંબન લેવું પડે. આ સચરને અચળ કરવા ફરે છે. એ સ્વભાવ જ નથી જેનો આ. અચળ અચળ સ્વભાવનું છે. માટે સ્વભાવથી તું વસ્તુને ખોળ.

**પ્રશ્નકર્તા :** દાદાની સૌથી મોટી શોધ આ છે કે આ સ્વભાવથી વસ્તુને ખોળવાની વાત હજુ સુધી કોઈએ બતાવી નથી.

**દાદાશ્રી :** એ છે ખરી, પણ એનું ઠેકાણું પડે નહીં. આ તો ભાન જ ના હોય. એવું બધું ભાન ક્યાંથી લાવે આ ? આ તો અમે વાત કહ્યા પછી તો એને આ ખબર પડે કે આવું છે ! આ તો સાયન્ટિફિક છે. આ તો બધું સાયન્સ છે. આ કંઈ જેવું તેવું નથી.

**પ્રશ્નકર્તા :** આત્મા અચળ છે તો પછી આચાર, વિચાર અને ઉચ્ચાર, આ ત્રણ ચળોથી આત્મા ચલાયમાન શી રીતે થાય ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા તે અચળ છે, પણ આ ત્રણ ચળને, મન-વચન-કાયા લઈને આત્મા કંપાયમાન થાય. અજ્ઞાનીને તો શુદ્ધાત્મા પ્રાપ્ત જ થયો નથી ને પ્રતિષ્ઠિત આત્મામાં જ છે. એટલે પ્રતિષ્ઠિત આત્મા ચર થઈ જાય છે.

## ચંચળતા બંધ થયે, ઉત્પન્ન થાય અચળતાનો સ્વાદ

આપણા મહાત્માઓને આ ત્રણ ચળોથી નુકસાન ના થાય પણ જાગૃતિ ના રાખે તો પોતાનું સુખ અંતરાય.

જો બહારની ચંચળતા ઓછી કરીએને તો તરત અચળતાનો ચોખ્ખો સ્વાદ આવે. પેલો ચંચળતાને લીધે સ્વાદ આવે છે ખરો પણ માલમ ના પડવા દે. આત્માનો સ્વભાવ અચળ છે. હવે આખો દહાડો ચંચળ બધું હલ્યા જ કરે, હલ્યા જ કરે. પેલો મહીં સ્વાદ તો આવે પણ હલ્યા કરે, એમાં શું ખબર પડે આપણને ?

**પ્રશ્નકર્તા :** ન ખબર પડે.

**દાદાશ્રી :** આપણે મોઢામાં જલેબી મૂકી હોય અને ચિત્ત છે તે કંઈક ગયું હોય, કોઈ જગ્યાએ, તો જલેબીનો સ્વાદેય આપણને ખબર ના પડે. તો આત્માનો સ્વાદ મીઠો આવતો હોય તે શી રીતે ખબર પડે ? એ પેલો સ્વાદ આવે ત્યારે ખબર પડે કે ઓહોહો ! ઈન્દ્રિયોના સુખ કરતાં તો આ અતીન્દ્રિય સુખ બહુ ઊંચી વસ્તુ છે. એને અતીન્દ્રિય સુખ છે એવું નક્કી થઈ ગયું, ડિસિઝન આવી ગયું. આત્મામાંથી જ સુખ આવે છે એ ડિસિઝન આવી ગયું. એ સુખ નથી જલેબીનું, નથી વિષયોનું એવો આપણને અનુભવ થઈ જાયને ? મહીં ચંચળતા બંધ થાય કે અચળતાનો સ્વાદ ઉત્પન્ન થાય.

પુદ્ગલ સ્વભાવ ચંચળ છે ને આત્માનો અચળ છે. જેટલી સ્થિરતા વધે તેટલો આત્મા તરફ જાય ને જેટલી ચંચળતા વધે તેટલો પુદ્ગલ તરફ જાય.

## સચરને જોનાર-જાણનાર અચળ જ્ઞાતા-દ્રષ્ટા

**પ્રશ્નકર્તા :** આત્મા ચેતન છે તો ચેતન શબ્દનો અર્થ શું ? ચેતન એટલે જ હાલતું-ચાલતું તો આત્મા અચળ કહે છે તે શું ?

**દાદાશ્રી :** એ તો આ વાદળાય ચાલે છે ને ! લોકોએ માની લીધું છે કે હાલતું-ચાલતું ચેતન છે. ચેતન એટલે જ જ્ઞાન-દર્શન. ચેતન કશું જ કરતું નથી. ફક્ત જાણવાની છે ને જોવાની ક્રિયા, બે જ ક્રિયાઓ એની છે.

**પ્રશ્નકર્તા :** એક સૂત્રમાં તમે કહ્યું છે કે જે અસ્થિર છે તેને જોવાની મજા છે, સ્થિરને જોવામાં શું છે ?

**દાદાશ્રી :** અસ્થિરને જ જોવાનું છે. અસ્થિર છે ને એ બધા જ્ઞેય છે અને સ્થિર છે એ જ્ઞાતા છે.

**પ્રશ્નકર્તા :** હવે અસ્થિરમાં જે અવસ્થિત થાય છે એ અહંકાર જ છે ને ?

**દાદાશ્રી :** એ તો અહંકાર છે તે એક્સ્ટ્રીમ (વિશેષ) ગયો કહેવાય. અસ્થિરમાં અટકવા જેવું છે નહીં.

ક્ષણે ક્ષણે જગત ફર્યા કરે છે. આત્મા પોતે સ્થિર છે અને બીજું બધું અસ્થિર છે ને અસ્થિરને જોવાનું છે. સ્થિરને જોવાનું ના હોય. અસ્થિરને જોવાની મજા છે. એક પછી એક જોયા જ કરવાનું. આત્મા અચર છે ને જગત સચર છે. તમે અચર છો ને ચંદુભાઈ સચર છે. અચર છે તે સચરને જોયા કરે, બધું જ જોયા કરે. આ એકલું નહીં, બધું જ, જે આવે તે જોયા જ કરે, એનું નામ અચળ. અચળતામાં જ આનંદ છે. આપણે જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવમાં આવી ગયા. હવે તો બધું વ્યવસ્થિત ચલાવશે. કઢી કરવા મૂકીને આપણે તો એ કઢી વ્યવસ્થિતના સંયોગોથી મૂકાય છે અને કઢી બની રહી તેય વ્યવસ્થિતના સંયોગોથી ને પાછી પડી જાય તેય વ્યવસ્થિતના સંયોગોથી. આમાં આપણે જ્ઞાતા-દ્રષ્ટા છીએ. મૂકાયું ત્યાંથી તે આખું પૂરું થતાં સુધીના જ્ઞાતા-દ્રષ્ટા આપણે. આમાં બીજો આપણો સ્વભાવ જ નથી, જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી અને આ પાડોશીનો સ્વભાવ શું ? ખાવું, કરવું, કામ કરવું, વર્કિંગ બધું મશિનરી, મિકેનિકલ બધું કરે. તે આખો ચંચળ ભાગ છે. જે ચંચળ ભાગ છે એ જ અનાત્મા અને અચળ એ જ આત્મ ભાગ છે. ચંચળ લઘુ-ગુરુ થયા કરે પણ આત્મા અગુરુ-લઘુ સ્વભાવવાળો છે. ચંચળ બધું જ જ્ઞેય છે અને અચળ જ્ઞાતા છે. જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ છે, બીજો કશો જ સંબંધ નથી. પોતાની ગુફામાં બેસવાનું. હોમ ડિપાર્ટમેન્ટમાં કશો જ વાંધો નહીં. પછી ફોરેનમાં શું થાય, તે જોવાનું ને જાણવાનું.

## પ્રજ્ઞાભાવે થશે દરઅસલ આત્માનો અનુભવ

આખુંય જગત ચલાવી (ચાલી) રહ્યું છે તે ચંચળ ભાગથી. ફક્ત

પ્રજ્ઞાભાવ એક જ એવો છે કે સીડી કે પગથિયા ચઢવા ના પડે, પણ સીધા જ ઉપર પહોંચી જાય. પ્રજ્ઞાભાવ એ સ્થાયી રહી શકે તેવો ભાવ છે. એ સિવાયના ભાવ તે ભાવાભાવમાં ગણાય અને તે પણ ચંચળ ભાગમાં ગણાય, ચંચળ ભાગમાં સમાય. પ્રજ્ઞાભાવને આત્મભાવ કહેવાય.

જગત આખું જેમાં છે તે તો સપોઝિશન (ધારેલો) આત્મા છે. ક્રમિક માર્ગમાં લોકોનો માનેલો આત્મા અર્થાત્ સવિકલ્પ આત્મા અને દરઅસલ આત્મામાં સમૂળગો ફેર છે. સપોઝ આત્મામાં આત્મા છે જ નહીં. સપોઝ આત્મામાં આત્માનો અનુભવ વર્તાવો તે ચંચળ ભાગમાં આત્માનો અનુભવ થયો, એને ખરો અનુભવ ના કહેવાય. લક્ષ દરઅસલ આત્માનું હોય પણ અનુભવ ચંચળ આત્માનો જ રહે છે. દરઅસલ આત્માનો અનુભવ એ જ ખરો અનુભવ. અમે તો તમને દરઅસલ આત્માનું લક્ષ આપ્યું છે. લક્ષ આપેલું તે નિશ્ચય આત્માનું છે. તે લક્ષનું લેવલ અનુભવના લેવલે આવે ત્યારે, ભરેલા ચંચળ ભાગને લીધે વર્તાતો ચંચળ આત્માનુભવ છૂટીને, દરઅસલ આત્માનો અનુભવ થાય.

❖ ❖ ❖ ❖ ❖

## ખંડ-૨

# આત્માના જ્ઞાન-દર્શનના પ્રકારો

## [૧]

## જ્ઞાન-અજ્ઞાન

### પ્રકાશ વળે 'ઊંધે' તો અજ્ઞાન અને 'છતે' તો જ્ઞાન

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એટલે શું ?

**દાદાશ્રી :** જ્યાં જીવ છે એટલે ત્યાં આત્મા છે ને આત્મા છે એટલે ત્યાં જ્ઞાન તો હોય જ. જ્ઞાન એટલે પ્રકાશ.*

**પ્રશ્નકર્તા :** પ્રકાશ નહીં, જ્ઞાન એટલે મારી માન્યતા એવી છે કે જાણવાપણું.

**દાદાશ્રી :** હા, એટલે તમે શબ્દની એમાં (ભાંજગડમાં) નહીં પડશો, આ એનું એ જ છે. જ્ઞાન એટલે જાણવું, પ્રકાશ. પણ હું તમને પ્રકાશ રીતે સમજાવું એ રીતે સમજી લોને એકવાર. જાણવાનું તો બધું બહુ જાતનું છે. જ્ઞાન એટલે પ્રકાશ છે. જીવમાત્રમાં પ્રકાશ છે. હવે છતાં આપણે શું કહીએ છીએ કે આ અજ્ઞાન છે. આ અજ્ઞાન છે ને આ જ્ઞાન છે, એમ બે ભાગ પાડીએ છીએ. પ્રકાશ તો બધામાં સરખો જ છે, તો ભાગ કેમ પાડીએ છીએ ? ત્યારે કહે, આનું આ જ જ્ઞાન સંસારી માર્ગે વળે છે એટલે અજ્ઞાન છે અને મોક્ષ માર્ગે વળે છે, પોતાના સ્વરૂપમાં વળે છે, એ જ્ઞાન છે.

પ્રકાશ તો જીવમાત્રમાં છે જ પણ એના બે ભાગ પાડ્યા કે આ પ્રકાશ છે એ સંસારી ભાવો છે, માટે એને અજ્ઞાન કહેવાય અને આ જ્ઞાન કહેવાય. જાણવું એને જ્ઞાન કહેવાય. તે આ ઊંધું જાણવું એને અજ્ઞાન કહેવાય અને છતું જાણવું એનું નામ જ્ઞાન કહેવાય.

## છતું જ્ઞાન થાય મિત્ર, ખરે ટાઈમે

**પ્રશ્નકર્તા :** તો એ છતું જ્ઞાન જાણે તો એમાં શું અનુભવ થાય ?

**દાદાશ્રી :** ગજવું કપાઈ જાય તોય પણ કષાય ઊભા ના થવા દે એ જ્ઞાન કહેવાય. કોણ ઊભા થવા ના દે ? તો આ જ્ઞાન. જ્ઞાન હાજર થાય. જ્ઞાન એનું નામ કહેવાય કે જે ખરે ટાઈમે હાજર જ થાય. કષાય ઉત્પન્ન થવાના થાય તે પહેલા હાજર થઈને બંધ કરી દેવડાવે. ગમે તેવા સંયોગ હોય પણ મહીં ચંચળતા ના હોવી જોઈએ. સંયોગો ગમે તેવા ખરાબ આવ્યા હોય, અપમાન થયું હોય, જેલમાં ઘાલવા સમન્સ લઈને આવ્યા હોય ને જેલમાં ઘાલતા હોય પણ મહીં ચંચળતા ઉત્પન્ન ના થવી જોઈએ. દેહના માલિક થઈએ તો ચંચળતા ઉત્પન્ન થાય. માલિક જ ના થઈએ તો દેહનો સ્વભાવ જ નથી કે ચંચળ થવું એ. મહીં ચંચળતા થાય તો સમજવું કે હજી કષાય છૂટ્યા નથી. જે જ્ઞાન વિકલ્પો ઊભા ના થવા દે એ નિર્વિકલ્પ જ્ઞાન અને એ જ નિર્વિકલ્પ આત્મા અને એ જ પરમાત્મા છે.

## પ્રકાર, જ્ઞાનના પાંચ અને અજ્ઞાનના ત્રણ

**પ્રશ્નકર્તા :** જ્ઞાનના પ્રકાર કેટલા ?

**દાદાશ્રી :** બે પ્રકારના જ્ઞાન; એક જ્ઞાન અને બીજું અજ્ઞાન. બીજા એ તો બધા એવા ભાગ તો આઠ પ્રકારના ભાગ પડે.

**પ્રશ્નકર્તા :** કયા કયા આઠ પ્રકાર ?

**દાદાશ્રી :** જ્ઞાનના પ્રકાર તો ઘણા છે પણ ભગવાને મુખ્ય પાંચ પ્રકાર કહેલા. તે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને

કેવળજ્ઞાન. બીજા ત્રણ પાછા કુમતિ, કુશ્રુત અને કુઅવધિ, એમ કરીને આઠ ગણ્યા. પણ મૂળ પાંચ જ કહેવાય અને પેલા ત્રણ ભેગા કરે તો આઠ થાય.

એટલે આઠ પ્રકારના જ્ઞાન. એ તો એનાય જેટલા ભાગ પાડવા હોય એટલા પડે પછી. એક રૂપિયાનું પરચૂરણ લેવું હોય તો અડધા તરીકે બે આવે, પાવલી તરીકે ચાર આવે, આના તરીકે સોળ આવે. એટલે આ બધા ભાગ પાડેલા. આમાં કંઈ પડવું નહીં, આ બાબતમાં. આ બધી પરચૂરણ બાબત કહેવાય. બાકી જ્ઞાનમાં ભાગ બે જ; એક અજ્ઞાન ને એક જ્ઞાન. ભગવાને આઠ પ્રકારના કહ્યા. તે આઠમાંથી આ પાંચ છે તે જ્ઞાનમાં આવે એ પાંચ મોક્ષે જવાના જ્ઞાન. પૂછતો પૂછતો જાય તો મોક્ષે જાય. અને પેલા ત્રણ અજ્ઞાનમાં આવે. કુમતિ, કુશ્રુત અને કુઅવધિ એ ત્રણને અજ્ઞાન કહેવાય છે, પણ છે તો જ્ઞાન.

## અજ્ઞાન એ પણ જ્ઞાન, પણ પરપ્રકાશક

**પ્રશ્નકર્તા :** જ્ઞાનના ભેદમાં ત્રણ અજ્ઞાન કેમ મૂક્યા છે ?

**દાદાશ્રી :** હા, પણ એ તો જ્ઞાન જ છે અને એ અજ્ઞાન તો અમુક અપેક્ષાએ છે. બાકી એ જ્ઞાન જ છે, ને એ પોતાનું અજવાળું જ છે ને ?

**પ્રશ્નકર્તા :** પણ અજ્ઞાન શબ્દ વાપરે છે એ લોકો.

**દાદાશ્રી :** અજ્ઞાન તો, પોતાના સ્વરૂપનું ભાન, જ્ઞાન કરાવનારું નથી માટે. આ જ્ઞાન એવું છે કે પોતાના સ્વરૂપને જાણનારું નથી. બીજું બાહ્યને દેખાડનારું છે, પણ જ્ઞાન જ કહેવાય એ. એ અપેક્ષાએ અજ્ઞાન કહેલું છે. બાકી અજ્ઞાન હોય જ નહીંને ! પ્રકાશને અજ્ઞાન કહેવાય નહીં. પ્રકાશ એટલે પ્રકાશ.

અજ્ઞાન એ પણ જ્ઞાન છે. અજ્ઞાન એ કંઈ બીજી વસ્તુ નથી. એવું કંઈ અંધારું નથી. એય પ્રકાશ છે પણ એ પર વસ્તુ બતાવનારો પ્રકાશ છે, વિશેષ પ્રકાશ, વિશેષ અજવાળું. બહારની વસ્તુ બતાવનારો પ્રકાશ છે. અને જ્ઞાન પોતાને પ્રકાશ કરે ને પારકાંનેય પ્રકાશ કરે, બન્નેયને

પ્રકાશ કરે. અજ્ઞાન તો 'પોતે કોણ છે ?' એ જાણવા ના દે, અનુભવવા ના દે અને જ્ઞાન તો પોતે પોતાને જાણવા દે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મિક જ્ઞાન અને સાંસારિક જ્ઞાન એ બધાય જુદા જુદાને ?

**દાદાશ્રી :** જ્ઞાન એક જ, એના ભાગ બધા જુદા જુદા. આપણે આ રૂમ જોઈએ ત્યારે રૂમ અને આકાશ જોઈએ ત્યારે આકાશ, પણ જ્ઞાન તેનું તે જ. હા, વિભાગો જુદા.

જ્યાં સુધી આ વિશેષ જ્ઞાન જુએ, સાંસારિક જ્ઞાન ત્યાં સુધી આત્મા દેખાય જ નહીં. અને આત્મા જાણ્યા (આત્મજ્ઞાન થયા) પછી આત્માય દેખાય અને આય (રિલેટિવ) દેખાય, બેઉ દેખાય. આત્મા જાણે નહીં ત્યાં સુધી આ એકલું જ દેખાય. તેય આખું ના દેખાય, તેય થોડે ઘણે અંશે જણાય. આત્માને ન જાણો તો કશું દેખાય નહીં, આંધળાભૂત બધા.

## પૂછતા ખૂલે 'અક્રમે', અવિરોધાભાસ જ્ઞાન

આ જ્ઞાન કલાકમાં આપેલું છે, કેવડું મોટું જ્ઞાન ! એક કરોડ વર્ષે જે જ્ઞાન ના થાય, એ એક કલાકમાં આત્માનું જ્ઞાન થાય છે પણ બેઝિક (પાયાનું) થાય છે. પછી ઝીણવટથી વિગતવાર સમજી લેવું પડે ને એ વિગતવારથી તમે મારી પાસે બેસો ને પૂછ પૂછ કરો ત્યારે હું સમજાવું. એટલે અમે કહીએ છીએને, સત્સંગની બહુ જરૂર છે. તમે જેમ જેમ અહીં આગળ આંકડા (સિદ્ધાંતના મણકાં) પૂછતા જાવને તેમ આંકડા મહીં ખૂલતા જાય અને આ જ્ઞાન અવિરોધાભાસ છે. હા, કોઈ પણ વસ્તુ જ્ઞાનમાં આવેલી, ફરી એ વસ્તુ અજ્ઞાનમાં ન જાય. વિરોધાભાસ ઉત્પન્ન ના થાય.

## 'જ્ઞાન લેવાય નહીં', એ પણ લીધેલું જ્ઞાન જ

**પ્રશ્નકર્તા :** દાદા, ઘણા લોકો એમ પૂછે છે કે જ્ઞાન કંઈ અપાતું હશે ? જ્ઞાન કંઈ આપવાની વસ્તુ છે ? એવો પ્રશ્ન ઘણી વખત કરે છે. તે એને શું જવાબ આપવાનો ?

**દાદાશ્રી :** કોઈ માણસને કોઈ માણસ કહે કે અહીંથી અમુક જગ્યાએ જશો નહીં, નહીં તો મુશ્કેલીમાં આવી પડશો. એટલે એણે અહીંથી આ જ્ઞાન લીધું, આ જ્ઞાનથી તે મુશ્કેલીમાંથી બહાર નીકળ્યો. એટલે આ જેટલા જ્ઞાન છે ને એ જ્ઞાન બધા લેવાના જ હોય છે. એ જે બોલે છે ને, તે લીધેલા જ્ઞાનથી બોલે છે. કોઈની પાસે લીધેલું આ જ્ઞાન છે. એને કોઈએ શીખવાડેલું છે કે જ્ઞાન લેવાની કાંઈ જરૂર હોતી નથી. બધા લીધેલા જ્ઞાન છે. એ દાખલો આપીને બોલીએ તો સમજાય. એ જાણે કે આ આમ પેટી આપીએ એવી રીતે આપવા-લેવાનું છે ? ના, એવું નથી આ. જ્ઞાન એટલે શ્રુતજ્ઞાન. શ્રુતજ્ઞાન આપવા-લેવાનું હોય, હું બોલું અને તમે સાંભળો ને પછી બોલો તોય પણ એ શ્રુતજ્ઞાન. એ તો વ્યવહારમાં પછી શી રીતે બોલવું ? પેલાએ કહ્યું કે તમારી પાસે જોખમ છે. એવું એ જ્ઞાન તો લેવું જ પડે ને સ્વીકાર કરવો પડે ને ? એનું નામ આપણે જ્ઞાન લઈએ. આ તો પછી પેલા લોકોને, કોઈ એમના ગુરુ હોય તો શીખવાડે કે લેવાતું હશે જ્ઞાન તે ? જ્ઞાન આપેલું ચાલતું હશે ? ત્યારે મૂઆ આપેલું અજ્ઞાન ચાલે ? શું થાય ?

**પ્રશ્નકર્તા :** એવું પણ કહે છે ને કે કોઈ કોઈનું કંઈ કરી શકે નહીં.

**દાદાશ્રી :** એ તો જોખમ છે. આવું બોલાય જ નહીં. ભયંકર જોખમ ! આ આને મારી નાખે તે જોવામાં આવે છે ને આવું કેવું બોલું છું ? એ ક્યાંની વાત ક્યાં લાવે છે ? સંસારની બહારની વાત છે એ તો. જ્યાં સંસારનો એન્ડ આવે છે, ત્યાર પછીની વાત અને એ સંસારમાં લાવ્યો મૂઓ. તે માર ખાઈ ખાઈને મરી જાય.

**પ્રશ્નકર્તા :** આ ભણ્યો, શીખવા ગયો, સ્કૂલમાં ગયો, કૉલેજમાં ગયો, એ જ્ઞાન લીધું જ ને એણે ?

**દાદાશ્રી :** બધું જ્ઞાન, આ બધાય લીધેલા જ જ્ઞાન છે. હું આ જ્ઞાન બોલું છું ને તમે શ્રુતજ્ઞાન સાંભળ્યું પછી એ તમે બીજાને કહ્યું, એ શ્રુતજ્ઞાન તમને પ્રગમ્યું અને બીજાને જો સમજણ પડી, તો તે ઘડીએ તમારું મતિજ્ઞાન કહેવાય. એટલે મતિજ્ઞાન આપવાનું હોય અને શ્રુતજ્ઞાન લેવાનું હોય.

❖ ❖ ❖ ❖ ❖

## [૨]

# શ્રુતજ્ઞાન

### શ્રુતજ્ઞાન કાઢે, રોગ મિથ્યાત્વના

**પ્રશ્નકર્તા :** આ શ્રુતજ્ઞાન ખરેખર શું છે તે જરા વિગતે સમજાવો.

**દાદાશ્રી :** શ્રુતજ્ઞાનમાં શું શું આવે ? ત્યારે કહે, આત્મા સંબંધી, અધ્યાત્મ સંબંધી, મોક્ષે જવાના પુસ્તકો વાંચવા અગર મોક્ષે જવાની વાતો સાંભળવી એનું નામ શ્રુતજ્ઞાન. હવે આ બધી વાતો તમે સાંભળો, પુસ્તકો વાંચો, એ બધું કરો એ શ્રુતજ્ઞાન કહેવાય. બીજા પાસેથી સમજણ લેતો હોય અગર પુસ્તકમાંથી વાંચીને સમજણ લેતો હોય તો એ શ્રુતજ્ઞાન કહેવાય. એટલે આ પુસ્તક તમે વાંચો કે સાંભળો, તે એની વ્હેરથી (ગમે ત્યાંથી) તમે કંઈ પ્રાપ્તિ કરો, ખેંચો, ગ્રહણ કરો, ગ્રાસ્પિંગ કરો એ બધું શ્રુતજ્ઞાન કહેવાય. બિગિનિંગ (શરૂઆત) શ્રુતજ્ઞાનથી હોય. શ્રુતજ્ઞાન એ કેવળજ્ઞાનનું કારણ છે.

આ ભગવાનનું સાંભળે એ શ્રુતજ્ઞાન કહેવાય. શાસ્ત્રો વાંચે એય શ્રુતજ્ઞાન કહેવાય. આ લોકો ધર્મનું સાંભળવા જાય છે ને, એને શ્રુતજ્ઞાન કહેવાય છે. શ્રુતજ્ઞાન એનું નામ કહેવાય કે એ સાંભળ્યા પછી આપણો રોગ એની મેળે નીકળે. જ્ઞાન જ રોગ કાઢે, આપણે કાઢવો ના પડે.

### જ્ઞાન કરવાનું નહીં, પણ જાણવાનું

**પ્રશ્નકર્તા :** જાણીએ છીએ, સમજીએ છીએ પણ પ્રેક્ટિસમાં આવતું નથી, એનું શું કારણ ?

**દાદાશ્રી :** શાસ્ત્રમાં જે જ્ઞાન લખ્યું છે ને, એ કરવા માટે નથી લખ્યું. શાસ્ત્રમાં લખ્યું છે કે શાંતિ રાખો, દયા રાખો, ક્ષમા કરો. તે આ જ્ઞાન કરવા માટે નથી કહ્યું અને આપણા લોક કહે, ઘણુંયે જાણીએ છીએ પણ થતું નથી. થતું નથી, થતું નથી, અલ્યા, જાણ્યું એ કરવાનું જ નથી. જે જાણ્યું, પુસ્તકમાં વાંચ્યું એ બધું કરવા માટે નથી કહ્યું. માણસથી થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** પુસ્તકમાં લખ્યું છે તે કરવાનું નથી, જાણ્યું તે કરવાનું નથી, તો શું કરવાનું ?

**દાદાશ્રી :** એ કરવા ગયા તેથી બગડી ગયું આ બધું. લખ્યું છે એ કરવાનું ના હોય. લખ્યું છે એ જાણવાનું હોય. લખ્યું છે એ જ્ઞાન છે, તે જ્ઞાન જાણવાનું છે. જાણ્યા પછી એ જ્ઞાન ઉપર પ્રતીતિ બેસાડવાની હોય. જ્ઞાન કરવાનું ના હોય. જ્ઞાન જો કરવા જાય તો ચેતન છે તે અચેતન થઈ જાય.

## જ્ઞાન શ્રદ્ધે તો આવે ક્રિયામાં

તે ભગવાનની આ વાત સમજમાં જ ના આવી. તે બફાઈ ગયું. આખો કેસ જ બફાયો છે. શાસ્ત્રમાં જે જ્ઞાન છે તે શ્રુતજ્ઞાન કહેવાય છે અને શ્રુતજ્ઞાન વાંચનારને મતિજ્ઞાન થાય અને મતિજ્ઞાન જાણવાનું છે.

**પ્રશ્નકર્તા :** મતિજ્ઞાન જાણવાનું એટલે સમજવાનું ?

**દાદાશ્રી :** બસ, જાણીને સમજો. સમજીને જાણવાનું અગર જાણીને સમજવાનું છે. એ બેમાંથી એક જાણવા કે સમજવાનું છે. તેને બદલે આ તો ક્રિયા 'કરવાનું' લઈ બેઠા, તરત ને તરત. જ્ઞાન સમજવાનું એટલે શું થાય ? પછી એનું ફળ જ આવશે. એ પ્રમાણે ક્રિયા તમારે કરવાની નહીં. એવું ફળ જ આવશે એ પ્રમાણે. તમે અહીંથી સ્ટેશનનો રસ્તો જાણી લીધો પછી એનું ફળ એ કે તમને સ્ટેશને પહોંચાડી દેશે. પણ આ તો જાણવાનું હતું તેને બદલે કરવા ગયા, જેવું લખ્યું છે એવું કરવા ગયા. એટલે વચ્ચેની એની આખી સાયન્ટિફિક પ્રોસેસ ઊડાડી મૂકી.

**પ્રશ્નકર્તા :** સ્વચ્છંદની રીતે કરવા ગયા પાછા !

**દાદાશ્રી :** સ્વચ્છંદ જ, પોતાનું ડહાપણ કરે છે. પણ આ કોઈ પણ ક્રિયા, આમ સીધું કરાય નહીં. જે લખ્યું છે એની આપણને પહેલી શ્રદ્ધા બેસવી જોઈએ અને શ્રદ્ધા બેસે તો પછી જ્ઞાનમાં ફિટ થાય. ત્યાર પછી તમારે કશું કરવાનું નહીં. એની મેળે જ ક્રિયા થયા કરે.

## અધ્યાત્મમાં વાળે સુશ્રુત, સંસારે વાળે કુશ્રુત

જે શ્રુતજ્ઞાન અધ્યાત્મ તરફ વાળે એ સુશ્રુત કહેવાય અને જે શ્રુતજ્ઞાન સંસારમાં હિતકારી લાગે, એ કુશ્રુત કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, સુશ્રુત ને કુશ્રુત બરોબર સમજાવો.

**દાદાશ્રી :** અધ્યાત્મ સિવાય બીજું બધુંય વાંચન કુશ્રુત છે અને ત્યાં જ કુમતિ ઉત્પન્ન થાય.

કુશ્રુત જો છૂટે તો સુશ્રુત પેસે. હવે કુશ્રુતને જે બુદ્ધિ ઉત્પન્ન થયેલી છે એ વિપરીત બુદ્ધિ છે અને તેથી ભયંકર આ દુઃખો છે બધા. વિપરીત બુદ્ધિથી પોતાનું અહિત કરે ને બીજાનું અહિત કરે.

અને સાચી બુદ્ધિ ક્યાંથી ઉત્પન્ન થાય ? સુશ્રુત સાંભળે. સુશ્રુત હોય તો સુમતિ થાય અને કુશ્રુત હોય તો કુમતિ થાય. એટલે આ સુમતિ થાય તો કોઈને શાંતિ આપે. એ અત્યારે એની બહુ અછત છે ને છત પેલી બહુ છે. પેલું સસ્તું થઈ ગયું છે ને આ બહુ મોંઘું, સુશ્રુત અને સુમતિ.

**પ્રશ્નકર્તા :** વિષયોમાં સુખ માને એ બધું કુશ્રુત જ્ઞાન ?

**દાદાશ્રી :** સંસારી બધુંય કુશ્રુત. પૈણવામાં મજા આવે, પૈણવામાં લાયકાત ગણાય, એ બધું કુશ્રુત કહેવાય. કુમતિ એ સંસાર બુદ્ધિ. કોને સંસારી બુદ્ધિ નહીં હોય ? એમાં જ છે, બીજા શેમાં છે ? પેલી સુમતિ તો છે જ નહીં, નામ પાડે એટલું જ.

## શાસ્ત્ર એ શ્રુતજ્ઞાન, ન્હોય આત્મજ્ઞાન

**પ્રશ્નકર્તા :** આ શાસ્ત્રોનું જ્ઞાન છે અને આત્મજ્ઞાન એમાં શું ફરક ?

**દાદાશ્રી :** એ શ્રુતજ્ઞાન કહેવાય કે સ્મૃતિજ્ઞાન કહેવાય. એ આત્મજ્ઞાન ન હોય. પુસ્તકમાં ઉતરે એટલે એ જડ થઈ ગયું. શબ્દનું જ્ઞાન તો એની હદમાં જ હોયને ? એ શ્રુતજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રોમાં ભગવાનની વાણી હોય તો પણ એ જડ કહેવાય ?

**દાદાશ્રી :** ભગવાનની વાણીય પુસ્તકમાં ઉતરે ત્યારે જડ કહેવાય. સાંભળે ત્યારે એ ચેતન કહેવાય, પણ તે દરઅસલ ચેતન ના કહેવાય. ચેતન પર્યાયને ઘસાઈને એ વાણી નીકળતી હોવાથી એ ચેતન જેવું ફળ આપે. એટલે એને પ્રત્યક્ષ વાણી, પ્રગટ વાણી કહી. બાકી આ શાસ્ત્રોમાં ઉતર્યું તે જડ થઈ ગયું, એ ચેતનને જગાડે નહીં.

## શ્રુતજ્ઞાનની મર્યાદા કહી જ્ઞાનીએ

ક્રમિક માર્ગમાં શ્રુતજ્ઞાનના આધારે કોઈ જીવને સિદ્ધાંત હાથમાં આવે પણ એ લખે તો એ શ્રુતજ્ઞાન થઈ જાય. હું બોલું ને કોઈ લખી લે અને બીજાને કહી સંભળાવે તે સિદ્ધાંતિક વાણી ના કહેવાય, શ્રુતજ્ઞાન કહેવાય. જે શાસ્ત્રો વાંચે ને એના એ જ શબ્દો નીકળે તો એ ટાંકીનું પાણી કહેવાય. સિદ્ધાંતિક વાણી તો જ્ઞાન પરિણામ પામીને જુદા જ શબ્દોમાં નીકળે તેને કહેવાય. વિજ્ઞાન હંમેશાં સિદ્ધાંત કહેવાય. સિદ્ધાંત ક્રિયાકારી હોય.

**પ્રશ્નકર્તા :** તો શ્રુતવાણી અભ્યાસથી આત્મજ્ઞાન થાય ?

**દાદાશ્રી :** શ્રુતવાણી એ બધી 'હેલ્પિંગ' (મદદ) કરનારી વસ્તુ છે. શ્રુતવાણીથી ચિત્તની મજબૂતી થાય છે, દહાડે દહાડે ચિત્ત નિર્મળ થતું જાય છે. ચિત્ત નિર્મળ હોય અને 'જ્ઞાની પુરુષ' મળી જાય, તો એ જ્ઞાન જલદી વધારે સારી રીતે પકડી શકે.

શ્રુતજ્ઞાનથી સમજાય ખરું પણ એ બુદ્ધિજન્ય જ્ઞાન કહેવાય. બુદ્ધિજન્ય જ્ઞાન જાડું હોય, એ મૂળ અસલ સ્વરૂપે ના સમજાય. બુદ્ધિજન્ય અને જ્ઞાનજન્ય એ બે જુદું છે.

બુદ્ધિજન્ય એ કોને કહેવાય કે આખા જગતના શાસ્ત્રો જાણે, પણ આત્મા ના જાણ્યો ત્યાં સુધી બુદ્ધિજન્ય કહેવાય. અને એકલો આત્મા જાણ્યો હોય ને કશુંય શાસ્ત્ર ના જાણ્યા હોય, તોય એ જ્ઞાનજન્ય કહેવાય. હવે બુદ્ધિ અને જ્ઞાનમાં ફેર શું ? અહંકારી જ્ઞાનને 'બુદ્ધિ' કહી અને નિરહંકારી જ્ઞાનને 'જ્ઞાન' કહ્યું. એટલે અહંકારી જે જ્ઞાન છે એ બુદ્ધિમાં સમાવેશ પામે છે.

## એ સાધનના મોહે ઊભો સંસાર

શાસ્ત્રોમાં જે શ્રુતજ્ઞાન છે એ નિર્મોહી બનાવવાની ચીજ છે, નિર્મોહી બનાવવાનું સાધન છે. પણ જો તે શાસ્ત્રમાં જ રમણતા થઈ તો એ મોહ છે.

**પ્રશ્નકર્તા :** એટલે એમાં જ ડૂબી જાય તો એ મોહ બની જાય છે ?

**દાદાશ્રી :** હા, તો મોહ બની જાય. નહીં તો એ નિર્મોહી બનવાનું વન ઑફ ધી (એક) સાધન છે. એટલે એ સંપૂર્ણ સાધન નથી. સંપૂર્ણ સાધન તો જ્ઞાની પુરુષ છે.

જે શ્રુતજ્ઞાનના શાસ્ત્રો વિકલ્પો કરાવે, તે તો જગતને ગૂંચવી મારે છે. જે ઊલટાનો સંસાર જ વધાર્યે જાય છે. ઊલટાના વિકલ્પોમાંથી અનંત નવા વિકલ્પો ઊભા કરે છે.

શ્રુતજ્ઞાનાવરણમાં લાખ વખત પુસ્તક વાંચે પણ એનો સાર ના જડે, સમજાય નહીં ને જ્ઞાની પુરુષ એક વખત પુસ્તક ફેરવેને (વાંચેને) ઘડીમાં સાર આવી જાય, એ શ્રુતજ્ઞાનાવરણ ના હોવાથી.

આ શ્રુતજ્ઞાનનો આવો અર્થ કરેને તો લોકોને સમજાય. આ તો રોજ પુસ્તકમાં શ્રુતજ્ઞાન વાંચે પણ શબ્દાર્થ સમજાતો નથી. પુસ્તક શું કહેવા માગે એ પુસ્તક બોલશે ? ના, એ તો કોઈ જ્ઞાની પુરુષ હોય તો બોલશે. અને આપણી આપ્તવાણી તો બોલશે ! અરે, ઊંઘમાંથીયે જગાડશે !

## શાસ્ત્રજ્ઞાન કરે ડખો, 'અક્રમ વિજ્ઞાન' સમજવામાં

**પ્રશ્નકર્તા :** અક્રમ વિજ્ઞાન જાણવા માટે શાસ્ત્રોનું જે જ્ઞાન છે એ હેલ્પ કરતું હશે કે ?

**દાદાશ્રી :** આ વરસાદ છે ને, તે બધાને હેલ્પ કરે કે ના કરે ? બધી જાતના ઝાડોને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આંબાનેય હેલ્પ કરે ને કડવો હોય તેને, લીમડાને હેલ્પ કરેને ? પણ કડવો સ્વભાવ એનો જાય નહીં. એટલે સમકિત દૃષ્ટિ છે એને શાસ્ત્ર સમ્યક્ રૂપે પરિણામ પામે. અને મિથ્યાત્વ દૃષ્ટિ હોય તેને તે જ શાસ્ત્ર મિથ્યાત્વ રૂપે પરિણામ પામે. આ મિથ્યાત્વ ગાઢ થયેલું હોય તે બધું અવળું સમજે.

**પ્રશ્નકર્તા :** એટલે શાસ્ત્રનું જ્ઞાન વાસ્તવમાં ડખો કરે છે, અક્રમ વિજ્ઞાન ભણવા માટે ?

**દાદાશ્રી :** શાસ્ત્રનું જ્ઞાન તો ડખો કરે જ ને ! શાસ્ત્રજ્ઞાન તો બધા લોકો માટે લખેલું છે, એ તમારા એકલા માટે લખેલું નથી.

**પ્રશ્નકર્તા :** બધામાં આપણે આવી જઈએ ને !

**દાદાશ્રી :** બધાનું આપણે શું કામ જોખમ લઈએ ? આપણને મોક્ષ માર્ગ મળ્યો છે. ના મળ્યો હોત તો જોખમ લેવા, નહીં તો પેલામાં પડીને માથા ફોડવાના જ છે ને ! માથા ફોડ્યા જ કરોને !

**પ્રશ્નકર્તા :** આ તો કેટલાય કાળથી શાસ્ત્રોના આધારે જ ચાલ્યું આવે છે.

**દાદાશ્રી :** એ તો એમ જ ચાલે. 'જ્ઞાની' હોય, અજવાળું હોય ત્યાં સુધી તમારો દીવો થશે, નહીં તો આ ક્રિયાકાંડ તો ચાલ્યા કરે.

## જ્ઞાનીના મુખે વહ્યું, ગુહ્ય શ્રુતજ્ઞાન તીર્થંકરોનું

**પ્રશ્નકર્તા :** જ્ઞાની કોને કહેવાય ?

**દાદાશ્રી :** જેણે આત્મા પ્રાપ્ત કર્યો એ બધાય જ્ઞાની કહેવાય, પણ જ્ઞાની જો બધાય બોલવા જાય તો શું જવાબ આપો ? એટલે જ્ઞાની શ્રુતજ્ઞાન સહિત હોવા જોઈએ. વીતરાગ ભગવાનનું આખું શ્રુતજ્ઞાન તેમજ વેદાંત માર્ગનું શ્રુતજ્ઞાન બધું હોય, ત્યારે એમને જ્ઞાની કહેવાય. જ્ઞાની એમને એમ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાની પુરુષની વાણી સાંભળીએ એને શું કહેવાય ?

**દાદાશ્રી :** એમની તો વાત જ જુદીને ! આ તો આયે શ્રુતજ્ઞાનની બહાર કશું નવું હોતું નથી. અધ્યાત્મની બાળપોથી વાંચો એય શ્રુતજ્ઞાન ગણાય, જ્ઞાની પુરુષની વાણીયે શ્રુતજ્ઞાન ગણાય, એ બેઉ. આ પાકા લોકોની વાત છે, નહીં તો આમાંય દુકાનો કાઢત કે હવે સ્ટાન્ડર્ડ નાઈન્થ એટલે આ સુશ્રુત.

અમારી વાત આત્માથી નીકળી છે ને આત્માને જ પહોંચે છે એટલે સમજાય જ. અમારું એક-એક વાક્ય તે શ્રુતજ્ઞાન છે. મારે માટે સ્યાદ્વાદ છે, શુદ્ધ આત્માનું શુદ્ધ જ્ઞાન છે, નિરાગ્રહી છે ને તમારે માટે શ્રુતજ્ઞાન છે.

આમાં સાંભળવામાં ખોવાઈ જાયને તો કેટલાય પાપો ભસ્મીભૂત થઈ જાય ! આખા ચોવીસ તીર્થંકર ભગવાનનું ગુહ્ય શ્રુતજ્ઞાન સાંભળી રહ્યા છો. ગુહ્ય શ્રુતજ્ઞાન !

## અનુભવજ્ઞાનીનું શ્રુત ન રહે વાંઝિયું

**પ્રશ્નકર્તા :** શ્રુત, મતિ, અવધિ, મનઃપર્યવ ને છેલ્લે કેવળ, એમ ક્રમાનુસાર થાય ?

**દાદાશ્રી :** ના, ના, ક્રમ-બ્રમ કશું નહીં. શ્રુતજ્ઞાન સાંભળ્યા કરો તો બધું જ આવે.

**પ્રશ્નકર્તા :** સુશ્રુતજ્ઞાન ક્યાંથી સાંભળવું ? ગમે ત્યાંથી ?

**દાદાશ્રી :** એ તો (જેમને) આત્માનો અનુભવ થયો હોય, પ્રતીતિ થઈ હોય ત્યાંથી જ. બીજેથી કામ ના લાગે.

**પ્રશ્નકર્તા :** પ્રતીતિ ને જાણકારમાં ઘણો ફેરને ?

**દાદાશ્રી :** પ્રતીતિમાં એ આ શિકાગોનું પ્લાનિંગ બધું કરી નાખે અને પછી જ્યારે જાતે જુએ ત્યારે એક્ઝેક્ટ અનુભવજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** પ્રતીતિ જ્યારે જાતે જોઈએ ત્યારે ખોટી પડે ?

**દાદાશ્રી :** ના, એવું ના થાય.

**પ્રશ્નકર્તા :** અનુભવ અને શ્રુત એ બેમાં અંતર કેટલું ?

**દાદાશ્રી :** અનુભવ થયો તો સાચું, નહીં તો ખોટું. જેનું ફળ ના આવે એ નકામું, યુઝલેસ. શ્રુતનું ફળ ઉપર અનુભવનું ડૂંડું આવવું જ જોઈએ. શ્રુતનું ફળ અનુભવ આવવો જ જોઈએ ને ના આવ્યો તો એ કાપી નાખવું સારું. બીજું નવેસરથી રોપાણ કરવું સારું. નવી ડિઝાઈન પકડવી સારી. જે શ્રુતને ફળ ના આવે એ શ્રુત ખોટું હોય છે. એ પોઈઝનસ શ્રુત છે. ખોટું ના દેખાય, આ બુદ્ધિથી સાચું દેખાય પણ આમ પોઈઝનસ થયેલું હોય. શ્રુત જે છે તે અહંકારથી પોઈઝનસ થઈ જાય છે. એ પછી ભગવાનનું શ્રુત હોય કે ગમે તેનું શ્રુત હોય પણ અહંકારથી પોઈઝનસ થઈ જાય. એટલે એને ફળ ના આવે.

**પ્રશ્નકર્તા :** આપે આ શ્રુતનું ઉપરનું રૂપ બતાડ્યું, પણ જ્ઞાન અને શ્રુત એ બન્નેનો ભેદ જાણવો છે.

**દાદાશ્રી :** હા, શ્રુત તો એ પોતે જ જ્ઞાન છે. પણ શ્રુતજ્ઞાન અને વિજ્ઞાન, બેનો ભેદ હોય છે. એ બેનો ભેદ જાણવો જોઈએ.

## અનુપમ-અપૂર્વ વાણી 'પરમ શ્રુત'

**પ્રશ્નકર્તા :** શ્રુત મતિમાં જાય અને મતિથી પછી જે પ્રકાશ પામે, એના બદલે અપૂર્વ જ્ઞાનમાં સીધો જ પ્રકાશ પડે છે, તે વસ્તુનું દર્શન સીધું થાય છે, એ કયું જ્ઞાન ?

**દાદાશ્રી :** અપૂર્વ જ્ઞાન તો, જ્ઞાની પુરુષ જે બોલે તેનો જ સીધો પ્રકાશ પડે. કોઈ જગ્યાએ સાંભળેલું ના હોય, વાંચેલું ના હોય, જોયેલું ના હોય, એવું જ્ઞાન હોય, એનું નામ અપૂર્વ કહેવાય.

તેથી કૃપાળુદેવે લખ્યું કે 'અપૂર્વ વાણી પરમ શ્રુત', એટલે કે જે પુસ્તકોમાં ના હોય એવું એ શ્રુત હોય. પુસ્તકોમાં બધું ક્યાંથી લાવે તે ? કેટલુંક શબ્દથી ઊતરે ને કેટલુંક શબ્દથી નાયે ઊતરે.

'અપૂર્વ વાણી પરમ શ્રુત, સદ્‌ગુરુ લક્ષણ યોગ્ય.' આ કૃપાળુદેવે લખ્યું, બાકી કોઈએ લખ્યું નથી.

**પ્રશ્નકર્તા :** 'પરમ શ્રુત' એટલે શું ?

**દાદાશ્રી :** ભગવાનના પિસ્તાળીસ આગમો હોય એ શાસ્ત્રો એ શ્રુતજ્ઞાન કહેવાય. અને 'પરમ શ્રુત' એટલે આખું શ્રુતજ્ઞાન હોય, એનો સારાંશ કહેવાય. એવા 'પરમ શ્રુત' તો હોય જ નહીં. આ તો શ્રુતજ્ઞાન હોય, તે માણસને ધીમે ધીમે તૈયાર કરે. 'પરમ શ્રુત' તો કોઈ શાસ્ત્રના શબ્દ જ ના હોય છતાં બધો ફોડ પાડી દેતા હોય, ઊંચામાં ઊંચી દવા હોય અને શાસ્ત્રમાં હોય નહીં ! પૂર્વે સાંભળેલું હોય એવી પૂર્વાનુપૂર્વી વાણી નહીં પણ અપૂર્વ વાણી હોય !

પરમ શ્રુત એનું નામ કહેવાય કે જ્યાં ને ત્યાં બધા ફોડ પડી જાય. અને ફોડ ના પડે એ શ્રુતજ્ઞાન જ ન કહેવાયને ! પરમ શ્રુત એટલે જ્યાં ને ત્યાં ફોડ પડી જાય, એવરીવ્હેર ને પૂર્વે ક્યારેય પણ ના સાંભળી હોય એવી વાણી હોય. પુસ્તકમાં હોય નહીં એવી વાણી. અને આપણી તો ગામઠી ભાષાની છે વાણી, નહીં ? તળપદી ભાષા. નહીં તો પેલા પારિભાષિક શબ્દો હોય. જે જે બોલેલા ને, તે પારિભાષિક શબ્દોમાં બોલેલા. કારણ કે પોતે જોઈને નથી બોલતો, કલ્પીને બોલે છે. ડુંગરને અધવચ્ચે ગયેલો માણસ, જેટલું ગયો ત્યાંથી નીચે સુધીની જગ્યા બરોબર કરેક્ટ લાગે છે, પણ ઉપરની ?

**પ્રશ્નકર્તા :** ઉપરની કલ્પના.

**દાદાશ્રી :** એટલે ઠેઠ ઉપર જઈને જુએ ને જે છે એવું કહે અને તે તળપદી ભાષા હોય. ફાવે તેવું બોલે, તોય પણ એ વાત સાચી હોય. કારણ કે જોઈને બોલે છે અને પેલું કાલ્પનિક હોય. કલ્પના કરે છે કે આમ હશે, તેમ હશે. પાછા ગુણાકાર કરીને જુએ છે. એટલે પાછી એમાં કેટલીક

ભાષા પેલી પારિભાષિક આવે બધી. જેટલું ચડ્યા છે એટલું ચોખ્ખું હોય. પછી એ બીજું પારિભાષિક હોય. લોકોય જાણે કે વાંચેલું બોલે છે આ.

**પ્રશ્નકર્તા :** હવે દાદા, તમે પેલું કહો છો ને, કે જોઈને બોલું છું એ કેવું જ્ઞાન ?

**દાદાશ્રી :** આ તો આખું વિજ્ઞાન જ છે, આ કોઈ પુસ્તકમાં છે નહીં. જ્ઞાન પુસ્તકમાં હોય નહીં. જોઈને બોલે એનું નામ જ્ઞાન.

## જ્ઞાનીકૃપાએ છૂટ્યું શ્રુત-મતિ, ને બન્યા પ્રજ્ઞાધારી

જગતનો ઉદય સારો હોય ત્યારે 'જ્ઞાની પુરુષ' પ્રગટ થઈ જાય અને એમની 'દેશના' જ 'શ્રુતજ્ઞાન' છે. એમના એક જ વાક્યમાં શાસ્ત્રોના શાસ્ત્રો આખા આવી જાય !

શ્રુતજ્ઞાન તો એટલું બધું લાંબું છે કે આગળ વાંચે ને પાછળ ભૂલતો જાય. એટલે મેં તો તમને બધાં જ શાસ્ત્રો પાંચ જ વાક્યોમાં આપી દીધા છે. અમે તો સીધું જ તમને આત્મજ્ઞાન જ આપી દીધું છે. તમને તો સીધો જ્ઞાનાર્ક જ આપ્યો છે.

**પ્રશ્નકર્તા :** મહાત્માઓને મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન ખરું કે ?

**દાદાશ્રી :** મહાત્માઓને આત્મજ્ઞાન આવી ગયું એટલે આ બધું આવી ગયું. સડસડાટ પછી ચડી ગયા, તમે કેવા ડાહ્યા થઈ ગયા ! એ જ મતિજ્ઞાન ! કોઈને સળી કરે નહીં, દુઃખ દે નહીં, ત્રાસ ના આપે, એ બધું શેના આધારે થયું ? મતિજ્ઞાન.

તમને બધાને જ્ઞાન આપીએ એટલે પ્રજ્ઞાધારી કહેવાય. મતિજ્ઞાન ટૉપ ઉપર આવે ત્યારે પ્રજ્ઞાધારી કહેવાય. જે ડિરેક્ટ અમારાથી મળે. બુદ્ધિનો આધાર તૂટીને પ્રજ્ઞાધારી થાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૩]

# મતિજ્ઞાન

## શ્રુતજ્ઞાન પચતા થાય મતિજ્ઞાન

**પ્રશ્નકર્તા :** મતિજ્ઞાન કોને કહેવાય ?

**દાદાશ્રી :** મતિજ્ઞાન એટલે શું કે આત્મા તરફ લઈ જનારું જે જ્ઞાન (શ્રુતજ્ઞાન) તેને સમજવું અને સમજીને પાછું મહીં બેસી જવું, ફિટ થવું, એ મતિજ્ઞાન.

એ શ્રુતજ્ઞાન થયેલું તે પોતે અંદર પચી જાય ત્યારે મતિજ્ઞાન થાય. મતિ એ શ્રુતનું ફળ છે. એટલે મતિજ્ઞાન જેટલા પ્રમાણમાં હોય એટલા પ્રમાણમાં શ્રુતજ્ઞાન હોય જ. એટલે મતિજ્ઞાનથી પહેલું શ્રુતજ્ઞાન અને તે પરિણામ પામે એટલે ઊગવા લાયક થાય. ખેતીવાડીમાં જમીનમાં નાખી, ખાતર-પાણી નાખીને પછી ઊગી નીકળે ત્યારે એ મતિજ્ઞાન કહેવાય. તમે બીજાને સમજણ પાડો મારી વાત, તે વાત તો મારી હોય પણ તમને મહીં પોતાને ઊગી કે પાછી ઊગીને વાત નીકળી, તે એને મતિજ્ઞાન કહેવાય. એના એ જ શબ્દો નહીં, એના એ શબ્દો તો નકલ કહેવાય. પણ જે મતિજ્ઞાનવાળો હોય, તે જેટલી હોય એટલી પણ બીજાને સમજણ પાડે ત્યારે એ મતિજ્ઞાન ધરાવતો હોય. શ્રુતજ્ઞાન જાણ્યા પછી તમે બીજાને તે સમજણ પાડો કે દાદા આમ કહેતા હતા, એ તે ઘડીએ તમારું મતિજ્ઞાન અને પેલું સાંભળનારનું શ્રુતજ્ઞાન. કારણ કે તમારામાં પરિણામ પામી ગયું, બીજાને સમજણ પાડતા આવડે તો એ મતિજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** મતિ કરતા શ્રુત મોટું ?

**દાદાશ્રી :** મતિ એ શ્રુતનું પરિણામ છે એટલે એક જ કહેવાય તે. તમે મારી પાસેથી સાંભળો તે મારું મતિજ્ઞાન ને તમારું શ્રુતજ્ઞાન ને તમે બીજાને કહો તો તમારું મતિ ને સાંભળનારનું શ્રુત.

એટલે શ્રુતજ્ઞાન સાંભળ્યું કે શ્રુતજ્ઞાન વાંચ્યું. બે રીતે શ્રુતજ્ઞાન ઉત્પન્ન થાય, સાંભળવાથી અને વાંચવાથી. હવે એ શ્રુતજ્ઞાન તમને થયું એ જ્ઞાન તેમનું તેમ રહે નહીં. એમાંથી પછી પૃથક્કરણ થઈ અને મતિરૂપે સ્થિર થાય. એ જે શ્રુતજ્ઞાન છે તે મતિજ્ઞાનમાં ટ્રાન્સફર થઈ જાય.

શ્રુતજ્ઞાનનું ફળ મતિજ્ઞાન આવે અને મતિજ્ઞાનથી પછી આગળ પાછો શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરે ને પાછું એ મતિજ્ઞાન થાય ને એ બીજાને સમજાવી શકે. શ્રુતજ્ઞાન પોતે પહેલું કરે ને પછી એનાથી મતિજ્ઞાન પરિણામ પામે. પછી એ બીજાને પણ સમજાવી શકે.

**પ્રશ્નકર્તા :** સમજ અને સમજણમાં શું ફરક ?

**દાદાશ્રી :** સમજ એ મતિજ્ઞાન છે અને સમજણ એ શ્રુતજ્ઞાન છે. મતિજ્ઞાન એટલે તમે જે સમજ કહો એટલે બીજાને સમજણ પડે ત્યારે એ કહે કે 'મને સમજણ પડી' તો એ સમજણ કહેવાય ને એ શ્રુતજ્ઞાન કહેવાય અને તમારું તે ઘડીએ મતિજ્ઞાન હોય.

## પ્રેરક બને સહુનું મતિજ્ઞાન

**પ્રશ્નકર્તા :** આ જીવન કર્મને આધીન છે તો અત્યારે આ જીવન દરમ્યાન માણસ સારા કર્મનું બંધન કરે તેવી પ્રેરણા કોણ આપી શકે અથવા કઈ રીતે આવી શકે ?

**દાદાશ્રી :** હવે સારા કર્મનું બંધન કરે એવી પ્રેરણા અંદર, જે તમે બહાર સાંભળેલું જ્ઞાન છે કે વાંચેલું જ્ઞાન, શ્રુતજ્ઞાન અને એ શ્રુતજ્ઞાન પરિણામ પામેલું હોવું જોઈએ. એ જ્ઞાન તમને પ્રેરણા આપે છે કે આમ ના કરશો. એટલે ધીમે ધીમે એ જ્ઞાન એને પોતાને બધી જ જાતનો ખ્યાલ આપે કે આ કરવા જેવું નથી.

જેટલું જ્ઞાન હોય, એ જ્ઞાન એને હેલ્પ કરે. આપણે અહીંથી સ્ટેશને

પહોંચવું હોયને, તો જ્ઞાન આપણને હોય તો સ્ટેશને પહોંચાડે. એટલે બીજું કોઈ જ્ઞાન (નિશ્ચય જ્ઞાન) લોકોની પાસે હોતું નથી, વ્યવહારિક જ્ઞાન હોય છે. નિશ્ચય જ્ઞાન એ ફક્ત જ્ઞાનીઓની પાસે હોય. પુસ્તકમાં નિશ્ચય જ્ઞાન હોતું નથી, એ જ્ઞાનીઓના હૃદયમાં છુપાયેલું હોય છે. એ જ્યારે આપણે વાણીરૂપે સાંભળીએ ત્યારે આપણને એનો નિવેડો આવે, નિશ્ચય જ્ઞાનથી. નહીં તો પુસ્તકમાં વ્યવહારિક જ્ઞાન છે એય પણ ઘણા ખુલાસા આપી શકે છે. એનાથી બુદ્ધિ વધે છે, મતિજ્ઞાન વધતું જાય. શ્રુતજ્ઞાનથી મતિજ્ઞાન વધે ને મતિજ્ઞાનથી એનો નિવેડો લાવે, પાપથી કેમ છૂટવું તે ! બાકી બીજો કોઈ ઉપાય છે નહીં.

શાસ્ત્રોનું મતિજ્ઞાન એટલે શું કે આ જ્ઞાન છે તે આ બધા શાસ્ત્રનું જ્ઞાન હોય ને શાસ્ત્રનું આધ્યાત્મિક જ્ઞાન એ બધું મતિજ્ઞાન કહેવાય અને સાંસારિક જ્ઞાન એ મિથ્યા જ્ઞાન કહેવાય.

## ભેળસેળ ને પૌદ્ગલિક, તે કહેવાય કુમતિ

**પ્રશ્નકર્તા :** અમે આ જે કાયદાની બધી ચોપડીઓ વાંચી અને જે જ્ઞાન મેળવ્યું, મતિથી મેળવ્યું એને મતિજ્ઞાન કહ્યું તો મતિજ્ઞાનમાં જે જ્ઞાન આવે છે એ કયું જ્ઞાન આવે ?

**દાદાશ્રી :** હા, એ બરોબર છે. પણ તે વકીલોના પુસ્તકોમાં મતિજ્ઞાન હોય નહીં, આ સંસારી જ્ઞાન એ બધું કુમતિજ્ઞાન. તે સાચું મતિજ્ઞાન જુદું અને આ તો સુમતિ-કુમતિ બન્ને ભેગું હોય. મતિજ્ઞાન ભેળસેળ હોય પાછું. કુમતિ પાછી ભેળસેળ થઈ ગઈ હોય ને આ બધાં જાતજાતના પેપરો વાંચવાના, જાતજાતના પુસ્તકો વાંચવાના, બધી એમને કુમતિ ભેગી થયા કરે. એટલે એ મતિજ્ઞાન ચોખ્ખું ના હોય, ભેળસેળ હોય. એટલે એમાં સ્વાદ ના આવે કોઈ દહાડો. એ પૌદ્ગલિક છે. તે ઓગળી જાય એની મેળે.

મોક્ષ હેતુને માટે આ અજ્ઞાન છે. એ બુદ્ધિનેય અજ્ઞાનમાં જ ઘાલી છે. એ સુમતિ તેને જ્ઞાનમાં ઘાલી અને કુમતિને અજ્ઞાનમાં ઘાલી. સુમતિ એટલે આત્માને જાણવા સંબંધીની બુદ્ધિ.

## કુમતિ તે વિપરીત બુદ્ધિ, સંસારી સુખ માટે

સુમતિ જે છે તે સમ્યક્ બુદ્ધિ અને કુમતિ છે તે વિપરીત બુદ્ધિ. વિપરીત બુદ્ધિ છે તે આ સંસારી સુખ વધારે. સંસારી સુખને માટે જે જે કંઈ વાંચવા-કરવાનું, ભણવાનું હોય, આપણે કૉલેજમાં ભણવા જઈએ એ બધું કુમતિ ને કુશ્રુત અને આત્મા માટે જે કંઈ વાંચવામાં આવે એ બધું સુમતિ અને સુશ્રુત. ફર્સ્ટ સ્ટાન્ડર્ડથી માંડીને કૉલેજો-બૉલેજો બધું વિપરીત બુદ્ધિ. સંસારના સુખને માટે એ થયું.

**પ્રશ્નકર્તા :** એ મતિજ્ઞાનમાં ભેદ હોય ખરા ?

**દાદાશ્રી :** હોયને !

**પ્રશ્નકર્તા :** કયા કયા ?

**દાદાશ્રી :** એ બે અંશ, પાંચ અંશ, દસ અંશ હોય અને સર્વાંશ એ સંપૂર્ણ જ્ઞાન ! ત્યાં સુધી મતિજ્ઞાન કહેવાય. સમ્યક્ બુદ્ધિ હોય ને, તેને મતિજ્ઞાન કહેવાય અને વિપરીત બુદ્ધિ હોય તે કુમતિજ્ઞાન કહેવાય. શાસ્ત્ર એ સુમતિજ્ઞાન છે, સુશ્રુતજ્ઞાન છે ને 'આત્મજ્ઞાન' વસ્તુ જુદી જ છે.

## કુમતિ આવકારે કષાય-કકળાટ

મતિ ને શ્રુત તો દરેક જીવને આવેલું હોય. તે તો અનંત અવતારમાં હોય છે. પણ એ કુમતિ અને કુશ્રુત છે તેમ જાણવું જોઈએ. જગત આખું વિપરીત મતિથી જ દુ:ખી છે. સમ્યક્ મતિ હોય તો દુ:ખ જ ના હોયને !

પેલી મિથ્યાત્વ શ્રદ્ધા, પછી આ સમ્યક્ દર્શન થાય, સમ્યક્ શ્રદ્ધા થાય ત્યારે મોક્ષ થાય એનો. મિથ્યાત્વ દર્શન હોય ત્યાં સુધી ભટક ભટક ભટક. રોલ્ડ ગોલ્ડ, રોલ્ડ ગોલ્ડ. પહેલા મિથ્યાત્વ શ્રદ્ધા જ હતીને ?

**પ્રશ્નકર્તા :** બહુ હતી.

**દાદાશ્રી :** શેમાંથી ઉત્પન્ન થઈ ? ત્યારે કહે, કુશ્રુતમાંથી. સંસારમાં સુખ કેવી રીતે મળે એ બધા પુસ્તકો વાંચેલા.

**પ્રશ્નકર્તા :** બરાબર, હા, દાદા. એ જ વાંચેલા.

**દાદાશ્રી :** એને કુશ્રુત કહેવાય અને એના જે પ્રોફેસરો એ બધા માસ્તરો કહેવાય, ગુરુઓ કહેવાય, સંસારી સુખ દેખાડનારા. એ કુશ્રુતમાંથી કુમતિ ઉત્પન્ન થાય. હા, કુશ્રુત ઉપર શ્રદ્ધા બેસે તો પછી કુમતિ ઉત્પન્ન થાય અને કુમતિ ઉત્પન્ન થાય એટલે વર્તન એવું થઈ જાય. કો'ક સો ડૉલર રસ્તામાં લઈ ગયા તો કકળાટ કરી મેલે. કારણ કે કુમતિ છે. પછી એ શ્રદ્ધા બદલાતી જાય અને સુમતિ થાય તો મનમાં એમ થાય કે લઈ ગયો એ તો મારા હિસાબથી લઈ ગયો છે. તે આપણે આમાં શું સુખેય હતું ? એ કકળાટ બધા ઓછા થઈને પછી બંધ થતા જાય. પછી આનંદના દરવાજા બધા ઉઘડે.

કુમતિ-કુશ્રુત એ બધાય જ્ઞાન કહેવાય. તેનાથી ક્રોધ-માન-માયા લોભ ટૉપ પર જાય. ને સુમતિ ને સુશ્રુતથી ક્રોધ-માન-માયા-લોભ ઘટતા જાય.

સુમતિજ્ઞાન, સુશ્રુતજ્ઞાન આ બધા રિયલ તરફ લઈ જનારા છે. સુશ્રુત સાંભળે તેનાથી મતિજ્ઞાન ઉત્પન્ન થાય ને સુશ્રુતજ્ઞાન વધારે સમજાતું જાય ને પરિણામ પામે.

આ બધા રિયાલિટી જ્ઞાન કહેવાય. આપણે શું કહીએ છીએ કે રિયાલિટીથી રિયલમાં જાવ. રિયાલિટી એ રિયલ નથી. એ તો બોર્ડ છે. રિયલ પહોંચતા સુધી શું શું આવે છે ? એમાં સુશ્રુતજ્ઞાન, સુમતિજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને છેલ્લે કેવળજ્ઞાન આવે. રિયાલિટી એન્ડ્ઝ ઈન ઈટ. એટલે કેવળજ્ઞાન. રિલેટિવ વસ્તુ જુદી છે અને આ રિયાલિટી વસ્તુ જુદી છે. રિયાલિટી મહીં ઠંડક આપતું જાય ને અનુભવ થતો જાય. સુશ્રુતજ્ઞાન પછી પરિણામ પામે એટલે સુમતિજ્ઞાન થાય. જેમ જેમ સુમતિજ્ઞાન વધે તેમ તેમ શ્રુતજ્ઞાન વધારે પરિણામ પામતું જાય. મતિજ્ઞાન નવ્વાણું થાય, પછી સો એ કેવળજ્ઞાન છે.

## ક્લેશાગ્નિ ઓલવે તે ખરું મતિજ્ઞાન

ખરું મતિજ્ઞાન આ કાળમાં હોય નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી શાસ્ત્રોમાં આ જે મતિજ્ઞાન કહે છે તે શું ?

**દાદાશ્રી :** આ શાસ્ત્ર વાંચવાથી કેટલાકને મતિજ્ઞાન જરા હોય છે. પણ બધા શાસ્ત્ર વાંચનારને નથી હોતું. એટલે શ્રુતજ્ઞાન તો બધા શાસ્ત્રોના પુસ્તકમાં છે, પણ આ જગતના બધા લોકોને મતિજ્ઞાનેય થયું નથી હજી.

મતિજ્ઞાન આખું નાશ થઈ ગયું છે. કારણ, આરંભ અને પરિગ્રહ નિવર્ત્યા નથી. અને શું ઉત્પન્ન થયું છે ? કુમતિ અને કુશ્રુત. મતિજ્ઞાન કોને કહેવાય ? જેને ક્લેશ થતો હોય, એ ક્લેશના વાતાવરણને ઓલવી નાખે એને મતિજ્ઞાન કહેવાય. અત્યારે તો ક્લેશનું વાતાવરણ ઓલવી નાખતા તો આવડતું નથી ને ? અત્યારે વાતાવરણ જ ક્લેશનું છે, શાથી ? આરંભ-પરિગ્રહ વધ્યા છે. આરંભ-પરિગ્રહ વધે તેનો વાંધો નથી, આ તો અજ્ઞાન વધ્યું છે. કુમતિ ને કુશ્રુત વધ્યા છે. અત્યારે બહાર પ્રચાર થઈ રહ્યો છે, કુશ્રુતનો. વધારે પૈસા ભેળા કરવા એટ એની કોસ્ટ (ગમે તે કરીને). કુશ્રુતથી કુમતિ ઉત્પન્ન થઈ છે.

અધ્યાત્મ સાથેની બુદ્ધિ બધું જ વિકલ્પી જ્ઞાન કહેવાય. મતિજ્ઞાનેય વિકલ્પી જ્ઞાન, શ્રુતજ્ઞાનેય વિકલ્પી જ્ઞાન ને મનઃપર્યવ જ્ઞાનેય પણ વિકલ્પી જ્ઞાન. ખાલી કેવળજ્ઞાન એકલું જ નિર્વિકલ્પી જ્ઞાન છે. તમને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન કે મનઃપર્યવ જ્ઞાન થયું હોય ને પૂછીએ કે તમે કોણ ? તો કહે કે 'હું ચંદુભાઈ' તે વિકલ્પી અને 'હું શુદ્ધાત્મા' એ નિર્વિકલ્પી.

## આરંભ-પરિગ્રહ પ્રવર્તે, રહે દૂર મતિજ્ઞાન

આપણા લોકોને સમજાતું જ નથી અને મનમાં માને એટલું જ કે હું સમજી ગયો. શબ્દ માપવા જાય એમાં કશું વળે નહીં. ક્યાં ગયું પેલું કૃપાળુદેવનું પુસ્તક ? લો, અહીં નજીક આવો. શાસ્ત્રમાં શું લખ્યું છે ? શ્રી ઠાણાંગ સૂત્રમાં અહીં સૂત્ર હઉ આપ્યું છે. કૃપાળુદેવ પોતાના શબ્દ નથી બોલતા, તે શું લખે છે ?

**પ્રશ્નકર્તા :** 'શ્રી ઠાણાંગ સૂત્ર'માં આરંભ અને પરિગ્રહનું બળ

જણાવી પછી તેથી નિવર્તવું યોગ્ય છે એવો ઉપદેશ થવા આ ભાવે દ્વિભંગી કહી છે.

(૧) જીવને મતિજ્ઞાનાવરણીય ક્યાં સુધી હોય ? જ્યાં સુધી આરંભ અને પરિગ્રહ હોય ત્યાં સુધી...

**દાદાશ્રી :** હવે આમાં કહેવા શું માગે છે કે એક આટલુંય મતિજ્ઞાનેય ના થાય. જ્યાં સુધી સામાન ચંદુભાઈની પાસે હોય, આ હિંચકા ને બિંચકા ને આ સામાન !

પરિગ્રહ હોય અને મતિજ્ઞાન ઉત્પન્ન થવું એ તો બહુ અઘરું છે. કેટલો બધો આરંભ ને પરિગ્રહ છૂટે, આરંભ એટલે કર્તાપણું છૂટે અને કર્તાપણું છે તે બધું નહીં, સંપૂર્ણ નહીં, પણ સાધારણ કર્મનું કર્તાપણું નરમ થાય અને પરિગ્રહ ઘણો બધો ઓછો કરી નાખે, જરૂરિયાત જેટલો જ રાખે, ત્યારે મતિજ્ઞાન થોડું ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** ત્યાં સુધી મતિજ્ઞાન આટલું પણ થાય નહીં ?

**દાદાશ્રી :** ત્યાં સુધી મતિજ્ઞાન પણ ના હોય. મતિ તો છે જ. ત્યારે કહે, કઈ મતિ ? એ કુમતિ છે. આત્મા પ્રાપ્ત કરવા માટેની બુદ્ધિ નથી, આ જગતની વસ્તુઓ પ્રાપ્ત કરવાની બધી બુદ્ધિ છે, એ બધી કુમતિ કહેવાય. આત્મા પ્રાપ્ત કરવાને માટે જે બુદ્ધિ હોય તે સુમતિ. એને મતિજ્ઞાન ભગવાને કહ્યું. અને આ આપણા લોકો કહે છે, અમારું મતિજ્ઞાન નહીં ? મેં કહ્યું, અલ્યા, તારે શાનું મતિજ્ઞાન તે ? મતિ એટલે તું બુદ્ધિ એ સમજું પણ, બુદ્ધિ તે કઈ પણ ? શું કરવાની બુદ્ધિ તારી ? ત્યારે કહે, ક્યાંથી પૈસા મળે, કેવી રીતે મકાન થાય, વાઈફ જોડે કેમ વર્તવું એ બધું પણ, આમાં આત્માને શું લેવાદેવા તે ? આ તો પરદેશી વાત કરી. હવે આ આરંભ-પરિગ્રહ છૂટ્યા વગર એક ડગલુંય શી રીતે મળે ? તેમાં મતિજ્ઞાનનો છાંટોય ના પાડ્યો કૃપાળુદેવે.

## જ્ઞાનીએ કથેલું શ્રુત, બને કારણ મતિજ્ઞાનનું

**પ્રશ્નકર્તા :** તો આપણું જ્ઞાન, એ શુદ્ધ જ્ઞાન જ કહેવાય ?

**દાદાશ્રી :** આપણું જ્ઞાન, આત્મજ્ઞાન, એ કેવળજ્ઞાનનો સંપૂર્ણ ભાગ નહીં, પણ એનો અમુક ભાગ છે. જે કેવળજ્ઞાન જ આપે. એનું ફળ કેવળજ્ઞાન આવે.

તમે શ્રુતજ્ઞાન સાંભળ્યું અને તેનું મંથન થઈ અંદર વલોવણું-બલોવણું થઈને બધું એમાંથી તારણ કાઢ્યું અને પેલો પૂછે તેનો તારણરૂપે જવાબ આપો એ તમારું મતિજ્ઞાન. પણ તે અહીંનું સાંભળેલું, બહારનું સાંભળેલું મતિજ્ઞાન ના કહેવાય. તેથી હું કહું છું ને, અત્યારે બીજેથી સાંભળીને આવ્યો અને એ વાત કરે તો એ મતિજ્ઞાન ના કહેવાય. પહેલું શ્રુત હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ શ્રુત હોવું જોઈએ ?

**દાદાશ્રી :** હં, શ્રુતજ્ઞાન સાંભળેલું હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એને માટે વેદાંતમાં શ્રવણ-મનન અને નિદિધ્યાસન આ ત્રણ શબ્દો વાપરે છે. પછી તમે જે કહો છો તે સાક્ષાત્કાર એ ચોથું આજે ઉમેરાયું.

**દાદાશ્રી :** હા, સાક્ષાત્કાર આ બધાનું ફળ આવે. એ એકદમ જ ના આવે. હવે મતિજ્ઞાન બે રીતે થાય, શ્રવણ કરીને થાય અને વાંચન કરીનેય થાય. હવે આ લોકો સારું કહે છે શ્રવણ કરીને, વાંચન ના ઘાલ્યું મહીં. ખાસ શ્રવણ જ હોવું જોઈએ. પોતે વાંચેને, તે પોતાનું પોઈઝન નાખે મહીં. પોઈઝનસ માણસ જે જે વાંચે એ પોઈઝન નાખ્યા વગર રહે નહીં. એની ચાંચ જ પોઈઝનવાળી છે.

**પ્રશ્નકર્તા :** શ્રવણ એટલે શું ?

**દાદાશ્રી :** શ્રવણ એટલે તો, આ અમારા મોઢે સાંભળે એ બધું શ્રવણ કહેવાય. અને ક્રમિક માર્ગના જ્ઞાનીઓના મોઢે સાંભળે તેય શ્રવણ કહેવાય છે.

## ન જરૂર શાસ્ત્રીય શ્રુત-મતિ જ્ઞાનીની, અક્રમમાં

**પ્રશ્નકર્તા :** એટલે આપણે અહીં અક્રમમાં શાસ્ત્રમાં બતાવેલ મતિજ્ઞાનની જરૂર રહી નહીંને ?

**દાદાશ્રી :** મતિજ્ઞાન ને શ્રુતજ્ઞાન ઊડી જ ગયું છે. આપણે છે તે કેવળજ્ઞાનમાં છીએ. ક્રમિક એટલે શું ? મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન પગથિયે પગથિયે ચઢવાનું. ક્રમિકમાં મતિજ્ઞાન એ વિચાર કરીને ચઢવાનું અને કયે ગામ જવાનું ? નિર્વિચારદશા. અને એ આખો માર્ગ આરોપિત માર્ગ છે, પરધર્મ છે.

**પ્રશ્નકર્તા :** છતાં આપણે વિચાર તો રહે છે ને ?

**દાદાશ્રી :** શાના વિચારો ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માના ને બીજા વિચારો આવેને ?

**દાદાશ્રી :** એ તો અમુક જ, છેલ્લા ભાગના વિચારો છે. મને પુણ્ય થયું, પાપ થશે, આવરણ બેસશે એવા વિચારો ના હોય. આ છેલ્લા વિચારો એ કેવળજ્ઞાનને કરાવનારા છે. બીજાનામાં શુદ્ધાત્મા જુઓ એ નિર્વિચારદશા જ છે ને !

**પ્રશ્નકર્તા :** શુક્લધ્યાનમાં નિર્વિચારદશા રહેને ?

**દાદાશ્રી :** હા. જ્ઞાનીને મતિજ્ઞાનની પડેલી ના હોય, તેને તો કેવળજ્ઞાનની જ પડેલી હોય.

## ક્રમિકે અહંકાર શુદ્ધ થયે, મતિ પહોંચે ટોચે

**પ્રશ્નકર્તા :** દાદા, આપણને તો આ જ્ઞાન થયું પણ ક્રમિક માર્ગમાં મતિજ્ઞાનથી કેવી રીતે આગળ વધાય છે ?

**દાદાશ્રી :** મતિજ્ઞાન એ અહંકારી જ્ઞાન છે. અહંકારમાં ક્રોધેય ના હોય, માનેય ના હોય. અહંકાર ખરો પણ, માનેય ના હોય. એ બધું દૂર કરે, ત્યારે એ મતિજ્ઞાન થતું થતું થતું સંપૂર્ણ થાય.

ક્રમિકમાં મતિજ્ઞાનમાંથી જ કેવળજ્ઞાન થાય. પણ એ મતિ તો કેટલી બધી ઊંચી ગયેલી હોય કે અહંકાર શુદ્ધ કરે. ક્રોધ-માન-માયા-લોભના પરમાણુ ના રહે, એવો શુદ્ધ અહંકાર. તે જ્યારે નવ્વાણું પૂરા થાય ત્યારે પછી શુદ્ધ જ્ઞાન થઈ જાય. એ કેવળજ્ઞાન થઈ જાય. મતિજ્ઞાન જ્યારે સંપૂર્ણ ટોચ ઉપર બેસે એટલે કેવળજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** મતિજ્ઞાન એ પાયો છે ?

**દાદાશ્રી :** હા, એ મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન એ કેવળજ્ઞાનનું કારણ છે. એ બે હોય તો જ કેવળજ્ઞાન થાય.

## મતિજ્ઞાન-આત્મજ્ઞાન-કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** એ સિવાય જ્ઞાનની બીજી અવસ્થા ખરી ? આ કુમતિ, સુમતિજ્ઞાન સિવાય ?

**દાદાશ્રી :** સુમતિથી શરૂઆત થાય જ્ઞાન, પણ સંપૂર્ણ જ્ઞાન ના કહેવાય, એટલે મતિજ્ઞાન કહેવાય એ. જ્ઞાન તો સંપૂર્ણ સો ટચ થાય ત્યારે જ્ઞાન કહેવાય. આત્મજ્ઞાન થાય ત્યારથી જ્ઞાન કહેવાય છે. જેટલી ડિગ્રીએ આત્મજ્ઞાન થાય તેટલું એ જ્ઞાન કહેવાય. ત્યાં સુધી બધું મતિજ્ઞાન કહેવાય છે.

એટલે મતિજ્ઞાન છે તે આગળ કેવળજ્ઞાન સુધી પહોંચે છે. અમુક હદ સુધી મતિજ્ઞાન કહેવાય છે. નવ્વાણું ટકા સુધી મતિજ્ઞાન કહેવાય છે. મતિજ્ઞાનના અમુક વિભાગ પસાર થાય, પછી ત્યાંથી તે આત્મજ્ઞાનની શરૂઆત ગણાય છે.

**પ્રશ્નકર્તા :** આત્મા છે અને મતિજ્ઞાન જે છે તે શું છે ?

**દાદાશ્રી :** મતિજ્ઞાન એ છે તે એના પર્યાય કહો કે જે કહો તે.

'સ્વરૂપ જ્ઞાન' મળે તો પોતે સત્તામાં આવે, નહીં તો ના આવે. અગર તો મતિજ્ઞાન મળ્યું હોય તોય તેટલી પોતાને સત્તા પ્રાપ્ત થાય ને મતિજ્ઞાન એય સત્તાનો આધાર છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન એય બધાં પોતાની સત્તાનો આધાર છે.

હવે મુખ્ય મતિ અને શ્રુત બે જ જ્ઞાન છે. શ્રુતજ્ઞાન સાંભળતા જઈએ એમ મતિજ્ઞાન વધતું જાય. મતિજ્ઞાન ખુલતું ખુલતું સો ટકા થઈ જાય. મતિજ્ઞાન સંપૂર્ણ નવ્વાણું ટકા થઈ અને સોમાં ટકાને મતિજ્ઞાન કહેવાતું નથી, સોમાં ટકાને કેવળજ્ઞાન કહેવાય છે. સુમતિજ્ઞાન સો ટકા

થવું એનું નામ કેવળજ્ઞાન. એવો નિયમ જ છે કે નવ્વાણું એ મતિ કહેવાય અને સોમું કેવળ કહેવાય. એટલે મતિજ્ઞાનનો સરવાળો પૂરો થાય એટલે કેવળજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** મતિજ્ઞાન ને કેવળજ્ઞાનનો એ ભેદ બરોબર છે.

**દાદાશ્રી :** એ તો મતિજ્ઞાનનું જ કેવળજ્ઞાન થાય છે છેલ્લે, પણ વાત સમજે તો ને !

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીરને આ મતિજ્ઞાનથી કેવળજ્ઞાન થયું હશેને ?

**દાદાશ્રી :** હા, મતિજ્ઞાનમાંથી કેવળજ્ઞાન. એમને જન્મથી જ ત્રણ જ્ઞાન હતા, મતિ, શ્રુત ને અવધિ. સંસારનો વ્યવહાર છૂટ્યો, તરત ચોથું જ્ઞાન ઊભું થયું, મનઃપર્યવ.

## મતિજ્ઞાન એ ઉપાદાન જાગૃતિ

**પ્રશ્નકર્તા :** પેલી વાત બહુ સારી નીકળી'તી ઉપાદાન જાગૃતિની. ભ્રાંતિ છે કે અભ્રાંતિ છે એ સમજવા માટે બુદ્ધિની જરૂર તો ખરીને ? તો કહે કે ના, એ ઉપાદાન જાગૃતિથી સમજાય.

**દાદાશ્રી :** બુદ્ધિ એ જ ભ્રાંતિ.

**પ્રશ્નકર્તા :** આપે એવું કહ્યું કે બુદ્ધિથી જ ભ્રાંતિ ઉત્પન્ન થાય છે.

**દાદાશ્રી :** સાચી વાત છે, ભ્રાંતિ બધી એનાથી જ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે ભ્રાંતિ અને અભ્રાંતિનો ભેદ પાડવા માટે બુદ્ધિ કામ જ ના લાગે ?

**દાદાશ્રી :** આ ઉપાદાન કામ લાગે.

**પ્રશ્નકર્તા :** એ આજે નવી વાત નીકળી, દાદા. આજે નવી રીતે કહ્યું આપે.

**દાદાશ્રી :** ના, હવે એ કહેલું જ હોય, પણ તે રીત ફેરફાર હોય.

**પ્રશ્નકર્તા :** ઉપાદાનનું કારણ ?

**દાદાશ્રી :** શ્રુતજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** સુશ્રુત કહ્યું, કુશ્રુત નહીં.

**દાદાશ્રી :** હા. સાંભળેલું, કહેલું, વાંચેલું એ બધામાંથી જે સાર જડ્યો હોય તે ઉપાદાન. જે વખતે જે નિમિત્ત મળે ત્યારે એ ઉપાદાન પાછું વધ્યા કરે. એ શેના જેવું છે ? શ્રુતજ્ઞાન અને મતિજ્ઞાન, એમાં ઉપાદાન એ મતિજ્ઞાન છે, નિમિત્ત શ્રુતજ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** નિમિત્ત શ્રુતજ્ઞાન કે...

**દાદાશ્રી :** એ તો આપણે દાખલો આપીએ છીએ કે ખરી રીતે આ નહીં, ખરી રીતે મેં સમજણ પાડી છે તે જ. શ્રુતજ્ઞાન ના હોય તો પેલું નિમિત્ત વધે નહીં. પછી ત્યાંથી જ્ઞાન વધે નહીં. એ શ્રુતજ્ઞાન જે સાંભળ્યું તે પોતાને પરિણામ પામે ને એ બીજાને કહે ત્યારે એનું મતિજ્ઞાન કહેવાય એનું એ જ. એવી રીતે છે આ. એટલે હંમેશાં શ્રુતજ્ઞાન હોવું જ જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ આધ્યાત્મિક સંબંધનું ?

**દાદાશ્રી :** સુશ્રુત.

**પ્રશ્નકર્તા :** સુશ્રુત એટલે આ આત્મા સંબંધનું જ વાંચન હોવું જોઈએ એમ ?

**દાદાશ્રી :** આત્મા સન્મુખની વાતો, ધર્મ સંબંધી નહીં, આત્મા સંબંધી.

**પ્રશ્નકર્તા :** પણ પછી સુશ્રુત એટલે કે શ્રુતજ્ઞાન છે એ પરિણામ પામે ત્યારે ઉપાદાન જાગૃતિ ઉત્પન્ન થાય કે મતિજ્ઞાન ?

**દાદાશ્રી :** મતિજ્ઞાન એ જ ઉપાદાન જાગૃતિ.

**પ્રશ્નકર્તા :** એ જ ઉપાદાન જાગૃતિ !

**દાદાશ્રી :** અને જે શક્તિ સ્ફુરણા થઈ તે ઉપાદાન બધું. એ જેટલી

શક્તિ સ્ફુરણા થઈ, પ્રગટ થઈ, પ્રાગટ્ય થયું એટલું ઉપાદાન. પૂર્ણ પ્રાગટ્ય થતાં સુધી એ ઉપાદાન રહે અને પૂર્ણ પ્રગટ થાય એટલે કેવળજ્ઞાન થયું.

## એ પ્રેમે, આરાધન પરિણમે મતિજ્ઞાનમાં

**પ્રશ્નકર્તા :** આ શ્રુતજ્ઞાન અને મતિજ્ઞાન એ બન્નેની વચ્ચે કેટલું અંતર રહે છે ?

**દાદાશ્રી :** એ તો પરિણામ પામે, નિયમ જ છે. શ્રુતજ્ઞાન પ્રગમ્યા વગર રહે નહીં જ્યારે ત્યારેય, ઈચ્છા છે તો. ઈચ્છા ના હોય તો પરિણામ પામે જ નહીં, પ્રગમે નહીં. પોતાની ઈચ્છા છે કે 'આ શ્રુતજ્ઞાનનું ફળ આગળ મારે જોઈએ છે,' તો એ મતિજ્ઞાનમાં પરિણામ પામે, નહીં તો મતિજ્ઞાન થાય નહીં. ખાલી શોખની ખાતર વાંચતો હોય, સાંભળતો હોય તો એમાં ભલીવાર ના આવે. તો શ્રુતજ્ઞાનનું ફળ મતિજ્ઞાન છે અને મતિજ્ઞાનનું ફળ શ્રુતજ્ઞાન છે. એમ કાર્ય-કારણ છે બેઉ, શ્રુતજ્ઞાન ને મતિજ્ઞાન.

જે શ્રુતજ્ઞાન છે તે પ્રેમપૂર્વક આરાધન કરવામાં આવે છે એનું મતિજ્ઞાન થયા વગર રહેતું નથી. અને જે શોખની ખાતર આરાધન કરે છે અગર તો સમાજના ભયની ખાતર આરાધન કરે છે, એમાં કશો અર્થ જ નથી. તે ટાઈમ પસાર કરવા માટે આરાધન કરે છે. પ્રવચન સાંભળવા નથી જતા લોકો ? નીચે ઊતરીને આમ આમ કરે છે ને, ઝટ ? પ્રેમથી આરાધન કરવાનું. શ્રુતજ્ઞાન પ્રેમથી આરાધન કરે એટલે બધું જ જ્ઞાન થાય, સર્વસ્વ જ્ઞાન પરિણામ પામે.

## 'હું જાણું છું'થી જે આરાધે, બને શ્રુત-મતિ પોઈઝનસ

**પ્રશ્નકર્તા :** આમાં શ્રુતજ્ઞાન, મતિજ્ઞાન અને કેવળજ્ઞાન, આ જે છે એમાં અનુભવજ્ઞાન ક્યાં આગળ કેવી રીતે કામ કરતું હોય છે ?

**દાદાશ્રી :** શ્રુતજ્ઞાન એટલે થિયરેટિકલ જ્ઞાન. અને અનુભવ એટલે પ્રેક્ટિકલ જ્ઞાન. હવે એ બેને લેવાદેવા શું છે તે ? જ્ઞાન બન્નેમાં સરખું

જ છે પણ આ સ્વાદ સહિત છે, પેલું સ્વાદ રહિત છે ધોબીના ઘરના કપડાં જેવું. કપડાં બધા બહુ પણ એકુંય એને પહેરવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** આ ગ્રંથોને આધારે જે આરાધન કરાય છે અને શાસ્ત્રોને આધારે જે બધી વાતો થાય છે એ બધી પેલી ધોબી જેવી ગણવીને ?

**દાદાશ્રી :** હા. એ શ્રુતજ્ઞાન એ થિયરેટિકલ જ્ઞાન છે અને મતિજ્ઞાન એ પ્રેક્ટિકલ છે. એ પ્રેક્ટિકલમાંથી પાછું થિયરેટિકલ હોય છે, થિયરેટિકલમાંથી પ્રેક્ટિકલ. એમ પ્રેક્ટિકલ કરતું કરતું કેવળજ્ઞાન સુધી જાય છે. પણ જો એની પાછળ એનો આરાધન ને પ્રેમ હોય તો. એને આરાધનમાં બીજું કંઈ અંશે હોય કે 'હું કંઈક છું, હું આમ છું, તેમ છું', એ પછી આરાધના ત્યાં પોઈઝનસ થઈ ગઈ. આરાધનામાં બીજી કોઈ વસ્તુ ભેળસેળ ન થવી જોઈએ. આરાધના પણ સમ્યક્ હોવી જોઈએ. ઘણા લોકો મતિજ્ઞાન સુધી પહોંચે છે, મતિજ્ઞાનથી હજુ ઘણા આગળ જાય છે, પછી 'હું જાણું છું' એવું ભાન થાય છે, પોઈઝન પડે છે એમાં. પછી એ માર્ગ આગળ જ્ઞાની પુરુષને પૂછતો નથી. પછી શ્રુતજ્ઞાનેય બંધ થઈ જાય ને મતિજ્ઞાનેય બંધ થઈ જાય.

## શ્રુતજ્ઞાન પ્રગમ્યે મતિજ્ઞાન થઈ, બને અસરકારક

તમને ગમી વાત આમાં કોઈ ?

**પ્રશ્નકર્તા :** બહુ ગમી, દાદા.

**દાદાશ્રી :** એ જે ગમ્યું એ ચોંટતું જાય, પ્રગમે. જે શ્રુતજ્ઞાન ગમ્યું એ પ્રગમે. ના ગમ્યું એ કશું નહીં. અને પ્રગમે એટલે શું થાય ?

**પ્રશ્નકર્તા :** મતિજ્ઞાન થાય.

**દાદાશ્રી :** એટલે સાંભળેલું, વાંચેલું એ મહીં પચન થઈ જાય અને પછી જે વાત નીકળે એ મતિજ્ઞાન કહેવાય. શ્રુતજ્ઞાનનું મતિજ્ઞાનમાં ટ્રાન્સફર થઈ જાય અને તે વખતે સાંભળનારનું પાછું શ્રુતજ્ઞાન. બોલનારનું મતિજ્ઞાન. આ તો તમે જે સાંભળીને ડિરેક્ટ જ વાત કરો ને,

એ એક્સેપ્ટ થાય નહીંને ! કારણ કે મતિજ્ઞાન હોવું જોઈએ, શ્રુતજ્ઞાન સીધું કહીએ એનો અર્થ જ નહીંને !

**પ્રશ્નકર્તા :** તે આ પ્રમાણે જે વાંચી વાંચીને પંડિત થયા હોય તે સાંભળી સાંભળીને પંડિત થયા હોય ?

**દાદાશ્રી :** વાંચીને પંડિત થયા હોય, એ બધું વાંચેલું જ બોલે. એ શ્રુતજ્ઞાન પ્રગમ્યું નથી. પ્રગમે એટલે મતિજ્ઞાન થાય. એ મતિજ્ઞાન અસર કરે સામાને. શ્રુતજ્ઞાન તમે કહો એ પંડિતાઈનું જ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** માહિતી બધી, ઈન્ફર્મેશન !

**દાદાશ્રી :** હા, ગમે ત્યાંથી સાંભળો, વાંચો અને એ જ વસ્તુ તમે બીજાને કહો તો એ શ્રુતજ્ઞાન, કારણ કે પ્રગમ્યું નથી. મહીં પચીને મતિજ્ઞાન થાય ત્યારે સ્ફૂરણા થાય મતિજ્ઞાનની, ત્યારે સાંભળનારને તે શ્રુતજ્ઞાન કહેવાય. એને પચે ત્યાર પછી એને મતિજ્ઞાન થાય.

## એ પ્રગમે ચારિત્રબળથી...

**પ્રશ્નકર્તા :** એવું બને ખરું કે ઈચ્છા તો થાય બોલવાની, કોઈને સમજાવવાની પણ હું વાણી દ્વારા પ્રગટ ના કરી શકું ?

**દાદાશ્રી :** હા, બની શકે. વાણી દ્વારા પ્રગટ થવું એ તો બહુ મોટી વસ્તુ છે. એ તો બહુ દહાડા તમે સાંભળ સાંભળ કરશો ત્યારે એ શ્રુતજ્ઞાન પ્રગમશે અને પછી એ મતિજ્ઞાન રૂપે થશે. પછી વાણી રૂપે બોલાય. એટલે બહુ દહાડા સાંભળ સાંભળ કરવાનું છે. પછી મહીં એનું જેમ દહીં જામે-કરે, ત્યાર પછી માખણ નીકળે, પછી એનું ઘી થાય એવું છે બધું વિગતવાર.

બીજાને લાભ આપવા માટે આ જ્ઞાન છે ને એ અક્રમ વિજ્ઞાન તમને મોઢે નીકળશે નહીં. મારું નીકળેલું છે ને, એટલું જ તમે કો'કને કહો. પણ તે સામો માણસ ક્યારે માનશે કે તમારો એટલો પ્રભાવ પડતો હશે તો માનશે. વાત સાચી હોય તો તમે એકવાર આ કહો, તો ફેર પડી જાય. એવું બને ખરું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે એને ચારિત્રબળ કહેવાય છે. તો એ એક્સેપ્ટ કરે. પ્રભાવ પડવો એટલે કંઈ પૈસાને લીધે નથી અને તે રૂપાળો છે તેથી નથી, જાડો-પાતળો છે એથી એ નથી પણ ચારિત્રબળને લીધે છે.

**પ્રશ્નકર્તા :** એ શ્રુતજ્ઞાનને મતિજ્ઞાનમાં ફેરવવા માટે ને ઝડપથી ફેરવવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** ચારિત્રબળ જોઈએ. ચારિત્રબળથી જ બધું થાય. બીજું કાંઈ ના હોય તો ચારિત્રબળ તો જોઈએ. ચારિત્રબળ દરેકમાં ન હોય. ચારિત્રબળ ના જોઈએ ?

ચારિત્રબળમાં બે જ ચીજ આવે. એક બ્રહ્મચર્ય અને બીજું કોઈને કિંચિત્‌માત્ર દુઃખ નહીં દેવું, એ બેનો ગુણાકાર થાય ત્યારે ચારિત્રબળ ઉત્પન્ન થાય. એટલે આપણા ભાવમાં કેવું હોવું જોઈએ ? આપણો ધ્યેય કેવો હોવો જોઈએ ? કોઈ જીવને કિંચિત્‌માત્ર દુઃખ દેવું નથી, એવો ધ્યેય હોવો જોઈએ. દેવાઈ જાય તો પ્રતિક્રમણ કરવું જોઈએ. અને બીજું બ્રહ્મચર્ય હોવું જોઈએ, અબ્રહ્મચર્ય નરી હિંસા જ છે. એટલે બ્રહ્મચર્યનું બળ જોઈએ ત્યારે ચારિત્રબળ વધે અને ચારિત્રબળ વધે એટલે પ્રગમી જાય, તરત જ. ઘણું ખરું વાંચે કે બીજું કાંઈ, દૂધનું દહીં થઈ જાય, પછી માખણ નીકળે અને આ દૂધનું દહીં ના થાય.

## આવરણે આવરાયું જ્ઞાન

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાન મળ્યું પણ જોઈએ તેવી પ્રગતિ થતી નથી તેનું દુઃખ રહે છે.

**દાદાશ્રી :** આત્મા પ્રાપ્ત કર્યો પણ આવરણ છે તે પ્રગતિ ના માંડવા દે. આ કચરો માલ ભરી લાવેલા તેથી આવરણો ઊભા છે. આ આવરણથી તો ના કરવું હોય તોય થઈ જાય. ઈચ્છા ના હોય તોયે કચરો માલ છોડે નહીં.

**પ્રશ્નકર્તા :** એ આવરણ કેવા પ્રકારનું હોય ?

**દાદાશ્રી :** જાગતો હોય અને બેઠા બેઠા ઊંઘી જાય તેને 'પ્રચલા' કહ્યું ને હેંડતા હેંડતા ઊંઘી જાય તેને 'પ્રચલા પ્રચલા' કહ્યું. ઊંઘમાં હેંડે એને 'સ્ત્યાનગ્રદ્ધિ' કહ્યું. આ બધા દર્શનાવરણને લીધે છે. પહેલું, ચક્ષુ દર્શનાવરણ, આ દેખાતું નથી તેથી ચશ્મા લાવવા પડે તે. બીજું, અચક્ષુ દર્શનાવરણ, એમાં કોઈ બોલે તે સમજાય નહીં, સંભળાય પણ સમજાય નહીં, કોઈ કહે ત્યારે વાત સમજાય નહીં, સ્વાદમાં સમજાય નહીં.

મતિજ્ઞાનાવરણને લીધે કારણ ખોળી ન શકે. કાર્યને જોઈને પણ કારણ ના સમજી શકે એ આવરણને લીધે.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાનને સ્પર્શે કે દર્શનને ?

**દાદાશ્રી :** આ દર્શનને લેવાદેવા નથી, એ જ્ઞાનને પહોંચે. દર્શન સામાન્ય ભાવે હોય ને આ (જ્ઞાન) વિશેષ ભાવે હોય. કેટલાકને કાર્ય થયું સમજાય પણ કારણ ખબર ના પડે. કેટલાકને કારણ જુએ પણ એનું ફળ શું હશે એ ના સમજાય એ મતિજ્ઞાન આવરણને લીધે.

આવરણ શાથી ? કે કુમતિ ને કુશ્રુત પેસી ગયું છે એ જતું નથી, સુશ્રુત-સુમતિને સ્કોપ (અવકાશ) નથી, માટે.

## મતિજ્ઞાન વિરાધતે, આવરાય બુદ્ધિ

**પ્રશ્નકર્તા :** મતિજ્ઞાનની વિરાધના કરે તો શું દુઃખ પડે ? શ્રુતજ્ઞાનની વિરાધના કરે તો...

**દાદાશ્રી :** ના, દુઃખ શેનું પડે ? મતિજ્ઞાનની વિરાધના કરે એટલે બુદ્ધિ ઉપર આવરણ આવી જાય. એટલે મૂરખ જેવો રહે.

**પ્રશ્નકર્તા :** એનો કંઈ ઉપાય ખરો ?

**દાદાશ્રી :** એનો ઉપાય ફરી ફરી ક્ષમાપના લે ત્યારે.

❖ ❖ ❖ ❖ ❖

## [૪]

# અવધિજ્ઞાન-મન:પર્યવજ્ઞાન

## (૪.૧)

## અવધિજ્ઞાન

### અવધિ દેખે, સીમિત પુદ્ગલ પર્યાયો

**પ્રશ્નકર્તા :** અવધિજ્ઞાન એટલે શું ?

**દાદાશ્રી :** અવધિજ્ઞાન એટલે અવધ અર્થાત્ સીમાવાળું જ્ઞાન, તે સીમિત હોય. અવધિ એટલે લિમિટેડ, અમુક અવધમાં, નોટ અનલિમિટેડ.

**પ્રશ્નકર્તા :** તો દાદા, અવધિની શું મર્યાદાઓ ?

**દાદાશ્રી :** અવધિ એટલે અમુક મર્યાદા સુધીનું જ્ઞાન એ જોઈ શકે, જાણી શકે. એથી વધારે બધું ત્રિકાળી જ્ઞાન ના કહી શકે. ત્રણસો માઈલની રેડિયસ કે પાંચસો માઈલની રેડિયસ, એટલી લિમિટમાં દેખાય. બધું સ્થૂળ જ્ઞાન ઉત્પન્ન થઈ ગયું છે તેવા, પણ લિમિટેડ.

અવધિજ્ઞાન એટલે અમુક હદ સુધી ત્યાં શું થઈ રહ્યું છે એ દેખાય પણ આત્માની વાત નહીં. પુદ્ગલનું શું થઈ રહ્યું છે, એ લિમિટ સુધી એને મહીં આંખો મીંચીને બહારનું બધું દેખાય, આ બધું અમુક જગ્યાએ આવું થઈ રહ્યું છે, અમુક જગ્યાએ આવું થઈ રહ્યું છે. કોઈને પચ્ચીસ માઈલ એરિયામાં, કોઈને પચાસ માઈલના એરિયામાં, તો કોઈને સો-સો માઈલ સુધી દેખાય. કોઈને બસ્સો-બસ્સો માઈલ સુધી દેખાય, કોઈને ત્રણસો-

ત્રણસો માઈલ સુધી દેખાય. કોઈ આઠસો માઈલની અવધિ હોય. કોઈને હજારો માઈલ સુધીનું દેખાય. તે પણ શું દેખાય ? ત્યારે કહે, ચેતન ના દેખાય પણ ધડંધડાઓ, લઢંલઢાઓ. લઢંલઢા કરતા હોય, કોઈ મારામારી કરતા હોય, કોઈ જગ્યાએ મકાનો બળતા હોય, તે અહીં રહીને દેખાય. ગાડીઓ-બાડીઓ જતું બધું દેખાય. પુદ્‌ગલરૂપી તત્ત્વો બધા દેખાય.

## હૃદય શુદ્ધિએ થાય અંશ અવધિજ્ઞાન

**પ્રશ્નકર્તા :** કોઈ એમ કહે કે છ મહિના પછી અહીં ધરતીકંપ થવાનો છે અને બધું વિનાશ થઈ જવાનું છે અને એ સાચું પડે તો એવું શાથી બને ?

**દાદાશ્રી :** હૃદયની ચોખ્ખાઈ ઉપરથી કોઈને અંદર દેખાય. એ દેખાવું તે આત્માની એક શક્તિ છે.

તે તો અન્ય ધર્મી હોયને, તેનેય અવધિજ્ઞાન થાય. એ તો અંદરની હૃદયની શુદ્ધિ ઉપર આધાર રાખે છે. અમુક અમુક માણસો હોય એ કહી આપે કે આવું થશે, આમ થશે. તે કાં તો એને અવધિજ્ઞાન હોવું જોઈએ, કાં તો એને કુઅવધિજ્ઞાન હોવું જોઈએ. આ એક જાતનું દેખાય એવું. જેને અવધિજ્ઞાનના અંશ કહેવામાં આવે છે. આ સંપૂર્ણ અવધિજ્ઞાન નથી, પણ અંશે કંઈક દેખાય.

## અવધિ ના જોઈ શકે ચેતન પર્યાય

આ જગતનું બુદ્ધિજન્ય અને ઈન્દ્રિયજન્ય જ્ઞાન બાદ કરીએ, ત્યાર પછી રહ્યું તે 'અવધિજ્ઞાન' કહેવાય. અવધિજ્ઞાન શાથી કહ્યું, કે જે પૌદ્‌ગલિક પર્યાયને જોઈ શકે છે, ચેતન પર્યાયને નહીં. ઘણી વખત તો મન-બુદ્ધિ, બહારના, એમ ઘણા બધા જ્ઞેયો એકી સાથે દેખાય. પણ અવધિજ્ઞાન ચેતન અવસ્થાને ના જોઈ શકે, પુદ્‌ગલ અવસ્થાને જ જોઈ શકે.

**પ્રશ્નકર્તા :** રૂપી દ્રવ્યને જ જુએ !

**દાદાશ્રી :** રૂપી, પૌદ્‌ગલિક વસ્તુઓ દેખાય, બીજું કંઈ નહીં. ચૈતન્ય

વસ્તુ કશું ના દેખાય. અહીં રહ્યા રહ્યા અમુક પ્રદેશોની વાત બધી દેખાય. જે પુદ્ગલની અંદર છે ચેતન, એ તે પુદ્ગલોને જોઈ શકે. પણ ચેતન ના જોઈ શકે, અવધિજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** દાદા, બે શબ્દ છે અવધિ અને કુઅવધિ. હવે બન્ને છે તો પુદ્ગલને જ જોઈ શકે છે, ચેતનને નહીં, તો શું તે બન્ને અલગ અલગ છે ?

**દાદાશ્રી :** કુઅવધિવાળાને અધોગતિમાં લઈ જાય એવું એને દેખાય અને આને ઊર્ધ્વગતિમાં લઈ જાય એવું દેખાય, આ રીતે હેલ્પિંગ છે.

## પરમ અવધિ દેખે મહાવિદેહ

**પ્રશ્નકર્તા :** અવધિ એટલે લિમિટેડ ?

**દાદાશ્રી :** અવધિ એટલે અમુક લિમિટનું. એ તો પરમાવધિ સુધી હોય, એથી મોટી, લાંબી લિમિટનુંય હોય.

અવધિજ્ઞાનમાં જાણે કે આ ભઈને આવું થશે, તેવું થશે, તેમ થશે. કારણ કે એ સીમા સહિત પુદ્ગલ પર્યાયને જાણી શકે અને પૂર્ણ સીમા સહિત પરમાવધિજ્ઞાન. અંશે થાયને એ સીમા સહિત કહેવાય અને પૂર્ણ સીમા ક્યારે ? પરમાવધિ થાય ત્યારે. પણ એની આગળ પછી બંધ થઈ જાય જ્ઞાન. એ ઈન્દ્રિયજ્ઞાન કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** પછી અતીન્દ્રિય શરૂ થાય ?

**દાદાશ્રી :** પછી અતીન્દ્રિય શરૂ થાય અને અતીન્દ્રિય તો પહેલેથી થયેલું હોય થોડું ઘણું. તોય પણ આ અવધિજ્ઞાન છે ને, એ પૂર્ણ ઈન્દ્રિયજ્ઞાન જ છે.

પરમાવધિ ક્યારે થાય છે ? વીતરાગોની સાક્ષીમાં થાય છે. એટલે અવધિજ્ઞાન લિમિટવાળું છે એટલે અવધિજ્ઞાનમાં પૂરું મહાવિદેહ ના દેખાય અત્યારે. મહાવિદેહનો કશો ભાગ ના દેખાય, પણ હવે એ શી રીતે બોલે છે, એ એની પૂર્વની કલ્પનાઓ જ છે બધી આ !

**પ્રશ્નકર્તા :** એટલે આમ ઉપયોગ મૂકીને તો દેખાયને ?

**દાદાશ્રી :** ના, એ ઉપયોગ જ ના રહેને ! ઉપયોગ પહોંચે નહીંને ! આ સીમિત અવધિજ્ઞાન હોય છે, પરમાવધિ ન્હોય આ. પરમાવધિ હોય તો બધું દેખાય. તે પરમાવધિમાં શું દેખાય ? પૌદ્ગલિક બાબતો. તે પરમાવધિમાં દેખાય પણ તે બહારનું. પણ અત્યારે પરમાવધિ જ્ઞાન હોય નહીં.

અત્યારે તો મનઃપર્યવજ્ઞાન ઊડી ગયું છે. અવધિજ્ઞાન સુધીનું છે હજી. તે હજુ પૂર્વભવનું કંઈક હોયને, એંસી વર્ષના થઈને મરી ગયા, પછી આપણે અહીં અગિયાર વર્ષનો થાય એટલે ઉદય આવે. કારણ કે ઈચ્છાવાળા, કંઈક ઈચ્છા હોય બહાર બધું જોવાની, પુદ્ગલો અહીં આગળ શું શું છે, તે બધું જોવાની ઈચ્છા તો એને અવધિજ્ઞાન થઈ જાય રસ્તે જતા.

## અવધિજ્ઞાન સીમિત, કેવળજ્ઞાન અસીમ

**પ્રશ્નકર્તા :** અવધિજ્ઞાન અને કેવળજ્ઞાન, એમાં શું તફાવત છે ?

**દાદાશ્રી :** અવધ એટલે સીમા. અમુક સીમા નક્કી થયેલી, તે અમુક સીમા સુધી દેખાય. એમને કેવળજ્ઞાન ના હોય. કેવળજ્ઞાન એટલે અસીમ જ્ઞાન, સીમારહિત જ્ઞાન. અવધની બહાર જાય એ કેવળજ્ઞાન.

અવધિ એટલે લિમિટ, પરમાવધિ એટલે મોટી લિમિટ અને કેવળજ્ઞાન એટલે અનલિમિટેડ. કેવળજ્ઞાન એટલે સર્વ ભૂમિકાનું જ્ઞાન.

## તિર્યંચે અટકે અવધિ, ન અટકે કેવળજ્ઞાનમાં

**પ્રશ્નકર્તા :** 'એક ધ્યાન અનંતા ભવનું જ્ઞાન' એવું કેમ કહેવામાં આવ્યું છે ?

**દાદાશ્રી :** અનંતા ભવનું જ્ઞાન એટલે કેવળજ્ઞાન થયું કહેવાય ને એ અનંતા ભવમાં શું જોવાનું ? અવધિજ્ઞાનમાં કંઈ સુધી દેખાય ? એ એમાં તિર્યંચ આવે ત્યારે અટકી જાય ને આમાં (કેવળજ્ઞાનમાં) અટકે નહીં

એટલો જ ફેર. પંદર અવતાર મનુષ્યના ગયા હોય, એને સોળમો અવતાર તિર્યંચનો હોય તો અવધિજ્ઞાનમાં પંદર જ અવતાર દેખાય અને આ કેવળજ્ઞાનમાં છે તે અંતરાય ના હોય, ઠેઠ સુધી દેખાય.

## 'લાયકાતે પ્રાપ્ત', નહીં તો અનર્થ મનુષ્યને

દેવલોકોને અને નર્કગતિવાળા લોકોને એ અવધિજ્ઞાન હોય છે અને વચલા લોકોને, મનુષ્યને ને તિર્યંચને, બેઉને નથી હોતું.

**પ્રશ્નકર્તા :** દેવલોકોને આપ્યું, નર્કના જીવોને આપ્યું, માણસને અવધિજ્ઞાન કેમ ના આપ્યું ?

**દાદાશ્રી :** માણસને એની લાયકાત થાય ત્યારે પ્રાપ્ત થાય છે. ત્યાં સુધી અવધિજ્ઞાન એને નકામું છે.

મનુષ્યને તો અવધિ અપાતું હશે ? નહીં તો પછી જાદુગરની પેઠ બધા માણસો ભેગા કરે ને આવું બધું બતાડે ને પૈસા ઉઘરાવે.

**પ્રશ્નકર્તા :** એ અવધિજ્ઞાન હોય તો અનર્થ થઈ જાય !

**દાદાશ્રી :** હા, એટલે આ જે છે એમાં જ બરોબર, કરેક્ટ છે. નહીં તો પછી આ છોડી પૈણવાની છે પણ આવતી સાલ રાંડવાની છે. આ ધંધો કરું તો સાત વર્ષે નાદારી જવાની છે. ધંધો વચ્ચે ઊંચો થઈ ખૂબ પૈસા કમાશે ને પછી સાત વર્ષે નાદારી જવાની એ બધું આમ દેખાય ત્યારે શું દશા થાય ? અવધિજ્ઞાનમાં આ ધંધા કરનારાને, છોડી પૈણાવનારને દશા શું થાય ?

**પ્રશ્નકર્તા :** એમ ખ્યાલ આવે કે હવે અંત દેખાય છે.

**દાદાશ્રી :** અંત નથી દેખાતો એ ઉત્તમ વસ્તુ છે. આ મનુષ્યોને સહેજેય જો કદી આગળથી જ્ઞાન આપ્યું હોય તો આ મનુષ્યો એમને એમ જીવતા જ મરેલા હોત. આ તો જીવતા અધમૂઆ તો છે જ ! પેલા તદ્દન મરી ગયેલા હોત. એમાં મજા ના આવે. કારણ કે જ્યાં નફો હોય ત્યારે તો આનંદ થાય જ એને અને ખોટની મહીં ઉપાધિ. એટલે આવતી સાલ

નફો છે, એની આગળ તો ખોટ છે તે બધું એને ખ્યાલ આવે તો પાછું ઉપાધિ થઈ પડે. એટલે ઉપાધિમય જ જીવન જીવે. એટલે મનુષ્ય માત્રને આ આગળ ન જાણવું એ ઉત્તમ છે. કિંચિત્‌માત્ર આવું જાણવું એ એને ફાયદાકારક નથી. અને એ જ્ઞાન જો આપણને હોય તો આપણી લાઈફ ખલાસ થઈ જાય, યુઝલેસ થઈ જાય. એટલે એ જ્ઞાન નથી તેથી આપણે રોફથી ફરીએ છીએ.

આપણને જો કદી આ ફોરકાસ્ટ (આગાહી)નું જ્ઞાન આપ્યું હોતને તો મનુષ્યો બધા, આ દુઃખ તો છે બધા, એથીય અત્યંત દુઃખમાં હોત. એટલે નથી એટલું સારું છે. ફોરકાસ્ટનું જ્ઞાન આપ્યું હોતને તો આપણે અહીં સુખેય આપનારું થાય ને દુઃખેય આપનારું થાય. જો સારો યોગ જામવાનો હોય તો સુખ આપનારું થાય, નહીં તો દુઃખ આપનારું થાય. એ કામનું જ નથી. એના કરતા એ બધું અજાણ્યું જ રહેલું છે એ સારું છે ને ? કેમ લાગે છે ?

## ના ટકે અવધિજ્ઞાન, સંકલ્પ-વિકલ્પે

**પ્રશ્નકર્તા :** અવધિજ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો એ લોકોને કેવી રીતે પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** એ પ્રાપ્તિ થાય એવી ચીજ નથી. એ તો આવરણ એની મેળે તૂટી જાય ને દેખાય બધું. બહુ હેલ્પિંગ વસ્તુ નથી એ.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** નહીં તો કાલે ગાડીમાં એક્સિડન્ટ થશે, તે સવારથી નીકળે નહીં. હવે તે ઘડીએ જ્ઞાન જતું રહે પેલું. એની ઉપર સંકલ્પ-વિકલ્પ કર્યા તો જતું રહે. એ તો કોને આ જ્ઞાન ટકે ? કે એવું અથડાવવાનું છે, એ થવાનું છે તોયે નીકળે તેને ટકે. એટલે આ જ્ઞાનથી આ લોકોને આગળની વિગત દેખાડવામાં આવે જ નહીં. મુશ્કેલીમાં મૂકાય જાય, સંસાર બધો બગડી જાય.

એટલે એ જો જાણે ને તો પણ ત્યાં જવું જ પડે. એટલે એવું કોઈને

ભવિષ્યનું જ્ઞાન થાય તો એ ઘડીવાર અને પછી જતું રહે એ જ્ઞાન. કારણ કે એ જાણે કે આજે અથડાઈશ, એટલે પછી એ મનમાં સંકલ્પ-વિકલ્પ કરે, એટલે જતું રહે એ જ્ઞાન. આપની સમજમાં આવે છે ને, હું શું કહેવા માગું છું તે ?

એ જ્ઞાન મારી પાસે આવ્યું'તું. તે પછી મેં કહ્યું કે એ તો કામનું જ નહીં, એ તો સંકલ્પ-વિકલ્પ થાય. આમ થઈ જશે, આમ જવાય નહીં અને ગયા વગર ચાલે નહીં. પ્રકૃતિ જ લઈ જાય છે આ બધું.

## અવધિજ્ઞાન, સુખ વધારે દેવોને

**પ્રશ્નકર્તા :** હવે દેવગતિની અંદર અવધિજ્ઞાન હોય છે, તો તેમને અવધિજ્ઞાનથી આગળ-પાછળનું બધું ખબર પડે ?

**દાદાશ્રી :** અવધિજ્ઞાન એટલે આજે ઉપયોગ મૂકે તો મનુષ્યલોકમાં શું ચાલી રહ્યું છે એ દેખાય.

હવે દેવલોકોને એ જ્ઞાન, તે ત્યાંથી જુએ, ત્યાં ઉપયોગ મૂકે એટલે પોતાના ફાધર-મધર બધા શું કરે છે દેશમાં, એ બધા એમને દેખાય. તે સગાવહાલાને જુએ અને પછી એ બધા દુઃખી થયેલા દેખાય એટલે મનમાં એને એમ સંતોષ થાય કે જો મેં ધાર્મિક કાર્યો સારા કર્યા હતા પુણ્યના, તો મને દેવગતિ મળી અને મારા સગાવહાલા જુઓ એમણે ખોટા કામ કર્યા હતા તે માર ખાય છે ને બધા ! એટલે પોતાને આનંદ થાય. અવધિજ્ઞાન દેવગતિમાં આનંદ વધારે કરાવે છે. એને એ જ્ઞાન હેલ્પ કરે. તે દેવગતિનું સુખ, વૈભવ વધે ઊલટો એને.

**પ્રશ્નકર્તા :** પણ દેવનું સુખ તો કાયમી નથી કાંઈ ?

**દાદાશ્રી :** કાયમી તો કશું કોઈ જગ્યાએ હોય જ નહીંને ! કાયમનું તો ફક્ત પોતાના સ્વભાવમાં, સનાતન ધર્મમાં આવે ત્યારે. આ બધો સનાતન ધર્મ જ ન્હોયને !

હવે એ અવધિજ્ઞાન પાછું દુઃખ ક્યારે આપે ? જે વસ્તુ વિશેષ હોય

બીજા કરતા, તે વિશેષ સુખ આપે. ત્યારે બીજા કરતા વિશેષ સુખ એય પાછી એની પછાડ વાગ્યા વગર ના રહે.

**પ્રશ્નકર્તા :** એટલે વિશેષ સુખનું અભિમાન કરે એટલે પછાડ વાગે ?

**દાદાશ્રી :** ના, વિશેષ સુખ એને મળ્યું, કંઈ ના મળે તો એને પછાડ વાગે નહીં. વિશેષ સુખ મળ્યું તેને પછાડ પાછી વાગે. દરેક એક્શન રિએક્શન સહિત જ હોય. એને વિશેષ સુખ મળ્યું, તે દેવને શું મળ્યું ? તે પોતાના બધાને જોયા, આ લોકોએ ખરાબ કર્મ કરેલા, એ જો અત્યારે કેવું ભોગવી રહ્યા છે ને આપણે કેવા છીએ ! એ ઘણું સુખ આપે બધું. પણ પાછું જ્યારે મરવાનું થાયને, ત્યાંથી છૂટવાનું થાય, ચ્યવવાનું, ચ્યવે ત્યારે એની માળા હોય ત્યાં આગળ તે સૂકાય એટલે અવધિજ્ઞાનથી સમજી જાય કે ઓહો ! જવાનું થયું હવે. એ પછી જુએ ક્યાં જવાનું છે ! તે અવધિજ્ઞાનથી દેખાય. અરે ! આ દેવગતિ છોડીને ગાયને પેટે અવતાર આવશે. સીધો ગાયમાં જતો રહે, ગધેડામાં, કૂતરામાં જતો રહે અને માણસેય થાય ! એ એને ખબર પડે એટલે પછી મહીં અકળાટ થયા કરે. આ દેવગતિ છોડીને આ પાછું આવું !

એટલે દેવગતિમાં એ અવધિજ્ઞાનથી સુખ વધે, જ્યારે નર્કગતિમાં અવધિજ્ઞાનથી દુઃખ વધે. એટલા સારું અવધિજ્ઞાન આપેલું. તે વ્યવસ્થા કેવી સુંદર છે ! તે આ તીર્થંકરોની વ્યવસ્થા નથી. ઈટસેલ્ફ છે આ.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત છે.

**દાદાશ્રી :** હા.

## અવધિજ્ઞાને, દુઃખનો ગુણાકાર નર્કે

નર્કમાં અવધિજ્ઞાન એટલા માટે છે કે વધુ દુઃખ થાય. એ અવધિજ્ઞાન ના હોય તો સારું, પણ કુદરતનો નિયમ છે એને વધુ દુઃખ થવું જ જોઈએ.

નર્કમાં દુઃખ તો પાર વગરનું છે જ પણ આ જે જ્ઞાન આપ્યું છે, તે ત્યાંથી એ અહીં આગળ જોઈ શકે એવું. એ જો ઉપયોગ નક્કી કરેને,

કે મારે જોવું છે, તો અહીંયા આ બધું આખું દેખાય એને.

હવે એ અવધિજ્ઞાનમાં શું કરે કે એના ફાધર-મધર, ભાઈઓ બધા અત્યારે ક્યાં છે, તે અહીં આગળ મનુષ્યલોકમાં તપાસ કરે, જુએ અવધિજ્ઞાનમાં. બધા વાતો કરતા હોય, ચા પીતા હોય ને ઢોંસા ખાતા હોય ને બધું ખાતા હોય એ જુએ. એને જ્ઞાનમાં શું દેખાય કે ઓહોહો ! આ ફાધર-મધર, આ મારી વાઈફ આ બધા મજા કરે છે ને હું એકલો જ નર્કમાં ! મેં ખોટું કર્યું ત્યારે જ ને આ દુઃખ થયું. તે ઊલટો વધારે દુઃખી થાય. એ જ્ઞાન એને વધુ દુઃખ કરવા માટે પ્રાપ્ત થયું છે.

એને બહુ દુઃખ થાય કે મેં ખોટા કર્મ બાંધ્યા તેથી આ મારે ભોગવવું પડે છે. કર્મ મેં બાંધ્યા, લોકોની જોડે ચોરીઓ, લુચ્ચાઈઓ, હરામખોરી મેં કરી ને ભેગું કરેલું ભોગવ્યું એમણે. કારણ કે એ તો ના કહેતા હતા, તમે સારા કામ કરજો, બા. અમારે જોઈતું નથી આવું. પણ પેલો કરી લાવેને કર્મ તો !

ત્યાં આગળ પછી પોતાને મનમાં એમ થાય કે અમારા ભઈઓ બધા જો એમણે કંઈ ગુનો ના કર્યો ત્યારે સારી રીતે મજામાં છે ને મેં આ ગુના કર્યા, મેં આ પાપ બાંધ્યા, તેનું જ આ મને ફળ મળ્યું. તે પછી નક્કી કરે કે હવે કોઈ સુખ ભોગવવું નથી, હવે મોક્ષે જ જવું છે. જેમ બહુ મોટો ગુનેગાર હોય ને તેને બહુ મોટો દંડ આપે ત્યારે જ પાછો ફરે ને ! નહીં તો ફરે નહીં, ગાંઠે નહીંને !

નર્કયોનિના દુઃખને લઈને જ ત્યાંથી એવા ભાવ થાય છે કે ફરી હવે મોક્ષ સિવાય બીજું કાંઈ જોઈતું જ નથી. એ દુઃખ સહન થતા નથી, એટલે નક્કી કરે છે કે હવે કશું જોઈતું નથી.

❖ ❖ ❖ ❖ ❖

## (૪.૨)

# મન:પર્યવજ્ઞાન

### રહી જુદો દેખે તમામ પર્યાય, તે મન:પર્યવ

**પ્રશ્નકર્તા :** મારા મનમાં જે વિચારો ચાલતા હોય તે અવધિજ્ઞાની જાણી શકે ખરો ?

**દાદાશ્રી :** ના, તે મનના વિચારો જાણવા, એ મન:પર્યવજ્ઞાનનું કામ. મન:પર્યવજ્ઞાન એ જુદું છે.

**પ્રશ્નકર્તા :** એ સમજાવો, દાદા.

**દાદાશ્રી :** પોતાના મનના તમામ પર્યાય, મનની તમામ સ્થિતિને સમજી શકે, એટલે મનથી સાવ જુદો જ રહેતો હોય અને એ જ પછી સામાના મનના પર્યાયની સ્થિતિ સમજી શકે એ મન:પર્યવજ્ઞાન. મનના પર્યાય, માણસનું ગજુ નહીં કે જાણી શકે. એ મહીં શું વિચારે છે તેય ભાન ના હોયને તો પર્યાય તો શી રીતે સમજે ?

આપણા લોકો પોતાના મનથી જુદા રહી શકે નહીં. આ બધી બહારની વસ્તી છે, અજ્ઞાની જીવ, એ બહુ જૂજ, થોડોક જ ટાઈમ જુદો રહી શકે. મનમાં જેવું આવે તેમાં જ રહ્યા કરે. હવે મનથી સાવ જુદા રહેતા હોય તેને મનમાં શું વિચાર આવે છે, શું શું થાય છે, મન શું ઘાટ ઘડે છે, શું શું કરે છે એ બધું એને પોતાને દેખાય. અને તેના ઉપરથી બીજો સામો જે માણસ આવતો હોય તે એ માણસ આવવાથી અત્યારે આ સ્થિતિમાં કેમ ફેરફાર થયો, એટલે સામાનામાં શું વિચાર ચાલી રહ્યા

છે એનો પડઘો આપણા મન ઉપર પડે. એટલે આપણને બધા એના પણ વિચારો દેખાય.

## મનના ફોટા પડે પ્રતિબિંબ સમાન

**પ્રશ્નકર્તા :** મનઃપર્યવજ્ઞાનથી સામાના મનના વિચાર કેવી રીતે દેખાય ?

**દાદાશ્રી :** મનઃપર્યવજ્ઞાન એટલે પોતાના મનના પર્યાયને બધી રીતે જાણવા, જ્ઞેયરૂપે અને પોતાના મનના પર્યાય બધા જાણી જાય ત્યાર પછી સામાના મનના પર્યાય જાણવાના હોતા નથી. પણ કો'ક અહીં આવીને ઊભો રહે તો એના મનના વિચાર મને ખબર પડે. આપણા મનના પર્યાય જાણીએ એટલે આપણું મન અરીસા જેવું થઈ જાય. તેથી સામાના મનના પર્યાયના ફોટા મહીં પડે.

તમે અરીસામાં જોઈને ઊભા છો ને પાછળ કોઈ આવીને ઊભો રહે તો દેખાયને, એવું આપણું મન અરીસા જેવું થાય.

હવે મનના કહ્યા પ્રમાણે લોક ચાલે અને મનના પર્યાયને શી રીતે સમજે ? એ તો મનથી સાવ છૂટો રહેતો હોય, મનનો જ્ઞાતા-દ્રષ્ટા હોય, મન વશ થઈ ગયેલું હોય, ત્યાર પછી મનના પર્યાય સમજી શકે.

## જ્ઞાનીને આંશિક મનઃપર્યવજ્ઞાન

પોતાની મનની બધી અવસ્થા જાણે એ મનઃપર્યવજ્ઞાન. આ કાળમાં મનઃપર્યવ નથી થતું, તોયે મનઃપર્યવ અમને અમુક અમુક અંશે વર્તે છે. સર્વાંશે નથી વર્તતું, એનું કારણ છે કે કાળનું કાંઈ બળ હશે. ફક્ત જ્ઞાની પુરુષને બુદ્ધિ ના હોય એટલે ત્યાં કંઈક મનઃપર્યવના છાંટા દેખાય. બાકી કોઈ જગ્યાએ મનઃપર્યવ હોય જ નહીં ને ! મનઃપર્યવ કોઈને હોય નહીં. અમને ફક્ત મનઃપર્યવ નાના અંશમાં હોય કે તમારા મનમાં શું ચાલી રહ્યું છે એ અમને ખબર પડી જાય. એટલે તમારા મનને દુઃખ ન થાય એવી રીતે અમારું બધું વર્તન હોય.

અને વીતરાગોનું મનઃપર્યવજ્ઞાન કેવું હતું કે સામાનાં મનમાં શું

ચાલી રહ્યું છે તે જાણી શકે. બહારનાં લક્ષણ ઉપરથી નહીં, બહારનાં લક્ષણ પરથી તો બુદ્ધિશાળી પણ ખોળી કાઢે. પણ આ તો બધી રીતે એક્ઝેક્ટ. અમારે વીતરાગોથી થોડો ફેર. થોડે માર્કે નાપાસ થયેલાને એટલે બધી રીતે નહીં, અરધી (થોડી) રીતે ખબર પડે.

## અક્રમ જ્ઞાને આમ ઠર્યું મનઃપર્યવ

આ અક્રમ તો અલૌકિક જ્ઞાન છે, તે મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થાય. વિચાર આવે ને જ્ઞાતા-દ્રષ્ટા રહે. આ તો પાછું બુદ્ધિના પર્યાય જોવાનુંય જ્ઞાન ઉત્પન્ન થયું છે. આ મનના વિચારો અજ્ઞાનીનેય દેખાય. છતાં તે પર્યાય જાણવાનું આત્મા થયા વગર મનઃપર્યવજ્ઞાનમાં ના ગણાય. આ મનના પર્યાય તો આ બાલચક્ર ઘડિયાળમાં છે તેમ ક્ષણે ક્ષણે બદલાય, એવું નિરંતર બદલાય તેના જ્ઞાતા-દ્રષ્ટા રહે તો જ મનઃપર્યવજ્ઞાન.

મનની અવસ્થા જોઈ શકે તેને જ્ઞાની કહ્યો છે. મનના કોમ્પ્રેશન, ટેન્શન કેટલું ઊંચું ગયું, કેટલું નીચું ગયું, કેવો ઉલ્લાસ, કેવું ડિપ્રેશન, બધા પર્યાય જોવા એ મનઃપર્યવજ્ઞાન.

મન ચંચળ થાય તો ખબર પડી જાય. ખોતરવા માંડે તો ખબર પડી જાય. શું શું કરે છે એ ખબર પડી જાય. ચેનચાળા કરે, નાટક કરે એ બધું ખબર પડી જાય. એ બધું જાણે. મનની બધી અવસ્થા જાણે એ મનઃપર્યવજ્ઞાન કહેવાય. મન કપટ કરવા ફરે કે આપણને મદદ કરવા ફરે તે બધી ખબર પડી જાય. તું જાણુંને ?

**પ્રશ્નકર્તા :** કોઈ વખત જાણું.

**દાદાશ્રી :** ક્રમિકમાં સાધારણ મનઃપર્યવજ્ઞાન હોય ને આ તો સજ્જડ મનઃપર્યવજ્ઞાન, સૂક્ષ્મ જોઈ શકે. આ તો બુદ્ધિના પર્યાય પણ જોઈ શકે તે પણ જ્ઞાન કહેવાય. આ ચિત્તને તો અજ્ઞાની પણ જોઈ શકે. તે અશુદ્ધ ચિત્ત જ્ઞાનમાં ના ગણાય. અહંકાર પણ જોઈ શકે, પણ એ જોવાના જ્ઞાનને જ્ઞાન નથી કહ્યું.

ભગવાન ગયા પછી મનઃપર્યવ નથી એવું સીલ મારી દીધું, પણ

આ અક્રમ જ્ઞાને આપણને મનઃપર્યવ જ્ઞાન થયું. તેથી તો કોઈ માટે અતિશય દ્વેષ હોય તો આપણે જાણીએ ને ત્યાં સીલ મારીએ. જ્યારે એ માણસ ફરી ભેગો થાય ત્યારે ભડકો થતો એની મેળે અટકી જાય. એ જ્ઞાન ના હોત તો તો તરત જ ભડકો થઈ જાય.

## ખરા ત્રણ - શ્રુત, મતિ ને કેવળ

ખરા જ્ઞાન ત્રણ-મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, કેવળજ્ઞાન. અને મનઃપર્યવજ્ઞાન અને અવધિજ્ઞાન એ તો પૌદ્‌ગલિક જ્ઞાન છે. એ કેવળજ્ઞાન થતા પહેલા ઉત્પન્ન થાય છે, પણ એ શું કામનું ? અને મેં જેટલાને જ્ઞાન આપ્યું છે ને એટલાને મનઃપર્યવજ્ઞાન અંશે ઉત્પન્ન થયું છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૪.૩)

# ‘અક્રમ’થી ઓળંગ્યા શ્રુત, મતિ, અવધિ ને મનઃપર્યવ

### કાળ ને કર્મના દબાણે, જૂજ અત્યારે આ જ્ઞાન

**પ્રશ્નકર્તા :** આજે કોઈ અવધિજ્ઞાની ખરા, અહીંયા આ ભારત વર્ષમાં ?

**દાદાશ્રી :** ના. એ નાના પ્રમાણનું અવધિજ્ઞાન હોય. એટલે અવધિજ્ઞાન કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** હા, પણ આટલા મહાત્માઓ છે બધા, તો એ કેમ થતું નથી ?

**દાદાશ્રી :** એ આ દુષમકાળને લઈને.

**પ્રશ્નકર્તા :** અહીંયા આપણા પર્યાયો કેટલા શુદ્ધ થઈ શકે ? કેટલા પ્રમાણમાં શુદ્ધ થઈ શકે ? કારણ કે આપણને અવધિજ્ઞાન એ બધું જ્ઞાન તો થવાનું નથી, તો ?

**દાદાશ્રી :** એ જરૂર જ નહીં. અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનની જરૂર જ નથી, જેને મોક્ષ જોઈતો હોય તેને. જેને આ જગતની લીલા દેખાડવી હોય એને અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનની જરૂર છે. પણ આમાં રોગ ના પેસે, એ મોટામાં મોટું એવું હોવું જોઈએ ને ! આપણે તો મોક્ષે જવું છે અને લોકો મોક્ષમાં જાય એવો રસ્તો કરવો છે, બીજી કાંઈ પાઘડી-બાઘડી બાંધવી નથી.

**પ્રશ્નકર્તા :** પણ એ આપોઆપ ના થાય? દાદા ? જરૂર પણ ન હોય છતાં પણ જો પર્યાયો શુદ્ધ થતા જાય તો... ?

**દાદાશ્રી :** ના થાય, અત્યારે આ કાળમાં ના થાય. આ કાળ એવો છે કે થાય એવું નથી. બહુ જૂજ પ્રમાણમાં અવધિ અને બહુ જૂજ પ્રમાણમાં મનઃપર્યવ થાય.

એટલે આ અવધિજ્ઞાન એ તો બધું કર્મના ક્ષયોપશમ ઉપર આધાર રાખે છે. આ કાળમાં કર્મના ક્ષયોપશમ એવા થાય એવા નથી. તે અવધિજ્ઞાન બહુ થાય એવું નથી. અવધિજ્ઞાન નાના પ્રકારનું થાય. આ કાળના કર્મના ક્ષયોપશમ એટલા બધા એ છે, દબાણ બહુ છે. એ કર્મના ક્ષયોપશમ બહુ ઓછા થઈ જવા જોઈએ.

## જ્ઞાનીને નહીં રુચિ 'અવધિજ્ઞાન'માં, ખપે કેવળ મોક્ષ જ

**પ્રશ્નકર્તા :** આપને શ્રુતજ્ઞાન છે તો એમાં અવધિજ્ઞાન આવી ગયુંને ?

**દાદાશ્રી :** ના, અવધિજ્ઞાન ના આવે. અવધિજ્ઞાન પૌદ્ગલિક જ્ઞાન છે, તે જુદી વસ્તુ છે.

કૃપાળુદેવને જે પાછલા અવતાર દેખાયા'તાને, તે એક જાતનું જાતિસ્મરણજ્ઞાન જ હતું.

**પ્રશ્નકર્તા :** આપને ના હોય ?

**દાદાશ્રી :** ના હોય. અમને અવધિજ્ઞાન હોતને તો ઓરડીમાં રોજ છે તે લોક પૂછવા આવ્યા કરત કે મારા સસરા વડોદરાના દવાખાનામાં છે, તેનું શું થયું હશે ? ફલાણું શું થશે ? તે મને રાત્રે દસ વાગેય ઊંઘવા ના દેત.

એ તો આ મોટા મોટા સાયન્ટિસ્ટો ને આ મોટા મોટા કેમિસ્ટો, એ કેમિકલ્સ બનાવતા હોય અને મને કહે કે દાદા, તમને અવધિજ્ઞાનથી દેખવામાં આવે છે ? મેં કહ્યું, ના બા, મારું કામ નહીં. એ તો બુદ્ધિના ખેલ છે. બુદ્ધિ હોય નહીં એટલે એમાં પડેય નહીંને ! અમને તો મોક્ષ એકલો જ જોઈએ છે ને કેવળજ્ઞાન સહિત રહેવું છે.

## શ્રુત-મતિ મેઈન પ્રોડક્ટ, અવધિ-મન:પર્યવ બાય પ્રોડક્ટ

**પ્રશ્નકર્તા :** આપ્તવાણીમાં આવે છે કે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ કેવળજ્ઞાન માટેનું કારણ છે અને અવધિજ્ઞાન અને મન:પર્યવજ્ઞાન એની કંઈ આવશ્યકતા છે નહીં. કોઈવાર આવી જાય તો બરોબર છે ને ના પણ આવે ને સીધું, ડાયરેક્ટ કેવળજ્ઞાન પણ થઈ જાય. તો આ મારે જરા વધારે સમજવું છે.

**દાદાશ્રી :** એ જ્ઞાન કંઈ ખાસ કેવળજ્ઞાનને માટે આવે કે ના આવે તેની જરૂર નથી. આપણે જે ગામ જવું છે, કેવળજ્ઞાન સુધી આપણે જવું છે. કેવળજ્ઞાન સ્વરૂપ આપણે થવું છે. એમાં આ જ્ઞાન ન હોય તો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** પણ કોઈને આવે ખરું ?

**દાદાશ્રી :** હા, ઘણાને ઉદય નાયે આવે ને કોઈને આવેય ખરું, પણ એ હેલ્પિંગ નથી એ. એના વગર કેવળજ્ઞાન અટકી શકે એવું નથી. મતિજ્ઞાન તો એ વધતું વધતું નવ્વાણું પૂરા થાય ત્યારે કેવળજ્ઞાન થાય. મતિજ્ઞાન ટૉપ ઉપર જાય ત્યારે કેવળજ્ઞાન થાય અને અવધિજ્ઞાન અને મન:પર્યવજ્ઞાન થાય કે ના થાય એની પછી કશી પડેલી નથી. મતિજ્ઞાન ટૉપ ઉપર જવું જોઈએ, તો સીધું ડિરેક્ટ આત્મામાં આવી ગયો. એટલે મુખ્ય મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન, એના પરિણામમાં આ કેવળજ્ઞાન છે અને આ અવધિ અને મન:પર્યવ તો બાય પ્રોડક્ટ, વચ્ચે રસ્તામાં આવતા સ્ટેશનો છે. કેવળજ્ઞાનને પહોંચતા પહોંચતા આ જ્ઞાન એની મેળે જ પ્રગટ થાય છે. એના માટે પ્રયત્ન કરવો પડતો નથી. પ્રયત્ન મતિ અને શ્રુત બેમાં જ માણસે કરવાની જરૂર છે. પહેલા શ્રુતજ્ઞાન કમ્પલીટ થાય, ત્રણસો સાંઈઠ થાય. પછી જેમ જેમ શ્રુતજ્ઞાન પરિણામ પામતું જાય તેમ મતિજ્ઞાનમાં પરિણમે. મતિજ્ઞાન જ્યારે કમ્પલીટ ત્રણસો સાંઈઠ ડિગ્રીનું થાય ત્યારે કેવળજ્ઞાન થાય.

## પૂરણ-ગલન સ્વભાવનું, અવધિ-મન:પર્યવ

**પ્રશ્નકર્તા :** મન:પર્યવજ્ઞાન અને અવધિજ્ઞાનની જરૂર કેમ નહીં ?

**દાદાશ્રી :** મનઃપર્યવ અને અવધિ એ જ્ઞાન, જ્ઞાન જ ના કહેવાય. એ પૌદ્ગલિક જ્ઞાન છે, અહીં બેઠા બેઠા પુદ્ગલ જોવાની શક્તિ ઉત્પન્ન થઈ. હા, શક્તિ ઊભી થઈ એ માનસિક શક્તિ, અંદરની શક્તિ. આ આંખોથી ના દેખાય. એ પુદ્ગલને જોઈ શકે. પણ એ આત્માનું ન્હોય. એ વચ્ચેના સ્ટેશનો છે. એટલે આ પાંચ જ્ઞાનમાં મતિ અને શ્રુત એ બે જ્ઞાન કાર્યકારી છે. પેલા મનઃપર્યવ ને અવધિ બેઉ ઉત્પન્ન થતા જ્ઞાન છે. એ તો કેવળજ્ઞાન થતા પહેલા રસ્તામાં થાય છે. એ બાય પ્રોડક્ટ છે. કો'કને ઉત્પન્ન થાય અને કો'કને ના પણ ઉત્પન્ન થાય. એને કશું લેવાદેવા નથી. એ સહુ સહુના બાય પ્રોડક્શન ઉપર આધાર છે. આ બે જ્ઞાન કેવળજ્ઞાન થતા કોઈને એમની ઈચ્છા હોય તો થાય, બધાને ના થાય. એમાં કંઈ બહુ મજા નથી.

અવધિજ્ઞાન ને મનઃપર્યવજ્ઞાન એ સમજાય એવી વસ્તુ નથી. તે તો અંશ સ્વરૂપે ઉત્પન્ન થાય છે. પણ લોકોને ખબર નથી ને તે પૌદ્ગલિક જ્ઞાન છે તે પૂરણ-ગલન સ્વભાવવાળું છે. તે ક્યારે ખલાસ થાય તે કહેવાય નહીં. તેના કરતા એ બધા લોકો પાસે કુમતિ, કુશ્રુતજ્ઞાન, કુઅવધિજ્ઞાન છે તે જ બરોબર છે.

## જ્ઞાની વર્તે કેવા જ્ઞાનમાં ?

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રમાં જ્ઞાનના પાંચ પ્રકાર કહ્યા; મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ, તો એમાંથી એ બધા આત્મજ્ઞાનના જ પ્રકાર છે ?

**દાદાશ્રી :** એ તો રસ્તો છે, પગથિયાં છે. તેમાં બે જ પગથિયાં, મતિ ને શ્રુત, પેલા બધા ફળ છે.

**પ્રશ્નકર્તા :** એમાંથી આપને કયા પ્રકારનું જ્ઞાન છે ?

**દાદાશ્રી :** અમારું જ્ઞાન કેવળજ્ઞાનમાં ચાર અંશ ઓછા છે. એટલે કેવળદર્શનવાળું અમારું જ્ઞાન છે. અમને અવધિજ્ઞાન નથી કે મનઃપર્યવજ્ઞાન નથી. અમારે મતિજ્ઞાન ને શ્રુતજ્ઞાનમાંથી આગળ વધી અને કેવળજ્ઞાનના અંશોમાં ચાર અંશો ખૂટતા રહ્યા.

**પ્રશ્નકર્તા :** તો એને મતિજ્ઞાન જ કહેવાયને ?

**દાદાશ્રી :** ના, અંશે કેવળજ્ઞાન કહેવાય. મતિજ્ઞાન અહંકાર સહિત હોય. આમાં, અહંકાર ના હોય અમારામાં એક સહેજેય.

એક મહારાજ સાહેબ મને કહે છે કે અવધિજ્ઞાન થયું છે આપને ? મનઃપર્યવજ્ઞાન થયું છે ? મેં કહ્યું, ના, એવું જ્ઞાન અમને થયું નથી. અમારે એ જ્ઞાનની જરૂર નથી. કારણ કે આમાં મોક્ષે જવામાં આ જ્ઞાનની જરૂર નથી. આ પૌદ્‌ગલિક જ્ઞાન છે. તે પાછા મહારાજ સમજી ગયા.

અમને મનઃપર્યવ હોય, બહુ નાના સ્ટેપનું. પણ તે અમે કહીએ તો પાછા મોટા સ્ટેપનું ખોળે. એટલે એના કરતા ભાંજગડ જ છોડી દોને ! આપણે વેપાર જ નથી કર્યો ત્યાં આગળ ! બે મણ સોનું પડ્યું હોય, પચ્ચીસ મણ માંગે ત્યારે શું કરીએ આપણે ? એના કરતા વાત જ છોડી દેવાની, 'સોનું-બોનું અહીં નથી' કહીએ. તમારા મનમાં શું છે એ વાંચી શકીએ અમે. પણ તે અમુક પ્રમાણમાં વાંચી શકીએ, બધા પ્રમાણમાં ન વંચાય. એટલે જે બધા પ્રમાણમાં વંચાય ત્યારે મનઃપર્યવજ્ઞાન કહેવાય. એ અત્યારે હોતું નથી. કોઈ જગ્યાએ પૂછતા હતા, જો એવું હોય તો સારી વાત, કહે છે. મેં કહ્યું, ના, નથી, અમારે તો આત્મજ્ઞાન છે, બીજું કશું અમારે નથી.

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાનમાં પાંચેય જ્ઞાન સમાઈ ગયાને ?

**દાદાશ્રી :** બધું આવી ગયું. આ એક જ રૂમમાં બધા માણસ સમાઈ ગયા છે ને, એવું. પાંચ નહીં, બધાય, જેટલા જ્ઞાન છે એ બધાય આત્મજ્ઞાનમાં સમાઈ ગયા.

## કેવળ રમણતા, જ્ઞાતા-દ્રષ્ટારૂપી

**પ્રશ્નકર્તા :** આપ અત્યારે જ્ઞાનમાં શું જોઈ શકો છો ?

**દાદાશ્રી :** એ જોવાનું જ નહીં, રમણતા જ બસ. જ્ઞાતા-દ્રષ્ટારૂપી રમણતા એનાથી ચાલે. જોવા-કરવાનું નહીં, નિરંતર રમણતામાં જ. પહેલા પરરમણતા હતી, અહંકારમાં જ રમણતા હતી. કેમ કરીને માન મળે, કેમ કરીને અપમાન ના થાય એની જાળવણીમાં જ. એની જાળવણી આખો દા'ડો હતી. કોઈ કહેશે, 'આટલા રૂપિયા ગયા.' 'એ ગયા તો ગયા મૂઆ, પણ એમાં અપમાન નથી થાય એવુંને ?' ત્યારે કહે, 'ના.' એ

અહંકારની જાળવણી, એમાં જ રમણતા. જાણે કોઈ આપણને એ અહંકાર લાભ ના આપતો હોય રોજ ! એને પરરમણતા કહેવાય, પૌદ્ગલિક રમણતા અને આ સ્વરમણતા ઉત્પન્ન થઈ છે. એને સ્વ-ચારિત્ર કહેવાય. બાકી અમને બીજું કોઈ જ્ઞાન નહીં. જાતિસ્મરણ કહો, બીજું કહો, ત્રીજું કહો, કોઈ નહીં. યાદશક્તિ જ નહીંને !

**પ્રશ્નકર્તા :** આ યાદશક્તિ તો ઘણી દેખાય છે.

**દાદાશ્રી :** ન્હોય યાદશક્તિ આ તો. યાદશક્તિ કોનું નામ કહેવાય ? શાસ્ત્ર ઉપર મને રાગ હોય તો મને યાદ રહે. મને શાસ્ત્ર ઉપરેય રાગ નહીં. એટલે તો હું શાસ્ત્રો-બાસ્ત્રો ભૂલી ગયેલો.

જે ચીજમાં તમારા રાગ-દ્વેષ ગયા, તે એ ચીજ તમને ભૂલાઈ જાય. અમને કોઈ ચીજ યાદ ના હોય.

આ તો અમને દેખાય. અમે દેખીને બોલીએ છીએ. આ બધું જોઈને બોલીએ છીએ, દર્શનથી. આ શાસ્ત્રની વાત નથી બોલતા, દર્શનથી બોલીએ છીએ. તમે પૂછો એટલે દેખાય તે કહીએ અમે અને બધો નવો માલ, તાજો. તાજી મીઠાઈ, શાસ્ત્રની મીઠાઈ તો ઘણા કાળ દા'ડાની હોય, આ તો તાજી. લોકો પૂછે કે તરત શી રીતે આમ કાઢો છો ? હું જોઈને કાઢું છું, એમાં વાર કેટલી લાગે તે ? આમ જોયું એટલે દેખાયું. શેમાં જુઓ છો ? ત્યારે કહે, કેવળજ્ઞાનમાં જોઉં છું.

## પ્રત્યક્ષ હોઈ, આપે સઘળું સામર્થ્ય પ્રમાણે

**પ્રશ્નકર્તા :** આપને જે જ્ઞાન છે તે પરોક્ષ છે કે પ્રત્યક્ષ છે ?

**દાદાશ્રી :** અમને તો પરોક્ષ હોય નહીં ને ! પ્રત્યક્ષ જ છે. અને તે પાછો બોલું છું તેય પ્રત્યક્ષ જ્ઞાન. મને તો પ્રત્યક્ષ થયું. પ્રત્યક્ષ એટલે જે સોની નોટ રોકડી. આ પેપરની અંદર લાઈટ હોય તે પરોક્ષ કહેવાય અને જે અજવાળું આપે એ પ્રત્યક્ષ લાઈટ કહેવાય. એટલે અજવાળું આપે એવું લાઈટ જોઈએ.

અમને પ્રત્યક્ષપણું પ્રગટ થઈ ગયું અને પરોક્ષ એટલે તો આવું આમ હતું ને તેમ હતું ને એવું તેવું. આગે સે ચલી આઈ. આગળ

ભગવાન થઈ ગયા એ ભગવાન આજે હેલ્પ કરે નહીં બહુ. આજે પ્રગટ હોય, તે બધી ચીજ આપી દે. જેટલું સામર્થ્ય હોય એટલું બધુંય આપે અને પરોક્ષ કશું આપે નહીં.

## શુક્લધ્યાન વર્તે, તે અંશ કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, અવધિજ્ઞાન અને કેવળજ્ઞાન, આ પાંચ જ્ઞાન છે, એમાં આપે અમને જે જ્ઞાન આપ્યું છે ને, તે કઈ લાઈનમાં આવે ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાનમાં આવે. આ કેવળજ્ઞાન જ આપ્યું છે. કેવળજ્ઞાન, આ જે હું આપું છું તેની બહાર નથી. આ મતિજ્ઞાન નથી. મતિજ્ઞાન બુદ્ધિમાં સમાય. કઈ ? સદ્બુદ્ધિ. આ તો કેવળજ્ઞાન છે. નહીં તો બીજે દહાડે અજવાળું જ ના થાય અને આત્મા કોઈ દહાડો હાથમાં ના આવે. એવો અલખ આત્મા, ક્યારેય લક્ષ ના બેસે એનું. બીજા બધાનું લક્ષ બેસે. આ તો કેવળજ્ઞાન આપેલું છે. મને પચ્યું નહીં એ તમને આપ્યું, એ તમને પચશે નહીં. ભલેને નહીં પચે. ફરી મોડું પચશે, એક અવતાર પછી પચશે, પણ પચ્યા વગર છૂટકો છે કંઈ ? કેવળજ્ઞાનના અંશો ભેગા થવા માંડ્યા છે હવે. મતિજ્ઞાન હોય ત્યાં સુધી કેવળજ્ઞાનના અંશ ભેગા થાય નહીં. કેવળજ્ઞાનના અંશ, મતિજ્ઞાન પૂરું થાય ત્યારથી શરૂઆત થાય. પછી કેવળજ્ઞાન થાય. કેવળજ્ઞાનની શરૂઆત શાને કહેવાય કે શુક્લધ્યાન વર્તે તો. શુક્લધ્યાન જેને વર્તે તે કેવળજ્ઞાનની અંશ શરૂઆત થઈ ગઈ. અને મતિજ્ઞાનનો એવો નિયમ નથી કે શુક્લધ્યાન વર્તે. શ્રુતજ્ઞાનનો એવો નિયમ નથી કે શુક્લધ્યાન વર્તે. શ્રુતકેવળી હોય પણ શુક્લધ્યાન ના થાય. શ્રુતકેવળી કોને કહેવાય ? જેમ આપણને આ આત્માનું કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે, એવું શાસ્ત્રનું કેવળ આત્માનું જ્ઞાન, કેવળજ્ઞાન શાસ્ત્ર રીતે, શાબ્દિક રીતે, પણ અનુભવ રૂપે નહીં અને આપણું અનુભવ રૂપે હોય.

## આત્મજ્ઞાન પછી, ના જરૂર બીજા કોઈ જ્ઞાનની

**પ્રશ્નકર્તા :** હવે જો જ્ઞાન હોય તો આત્મજ્ઞાન પછીના જે મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવજ્ઞાન એ બધા ના થાય ?

**દાદાશ્રી :** એ તો બધા જ્ઞાન ઓળંગી અને કેવળજ્ઞાનની નજીક આવીને ઊભા રહ્યા. પછી મતિ, શ્રુતની કે અવધિની કોઈ જરૂર નથી. મન:પર્યવજ્ઞાનની જરૂર નથી. આત્મજ્ઞાન જાણ્યું એટલે થઈ ગયો મોક્ષ. એ તો બધામાં મતિજ્ઞાન મુખ્ય કારણ છે. હવે મતિજ્ઞાનથી તો ક્રમિક માર્ગમાં ક્યારે પાર આવે ? બધાય આચાર્યો મતિજ્ઞાનવાળા છે, શ્રુતજ્ઞાનવાળા છે, પણ મતિ, શ્રુત સમ્યક્ હોવું જોઈએ. હવે સમ્યક્ ક્યાંથી લાવે એ ? સમ્યક્ એ તો જ્ઞાની પાસેથી હોવું જોઈએ. જિન પાસેથી જે સાંભળેલું એ સમ્યક્ જ્ઞાન, શ્રુતજ્ઞાન. જિન પાસેથી ડાયરેક્ટ સાંભળેલું તો સમ્યક્ જ્ઞાન થાય, નહીં તો સમ્યક્ જ્ઞાન કેવી રીતે થાય ? એટલે મતિજ્ઞાનેય સમ્યક્ ના હોય, મિથ્યા હોય.

**પ્રશ્નકર્તા :** મતિજ્ઞાન થાય એટલે સમ્યક્ જ્ઞાન જ કહેવાયને ?

**દાદાશ્રી :** ના, મતિજ્ઞાન બે પ્રકારનું. એક મિથ્યા ને એક સમ્યક્. મિથ્યા મતિજ્ઞાન, મિથ્યા શ્રુતજ્ઞાન અને મિથ્યા અવધિજ્ઞાન. ત્રણ જ્ઞાન એ છે અને ત્રણ જ્ઞાન આ છે, સમ્યક્ મતિજ્ઞાન, સમ્યક્ શ્રુતજ્ઞાન, સમ્યક્ અવધિજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન બે જાતના એવા ના હોય ?

**દાદાશ્રી :** ના, અવધિજ્ઞાનની આગળ બે જાતનું કોઈ જ્ઞાન જ નથી. અવધિજ્ઞાન તો બધા બહુ પ્રકારના હોય. મન:પર્યવજ્ઞાન એક જ પ્રકારનું હોય, એ સમ્યક્ હોય. મન:પર્યવજ્ઞાન બે જાતના ના હોય. અવધિજ્ઞાન બે પ્રકારના હોય છે. મિથ્યાયે હોય અને સમ્યક્ય હોય. ચર્ચિલને મિથ્યા અવધિજ્ઞાન હતું, એ બે વર્ષ પછી શું થશે એ બધું જોઈ શકતો'તો, ડાયરેક્ટ આત્માથી જોઈ શકતો'તો, પણ મિથ્યા એને કુઅવધિ કહે છે.

તે હવે એ જ્ઞાન કંઈ જેવું તેવું જ્ઞાન છે ? એ કહે છે ફેક્ટ પણ કહેવાય અજ્ઞાન, પણ છે તો જ્ઞાન-અજ્ઞાન અપેક્ષાએ. કઈ અપેક્ષાએ ? કે આત્મા જાણવાની અપેક્ષાએ અજ્ઞાન છે આ.

હવે આપણું છે તે દર્શન-જ્ઞાન-ચારિત્ર છે. ક્રમિકનું છે તે જ્ઞાન-દર્શન-ચારિત્ર છે. એટલે એમનું જે જ્ઞાન છે એ શાસ્ત્રના આધારે, એ

શાસ્ત્રમાંથી કે સાંભળેલું હોય, તે બધું મતિજ્ઞાનમાં પરિણામ પામે. અને મતિજ્ઞાન એ એમનું જ્ઞાન છે. તે મતિજ્ઞાન અનુભવમાં આવે ત્યારે દર્શન, પ્રતીતિ સ્થાપિત કરે. અહીં અક્રમમાં પ્રતીતિ પહેલા આપવામાં આવે છે.

## મતિ-શ્રુત-અવધિ એ પરોક્ષ, મનઃપર્યવ-કેવળ એ પ્રત્યક્ષ જ્ઞાન

**પ્રશ્નકર્તા :** આ જેટલા જ્ઞાન છે, કેવળજ્ઞાન સિવાયના એ બધા પરોક્ષ જ્ઞાન છે ને ?

**દાદાશ્રી :** હા, એવું છે ને, આ ત્રણ જ્ઞાન-મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન, એ છે તે પરોક્ષ જ્ઞાન છે અને મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન એ બે પ્રત્યક્ષ છે.

**પ્રશ્નકર્તા :** એ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એને પરોક્ષ કેમ કીધા ?

**દાદાશ્રી :** એ તો પરોક્ષ એટલે એની મહીં વિચાર-બિચારના બધા આધાર જોઈશે વચ્ચે એમને, ડાયરેક્ટ કશું જોઈ શકશે નહીં એ. એ આધાર જોઈશે એમાં.

## મનઃપર્યવ અર્ધપ્રત્યક્ષ, કેવળજ્ઞાન પ્રત્યક્ષ

**પ્રશ્નકર્તા :** દાદા, તો મનઃપર્યવજ્ઞાનને પ્રત્યક્ષ કેમ કીધું ?

**દાદાશ્રી :** મનઃપર્યવ પ્રત્યક્ષ કહેવાય. એટલે એ અમને થોડુંક સમજાય એ પ્રત્યક્ષ જ્ઞાન કે તમારા મનમાં ચાલતું હોય એ અમને થોડું ભાસે. અમે જો ઉપયોગ દઈએ તો અમને સમજાય. એ પ્રત્યક્ષ જ્ઞાન છે. એમાં બીજી કોઈ ચીજની, હથિયારની જરૂર નથી અને પેલું તો હથિયારોની જરૂર મહીં, વિચાર-બિચાર બધા.

**પ્રશ્નકર્તા :** પ્રત્યક્ષ જ્ઞાનમાં ઈન્દ્રિયોની જરૂર નહીં ?

**દાદાશ્રી :** ના, પણ મનઃપર્યવ બિલકુલ પ્રત્યક્ષ નહીં, અર્ધ પ્રત્યક્ષ જેવું અને કેવળજ્ઞાન એ પ્રત્યક્ષ કહેવાય, બિલકુલ પ્રત્યક્ષ.

❖ ❖ ❖ ❖ ❖

## [૫]

# જ્ઞાનીએ જાણ્યા વિપરીતજ્ઞાન, વિભંગ-જાતિ-ત્રિકાળને

## (૫.૧)

## વિભંગજ્ઞાન

### કુશ્રુત-કુમતિ પહોંચાડે વિભંગે

**પ્રશ્નકર્તા :** મતિજ્ઞાન જેવી રીતે કહ્યું, શ્રુતજ્ઞાન જેવી રીતે કહ્યું એવી રીતે અજ્ઞાનનાં પણ મતિ, શ્રુત એવા પ્રકાર છે ?

**દાદાશ્રી :** હા, એવા ત્રણ પ્રકાર છે, એને કુમતિ, કુશ્રુત ને કુઅવધિ કહે છે. તે આ સંસારના પૌદ્‌ગલિક જ્ઞાન માટે જે જાણીએ તે બધી કુમતિ કહેવાય. સંસારી બધું જ્ઞાન જાણીએ, આ લગ્નમાં હોશિયાર હોય છે, ફલાણામાં હોશિયાર હોય છે, વકીલાતમાં એક્સપર્ટ થયેલા છે, દાક્તરો થયેલા છે, તે બધી કુમતિ કહેવાય. ક્યાંથી કુમતિ ઊભી થઈ ? ત્યારે કહે, કુશ્રુતથી. એમના પુસ્તકોથી, ભગવાનના ટ્રેડમાર્ક કરેલા નહીં. કુશ્રુત વાંચ્યું એટલે કુમતિ થઈ, પછી કુઅવધિ થાય.

સંસારી અભિલાષાઓ એ કુશ્રુત. એનાથી એવા પુસ્તકો, એવા સાધનો મળે એ કુમતિ, એમ કરતા કરતા એ સાધનો બહુ વધી જાય, ત્યારે કુઅવધિ થઈ જાય. પ્રકાશ વધી જાય તે દેખાય ખુલ્લેખુલ્લું. આપણે અહીં કુશ્રુત ને કુમતિ, કુઅવધિ ઓછા હોય. આ તો અત્યારે એમના

પુસ્તક ને જ્ઞાન પેસી ગયા છે. નહીં તો આપણે અહીં તો અંતર સૂઝને આધારે જ ચાલતા. અત્યારે આ ફોરેનનું પેઠું, તેથી યંત્રો બધું બનાવવા માંડ્યા એ કુશ્રુત અને કુમતિથી.

આપણું અંતરજ્ઞાન અને અંતરસૂઝ અને ફોરેનવાળાને બાહ્યજ્ઞાન અને બાહ્ય સૂઝ. સૂઝ એટલે અંતર સૂઝ, જે ફોરેનના લોકોને કોઈ દહાડોય ના હોય. એ લોકોને બાહ્યજ્ઞાન અને બાહ્ય સૂઝ હોય. એ કુમતિ, કુશ્રુત અને કુઅવધિ સુધી પહોંચે છે.

કુઅવધિ એટલે કંઈપણ સાધન સિવાય શું બનશે તે તેને દેખાતું હોય. કોઈથી ડિપ્રેસ ના થાય તે કુઅવધિ જ્ઞાન. કુમતિ ને કુઅવધિ એ બધું કપટ-લોભ-માન ને અહંકાર વધારનારા છે.

અત્યારે લોકોને આ જે બુદ્ધિ છે ને, એ મતિજ્ઞાન કહેવાય નહીં. આ કુમતિ કહેવાય છે. આત્મા સંબંધી વાંચ્યું હોત ને, તે એનું નામ મતિજ્ઞાન કહેવાય. એ સુશ્રુત કહેવાય અને આ કુશ્રુત કહેવાય. આ બધું જ, પુસ્તકો-બુસ્તકો બધા કુશ્રુત. તેનાથી કુમતિ ઉત્પન્ન થાય અને વિભંગજ્ઞાન ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** વિભંગજ્ઞાન કોને કહેવાય ?

**દાદાશ્રી :** હા, આ વિભંગજ્ઞાન છે તે, આ જે કુમતિ કહે છે ને, તે શેનાથી ઉત્પન્ન થાય ? કુશ્રુત.

કુશ્રુત છે કે જે સંસારને ખીલાયમાન કરે (ખીલવે) એવું વાંચન, એવું શ્રવણ, સંસાર પુષ્ટ કરે, એનું નામ કુશ્રુત કહેવાય. એ કુશ્રુત હોય ત્યાં સુધી સુશ્રુતનો અંશ ના આવે.

હવે અત્યારે તો આપણે પુસ્તકો જે વાંચીએ છીએ બધા, જેટલા પુસ્તકો, સ્કૂલમાં બધે ભણ્યાને, તે ભણીએ એ બધા કુશ્રુત છે. તે આ બધા પુસ્તક વાંચે છે ને આખું વર્લ્ડ, એ બધું કુશ્રુત છે. જેમાં આત્માની વાત ના આવે એ બધું કુશ્રુત કહેવાય છે. કુશ્રુતનું ફળ શું ? કુશ્રુતનું ફળ કુજ્ઞાન કહેવાય, વિપરીત જ્ઞાન. અને વિપરીત જ્ઞાનનું ફળ શું ? ત્યારે કહે,

વિભંગજ્ઞાન. તે આજે વિભંગજ્ઞાન અહીં બધે વર્તે છે. આખું જગત વિભંગજ્ઞાનમાં જ છે અત્યારે.

## વિભંગી ગૂંચવીને, સરળને લે પાસમાં

**પ્રશ્નકર્તા :** વિભંગજ્ઞાની એટલે કોણ ?

**દાદાશ્રી :** વિભંગજ્ઞાની એટલે, તમે એવા કોઈ મોટા ઑફિસરોના લાગમાં નહીં આવેલા કે તમે તમારી સાચી વાત ધરો તોય પણ એ બોલે એવું કે તમારી સાચી વાત ઊડી જાય ? એવું તમે લાગમાં નહીં આવ્યા હોય, નહીં ? હંડ્રેડ પરસેન્ટ સત્યને ઊડાડી દે એવા. એવા વિભંગજ્ઞાનીઓ એટલે શું ? એવાં એવાં વાક્યો બોલે, તે આપણે ટાઢા જ પડી જઈએ. આપણે કબૂલેય કરવું પડે કે આ દલીલ એવી કરે કે આપણને અંધાધૂંધી કરી દે. એટલે ત્યાં સીધા માણસનું કામ નહીં.

આપણી સાચી વાત મારી જાય, વિભંગી સામો મળ્યો હોય તો. તમે પછી એને ફોડ પાડી શકો જ નહીં.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનમાં ફૂટ પાડે ? જ્ઞાનમાં ભંગ પાડે ?

**દાદાશ્રી :** ના, વધારે ગૂંચવે. સીધું ખાતું નહીં, વાંકું ખાતું. સરળ માણસો જ્યાં ગૂંચાઈ જાય એવા એ વિભંગજ્ઞાની કહેવાય. તમે કોઈ દહાડો ગૂંચાઈ ગયેલા ?

**પ્રશ્નકર્તા :** હા, છે જ ગૂંચાયેલા, બરાબર.

**દાદાશ્રી :** તમારું સાચું હોય તોય મારી જાય એવું ગૂંચવેલા ?

**પ્રશ્નકર્તા :** હા, મારી જાય.

**દાદાશ્રી :** એ બધા વિભંગજ્ઞાની કહેવાય. આપણે અહીં વિભંગજ્ઞાનીઓ થાય છે. તે કેવા હોય છે ? અમુક મોટા, હાઈ લેવલ ઑફિસર હોય છે ને, તે એ બધા હોય છે. તે તમે ત્યાં જાવને, તો તમારે કશું કામ કરાવવું હોયને, તો એ શબ્દ એવા બોલે કે તમે છે તે એની વાતમાં જવાબેય ના આપી શકો. વિભંગ જ્ઞાનના શબ્દો બોલે એવા કે આપણે

બહુ સમજદાર હોઈએ તોય ગૂંચવાડામાં નાખી દે. એ બોલે એવું તે આપણને માર્ગ ના જડે પછી આપણે ગૂંચાઈ જ જઈએ. હું હઉ ગૂંચાઈ જઉંને !

એ એવું બોલે તો તમારું સાચું જ્ઞાન તો કામ જ ના કરે. તમે ઊલટા બંધાઈ જાવ એ માણસથી. અને તમે બોલો તો એ બંધાયેલો હોય તોય છૂટી જાય. એ એવું બોલે કે સામો માણસ બંધાઈ જાય. સરળ માણસો તો તરત પાસમાં આવી જાય. તમારાથી આમ ઓળખી ના શકાય કે આ વિભંગજ્ઞાની કહેવાય. અમને તરત જ ખબર પડી જાય આ મૂઓ વિભંગજ્ઞાની છે.

## કુઅવધિ દર્શન વિભંગીને નુકસાનકારક બહુ

આપણે સરળ અને મતિજ્ઞાન-શ્રુતજ્ઞાનવાળા ને પેલું ગૂંચવાડાવાળું જ્ઞાન, માણસને ગૂંચવી મારે. એનો લાભ ઊઠાવે પછી એ. ઘણા લાભ ઊઠાવે જ છે ને, અહીં સરળ માણસોનો ! એટલે એ એક જાતનું દર્શન છે ને એ એને દેખાય. બધુંય બોલે પણ તે એને ગૂંચવે, સંસારમાં ઘાણી ફરે એમ ફેરવ ફેરવ કર્યા કરે. એને ફાયદાકારક નથી. એ નુકસાનકારક બહુ જ. ફાયદાકારક તો આ ચોખ્ખું જ્ઞાન, જે જ્ઞાન કોઈને ગૂંચવે નહીં. બહુ ઊંચું જ્ઞાન હોય. ગમે એવું એ હોય, પણ કોઈને ગૂંચવે નહીં, એનું નામ જ્ઞાન કહેવાય. પેલું તો ગૂંચવે આપણને. સરળ માણસો બિચારા બહુ ગૂંચાઈ જાય તરત, બોલે એવું તે. કહેતાયે ના ફાવે એવી રીતે પેલો ગૂંચવ ગૂંચવ કરે, સારા માણસોને બહુ હેરાન કરે.

## વિભંગીને પહોંચે એની નાત જ

**પ્રશ્નકર્તા :** આ ટૉપ ક્લાસ લોયર્સ, બેરિસ્ટર્સ (ઉચ્ચ કક્ષાના વકીલો) સામાને ગૂંચવી નાખે. તે માણસની ન્યુસન્સ વેલ્યુ (હેરાનગતિ) વધારે, ન્યુસન્સ ક્રીએટ (ઊભું) કરે.

**દાદાશ્રી :** એટલે ?

**પ્રશ્નકર્તા :** પોતે ગૂંચવણ ઊભી કરે નકામી.

**દાદાશ્રી :** ના, ન્યુસન્સ ના કરે. એ ન્યુસન્સ વસ્તુ જુદી છે અને આ વિભંગીજ્ઞાન જુદું છે. વિભંગી હસતો હોય પાછો. આપણે ફસાતા જઈએ, એ હસતો હોય.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** મેં બધા બહુ જોયેલા એવા. હું હઉં પકડાઈ જઉં. આ જ્ઞાની છું તો પણ મને હઉ પકડી લે એ. કારણ કે એ વિભંગી છે. એને નાસી જવાની બધી ડિરેક્શનની છૂટ અને આપણને એક જ ડિરેક્શનમાં જવાની છૂટ. એને તો બધી જ ડિરેક્શન ખુલ્લી હોય. તમને સમજમાં આવી ગયુંને ?

**પ્રશ્નકર્તા :** હા, હા. એને કોઈ પ્રકારે રિસ્ટ્રીક્શન (નિયંત્રણ) છે જ નહીં.

**દાદાશ્રી :** નહીં, રિસ્ટ્રીક્શન એવું નહીં. એને કેમ કરીને સામા માણસને બાંધવો અને કેમ કરીને એની પાસેથી લાભ ઊઠાવવો એ જ હોય.

**પ્રશ્નકર્તા :** બસ, બસ, બિલકુલ બરાબર, દાદાજી.

**દાદાશ્રી :** એને હું 'વિભંગી' કહું છું. મેં હઉ એવા જોયેલા. એટલે હું ફરી ત્યાં જઉં જ નહીં કે આ વિભંગી માણસ છે, આપણું કામ નહીં ત્યાં આગળ. એ વિભંગજ્ઞાનીને વિભંગજ્ઞાની જ પહોંચી વળે, બીજો ના પહોંચી વળે.

## ઊંધા રિવોલ્યુશન ને નર્યું કપટ જ

**પ્રશ્નકર્તા :** તો દાદા, એ કપટી ખરોને ? એનું મન કપટી ખરુંને ?

**દાદાશ્રી :** નર્યું કપટ જ, પણ હસી હસીને સરસ રીતે બધી વાત એવી મેલે, તે બોલે એવુંને, કે તમારા જેવા સીધાને તે પાંજરામાં ઘાલી દે. નહીં જોયેલા એવા ?

**પ્રશ્નકર્તા :** જોયેલા દાદા, વકીલો હોય એવા કે જ્યાં પાણી ના હોય

ત્યાં પાણી બતાવે.

**દાદાશ્રી :** આ બધું રિવોલ્યુશન પણ રિવોલ્યુશન બે પ્રકારના પાછા. એક આપણે ત્યાં ઊંધું ફરે છે જાણો છે તમે ? એક ઊંધા રિવોલ્યુશન ને એક છત્તા રિવોલ્યુશન. છત્તા રિવોલ્યુશન સમ્યક્ માર્ગે લઈ જાય, ઊંધા રિવોલ્યુશન વિપરીત માર્ગે લઈ જાય. તે ઊંધા રિવોલ્યુશનવાળા તો બહુ મોટા મોટા ઑફિસરો હોય છે, તમને પૂછે તો એનો જવાબ અપાય જ નહીં, વિભંગી વાતો કરે. તે આપણા મગજમાં જ ના સમાય. વિભંગી બોલેને તે મને જવાબ દેતા ના ફાવે. હું બેસી જઉં પેલા મજૂરની પેઠ. કારણ કે એ વિભંગી વાણી છે, ઊંધા રિવોલ્યુશન. મારા છત્તા રિવોલ્યુશન, તારા ઊંધા રિવોલ્યુશન. મારું એન્જિન તારું એન્જિન શી રીતે મેળ ખાય તે ?

## પરમાણુ લેવલે નહીં આકર્ષણ એને, જ્ઞાની સત્સંગનું

એટલે વિભંગી તો ઘણા માણસો એવા હોય છે. અમારુંય કામ નહીં. અમેય વિભંગીથી છેટાં રહીએ. એને સાહેબ કહીએ કારણ કે બોલમાં જ બાંધી દે આપણને અને આપણે બંધાઈ જઈએ. વિભંગી એટલે દૂરથી સારા બધા. જો કે ભેગા થાય નહીં બનતા સુધી. એ આકર્ષણ જ ના હોયને !

કોઈ વિભંગી માણસ આવે તો અમે બહુ વાતો નથી કરતા. એ અમારી જોડે કરીયે શકે નહીં. એની ચૂપ થઈ જાય, અહીંથી એની બોલતી બંધ થઈ જાય. એને આપણે કહીએ કે ભઈ, તું કંઈ પૂછ, તો પણ બોલાય નહીં એનાથી.

એ વિભંગીથી આપણે અહીં નથી અવાતું. આ આપણું સત્સંગનું લેવલ એવું છે કે અમુક હદ સુધીના જ માણસો અહીં આવી શકે. અમુક હદના નીચેના ન આવી શકે. વિભંગી, જે માણસો લોકોને ગૂંચવી મારે એવા હોયને, એ માણસો અહીં ના આવી શકે. અમુક જ માણસ અને ક્વૉલિટી. પછી બે ટકા માલ જરા જૂઠ્ઠો નીકળે મહીંથી, પણ તે બધો ક્વૉલિટી માલ,

હાઈ ક્વૉલિટી. વગર કાયદાએ ચાલે છે એ હાઈ ક્વૉલિટી ના કહેવાય ? વગર કાયદાએ ચાલે જ છે ને ? કેવડી મોટી હાઈ ક્વૉલિટી !

## એને દેખાય આત્માથી, નહીં કે બુદ્ધિથી

**પ્રશ્નકર્તા :** વિભંગજ્ઞાની એટલે મિથ્યાત્વનું હોય, પણ એમ બુદ્ધિની ટોચે હોય ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિની ભાંજગડ નથી હોતી. એ એક પ્રકારનું અવધિજ્ઞાન છે. એ કુઅવધિ કહેવાય છે અને આ સુઅવધિ કહેવાય. એટલે દેખી શકે છે એને.

**પ્રશ્નકર્તા :** દાદા, એ બુદ્ધિપૂર્વકની ગણતરી હશે કે ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિપૂર્વકની નહીં, બુદ્ધિ હોય તો જ્ઞાન જ ના કહેવાય. એને કુઅવધિ કહે છે. એ પણ આત્મા થકી દેખાય, મન-બુદ્ધિ થકી નહીં. થઈ જાય આ કાળમાં માણસો એવા.

**પ્રશ્નકર્તા :** એને તાંત્રિક ક્રિયા કહેવાય ? આ તંત્ર-બંત્ર કરે છે તેવી ક્રિયા કહેવાય એ ?

**દાદાશ્રી :** ના, તાંત્રિક-બાંત્રિક નહીં. એ તો એમને એમ જ, સહજ સ્વભાવે દેખાય. આ ચર્ચીલને સહજ સ્વભાવે દેખાતું'તું, 'આમ થશે ને તેમ થશે' ને પાછો રોફભેર સિગરેટ ફૂંકતો'તો, રોફભેર રહેતો'તોને ! કોઈના બાપની બીક ના હોય. એ બનેલો-ઠનેલો માણસ હતો. પેલો બોમ્બ નાખે તોય એના પેટમાં ચકલુંયે ફરકતું નહોતું. કારણ કે એને કુઅવધિજ્ઞાન હતું.

**પ્રશ્નકર્તા :** એ તો વ્યવહારમાં કોઈને દેખાય ગણતરી કરીને કે બાર મહિના, આવતું વર્ષ આવું જવાનું છે. પછી આવું થવાનું છે. એ ખ્યાલ આવી જ જાય, આ ગણતરીપૂર્વક બધું ?

**દાદાશ્રી :** એ ખ્યાલ આવવો એ જુદું છે ને આ દેખાવું, આમ એક્ઝેક્ટ દેખાય. લડાઈ લઢતો હઉ દેખાય.

બે વરસ પછી લડાઈ થશે એવું એને દેખાતું'તું. હવે તે તો મહીં પ્રત્યક્ષ દેખાય ? તો કહે, હા. પ્રત્યક્ષ, આત્માએ કરીને. આ જ્ઞાન શેનાથી થઈ શકે એવું છે ? ત્યારે કહે, વિભંગજ્ઞાનથી થઈ શક્યું છે. આ વિભંગજ્ઞાન, પ્રત્યક્ષ દેખાય. હવે આ વિભંગજ્ઞાન એ અવળું જ્ઞાન છે. પણ છતાંય પ્રત્યક્ષતાને દેખાડે છે, જેમ છે તેમ.

જેવું આ અવધિજ્ઞાન છે, એ સમ્યક્ બુદ્ધિવાળાને, સમ્યક્ સમજણવાળાને થાય. એવું પેલું મિથ્યા સમજણવાળાને થાય. પણ આત્માનું લાઈટ તો બેઉ જગ્યાએ કામ કરે છે, પણ તે છે વિપરીત.

કુઅવધિજ્ઞાન એટલે તો બહુ મોટું કહેવાય. તે આ (સંસાર) કિનારે પહેલા નંબરનો માણસ કહેવાય. જેમ આ (મોક્ષ) કિનારે તીર્થંકર પહેલા નંબરના એવું આ કિનારે આ પહેલા નંબરનો. વિભંગજ્ઞાન તો એવું છે કે સંસારી દુઃખો બધાય, ઘરમાંથી કાઢીને ખલાસ કરી નાખે. સંસારમાં શાંતિ સારી ભોગવી શકે છે પણ તે ગધ્ધામસ્તાની છે.

## વિભંગી અછતી સત્તા, ન સ્વીકારે બ્રહ્માંડે દેવલોકે

આ જગતમાં ચર્ચીલ બહુ ભારે માણસ તોયે પણ છેવટે પ્રધાન પદ ગયું ત્યાર પછી લંડનમાં ઘર ખોળવા નીકળ્યા તો મળ્યું નહીં, એવું આ જગત. કારણ કે તમે હાર્ટિલી હશો તો જ તમારા માટે પબ્લિક છે અને હાર્ટિલી નથી ને બીજું વિભંગી છો, તમારી સત્તા વિભંગને આધારે છે તો કોઈ બાપોય તમને પૂછનાર નથી. એ વિભંગને આધારે સત્તા છે અને મારી આ સત્તા છે ને તે હાર્ટિલી સત્તા છે. એટલે આ છતી સત્તા કહેવાય, પેલી અછતી સત્તા કહેવાય. તમારે બધાને જ્ઞાનની સત્તા છતી કહેવાય. દેવલોકોનેય કબૂલ હોય, આખા બ્રહ્માંડમાં બધે કબૂલ હોય અને આમને તો એમની નાતવાળા જોડે જ કબૂલ હોય, એમ પણ જ્ઞાન તો છે જ, એ ત્યાગ વગર થતું નથી. કેટલા પ્રકારના શક્તિના ત્યાગ વર્તતા હોય. ફક્ત એ એક સિગરેટનો ધુમાડો માર-માર કરે, બાકી બીજી બાજુ બધી બાબતમાં નિયમસર, કાયદેસર, રેગ્યુલર, બિલકુલ રેગ્યુલર માણસ !

❖ ❖ ❖ ❖ ❖

## (૫.૨)

# જાતિસ્મરણજ્ઞાન

## સ્મૃતિજ્ઞાનથી ન વિશેષ, જાતિસ્મરણજ્ઞાન

**પ્રશ્નકર્તા :** જાતિસ્મરણજ્ઞાન શું છે ?

**દાદાશ્રી :** એ જ્ઞાન જ નથી, જાતિસ્મરણજ્ઞાન એ જ્ઞાન જ નથી. એ તો યાદગીરી છે, સ્મૃતિ છે એ તો. જાતિનું સ્મરણ, જાતિ સ્મૃતિ. જાતિસ્મૃતિજ્ઞાન, એમાં યાદ કરે તો યાદ આવે.

એ પૂર્વજન્મનું દેખાવું એ તો એક જાતની યાદશક્તિ છે, ક્લિયર યાદશક્તિ. મેમરી છે એક જાતની. કારણ કે જીવ અનાદિનો છે, સનાતન છે. તે આગળના બધા સંસ્કારને જાણી શકે છે.

**પ્રશ્નકર્તા :** પૂર્વજન્મનું જ્ઞાન થવું એ શું છે ?

**દાદાશ્રી :** તમે યાદ કરતા જાઓ તો નાનપણમાં ચાર વર્ષના હોયને ત્યાં સુધીનું યાદ આવે. એના જેવું આગળનું, મરણ પહેલાનુંય યાદ આવે, પણ તે મરણમાં બહુ દુઃખ ન પડેલું હોવું જોઈએ. બિલકુલ, કિંચિત્‌માત્ર દુઃખ ન પડ્યું હોય અને મરણ થયું હોય તો એ યાદ આવે, નહીં તો યાદ આવે નહીં. બાકી યાદશક્તિ બધાને કામ કરી શકે છે.

જેમ અહીંથી અત્યારે કોઈ માણસને ભૂતકાળ યાદ કરવો હોયને તો યાદશક્તિની બહુ તીવ્રતા હોય તો ઊંડો ઉતરતો ચાર વર્ષનો નાનો હતો, તે વખતથી બધા પર્યાય કહી બતાવે. હવે જો એને ગયો અવતાર જાનવરનો ના હોય અને મનુષ્યનો હોય અને મનુષ્યમાં દુઃખ ન પડ્યું

હોય અને છે તે કાળ (મૃત્યુ) થઈ ગયો હોય, તો એ મતિએ ઠેઠ ગયા અવતાર સુધીની પહોંચે.

**પ્રશ્નકર્તા :** એની લિંક રહી જાય ?

**દાદાશ્રી :** હા, એની લિંક, સ્મૃતિની લિંક પહોંચે.

## ગર્ભદુઃખથી આવરાય સ્મૃતિ

**પ્રશ્નકર્તા :** જન્મે ત્યાર પછીના ચાર વર્ષ પછીની સ્મૃતિ એને યાદ રહે છે, પહેલાનું એને યાદ નથી રહેતુંને ?

**દાદાશ્રી :** હા, હા, એ બરોબર છે. એ બધાને માટે કૉમન નથી.

ચાર વર્ષ છે ને, તે સંપૂર્ણ બેભાન અવસ્થા, બિલકુલ બેભાનપણું. ફક્ત દુઃખ થાય તે એને સમજણ પડે, અગર તો ધાવવાનું સમજ પડે. બધું જો જો કર્યા કરે. એટલે ભાન નથી માટે આવું થાય છે. બધાને ના હોય સ્મૃતિ, ચાર વર્ષ પહેલા.

**પ્રશ્નકર્તા :** એનું શું કારણ ?

**દાદાશ્રી :** આવરણ બધા. એ ધીમે ધીમે છોકરાના આવરણ ઘટતા જાય તેમ તેમ બુદ્ધિ વધતી જાય. ચાર વર્ષના છોકરામાં બુદ્ધિ હોય ? બહુ જૂજ હોય.

**પ્રશ્નકર્તા :** એ આવરણ ક્યાંથી આવે છે ?

**દાદાશ્રી :** આવરણ એ જ અજ્ઞાનતા બધી. આ માતાના પેટમાં ગયાને, ત્યાં બહુ દુઃખ પડે છે. જેમ દુઃખ પડે તેમ આવરણ વિશેષ આવે. ગયા અવતારમાં મરતી વખતે બહુ દુઃખ પડ્યું હોય અને ઓછું પડ્યું હોય તોય માતાના ગર્ભમાં આવે તો બહુ દુઃખ પડે છે. એટલે બધું આવરાઈ જાય પછી. ભગવાનનેય આવરાઈ જાય. ભગવાને જન્મ લીધો હોયને, એમનેય આવરાઈ જાય, પણ ઓછું આવરાઈ જાય.

યાદગીરી રોકનારી બે વસ્તુ હોય; એક તો ગર્ભમાં દુઃખ અને મરણના દુઃખ, એ બે રોકે.

## યાદશક્તિ એ રાગ-દ્વેષને આધીન

**પ્રશ્નકર્તા :** આત્માને અને યાદશક્તિને આમ તો કોઈ સંબંધ નથીને ?

**દાદાશ્રી :** યાદશક્તિ તો જડ શક્તિ છે, એ ચેતન શક્તિ નથી. એ મિશ્રચેતન છે. એટલે આત્માની શક્તિ નથી. યાદશક્તિ તો રાગ-દ્વેષને આધીન છે. રાગ-દ્વેષ હોય તો યાદ રહે.

**પ્રશ્નકર્તા :** બીજા ભવમાં આ દેહ છોડીને બીજો દેહ ધારણ કરે છે, ત્યારે પછી આત્મા અહીંથી ત્યાં જતો રહે છે, પછી એને ને યાદશક્તિને શું લાગે-વળગે ?

**દાદાશ્રી :** ના, એ તો કોઈ જીવને હિસાબ એવો બાકી રહ્યો હોય તો આવે. બનતાં સુધી હિસાબ બાકી રહેતો નથી, પણ રાગ-દ્વેષ રહ્યા હોય. હિસાબ બાકી રહેતો નથી બિલકુલેય, ત્યાર પછી છૂટે છે. પણ રાગ-દ્વેષ રહ્યા હોય તો પાછલા ઘરબાર બધું દેખાય એને, રસ્તો હઉ દેખાય. દેખાડે હઉ આપણને રસ્તો. એ ખોટું નથી એકંદરે. અને બધુંય સાચું નથી. એક્ઝેગરેશન (અતિશયોક્તિ) કરેલું હોય, પણ અમુક સાચું હોય.

**પ્રશ્નકર્તા :** જાતિસ્મરણ તો બધાને ઉપલબ્ધ નથી હોતું. એ સ્મૃતિ દરેકને ઉપલબ્ધ નથી હોતી.

**દાદાશ્રી :** નહીં, ઉપલબ્ધ તો હોય છે જ, પણ ઉપયોગ બીજી જગ્યાએ હોવાથી સ્મૃતિ ભૂલી જાય, વિસ્મૃતિ થાય છે. ઉપયોગ ચૂકે નહીં તો બધું ઠેઠ સુધી સમજાય એવું છે.

ગયા અવતારે ક્યાં હતા તમે ?

**પ્રશ્નકર્તા :** ગયા અવતારમાં ક્યાં હતા તે અત્યારે ખબર ન પડે કંઈ ! અત્યારે અસ્તિત્વ છે, એટલે એટલું તો ચોક્કસ છે કે ગમે ત્યાંથી, ક્યાંકથી આવ્યા જ છીએ.

**દાદાશ્રી :** હા, પણ એનું આપણે જાણવું પડેને ! સ્મરણ થઈ શકે એવું છે.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે કરવાનું ?

**દાદાશ્રી :** જો આ જગતને ભોગવે નહીં તો સ્મરણ થાય એવું છે. ખાય-પીએ પણ ભોગવે નહીં, તેને સ્મરણ થાય જ. આ ભોગવવાથી વિસ્મરણ થઈ જાય છે બધું પાછલું તમારું. ખાવા-પીવાનો વાંધો નહીં, કપડાં પહેરો પણ ભોગવવાનું નહીં.

## જાતિસ્મરણથી જો ન આવે વૈરાગ, તો કરે તે નડતર

**પ્રશ્નકર્તા :** જાતિસ્મરણજ્ઞાન છે તે મતિજ્ઞાનનો ભેદ છે ? મતિ એટલે આપણને અત્યારે બુદ્ધિ છે.

**દાદાશ્રી :** એ મતિજ્ઞાનનો ભેદ છે. એટલે જાતિસ્મરણજ્ઞાન થાય. જાતિસ્મરણજ્ઞાન એ બુદ્ધિનો વિષય છે. એ વિષયીજ્ઞાન છે. યાદ કરવું પડે એ બધો અનાત્મ વિભાગ. યાદશક્તિ જ અનાત્મ છે ને એ જડશક્તિ છે. લોકોએ બહુ વખાણી છે, આની યાદશક્તિ બહુ જબરજસ્ત ! યાદશક્તિ વધારે શેમાં હોય ? સહુ સહુના વિષયોમાં હોય.

**પ્રશ્નકર્તા :** એ યાદશક્તિનું મને પછી લાગ્યું કે આ તો વચ્ચે નડે છે.

**દાદાશ્રી :** નડે, આ બધું નડતર અને અંતરાય બધા. એ ભવ જોવા ગયા તેય અંતરાય બધા. એટલે ભવને શું કરવાના ? ભવથી વૈરાગ જો આવતો હોય તો ઠીક છે.

**પ્રશ્નકર્તા :** તો ભવ જોવાની ઈચ્છા શાથી થઈ હશે ?

**દાદાશ્રી :** બધી ભાવનાઓ, જાતજાતની ભાવનાઓ હોયને બધી ! આગળ શું, આગળ શું, આગળ શું ? શું જોઈને કાઢવાનું એમાં ? આ ભવનું જ જોવાનું ગમતું નથી, તો ગયા અવતારનું શું સારું હોય ? અને સારું હોય તોય શું કરવાનું તે ? એને રડીએ તે કશુંય કામ લાગે નહીં આપણને અને આ તો બધું જાદુગરના ખેલ છે !

## સમકિતી ઊઠાવે લાભ જાતિસ્મરણનો

**પ્રશ્નકર્તા :** આપણે છાપામાં વાંચીએ છીએ ને કે ઘણે બધે ઠેકાણે

પણ જાતિસ્મરણજ્ઞાન ઘણાને થયેલું છે. તો એ મિથ્યાત્વીને પણ થાય અને સમકિતીને પણ થાય ?

**દાદાશ્રી :** બધાને, મિથ્યાત્વીને પણ થાય.

**પ્રશ્નકર્તા :** પણ મિથ્યાત્વીને ક્રમે ક્રમે એનો બંધ પડી જાય, પાછો ભૂલી જાય, જ્યારે સમકિતીને એમને એમ સળંગ રહે.

**દાદાશ્રી :** એ એનો લાભ ઊઠાવે, સમકિતી લાભ ઊઠાવે. મિથ્યાત્વી લાભ ના ઊઠાવે. સમકિતી ઉપદેશ લે એમાંથી, કે આવું ગયા અવતારમાં ભોગવ્યું અને આવું ને આનું આ થયું અને હવે આ રીતે રહીશ. તે રીત ફેરવે અને પેલો મિથ્યાત્વીને એવું કશું નહીં.

## જાતિસ્મરણ એ ગિફ્ટ કે પુરુષાર્થ ?

**પ્રશ્નકર્તા :** આ અક્રમ જ્ઞાન પામ્યા પછી કોઈ દિવસ જાતિસ્મરણની શક્યતા ખરી ?

**દાદાશ્રી :** ના, એ તો કોઈને થાય અને કોઈને ના થાય.

**પ્રશ્નકર્તા :** જાતિસ્મરણ માટે એવો પ્રયોગ બતાવ્યો છે કે મેમરીને ધીરે ધીરે રિસીવ બેક કરતા કરતા...

**દાદાશ્રી :** એ એવું છે ને, એ પ્રયોગ છે તે જેને ગિફ્ટ હોય તેને જ એ ફિટ થાય, બીજા દરેકને ફિટ ના થાય એ. આ ગિફ્ટ હોય છે એક જાતની. પૂર્વભવના હિસાબ અને પુણ્યૈના હિસાબે એ ગિફ્ટ હોય છે. આપણે તો આ એની મેળે જ થઈ ગયું. અને છે ભાંજગડ કશીય ? કશીય ભાંજગડ જ ના રહીને ! અને ઘડભાંજેય ના રહી.

## અગત્યતા 'આત્મજ્ઞાન'ની, ના જાતિસ્મરણની

**પ્રશ્નકર્તા :** અત્યારે આ કાળમાં જાતિસ્મરણજ્ઞાન કેમ થતું નથી ? પહેલા તો બહુ કૉમન હતું. ચોથા આરામાં, એ જમાનામાં દરેકને થઈ જતું.

**દાદાશ્રી :** હા, પણ થતું'તું તેને શું કરવાનું ? ના થાય એને કામનું

નહીંને ! થાય તેની કિંમત, ના થાય તેની કિંમત જ નહીંને ! પરવળ થતા હોત તો તેની કિંમત કે ભઈ ચાર રૂપિયે કિલો, આઠ રૂપિયે કિલો, બાર રૂપિયે કિલો. પરવળ ના થતા હોય તો પછી એની વેલ્યુ જ નહીંને !

**પ્રશ્નકર્તા :** એટલે આ કાળમાં થાય જ નહીંને ?

**દાદાશ્રી :** ના થાય. તેનું આપણે કામેય શું હતું ? એ કંઈ હેલ્પ કરનારી મોટી વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રમાં એમ કહ્યું છે કે, એ હેલ્પ કરનારું છે. ઘણા લોકોને પાછળનું યાદ આવવાથી વૈરાગ્ય આવે.

**દાદાશ્રી :** એ તો બધુંય હેલ્પ કરે. દરેક વસ્તુ હેલ્પ કરે છે. કશું હેલ્પ કરતું નથી એવું નથી. જાતિસ્મરણ જેવી બીજી દરેક વસ્તુ હેલ્પ કરે છે ને બધા બહુ જણને જાતિસ્મરણજ્ઞાન થતા હતા. પણ એ બધા હજુ અહીં આગળ ભટક્યા જ કરે છે. તેમને વૈરાગ્ય નહીં આવેલો. તે મૂઆ આજે છે બધા. જાતિસ્મરણ કંઈ એકલો વૈરાગ્ય લાવે એવું નથી, રાગ પણ વધારી દે. એ તો લોકો અવળું લઈ બેઠાં છે કે એકલો વૈરાગ્ય લાવે. બળ્યું રાગેય વધારી દે.

**પ્રશ્નકર્તા :** ખરી વાત છે. રાગ વધી જાય કાં દ્વેષ વધે.

**દાદાશ્રી :** રાગેય વધારી દે અને દ્વેષેય વધારી દે. એને ખાસ કિંમત નહીં કોઈ વસ્તુની. આત્મજ્ઞાન સિવાય બીજી કોઈ વસ્તુ, સમકિત સિવાય કોઈ વસ્તુની કિંમત નહીં. એને આગળ ધરીએ એનો અર્થેય નહીં.

**પ્રશ્નકર્તા :** વર્તમાનમાં શું થાય છે એ જોવાનું.

**દાદાશ્રી :** હા, બસ. એટલું બહુ થઈ ગયું. પાછલી ભાંજગડ ક્યાં કરીએ ? એના કરતા સ્મરણ ના આવે તો સારું.

**પ્રશ્નકર્તા :** પણ જે ગયા અવતારનું કહી આપેને તો તો પછી નિવેડો જ આવેને કે ભઈ, મેં આ આટલું આટલું ખોટું કર્યું હતું, માટે આવું થયું. માટે હવે આવું નહીં કરું.

**દાદાશ્રી :** એ તો એ પાછલા જ્ઞાનને લઈને એને લાભ થાય ખરો, વૈરાગ આવે. પરંતુ વૈરાગ પોતાના હાથમાં નથીને !

**પ્રશ્નકર્તા :** તો એ કોના હાથમાં છે ?

**દાદાશ્રી :** એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સમાં છે.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાનીના હાથમાં શું ?

**દાદાશ્રી :** જ્ઞાનીના હાથમાં ખરું. તે આ પુદ્ગલનું નહીં, પોતાનું ખરું. અને જાતિસ્મરણવાળાને કશું જ હાથમાં નહીં. વૈરાગ આવે પણ એ એવિડન્સ ધક્કો જ મારે અગિયારમા માઈલનો. એટલે જાતિસ્મરણ હેલ્પ નથી કરતું. જાતિસ્મરણની મોક્ષે જતા જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** કેમ ?

**દાદાશ્રી :** જાતિસ્મરણ કામનુંય નથી. જાતિસ્મરણ તો બહુ ત્યારે વૈરાગ્ય આપે. પણ વૈરાગ્ય તો આપણે શીખવાડીએ ત્યારે ભૂલી જાય છે ને, ઘડીવારમાં. એ કામ લાગે નહીં. આત્મજ્ઞાન સિવાય કશું આ જગતમાં કામનું નથી. આ જે આત્મજ્ઞાન આપું છું, તેથી બધો ફેરફાર થઈ જાય છે.

## ના હિતકારી જાતિસ્મરણજ્ઞાન આ કાળમાં

એટલે જાતિસ્મરણમાં ફાયદો કશોય નથી. જાતિસ્મરણ થાય એટલે વધારે ચિંતા થાય, વધારે ઉપાધિ થાય. આ તમને નાનપણનું, પૂર્વભવનું યાદ આવે તો વધારે ચિંતા થાય રોજ.

**પ્રશ્નકર્તા :** પણ આ શરીર બદલાય છે એ શ્રદ્ધા તો ઉત્પન્ન થાયને ? આત્મા નિત્ય છે, આ બદલાય છે એ શ્રદ્ધાનો ફાયદો થાયને ?

**દાદાશ્રી :** થઈને પણ શું ફાયદો કાઢવાનો ?

**પ્રશ્નકર્તા :** કેમ ?

**દાદાશ્રી :** એમાં કશો ફાયદો નથી. ઊલટા ગયા અવતારના છોકરા જોઈએ એટલે તે લોકોને માંસાહાર કે દારૂ પીતા જોઈએ તો આપણને

કંટાળો આવે કે બળ્યું, આવું શું ? એના કરતા ના જોયેલા સારા. આ અવતારના છોકરા સારા !

આ ભૂતકાળ નથી યાદ આવતો તેને લઈને તો આ ચાલ્યા કરે, નહીં તો ચાલે નહીં. ભૂતકાળ ઉઘાડો થઈ જાય તો થઈ રહ્યું, ખલાસ થઈ ગયું. એટલે ગયો અવતારેય યાદ નથી રહેતો ને ! જો એ યાદ રહેને તો આ સંસારમાં પડી જ ના રહે.

**પ્રશ્નકર્તા :** પણ એમાંથી વૈરાગ્ય ના આવે ? ગયા જન્મમાં દુઃખી હોય તો વૈરાગ્ય ના આવે ?

**દાદાશ્રી :** વૈરાગ્ય આવે પણ અહંકાર હોય તો શું કરવાનો ? એ તો અહંકાર જાય તો કામનું.

## લાભ ઊઠાવે તો વૈરાગ્ય ખડો કરે આ કાળ જ

આ વૈરાગ્યની વાતો તો મોક્ષ માટે કામની નથી, એ તો પ્રકૃતિ ગુણો છે. આ મોક્ષે જનારને આગળની સ્મૃતિ હેલ્પ કરે. જેને વૈરાગ્યનો લાભ ઊઠાવવો હોય એ તો દરેક પર્યાયથી લાભ ઊઠાવે. આજના માણસ જો એક જ દિવસના સમય-સમયના પર્યાય યાદ રાખેને તો એ વૈરાગ્ય ઉત્પન્ન થાય. આ તો રાગ પરાણે ઉત્પન્ન થાય છે. નહીં તો આ કાળ તો નિરંતર વૈરાગ્યમાં રાખે એવો છે.

તમે એક જ દહાડો એક જ શબ્દ એવો બોલો તો અમે તમારી જોડે ફરી ફ્રેન્ડશિપ જ ના કરીએ, ભલે ઉપલક મિત્રતા રાખીએ. સ્ત્રી જોડે તો રોજ એવા કેટલાય પ્રસંગ બને તે વૈરાગ્ય આવી જાય, પણ એ યાદ નથી રાખતો. આ વૈરાગ્ય આવતો નથી ને નફફટ થઈને રહે છે. જેને સ્વમાન હોય તો એને વૈરાગ્ય આવે, ભલે અહંકાર હોય.

## હિસાબ લક્ષણે સમજાય, ગયો ને આવતો અવતાર

**પ્રશ્નકર્તા :** જીવને પોતાને ખબર પડે કે હું ક્યાંથી આવ્યો છું ને ક્યાં જવાનો છું ?

**દાદાશ્રી :** એ તો એને જાતિસ્મરણજ્ઞાન થાય તો ક્યાંથી આવ્યો એ ખબર પડે, પણ ક્યાં જવાનો છે એ ખબર ના પડે.

એ તો આપણે હિસાબ કાઢવો જોઈએ કે આપણામાં હજુ કૂતરાની જેમ ભસ ભસ કરવાની ટેવ હોય, ના ભસવાનું હોય ત્યાં ભસે એટલે પોતે સમજી જવું જોઈએ કે કૂતરામાંથી આવેલા લાગીએ છીએ. એના ઉપરથી આપણે હવે પછી શું થઈશું, તે આપણા સ્વભાવ ઉપરથી ખબર પડે. એનું માપ કાઢીએ તો ખબર પડે.

**પ્રશ્નકર્તા :** આપણને ગયા ભવનો આ ભેગો થયેલો આત્મા છે એમ ખબર પડે ?

**દાદાશ્રી :** આ કંઈક છે તે કૃપાળુદેવની પેઠ એને આગળનું દર્શન થાય, જાતિસ્મરણજ્ઞાન થાય તો દેખાય અગર તો બીજી રીતે દેખાય. નજીકમાં આવ્યો હોય અને એના કાર્યો ઉપરથી આપણને ખબર પડે. જેના ઉપર વગર કશું કર્યે ને આપણને નુકસાન ના કર્યું હોય તોય એની પર દ્વેષ આવ્યા જ કરે. એણે કશુંય ના કર્યું હોય બિચારાએ, તોય આપણને દ્વેષ આવ્યા કરે તો જાણીએ નહીં કે શું કારણ છે આની પાછળ ? આગળનું લેવા-દેવાનું છે.

**પ્રશ્નકર્તા :** એવું હોય ત્યારે થાયને ?

**દાદાશ્રી :** હા, એવું.

## ન જાતિસ્મરણ પણ જાતિ કેવળજ્ઞાનની

**પ્રશ્નકર્તા :** આ આપનું જ્ઞાન કયું ? જાતિસ્મરણજ્ઞાન છે ?

**દાદાશ્રી :** ના, મારું જ્ઞાન આત્મજ્ઞાન છે. મને બીજું કોઈ જ્ઞાન છે નહીં. એ આત્મા શું છે, જગત શું છે, કેવી રીતે ચાલે છે, કોણ ચલાવે છે એનું જ્ઞાન છે મને. જાતિસ્મરણજ્ઞાન મને નથી.

**પ્રશ્નકર્તા :** કૃપાળુદેવને નવસો ભવનું જ્ઞાન થયું હતું તો દાદા આપને એવું થયેલું ?

**દાદાશ્રી :** ના, અમને નહીં. એ તો જાતિસ્મરણજ્ઞાન કહેવાય. એ બુદ્ધિનું છે. અમને તો બુદ્ધિ નહીંને, એટલે દેખાય નહીં. એમને તો ઘણા અવતાર દેખાતા હતા. અમને તો આગલોય અવતાર દેખાતો નથીને, ગયો કયો તેય....! આપણે જરૂરે શું છે ? અમને તો મોક્ષ જોઈતો હતો તે મળી ગયો. બ્રહ્માંડના નાથ થયા !

**પ્રશ્નકર્તા :** આપ પુનર્જન્મમાં માનો છો તો આપ પોતે ગયા જન્મમાં શું હતા અને આવતા જન્મમાં આપ શું થવાના છો, એનો કંઈ આપને ખ્યાલ છે ?

**દાદાશ્રી :** ના, ના, ના. કોઈનીય ખબર નથી. તમારીયે મને ખબર નથી ને મારીયે પોતાની ખબર નથી. લોકોને ખબર હોય એ વાત જુદી છે. એ એક જાતની બુદ્ધિ છે. તે એમાં અમે ઊંડા ઊતર્યા નથી. મારે ઊતરવાની શી જરૂર ? અને જોઈને કામેય શું મારે ?

બાકી એ બુદ્ધિનો વિષય છે, જ્ઞાનનો વિષય નથી. એ એક જાતનું સ્મરણ છે. મને સ્મરણશક્તિ જ નથી. અને આજે શું વાર થયો એ મારે પૂછવું પડે આ બધાને. આજે તારીખ શું છે એ પૂછવું પડે. મને યાદગીરી બિલકુલ હોય નહીં.

**પ્રશ્નકર્તા :** આપને જાતિસ્મરણજ્ઞાન આમાં કંઈ થોડીવાર થાય ખરું કે ?

**દાદાશ્રી :** નહીં. એવું હતું કે જાતિસ્મરણજ્ઞાન એ મારે જરૂરેય નથી અને મારે એ જોવોય નથી, જાણવોય નથી. એ બુદ્ધિના ખેલ છે. એ અહંકાર હોય તો થાય.

અમને જાત જ નથી તો પછી સ્મરણ શાનું હોય ? જાતની બહાર નીકળી ગયો છું હું તો. જાતિસ્મરણ જે જ્ઞાનમાં થાય, તે દેહની બહાર નીકળી ગયો છું. મારી જાતિ જુદી છે આખી. તે આ કેવળજ્ઞાનની જાતિ છે. આ કેવળજ્ઞાનમાં ફક્ત નાપાસ થયેલો છું એટલું જ. મને ચાર અંશ ખૂટ્યા છે, ચાર માર્ક ખૂટેલા છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૫.૩)

# ત્રિકાળજ્ઞાન

### વર્તમાનમાં રહી ત્રણે કાળનું દેખે તે ત્રિકાળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** ત્રિકાળજ્ઞાનની ખરી ડેફિનેશન કહોને.

**દાદાશ્રી :** એક વસ્તુનું ત્રણેય કાળનું જ્ઞાન, ત્રણેય કાળમાં શું સ્થિતિ થશે એનું જ્ઞાન, એને ત્રિકાળજ્ઞાન કહ્યું છે. ભૂતકાળમાં શું હતું, વર્તમાનમાં શું છે, ભવિષ્યકાળમાં શું થશે, એવું એને જ્ઞાન છે. એને ત્રિકાળજ્ઞાન કહ્યું.

ત્રણ કાળના જ્ઞાનને આપણા લોકો શું સમજે છે કે પહેલા થઈ ગયું તે, અત્યારે થાય છે તે અને ભવિષ્યમાં થશે તેય દેખી શકે, એવું જ કહે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર, એ ત્રિકાળ.

**દાદાશ્રી :** પણ એવું નથી. ત્રણે કાળનું જ્ઞાન એટ-એ-ટાઈમ હોય ખરું, બુદ્ધિપૂર્વકથી સમજો તો ? બુદ્ધિપૂર્વક સમજે તો ભવિષ્યકાળને વર્તમાનકાળ જ કહેવાયને ? ત્રણેય કાળનું અત્યારે જો દેખાતું હોય આપણને તો એ કયો કાળ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** વર્તમાન, બરોબર છે.

**દાદાશ્રી :** વર્તમાન કાળ જ કહેવાય ને ! ત્રણ કાળનું જ્ઞાન કહેવાય છે, પણ એ ત્રણ કાળનું જ્ઞાન કેવી રીતે છે ? ત્રિકાળજ્ઞાન એવી વસ્તુ છે, કે આજે આપણે કોઈ વસ્તુ જોઈ, સાદી બાબતમાં તો આ ઘડો જોયો,

તે આજે વર્તમાનકાળમાં ઘડો છે. અત્યારના ઘડો જોયો એ જ્ઞેય કહેવાય. હવે આ ઘડો થયો છે, એ ભૂતકાળમાં શું હતો, મૂળ પર્યાય શું હતા, એ જ્ઞાન અમને કહેશો ? ત્યારે કહે, હા, મૂળ માટીરૂપે હતો. માટીમાંથી એને પલાળી અને એમાંથી કુંભારે એને ચાકડા પર મૂકીને ઘડો બનાવ્યો. પછી એને પકવ્યો. પછી બજારમાં વેચાયો અને આ દેખાય છે એવો થયો. ત્યારે કહે, ભવિષ્યમાં શું થશે ? ત્યારે કહે, અહીંથી એ ઘડો ભાંગી જશે. ત્યાંથી પછી ધીમે ધીમે એની ઠીકરીઓ થશે. ઠીકરીઓ છે તે ઘસાતી ઘસાતી ફરી પાછી માટી થશે. એટલે વર્તમાનમાં ભૂતકાળ અને ભવિષ્યકાળ બેઉ સાથે વર્ણન કરી શકે. દરેક પર્યાયો બતાવી શકે, ભવિષ્યકાળના પર્યાય અને ભૂતકાળના પર્યાય. એટલે દરેક વસ્તુની ભૂતકાળ ને ભવિષ્યકાળની સ્થિતિ વર્તમાનમાં કહી આપે એનું નામ ત્રિકાળજ્ઞાન.

## સંકલ્પ-વિકલ્પે, ટકે ના એ જ્ઞાન

**પ્રશ્નકર્તા :** આપને ત્રિકાળજ્ઞાન ખરું ?

**દાદાશ્રી :** આ ત્રિકાળજ્ઞાન અમારી પાસે આવેલું અમે પાછું કાઢ્યું. નથી જોઈતું આ.

મને કહે છે કે તમે કારણ સર્વજ્ઞ હોય તો તમે તો જાણતા જ હોવ ને, પેણે આગળ પેલા ભઈ ગયા તેનું શું થશે ત્યાં આગળ આ ગાડીમાં ? મેં કહ્યું, ભાઈ એ ગયો અહીંથી પણ અથડાશે ત્યાં આગળ ગાડીને, એ ત્રિકાળજ્ઞાનને આધારે મનેય દેખાયું'તું. તે પછી મને તો દેખાયું કે આ માંડવી (વડોદરાનું એક પરું) સુધી આ ગાડી જશે તો અથડાવાની છે. ત્રિકાળજ્ઞાનમાં દેખાય એવું, આપણે આમ નીકળતા પહેલા દેખાય.

**પ્રશ્નકર્તા :** જે બનવાનું છે તે ?

**દાદાશ્રી :** આપણે જઈએને માંડવી એ પહેલા જ દેખાય કે માંડવી આવી ગયા, અમુક દુકાન આગળ આ ગાડી અથડાશે એટલે આ ત્રિકાળજ્ઞાને આ દેખાડ્યું એટલે મેં કહ્યું તું કે ભાઈ ઘેર જા બા. મારે આવું જોવુંયે નથી. આવા તોફાનો જોવા, એના કરતા અજાણ્યા રહે તો સારું છે. તમને આ કેમ લાગે છે, અજાણ્યા રહેલા સારું કે જાણેલું ?

**પ્રશ્નકર્તા :** એવું કહે છે કે ભગવાન મહાવીરે ઘણાને પાછલા જન્મો બતાવ્યા હતા.

**દાદાશ્રી :** એમને પોષાય એ. ભગવાન મહાવીરને પોષાય. આ લોકોને પાછલા અવતાર દેખાયને, તો શી દશા થાય આ લોકોની ! તે આમને તો દેખાવા ના જ જોઈએ. આ લોકોને ત્રિકાળજ્ઞાન આપે, તમને ત્રિકાળજ્ઞાન આપે, તો તમારી શી દશા થાય ?

ત્રિકાળજ્ઞાનનો અર્થ શું છે ? ત્રિકાળીજ્ઞાન કે હવે પછી શું થશે તે. એટલે આજે, અત્યારે તમને એ જ્ઞાન હાજર હોય અને તમારે બહાર જવું હોય તો તમને એ જ્ઞાન શું દેખાડે, કે રસ્તામાં ગાડી અથડાશે ને ત્યાં આગળ એક પગ તૂટી જશે. એવું બધું તમને દેખાડે, અહીંથી જ. હવે તમે શું કરો તે વખતે ? એ કહો મને.

**પ્રશ્નકર્તા :** જવાનું માંડી વાળીએ.

**દાદાશ્રી :** એટલે એ જ્ઞાન જતું રહે. જ્ઞાન શું કહે છે ? જો તને વિકલ્પ આવે તો હું જતું રહીશ. એ તો એ પ્રમાણે જ વર્તવું જોઈએ. જવું જ જોઈએ ત્યાં આગળ, અથડાઈએ તે જગ્યાએ. એમાં વિકલ્પ નહીં કરવાનો પછી તો એ ત્રિકાળજ્ઞાન ટકે એવું છે. હવે એ કેવળ ભગવાનને ટકે આ. છેલ્લી દશાએ ટકે આ.

એમ ખબર પડે કે આ દોઢ વર્ષે પછી જમાઈ મરી જવાના છે, બોલો હવે શી દશા થાય આપણી ?

**પ્રશ્નકર્તા :** દોઢ વર્ષ પહેલાથી જ બીજી ચિંતા થાય.

**દાદાશ્રી :** ચિંતામાં બળી ઉપાધિઓ કેટલી ? ઘરના બધા માણસોની શી દશા થાય ? ના મરવાનો હોય તોય મરી જાય મૂઓ. આ મુશ્કેલીમાં ક્યાં ફસાઈએ આપણે ?

## ચિત્ત નિર્મળતાએ, ભાસ પડે ભવિષ્યનો

**પ્રશ્નકર્તા :** કચ્છમાંથી પેલા લોકો મળવા આવ્યા'તા કૃપાળુદેવને,

એટલે એ મનમાં જાણી ગયા'તા, ધારશીભાઈ કે ખીમજીભાઈ કંઈ નામ. એટલે એ આવી ગયા છે મળવા, એટલે સામે લેવા ગયા ને 'આવો ધારશીભાઈ' એમ કહ્યું, તો એવું શાથી જાણી ગયા ?

**દાદાશ્રી :** એ તો બને, નાય બને. એ તો એવું છે ને, એ દર્શન છે. અમુક આમ એકાગ્રતા થાય તો મહીં દર્શન પડે છે કેટલાક માણસોને. તે શું બનશે એનો ભાસ પડે.

**પ્રશ્નકર્તા :** પણ એ ચિત્તની નિર્મળતા ઉપર આધાર રાખે છે ને ?

**દાદાશ્રી :** ચિત્તની નિર્મળતા ઉપર. ચિત્તની નિર્મળતા હોય તો જ ભાસ પડે. એટલે આ સંતોનેય પડે. જ્ઞાનીઓનેય પડે એવું નહીં, એ સંતોનેય પડે. પણ કેટલાકને ચિત્તશુદ્ધિ હોવાથી આવું ભાસ થાય છે કે ભઈ, આમ બનશે. અને એ કરેક્ટ બને છે. માટે એ ખોટું નથી પણ એ ત્રિકાળીજ્ઞાન ન ગણાય.

કેટલાક માણસોને હૃદય શુદ્ધિ હોય છે. આત્માનું જ્ઞાન હોય કે ના હોય એ ડિફરન્ટ મેટર. પણ એક એવો અવસર આવે છે કે અમુક અમુક માણસોને હૃદય શુદ્ધિ થઈ જાય છે. એટલે એ કહે કે આજથી દસ વરસ પછી ચાર વાગ્યાને પાંચ મિનિટે આ ભાઈનો જમાઈ મરી જશે. તે એનું કરેક્ટ પડે. એટલે પછી આપણા લોક કહેશે, આ ત્રિકાળજ્ઞાની. મૂઆ, ત્રિકાળ દેખાય નહીં. એનું બોલેલું સાચું પડે.

**પ્રશ્નકર્તા :** એની સમજણમાં હોય ?

**દાદાશ્રી :** સમજણમાંયે નહીં, બોલેલું જ સાચું પડે. બસ વચન સિદ્ધિ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ વગર મફતનું શું કરવા એવું બોલે ? એ બોલે એના આધીન પેલું થાય છે કે થવાનું છે એને ઑટોમેટિક બોલાઈ જવાય છે, આમની પાસેથી ?

**દાદાશ્રી :** થવાનું છે એવું આમની પાસેથી બોલાઈ જવાય છે. થવાનું છે એ એના શુદ્ધ હૃદયને લઈને બોલાઈ જવાય છે. એ તો આપણા

વ્યવહારમાંયે કેટલાક માણસો જરા શુદ્ધ હૃદયના હોયને, તે બોલે તો એવું બધું થઈ જાય છે. એને ત્રિકાળજ્ઞાની કહે છે આપણા લોકો.

કોઈ કહેશે, આ દાદા છે તે આમ કરે છે ને તેમ કરે છે. 'મારા દાદા' બોલ્યા એટલે બધું મારું ફળ્યું. એ ફળે એને. 'હું ત્રિકાળજ્ઞાની છું નહીં' એવુંય જાણતો હોઉ, પણ એ એવું જાણે કે દાદા ત્રિકાળજ્ઞાની છે.

અત્યારે ત્રિકાળજ્ઞાની શબ્દ કાઢી નાખવા જેવો નથી, તેમ છતાં લોકો સમજે છે તે વાત સાચીયે નથી.

## શુદ્ધ અંતઃકરણ ને યશનામ કર્મે, ભાખે સાચું ભવિષ્ય

**પ્રશ્નકર્તા :** કેટલાક ભવિષ્યનું ભાખે તે સાચું પડતું હોય છે ?

**દાદાશ્રી :** કેટલુંક સાચું પડે તે એનું ચોખ્ખું અંતઃકરણ હોવાથી, અંતઃકરણની શુદ્ધિ હોય અને યશસ્વી હોય, તો તમારી વાત પૂછો કે તરત કહેશે કે ભઈ, પરમ દહાડે થઈ જશે. એટલે થઈ જાય તે કામ. તે ત્રિકાળજ્ઞાન નથી હોતું.

**પ્રશ્નકર્તા :** અંદાજથી કહે છે ?

**દાદાશ્રી :** નહીં, અંદાજ નહીં, ચોખ્ખું અંતઃકરણ અને યશસ્વી. યશ મળવાનો એટલે એના કહ્યા પ્રમાણે થઈ જાય. એ જ્ઞાન તીર્થંકરોનું નથી, એ જ્ઞાન જ્ઞાનીઓનું નથી. એ જ્ઞાન શુદ્ધ હૃદયવાળાનું છે, હૃદય શુદ્ધિવાળાનું છે. હવે હૃદય શુદ્ધિવાળાને ખબર પડે કે આમથી આમ થઈ જશે. પણ આ ઈન્દ્રિયજ્ઞાન અમુક હદ સુધીનું જ જ્ઞાન છે અને અતીન્દ્રિયજ્ઞાન એ અસીમ છે. તે અસીમ થાય છે ત્યારે કેવળજ્ઞાન થઈ જાય છે.

## તીર્થંકરો પણ ત્રણેય કાળનું દેખે વર્તમાનમાં

એવું છે ને, તીર્થંકરોને આ જ્ઞાન હતું, ત્રિકાળજ્ઞાન. તીર્થંકરોને કેવળજ્ઞાન હતું પણ ત્રિકાળજ્ઞાન શેને કહેતા હતા કે એ વર્તમાન જ જોઈ શકતા હતા. જ્ઞાનના આધારે જોઈ શકે, પણ આમ પોતે દર્શનથી ત્રણેય

કાળ સાથે દેખી શકે નહીં. એ વર્તમાનકાળ એકલો જ દેખાય. ત્રણેય કાળ એની સમજણમાં આવી જાય કે ભવિષ્યમાં આવું થશે.

આ લોક કહે છે ને કે અમને ભવિષ્યકાળનું બધું દેખાય છે, એવું બની શકે નહીં. ભવિષ્યકાળ એ તો વર્તમાનકાળમાં દેખાય છે. એકને માટે ભવિષ્યકાળ હોય ને બીજાને માટે વર્તમાનકાળ હોય, એ બે બને નહીં. કાળના ત્રણ વિભાગ છે. તે ત્રણ વિભાગ કાયમને માટે પરમેનન્ટ રહે છે. તીર્થંકરો માટે પણ ત્રણ વિભાગ રહેલા છે. તીર્થંકરો કેવળજ્ઞાને કરીને બધું કહી શકે છે, કે ભૂતકાળમાં આ પ્રમાણે હતું, આ પ્રમાણે વર્તમાનમાં હોવું જોઈએ અને ભવિષ્યકાળમાં આ પ્રમાણે થશે. એવું એ કેવળજ્ઞાનના મેથેમેટિકના, ગણિતના જ્ઞાનના આધારે વર્તમાનમાં કહી શકે છે. તમને સમજાયું, હું શું કહેવા માગું છું તે ?

ત્રિકાળજ્ઞાન એટલે શું ? કે વર્તમાનમાં જે દેખાય છે તે જ દેખાય, તીર્થંકરોને, લોકોને દેખાય એવું જ દેખાય, પણ એ ભવિષ્યમાં આમ થશે એવું કહે.

**પ્રશ્નકર્તા :** ભવિષ્યમાં આમ થશે એવું કહે, પણ એને ખબર હોય ત્યારે કહેને, દાદા ?

**દાદાશ્રી :** ના, ખબર હોય નહીં.

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** આના પરિણામ આવા આવશે. તમે કેરીઓ લાવો તો કેરી અત્યારે જોઈ કે હાફૂસની કેરી કાપવા લાયક હતી. હવે તમે કહો કે આ કેરી રહેવા દઈશું તો ભવિષ્યમાં આમ થશે. પહેલી કરચલીઓ પડવા માંડશે. પછી બગડવા માંડશે, પછી સડવા માંડશે. પછી આમ થશે એવું વર્ણન તમે આપી જાઓ કે ના આપી જાઓ ? એવું વર્ણન આપેલું છે. અને કેરીના પહેલા ભૂતકાળમાં શું હતું ? ત્યારે કહે, પહેલા મોર તરીકે ઉત્પન્ન થયો. પછી નાનો મરવો થયો. પછી ધીમે ધીમે મોટો થયો, તે ઘડીએ ખાટો હતો. તે આ બધું જોઈને નથી કહેતા ?

**પ્રશ્નકર્તા :** એના ગુણધર્મથી જ કહે છે.

**દાદાશ્રી :** એ ગુણધર્મને જ જાણે. બાકી ત્રણેય કાળનું, એક વર્તમાન કાળમાં જ્ઞાન થાય તો તો વર્તમાનકાળને ભૂતકાળ, ભવિષ્યકાળ હોય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** અને વર્તમાનમાં ભૂતકાળનું જ્ઞાન થાય છે ખરું કે ?

**દાદાશ્રી :** ના, ના, હોતું હશે વળી ? એક કાળમાં બે કાળના જ્ઞાન ભેગા કેવી રીતે થાય તે ? વર્તમાનમાં વર્તમાન જ દેખે.

## ત્રણેય કાળના પર્યાયને જાણે તે સર્વજ્ઞ

જેમ કુંભારને આપણે કહીએ કે આ જે ઘડો દેખાય છે વર્તમાનમાં, તે ભૂતકાળમાં શું હતું આ ? ત્યારે કહે, જમીન હતી, માટી હતી. માટીને ખોદી ખોદીને પછી ગારો બનાવ્યો, ત્યાંથી લઈને પછી ઘડો પાછો માટીમાં મળી જશે ત્યાં સુધીના પર્યાયોનું વર્ણન કરે. એટલે એ કુંભાર એ પર્યાયો જાણે અને વીતરાગો આ પર્યાય જાણે, જે જગતને જાણ નથી એવા પર્યાય જાણે. એવું દરેક પદાર્થનું જાણે એ સર્વજ્ઞ. એવું આ દરેક વસ્તુના, આગળ શું પર્યાય હતા અને અત્યારે શું છે, હવે પછી શું થશે, આ ત્રણેવ કાળના જે પર્યાય બતાવે છે એ સર્વજ્ઞ કહેવાય છે.

ભગવાને ત્રિકાળનું શું કહ્યું છે કે આ વસ્તુ છે એને ભગવાન જુએ એટલે માટીમાંથી ઉત્પન્ન થયું, ત્યાંથી બધી અવસ્થાઓનું જ્ઞાન એમને લક્ષમાં આવે, તરત જ જોતાની સાથે. અને હવે પછી ભવિષ્યમાં માટીમાં મળી જશે ત્યાં સુધીની બધી અવસ્થાઓને દેખી શકે, તે એને ત્રિકાળજ્ઞાન કહેવાય છે. આ સમજમાં આવી ગયું ?

**પ્રશ્નકર્તા :** હા, એ ક્યાંથી આવ્યું ને ક્યાં જવાનું છે, એની શું શું અવસ્થાઓ બદલાશે...

**દાદાશ્રી :** એ બધું જાણે તેનું નામ ત્રિકાળજ્ઞાન. અને વીતરાગોનું એ કેવળજ્ઞાન, એમને કોઈ વસ્તુ જાણવાની બાકી ના રહે. જેટલી

જાણવાની વસ્તુઓ છે, જ્ઞેય છે એ બધી જ એમની પાસે જાણવામાં હોય. એ પ્રાકૃતિક જ્ઞાન અને યથાર્થ જ્ઞાન બન્નેય ભેગું હોય, બધું જાણે.

## ત્રણેય કાળથી જુએ વીતરાગ, ન થાય મૂર્છિત

**પ્રશ્નકર્તા :** એને જ ઉત્પાદ, વ્યય અને ધ્રુવ કહેવાય ?

**દાદાશ્રી :** ઉત્પાદ, વ્યય અને ધ્રુવ. એટલે ઉત્પાદ, વ્યયને જે જોઈ શકે છે એ ત્રિકાળજ્ઞાન કહેવાય. વીતરાગો આટલું જ જોતા'તા કે માણસની પ્રાકૃતિક શક્તિ ઉત્પન્ન થવી, વ્યય થવી અને આજની એ બધી શક્તિઓને ત્રિકાળજ્ઞાનથી જોતા'તા એ. ઉત્પાદ, વ્યય બધું સંપૂર્ણપણે જાણતા'તા એટલે એમને રાગ ઉત્પન્ન ના થાય.

વર્તમાનકાળના એકલા જ્ઞાનથી રાગ ઉત્પન્ન થાય છે. એક તો પોતાના સ્વરૂપનું અજ્ઞાન અને વર્તમાનકાળનું જ્ઞાન. જો એને એમ સમજાય કે આ ગર્ભમાં હતી બેબી, ત્યારે આવડી દેખાતી હતી ને આવી દેખાતી હતી અને પછી જન્મી ત્યારે આવી દેખાતી હતી, પછી આવી દેખાતી હતી, અને હવે પછી આવી દેખાશે, પછી આવી દેખાશે, પછી આવી દેખાશે. ઘૈડી થશે ત્યારે આવી દેખાશે. પક્ષાઘાત થશે ત્યારે આવી દેખાશે, પાછું એની નનામી કાઢશે ત્યારે આવી દેખાશે. બધા લક્ષણ ખબર છે, એને વૈરાગ્ય શીખવાડવાનો ના હોય. આ તો જે આજનું દેખીને જ મૂર્છિત થઈ જાય એને વૈરાગ્યનું જાણવાનું. બીજાને લક્ષમાં નથી આવતું.

વીતરાગો બહુ ડાહ્યા હતા. બધી વસ્તુઓને ત્રણેય કાળથી જોઈ શકતા હતા. કોઈ વસ્તુ એમને મૂર્છા ઉત્પન્ન ના કરાવે, કારણ કે ત્રણેય કાળથી જોઈ શકે કે આનું ઉત્પાદ, વ્યય કેવી રીતે ? અને ધ્રૌવતા એના સ્વભાવથી છે. ઉત્પાદ, વ્યય અવસ્થા છે બધી, પર્યાયો. એટલે ત્રણ કાળનું સમજી ગયા ને તમે ?

ફૂલ માટી સ્વરૂપે હતું અને માટી સ્વરૂપમાંથી આ સ્વરૂપ થયું ને હવે પાછું માટી સ્વરૂપ થઈ જશે. આપણે તો આ વચલા સ્વરૂપને પકડીએ છીએ. કળી હોય તો કળીને નથી પકડતા અને ચાર કલાક પછી કરમાઈ

જશે એ સ્વરૂપને પકડતા નથી, ખીલેલા સ્વરૂપને, પ્રકૃતિથી ખીલ્યો છે ભાગ, એને પકડીએ છીએ. આ અવસ્થા સ્વરૂપ, આખું જગત ભ્રાંતિમાં હોય, તે વચલા સ્વરૂપને પકડે અને જ્ઞાનીઓ ત્રણેવ કાળના સ્વરૂપને પકડે.

## લૌકિક માન્યતાને આધારે, કહ્યું ત્રિકાળ

અમે જે વાત કરીએ છીએ એ છેલ્લી વાત કરીએ કે જેનાથી લોકો સાચી હકીકત પામે. એ ત્રિકાળ સત્ય છે. એમાં ફેરફાર ના થાય. એને ક્યારેય ચેકો ના મારવો પડે. કારણ કે આ શબ્દો ત્રિકાળી સત્ય છે.

**પ્રશ્નકર્તા :** ત્રિકાળી ક્યાંથી આવ્યું ?

**દાદાશ્રી :** એ તો આપણા લોક કાળના ત્રણ ભાગ પાડે છે, ત્રિકાળ. અમારે થઈ ગયું તેને શું કહેવું ? ત્યારે કહે, 'ભૂતકાળ'. હવે પછી થશે તેને શું કહેવું ? તો 'ભવિષ્યકાળ'. અત્યારે શું ? ત્યારે કહે, 'વર્તમાનકાળ'. તે લોકોની માન્યતાના આધારે મારે ત્રિકાળ કહેવું પડે છે. નહીં તો કાળનું સ્વરૂપ એક જ છે, પણ લોકોની ભાષામાં કહેવું પડેને ? જ્ઞાની પુરુષના માટે વર્તમાન કાળ એકલો જ હોય.

❖ ❖ ❖ ❖ ❖

# [૬]

# કેવળદર્શન

## (૬.૧)

## કેવળદર્શનની સમજ

### કેવળ આત્માની જ શ્રદ્ધા એ 'કેવળદર્શન'

**પ્રશ્નકર્તા :** કેવળ એટલે શું ?

**દાદાશ્રી :** એબ્સૉલ્યૂટ ! ફક્ત ! બીજું કંઈ નહીં જેમાં, ભેળસેળ કોઈ જાતનું નહીં, પ્યૉર.

**પ્રશ્નકર્તા :** કેવળદર્શન એટલે શું ?

**દાદાશ્રી :** કેવળ આત્માની જ જેને શ્રદ્ધા છે એ 'કેવળદર્શન' છે ! શ્રદ્ધાપણે 'કેવળજ્ઞાન' એટલે 'કેવળદર્શન' ! શ્રદ્ધાપણે 'કેવળજ્ઞાન' થયું હોય તો દેહ સાથે મુક્તિ થાય ને જ્ઞાનપણે 'કેવળજ્ઞાન' થાય તો મોક્ષ થાય !

આ જગત જેમ છે તેમ સમજમાં આવી જવું એનું નામ કેવળદર્શન. જાણમાં ના આવવું એટલે કેવળદર્શન અને જાણમાં આવી જાય એ કેવળજ્ઞાન કહેવાય. પહેલું સમજમાં આવી જાય.

'પૂર્ણ સમજ' એ 'કેવળદર્શન' કહેવાય અને વર્તનમાં આવે એ 'કેવળજ્ઞાન' કહેવાય છે. એ પૂર્ણ જ્ઞાન, 'કેવળજ્ઞાન' પૂર્ણાહુતિ છે અને

'કેવળદર્શન' શરૂઆત છે. 'સમજ' એ 'કેવળજ્ઞાન'ની 'બિગિનિંગ' (શરૂઆત) છે.

**પ્રશ્નકર્તા :** પૂર્ણ સમજ એટલે શું ?

**દાદાશ્રી :** ક્ષાયક દર્શન. આપણે અહીં ક્ષાયક દર્શન આપીએ છીએ. સંપૂર્ણ પ્રતીતિ, સંપૂર્ણ સમજ.

કેવળદર્શન એટલે ક્ષાયક સમકિત. એ થયા પછી કેવળજ્ઞાન થાય. કેવળદર્શનથી જ્ઞાન દેખાય. જ્ઞાન દેખાય એટલે શું કે કંઈક આગળ જોયું આપણે, 'કંઈક છે' એવું કેવળદર્શન અને 'આ છે' એ કેવળજ્ઞાન.

## કેવળદર્શન + કેવળજ્ઞાન = શુદ્ધ ચેતન

હવે ચેતન શેનું બનેલું છે તે કહું. કયા કયા શબ્દોથી બનેલું છે ? એ જ્ઞાન અને દર્શન બે ભેગું થયું એનું નામ ચેતન. એ ચેતન પોતાના ગુણધર્મને આધીન છે.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન અને દર્શન બન્ને જરૂરી છે ચેતન માટે ?

**દાદાશ્રી :** એ હોય તો જ આ ચેતન કહેવાય.

**પ્રશ્નકર્તા :** બેમાં પહેલું કયું એ જોવાનું નથી, બેમાં જ્ઞાન પહેલું કે દર્શન પહેલું એ જોવાનું નથી પણ બન્ને હોવા જરૂરી.

**દાદાશ્રી :** બન્ને સંપૂર્ણ પ્રમાણે હોવા જોઈએ. કેવળજ્ઞાન હોય એટલે કેવળદર્શન હોય જ. કેવળદર્શન હોય અને કેવળજ્ઞાન ના હોય તો હજુ અધૂરું છે. જ્યારે કેવળદર્શન અને પછી કેવળજ્ઞાન બે ભેગું થઈ જાય ત્યારે સંપૂર્ણ શુદ્ધ ચેતન થઈ ગયું.

## કેવળદર્શન અને કેવળજ્ઞાન એ અનુભવગમ્ય

**પ્રશ્નકર્તા :** કેવળદર્શન અને કેવળજ્ઞાન એ યુગ્મપદ છે, એ સાથે જ હોય ?

**દાદાશ્રી :** હા, યુગ્મપદ જ છે. પણ એ પહેલું કેવળદર્શન હોય ને પછી કેવળજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** હા પણ પહેલું ને છેલ્લું હોય જ નહીં, બન્ને સાથે જ હોય.

**દાદાશ્રી :** એ બધું તમારી દૃષ્ટિએ બરોબર છે. અમારી દૃષ્ટિ નથી આ. તમારું શાસ્ત્રમાં હોય એ બરોબર છે. હું તો મારી અનુભવની દૃષ્ટિથી કહું છું. અમારી દૃષ્ટિ આ પ્રમાણે છે. આપને ઠીક લાગે તો લેજો, ના ઠીક લાગે તો મારું પાછું આપજો.

**પ્રશ્નકર્તા :** નહીં, એ તો જે લખ્યું છે શાસ્ત્રોમાં, એ વાત કરું છું, પોતાની વાત નથી કરતો.

**દાદાશ્રી :** એવું છે ને, શાસ્ત્ર અને અનુભવ, બે જુદી વસ્તુ છે. કારણ કે આત્મા શબ્દમાં કોઈ દા'ડો ઉતરી શકે એમ છે જ નહીં. ચાર વેદ વાંચી રહે ને ત્યારે ધીસ ઈઝ નોટ ધેટ, ધીસ ઈઝ નોટ ધેટ, ધીસ ઈઝ નોટ ધેટ. એટલે એ જ્ઞાની સિવાય કોઈ આત્મા જાણી શકે નહીં. એ અનુભવગમ્ય વસ્તુ છે. કેવળદર્શન અને કેવળજ્ઞાન એ અનુભવગમ્ય વસ્તુ છે.

કેવળદર્શન ક્યારે થાય ? સાચું સમકિત, સમ્યક્ દર્શન ક્યારે થાય ? આખા જગતમાં ક્યાંય કોઈ જોડે પક્ષાપક્ષી ના થાય, મતભેદ ના થાય ત્યારે. પક્ષમાં પડેલાનો મોક્ષ ના થાય.

અમને જગત દૃશ્ય છે, જ્ઞેય નથી. કેવળજ્ઞાનથી જગત જ્ઞેય થઈ જાય અને આ કેવળદર્શનથી દૃશ્ય થાય.

## ભગવાને ગણી કિંમત, દર્શનની

**પ્રશ્નકર્તા :** આપે એવું કહ્યું હતું કે અમને સમજમાં આ જગત શું છે તે આવી ગયું પણ જાણપણામાં નથી આવ્યું. એ જાણપણું એટલે શું ?

**દાદાશ્રી :** વિગતવાર, ડિટેઈલ્સ.

**પ્રશ્નકર્તા :** ડિટેઈલ્સથી નથી આવ્યું એવું કહો તો ચાલે ?

**દાદાશ્રી :** હા, એવું કહે તો ચાલે.

**પ્રશ્નકર્તા :** પણ બન્નેમાં કાળ રહ્યોને ? સમજ મેળવવા માટે પણ સમય જોઈએ ને જાણપણું મેળવવા માટે પણ સમય જોઈએ ?

**દાદાશ્રી :** સમજમાં ટાઈમ (સમય) ના જોઈએ, પણ જ્ઞાનપણામાં ટાઈમ જોઈએ.

**પ્રશ્નકર્તા :** દર્શન અને જ્ઞાન વચ્ચે અંતર હોય કે નહીં, સમયનું ?

**દાદાશ્રી :** થોડું.

**પ્રશ્નકર્તા :** બહાર અવાજ થાય એટલે સમજાય કે કંઈક છે, પણ પછી પેલો જોવા જાય અને જે ગાય (પ્રાણી) છે, એ જોવાનું જ્ઞાન જે થાય છે એ ?

**દાદાશ્રી :** હા, ડિસિઝન થતા ટાઈમ લાગેને ! દર્શનનું પરિણામ જ જ્ઞાન છે. પણ ભગવાને જ્ઞાનની કિંમત ગણી નથી, દર્શનની કિંમત ગણી છે.

## ખુલ્યા રહસ્યો 'કેવળજ્ઞાન'ના, આ વિજ્ઞાનમાં

હવે આટલી હદ સુધી તો કોઈ દહાડો જગતમાં કોઈ પણ હોય, એ ઉતરેલો જ નથી. એમની આ મતિયે શી રીતે આવે ? આ તો આ તીર્થંકરો જ પહોંચે. આ મતિનું જ્ઞાન નથી જો કે, આ કેવળજ્ઞાનનું જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** અને આ ભાષાનુંય જ્ઞાન નથી. દર્શન અને દશ્ય, આ ભાષાનું જ્ઞાન, પણ આ ભાષાથી ઉપરનું જ્ઞાન છે ?

**દાદાશ્રી :** બહુ ઉપરનું જ્ઞાન છે આ તો. આ તો એવું છે ને, નીચે આપણે ઉતારી લાવ્યા. આપણે બહુ નીચે નથી ઉતાર્યું. લોકો જે નીચે ઉતરી ગયા છે, એમને જરૂર તો ખરીને પણ ! ઉતારવું તો પડેને ? પણ આ એમની (તીર્થંકરોની) જે શોધખોળ છે, એ તો જોઈને જ મને તો અજાયબી લાગી કે ઓહોહો ! આવી શોધખોળ ! દર્શન અને જ્ઞાન, જાણવું અને જોવું કેવું જુદું પાડી દીધું ! વળી એક કહ્યું હોત તો શું ખોટું હતું તે ? પણ કેટલું બધું મોટું એની પાછળ આખું વિજ્ઞાન પડી રહ્યું છેને !

## પૂર્ણ સમજે કેવળદર્શન, પૂર્ણ જ્ઞાને કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** સમ્યક્ દર્શન ને કેવળદર્શનમાં શું ફરક ?

**દાદાશ્રી :** એ તો જાણે કે સમ્યક્ દર્શન એ વસ્તુ તો અમુક થઈ પણ પછી આવરણ આવી જાય અને આ ક્ષાયક સમકિત એટલે કેવળદર્શન છે, આવરણ જ ના આવે એની પર.

**પ્રશ્નકર્તા :** આત્મદર્શન, કેવળદર્શન, કેવળજ્ઞાનમાં શું ભેદ ?

**દાદાશ્રી :** પોતે દેહાધ્યાસથી મુક્ત થાય ત્યારે આત્મદર્શન થાય, દેહાધ્યાસથી મુક્ત એટલે દેહમાં જે આત્મબુદ્ધિ હતી, 'આ દેહ જ હું છું' એ આત્મબુદ્ધિ છૂટી જાય. દેહાધ્યાસ છૂટી જાય એટલે આત્મજ્ઞાન થાય. સાંસારિક દુઃખ સ્પર્શે નહીં એનું નામ આત્મજ્ઞાન.

આત્માથી આત્મા જાણવો, એનું નામ આત્મજ્ઞાન. સંપૂર્ણ આત્મજ્ઞાન કોને કહેવાય ? 'કેવળદર્શન' હોય તેને.

કેવળદર્શન થતા પહેલા અગિયારમા ગુંઠાણામાંય પુદ્ગલ રમણતા કરે છે અને કેવળજ્ઞાન થાય ત્યારે નિરંતર સ્વરૂપની જ રમણતામાં રહે. પુદ્ગલ પુદ્ગલની રમણતા કરે અને સ્વરૂપ સ્વરૂપની રમણતા કરે.

પૂર્ણ કેવળદર્શન એટલે શું, કે જે સમજવાની ચીજ સંપૂર્ણ સમજી લીધી, બાકી ના રહી. જાણવાનું બાકી રહ્યું એને સંપૂર્ણ જાણી લીધું અને જગતમાં કોઈ ચીજ જાણવામાં બાકી ના રહે એનું નામ કેવળજ્ઞાન. કેવળદર્શન બધું સમજમાં આવે પણ જ્ઞાનમાં ના આવે. કેવળજ્ઞાન એટલે જ્ઞાનમાં સંપૂર્ણ થઈ ગયું કહેવાય. કોઈ પણ પ્રદેશ ઉપર આવરણ નહીં, અનંત પ્રદેશોનું બધું આવરણ તૂટી ગયેલું.

સંપૂર્ણ સમજમાં આવી ગયું એનું નામ કેવળદર્શન અને જ્ઞાનમાં આવે વિગતવાર, પોતે બીજાને પણ સમજાવી શકે ત્યારે કેવળજ્ઞાન કહેવાય. પોતાની સમજમાં બેઠું, ગેડમાં બેઠું એને કેવળદર્શન કહ્યું. અને પેલું સમજમાં નહીં આવવાનું. સમજમાં આવે તે કેટલું ? એટલા જ

પૂરતું કે ખરેખર 'હું આ નથી.' માટે 'હું શુદ્ધાત્મા છું' એ વાત સાચી છે એવું મને લાગે છે, એવી પ્રતીતિ બેસવી એ ઉપશમ સમકિત અને આ તો બધું સમજમાં આવી જાય, કેવળદર્શન. કો'ક જીવને થઈ જાય એવું ક્ષાયક સમકિત, નહીં તો ક્ષાયક સમકિત થાય નહીં. કૃપાળુદેવે પોતે એમ કહેલું કે ક્ષાયક સમકિત છે પણ એ બહાર પડી ગઈ વાત, તે લોકોએ ટીકા કરવા માંડી. એટલે એમણે કહ્યું કે અમને ક્ષાયક સમકિત ના હોય તો પણ અમને સમકિત છે જ. ભલે આપણા શાસ્ત્રોએ ના પાડી પણ સમકિત તો છે જ. શાસ્ત્રમાં લખેલું, ક્ષાયક દર્શન નથી. આ કાળમાં સમકિત જ નથી ને ! એટલે એ ક્રમિક માર્ગમાં બધું ના પાડી છે. આ બધા દસ પ્રકારના ભાવો વિચ્છેદ ગયા છે. આ કાળના હિસાબે દિવ્યચક્ષુ ને એ બધું ના હોય, કહે છે. આ તો અક્રમ વિજ્ઞાન છે એટલે ઉત્પન્ન થયું છે.

## ક્ષાયક દર્શન કે ક્ષાયક સમકિત એ કેવળદર્શન

**પ્રશ્નકર્તા :** દાદા, વીતરાગ ભગવંતોએ જે દૃષ્ટિથી જગતને જોયું, એ દૃષ્ટિ સમ્યક્ દર્શન ને ?

**દાદાશ્રી :** ના, વીતરાગોએ જે જગત જોયું, એ તો ક્ષાયક દર્શન છે. એટલે આ ક્ષાયક સમકિતથી જોયું.

**પ્રશ્નકર્તા :** કેવળદર્શનથી ?

**દાદાશ્રી :** હા, એટલે કેવળદર્શન, ક્ષાયક દર્શન જેને કહે છે ને, ક્ષાયક સમકિત કહે છે ને, તે. વીતરાગને આ ઉપશમ સમકિત ને ક્ષયોપશમ સમકિત એવું-તેવું ના હોય. એટલે એ દૃષ્ટિ બધી બહુ જુદી જાતની હોય, બહુ સુંદર દૃષ્ટિ હોય, કેવળદર્શન.

**પ્રશ્નકર્તા :** ક્ષાયક સમકિત અને કેવળદર્શન એક જ ?

**દાદાશ્રી :** એક જ છે, બીજું કશું છે નહીં. દર્શન આવી ગયું, કેવળદર્શન. એ દર્શન, આ આંખે દેખાય છે તેને દર્શન નથી ગણાતું. આ તો ઈન્દ્રિય દર્શન છે.

## જ્ઞાની કૃપાએ પામ્યા કેવળદર્શન

**પ્રશ્નકર્તા :** જ્ઞાનવિધિમાં સમ્યક્ દર્શન પ્રાપ્ત થાય છે ને ?

**દાદાશ્રી :** હા, સમ્યક્ દર્શન ખરું, પણ ક્ષાયક. હવે તે ક્ષાયક સમકિત થયું એટલે શુક્લધ્યાન થયું, પણ શુક્લધ્યાનનો પાયો કયો ? ત્યારે કહે, તમારો પહેલો પાયો.

હવે 'કંઈક છે' ('હું શુદ્ધાત્મા છું') એવું તમને જે જ્ઞાન બેઠું, એના પરિણામ તમે જોયા. પણ હજુ સ્પષ્ટ તમે કશું જોયું-કર્યું નથી, સ્પષ્ટ વેદન થયું નથી, અસ્પષ્ટ વેદન છે. એટલે 'કંઈક છે' એવું લાગ્યું તમને પણ 'આ છે' એવું ડિસિઝન હજુ આવ્યું નથી.

**પ્રશ્નકર્તા :** 'આ છે' એ નક્કી થયું નથી.

**દાદાશ્રી :** 'આ છે' એ નક્કી ક્યારે થશે ? કેવળજ્ઞાન થશે તે વખતે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન એટલે શું ?

**દાદાશ્રી :** એ તમને અનુભવમાં આવે. પછી તમને કશું અડે નહીં. ખોખું ને આત્મા બેઉ જુદા ને જુદા દેખાય એ કેવળજ્ઞાન. જેમ નાળિયેરની અંદર પેલો ગોટો હોય ને તે જુદો થઈ જાય છે ને ખખડે છે, એનું નામ કેવળજ્ઞાન અને ચોંટેલો હોય ત્યાં સુધી કેવળદર્શન.

## સમજ એ દર્શન, અનુભવ એ જ્ઞાન

આપણું આ 'કેવળદર્શન' એટલે કે કેવળ સમજનું વિજ્ઞાન છે. પછી કેવળજ્ઞાનમાં આવે છે. તમને જે સમજમાં આવ્યું છે, તે અનુભવમાં ના આવ્યું. માટે સમજમાં નહોતું એમ કહેવાય નહીં. સમજમાં આવે એ દર્શન અને અનુભવમાં આવે એ જ્ઞાન.

ક્રમિકમાં સમકિત થાય ત્યારે પછી કેવળદર્શન થાય, આ તો તમને સીધું જ કેવળદર્શન આપ્યું છે.

**પ્રશ્નકર્તા :** સાચી શરૂઆત અહીંથી થાય.

**દાદાશ્રી :** મુક્ત થયો લાગે. બંધાયેલો હતો, એ બંધાણમાંથી મુક્ત થયો છું, એવું લાગે.

નવ જાતના દર્શન, તેમાં ચક્ષુ દર્શન જતાં રહે તો પછી રહ્યું શું ? અચક્ષુ દર્શન, અવધિદર્શન છે, કેવળદર્શન.

જ્યાં સુધી કેવળદર્શન ના થાય ત્યાં સુધી સ્વરૂપની અજ્ઞાનતા રૂપી અંધાપો જાય નહીં. કેવળદર્શન થયું કે અંધાપો ગયો.

## અક્રમે, દર્શન-તપ-જ્ઞાન-ચારિત્ર

ક્રમિક માર્ગમાં આ સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન અને સમ્યક્ ચારિત્ર એ બાહ્યમાં, એ અંદરનો ભાગ તો અંદરનો જ છે પણ બધું શબ્દથી (વ્યવહારથી) છે, યથાર્થ (નિશ્ચયથી) નથી. બહુ ત્યારે છઠ્ઠા ગુંઠાણા સુધી પહોંચે અને સાતમું કો'ક દા'ડો દેખે. બસ, સાતમા ગુંઠાણે કોઈ ફેરો કલાક જઈ શકે. તે બન્યું નથી આ કાળમાં હજુ. તે એનું આ વર્ણન છે અને આપણા અક્રમ માર્ગમાં આ કેવળદર્શન, કેવળજ્ઞાન અને કેવળચારિત્ર, તે કેવળદર્શનમાં પહોંચી ગયા છે. કેવળજ્ઞાનમાં પહોંચી શકાય એમ નથી.

અમે આ જ્ઞાન આપીએ છીએ ને, તે કેવળદર્શનનું જ્ઞાન આપીએ છીએ, ક્ષાયક સમકિતનું જ્ઞાન આપીએ છીએ. એ કેવળજ્ઞાન નથી પણ આજ્ઞારૂપી કેવળજ્ઞાન છે અને કેવળદર્શનવાળું જ્ઞાન છે. એટલે જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ ચારેયવાળું જ્ઞાન છે. પછી એનું ક્ષાયક જ્ઞાન ક્યારે થાય ? જો અમારી આજ્ઞામાં રહે તો. તો એ સમજ પછી વર્તનમાં આવે ત્યારે ક્ષાયક જ્ઞાન થાય.

દર્શનમાં ફેર થયો, જ્ઞાનમાં ફેર થયો અને તેથી ચારિત્રમાં ફેર છે. વિભાવિક થયું છે દર્શન, જ્ઞાન ને ચારિત્ર એટલે દર્શન-જ્ઞાન ફરે એટલે બધું ફરી જાય. આ મેં 'કેવળદર્શન' આપ્યું, તેનાથી તમારું બધું ફરી જશે.

દર્શન તો સર્વાંશ જ આપેલું છે, કેવળદર્શન આપ્યું છે. જેટલો

અનુભવ થાય છે, એટલું એને અંશ જ્ઞાન થાય, એનું પછી સર્વાંશ જ્ઞાન થાય. જેમ જેમ જ્ઞાન થતું જાય તેમ તેમ ચારિત્ર વધતું જાય. જ્ઞાન અને દર્શનનું ફળ આવે ત્યારે ચારિત્ર કહેવાય. આપણને આ અક્રમ માર્ગમાં પ્રતીતિ પ્રમાણે અનુભવ થાય, એટલું જ્ઞાન પ્રગટ થાય.

જેટલા પ્રમાણનો અનુભવ, એટલા પ્રમાણમાં વીતરાગતા, એટલું જ ચારિત્ર કહેવાય. તપ વગર ચારિત્ર ના હોય. જેટલું તપ કરો એટલું ચારિત્ર ઉત્પન્ન થાય. તપને જોવું-જાણવું એ જ ચારિત્ર.

તમારી પાસેથી કોઈ દસ હજાર લૂંટી લે, તે વખતે આ પુદ્‌ગલની કરામત છે તેવું તમને ભાન રહે તે કેવળદર્શન. પુદ્‌ગલની કરામતની ગેડ બેસી જાય તો કેવળદર્શન. પુદ્‌ગલની કરામતની ક્રિયા જાણવામાં આવે તો કેવળજ્ઞાન. પુદ્‌ગલની કરામત છે એવું વર્તનામાં આવે તો કેવળચારિત્ર.

## નિમિત્ત થકી, સૂઝ પરિણમે કેવળદર્શનમાં

**પ્રશ્નકર્તા :** સત્સંગમાં આપે કહ્યું હતું કે સૂઝ એ દર્શન છે તો એ તો એ કેવળદર્શન સુધી પહોંચે છે ?

**દાદાશ્રી :** સૂઝ એ દર્શન છે સહજ પ્રાપ્ત થતું, વિના પ્રયાસે પ્રાપ્ત થતું, એ દર્શન ખૂલતું ખૂલતું કેવળદર્શન થઈને ઊભું રહે છે. પણ નિમિત્ત જોઈએ વચ્ચે, નિમિત્ત ! સંસારમાં બધી સૂઝ પડે પણ પોતાની સૂઝ ના પડે કે 'હું કોણ છું', ત્યાં સુધી 'કેવળદર્શન' ના થાય.

**પ્રશ્નકર્તા :** સૂઝ ઉપાદાનમાંથી નીકળે છે ?

**દાદાશ્રી :** હા, તેથી આપણા લોકો કહે છેને કે, નિમિત્ત મળતા જો ઉપાદાન જાગ્રત ના રાખે તો ખલાસ, તો કામ ના થાય. દરેકને સૂઝ પડે, એ દર્શન છે. એ સૂઝ જ કામ કરતી જાય છે. સૂઝ જેટલી વધતી જાય એટલું દર્શન વધતું જાય. એમ કરતાં કરતાં છેવટે ફૂલ દર્શન થાય છે ત્યારે કેવળદર્શન સુધી જાય છે. કેવળદર્શન ઉત્પન્ન થયા પછી કેવળજ્ઞાનના અંશો પ્રગટ થતા જાય.

## સૂઝ પૂરી થયા પછી, હવે મોક્ષમાર્ગ દેખાડે પ્રજ્ઞા

**પ્રશ્નકર્તા :** સૂઝને પ્રજ્ઞા કહેવાય ?

**દાદાશ્રી :** ના, પ્રજ્ઞા એ જ્ઞાન છે અને આ સૂઝ તો દર્શન. અને અજ્ઞા એ બુદ્ધિ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો દાદા પાસે જે જ્ઞાન લે છે, એને જે બધું પછી મોક્ષમાર્ગની અંદર મદદ કર્યા કરે છે, ત્યાં સૂઝનું સ્થાન ખરું ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞાનું કામ. પછી પ્રજ્ઞાના કામમાં જાય. જ્ઞાન લીધું તે દહાડે સૂઝ ફૂલ (સંપૂર્ણ) થઈ જાય છે, કેવળદર્શન રૂપે થાય છે. પછી સૂઝ ખીલવાની રહી નહીં. પછી ગૂંચવાડો ઊભો ના થાય ને !

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા મદદ કરે પછી ?

**દાદાશ્રી :** હા, બસ.

**પ્રશ્નકર્તા :** આપનું જ્ઞાન જેને પ્રાપ્ત થયું, એને હવે જે ઠેઠ મોક્ષ સુધીનો દરવાજો બતાવે છે, ગૂંચોનો નિકાલ બતાવે છે, એ સૂઝને ઠેકાણે પ્રજ્ઞા આવે છે ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા. સૂઝ તો પૂરી થઈ ગઈ આપણી, ક્ષાયિક થઈ ગયું. હવે એ પ્રજ્ઞા દેખાડે છે. સૂઝ પૂરેપૂરી બેસી જાય ત્યારે ક્ષાયિક સમકિત કહેવાય, કેવળદર્શન કહેવાય. સૂઝ પૂરેપૂરી થઈ જાય, પછી એનું કામ પૂરું થઈ ગયું.

અમનેય જ્ઞાન થતા પહેલા સૂઝ પડતી'તી. સૂઝ એટલે પ્રત્યક્ષ ના દેખાય. આમ જ છે એવું લાગે, એનું નામ સૂઝ.

એટલે અમને તો દેખાય. આગળ-પાછળનું, પાછળ શું થઈ રહ્યું છે તેય દેખાય. એટલે પેલો કહેશે, 'હું પાછળ ઊભો છું. મેં હાથ ઊંચો કર્યો કે નહીં' ? તે ના દેખાય. સ્થૂળ ના દેખાય, સૂક્ષ્મ દેખાય. જે સૂક્ષ્મ વિભાગ છે ને, એ બધું દેખાય. સમજને લીધે એ દેખાય. સ્થૂળ તો કેવળજ્ઞાન સંપૂર્ણ થાય ત્યારે બધું દેખાય.

## ઊડ્યા દર્શનાવરણ ને મોહનીય, રહ્યાં બે બાકી

**પ્રશ્નકર્તા :** આપ જે જ્ઞાનવિધિ કરાવો છે ને, તેમાં દર્શનાવરણીય તૂટે તો જ આપણને દર્શન થાય ?

**દાદાશ્રી :** અમે જ્ઞાન આપીએ ત્યારે એને 'કંઈક છે' એવું ભાન થાય છે, એ દર્શનાવરણ ગયું. દર્શનાવરણ તો આખુંય તૂટી ગયું. તે અમે કેવળદર્શન આપીએ છીએ આ. તે ક્ષાયક દર્શન છે. દર્શનાવરણ તૂટી જાય ત્યારે ક્ષાયક દર્શન કહેવાય.

'કંઈક છે' એવું આપણને સૂઝ પડી, સમજણ પડી. 'હું શુદ્ધાત્મા છું' એ સૂઝ પડી પણ હવે 'શું છે' એ જાણકારી નથી એ જ્ઞાનાવરણીય કર્મ. પછી 'શું છે' એ ડિસાઈડ થયું, અનુભવમાં આવતું જાય એમ જ્ઞાનાવરણ જાય. એ માટે આ ભેગા થયા કરીએ છીએ. હવે આ જ્ઞાનાવરણીય કર્મ તોડવા માટે ફરીએ છીએ. પેલા દર્શનાવરણીય કર્મ તૂટી ગયા. દર્શનાવરણીય જ પહેલું તૂટે, પછી જ્ઞાનાવરણ ધીમે ધીમે તૂટે.

**પ્રશ્નકર્તા :** તો પછી આ દર્શનાવરણીય અને મિથ્યા દર્શન એ બેમાં શું ફરક ?

**દાદાશ્રી :** મિથ્યા દર્શન એ છે તે સમકિતની અપેક્ષાએ છે, કે આ વિનાશી ચીજોમાં જ સુખ માને છે. વિનાશી ચીજોમાં સુખ છે એવી એને શ્રદ્ધા છે એટલે મિથ્યા દર્શન કહે છે.

**પ્રશ્નકર્તા :** એટલે મોહનીય કર્મમાં પહેલું દર્શનાવરણ છે એટલે મિથ્યા દર્શન. પહેલું અજ્ઞાન, પછી મિથ્યા દર્શન એમ મૂક્યું. તો પછી આ અજ્ઞાન અને જ્ઞાનાવરણીય કર્મ એ બેમાં ફેર શો ?

**દાદાશ્રી :** જ્ઞાનાવરણ એ તો આવરણ છે અને અજ્ઞાન તો પોતાનું ભાન જ નથી. જ્ઞાનાવરણ તો વત્તું-ઓછુંયે થાય, પણ પેલું અજ્ઞાન એ તો અજ્ઞાન જ રહે. આ તમને અજ્ઞાન તો કાઢ્યું, પણ આ જ્ઞાનાવરણીય આખું ના નીકળી જાય. આ અજ્ઞાન તોડ્યું પછી જ્ઞાનાવરણીય અમુક ભાગ તૂટી ગયો. પણ બીજો જે રહ્યો તે તો ધીમે ધીમે નીકળે. એટલે પહેલું

અજ્ઞાન જાય, પછી જ્ઞાનાવરણીય જાય, ધીમે ધીમે. આવરણ પૂરું થઈ ગયું કે પૂર્ણિમા, પૂનમનો ચાંદ, ત્યાં સુધી બીજનો ચાંદ ઊગે.

**પ્રશ્નકર્તા :** એવી જ રીતે દર્શનાવરણ ને મિથ્યા દર્શન ?

**દાદાશ્રી :** મિથ્યા દર્શનેય ઊડી ગયું ને દર્શનાવરણયે ઊડી ગયું. મોહનીય ઊડી ગયું. અંતરાય નથી ઊડ્યા, જ્ઞાનાવરણીય નથી ઊડ્યું. આ ચાર છે તે આત્મઘાતી, ઘાતીકર્મ કહેવાય. તે ઘાતીકર્મમાં ચારિત્રમોહનીય અને જ્ઞાનાવરણીય એ બેનો જેમ જેમ નિકાલ કરશો સમભાવે, તેમ તેમ આવરણોય ઓછા થશે, તેમ તેમ અંતરાય તૂટતા જશે.

## પ્રતીતિ, સમ્યક્ દર્શને આવે-જાય ને કેવળે વર્તે નિરંતર

**પ્રશ્નકર્તા :** દર્શનાવરણ જે તૂટ્યું તો પછી અનંત વસ્તુઓ છે વિશ્વની, તે દેખાવી જોઈએને ?

**દાદાશ્રી :** દશ્યો દેખાવવા જોઈએ નહીં. એ દેખાવવા માટે દશ્ય નથી, એ પોતે પોતાની શ્રદ્ધા માટે છે. પોતાનું બધું દેખાયું એ કેવળ શ્રદ્ધા કહેવાય છે. કેવળદર્શન એટલે કેવળ શ્રદ્ધા.

**પ્રશ્નકર્તા :** તો પછી સમ્યક્ દર્શન અને કેવળદર્શન બે એક જ થાયને ?

**દાદાશ્રી :** ના, સમ્યક્ દર્શન એટલે તો મિથ્યા દર્શન નથી એવી પ્રતીતિ રહે છે ત્યારે કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** પ્રતીતિ એટલે જ શ્રદ્ધાને ?

**દાદાશ્રી :** પ્રતીતિ એટલે શ્રદ્ધા. એ શબ્દોથી પ્રતીતિ, તો એ મિથ્યા દર્શન ગયું કહેવાય. એને સમકિત થયું કહેવાય. અને 'હું શુદ્ધાત્મા છું' ભાન વર્તે, લક્ષ વર્તે ત્યારથી કેવળદર્શન કહેવાય છે. અને ત્યાં સુધી શુદ્ધાત્મા તો કોઈને, જ્ઞાનીનેય ના વર્તે. આ ક્રમિક માર્ગના કોઈ જ્ઞાનીને 'શુદ્ધાત્મા છું' એવું લક્ષ નિરંતર ના રહે. અને ટૉપ ઉપર જ્યારે જાય ત્યારે

છેલ્લે સ્ટેશને (છેલ્લી દશાએ), જે અવતારમાં મોક્ષ થવાનો છે તે અવતારમાં તેને લક્ષ બેસે, ત્યાં સુધી સમકિત રહે.

નિરંતર પ્રતીતિને ક્ષાયક સમકિત કહ્યું છે. એક ક્ષણ આઘીપાછી ના થાય એવી નિરંતર પ્રતીતિ. આપણે બધાને નિરંતર પ્રતીતિ આવી છે. એટલે ક્ષાયક સમકિત કહ્યું. પેલું સમ્યક્ દર્શન એટલે શું, કે અમુક વખત પ્રતીતિ રહે ને પછી ઊડી જાય. એકાદ ગુંઠાણું રહે ને ઊડી જાય. પાછું હતો તેવો ને તેવો થઈ જાય. બીજી પ્રકૃતિઓ, કષાયો ઉપશમ છે. બીજી પ્રકૃતિઓ દબાઈ ગયેલી હોય અને પછી જ્યારે સત્સંગમાં આવ્યો હોય ત્યારે એને ઉપશમ સમકિત થાય ને પ્રતીતિ બેસી જાય. પણ એક ગુંઠાણું જ બેસે. પછી બીજી પ્રકૃતિ ઉખડે, પેલી ચાલી જાય. એક ફેરો સ્પર્શ થયા પછી આવ્યા કરે. એનો નિયમ એવો છે કે એનો સ્પર્શ થયો, તે પછી વહેલું-મોડું પણ આવ્યા કરે.

## 'હું કર્તા નથી'ની નિરંતર પ્રતીતિ તે કેવળદર્શન

આ ચંદુભાઈ જે કંઈ કરે છે, સવારમાં ઊઠીને, તે એમાં તમે એક વાળ પણ કર્યો નથી. એવું તમને શ્રદ્ધા બેસી જાય, એ પ્રતીતિ બેસી જાય કે હું કંઈ કરતો નથી, ત્યારે કેવળદર્શન થાય.

પોતાની પ્રતીતિ સંપૂર્ણ બેસી ગઈ. 'હું કર્તા નથી' એ પ્રતીતિ બેઠી. આ જન્મથી અત્યાર સુધી કોઈ ચીજનો હું કર્તા નથી, એની પ્રતીતિ બેસવી એનું નામ કેવળદર્શન. લોકોને કર્તાપણું જાય નહીં, છૂટે નહીં. આપણે છોડાવીએ તોય ના છૂટે.

ક્રમિકમાં પહેલું જ્ઞાન પછી દર્શન, આપણા અક્રમમાં દર્શન પહેલા પછી જ્ઞાન. ક્રમિક માર્ગમાં જ્ઞાનને બુદ્ધિએ કરીને જણાય, પછી દર્શનમાં આત્મા આવે. ત્યાં જ્ઞાને કરીને જ્ઞાન ના સમજાય. જ્યાં ત્યાગ ત્યાં જ્ઞાન નહીં. જ્યાં 'હું આનો કર્તા છું' એમ કિંચિત્‌માત્ર રહે ત્યાં આત્મા અધૂરો રહે, જ્ઞાન અને દર્શન અધૂરું રહે, કેવળદર્શન ના થાય.

આ જગતમાં જે કંઈ પણ કરવામાં આવે છે તે જગતને પોસાય

યા ન પણ પોસાય છતાં 'હું કંઈ જ કરતો નથી' એવો જે નિરંતર ખ્યાલ રહેવો તે કેવળદર્શન. કેવું અજાયબીવાળું વાક્ય ! નિરંતર ખ્યાલ રહેવો જોઈએ. અને તે એય પહેલું અમે આપીએ જ છીએ બધાને.

**પ્રશ્નકર્તા :** 'હું કંઈ જ કરતો નથી' એ ભાવ નિરંતર રહે તો કેવળદર્શન થાય ?

**દાદાશ્રી :** હા, કારણ કે તીર્થંકરો વર્તનને જોતા નથી, તીર્થંકરો ભાવસત્તાને જુએ છે. એટલે આપણને તીર્થંકરોનું માન્ય છે, ને લોકોનું આપણે ક્યાં માન્ય કરીએ ?

❖ ❖ ❖ ❖ ❖

## (૯.૨)

# કેવળદર્શનની વ્યાખ્યા ને પ્રસંગ

### સાર તમામ શાસ્ત્રોનો, એક વાક્યમાં

**પ્રશ્નકર્તા :** 'હું કંઈ જ કરતો નથી' એ ખ્યાલ એ જ કેવળદર્શન ?

**દાદાશ્રી :** ''આ જગતમાં જે કંઈ પણ કરવામાં આવે, તે જગતને પોસાય યા ના પણ પોસાય છતાં 'હું કંઈ જ કરતો નથી' એવો જે નિરંતર ખ્યાલ રહેવો તે કેવળદર્શન છે.'' અને 'હું કરું છું' એવો નિરંતર ખ્યાલ રહે, એ મિથ્યા દર્શન છે.

**પ્રશ્નકર્તા :** ૧૯૬૮માં નીકળેલું આ સૂત્ર ?

**દાદાશ્રી :** આવાં વાક્યો કો'ક કો'ક દહાડો નીકળેલા છે અને પછી આખી લિંક થઈ આવી. પછી આખી માળા થઈ, નહીં તો માળા નહીં, છૂટા છૂટા મણકા નીકળેલા છે. એ રીતે આ બધા વાક્યો જુદા જુદા નીકળીને પછી ભેગા થઈ ગયેલા. આ જ્ઞાની પદ આવ્યા પછીની છેલ્લી સંજ્ઞા છે. એના આધારે આવા વાક્યો નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** આમાં બધું આવી ગયું, સાર આવી ગયો ?

**દાદાશ્રી :** હા, બસ, બધો જ સાર આવી ગયો. આખા શાસ્ત્રનો, તમામ શાસ્ત્રોના સારરૂપે એ વાક્ય બોલ્યો હતો ! એ ભગવાનના આખા શાસ્ત્રનો સાર એક વાક્યમાં છે.

### સારરૂપ જ્ઞાનસૂત્ર પ્રાગટ્ય, બાથરૂમમાં

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનસૂત્ર આપ નહાવા ગયા હતા પછી નીકળેલું તેની વાત કરોને !

**દાદાશ્રી :** તે એક દિવસ હું નહાવા ગયો તો બાથરૂમમાં અને અહીં

મહાત્માઓ બે-ચાર-પાંચ બેઠેલા ઘરમાં, આગલી રૂમમાં.

**પ્રશ્નકર્તા :** મામાની પોળમાં !

**દાદાશ્રી :** હા. વાતો, સત્સંગ કરતા'તા. તે નહાવા ગયો'તો દસ વાગ્યે, ત્યાં મહીં મને વિચાર આવેલો. તે નાહીને હું તો આમ રૂમાલ વીંટીને નીકળ્યો બહાર ત્યારે મેં મહાત્માઓ બધા બેઠેલા ને કહ્યું, અલ્યા ભઈ, લખી લો, વાક્ય આવ્યું છે. તે આ વાક્ય બોલ્યો હતો. આ જગતમાં જે કંઈપણ કરવામાં આવે, કંઈપણ એટલે એની પછી વિગત નહીં. જે કંઈપણ કરવામાં આવે એ જગતને પોસાય યા ના પણ પોસાય છતાં હું કંઈ જ નથી કરતો, એવો નિરંતર ખ્યાલ રહેવો, એનું નામ કેવળદર્શન છે. બહુ મોટું વાક્ય નીકળેલું. તે પછી બેઠા'તા એ મહાત્મા કહે છે પણ આનો અર્થ શું ? કંઈ જગતને પોસાય યા ના પોસાય !

## ખ્યાલમાં અકર્તા, પછી ન અટકવું જગતને પોષાય તે માટે

આ જગતમાં જે કંઈ પણ કરવામાં આવે એ જગતને પોસાય યા ન પણ પોસાય છતાં કંઈ પણ કરવામાં આવે, કંઈ પણ એટલે એમાં તો બધો બહુ મોટો અર્થ સમાય છે. કંઈ પણ એટલે આપણે એમ નથી કહેતા કે આ સારું-ખોટું છે. ખરું-ખોટું ગમે તે કરવામાં આવે, તે જગતને પોસાય યા ના પણ પોસાય.

**પ્રશ્નકર્તા :** કયા અર્થમાં પોસાવાની વાત કહો છો ?

**દાદાશ્રી :** 'પોસાય યા ના પોસાય જગે' આ લોકો જગતમાં પોસાય એ સારું પડી રહ્યા છે. જગતને તો પોસાય કે નાયે પોસાય, તેના માટે ક્યાં બેસી રહો ? જગતને કંઈ જ પોસાય નહીં.

જગતને બધું પોસાવા માટે તૈયારી કરવા જશો તો કોઈ દહાડોય જગતને નહીં પોસાય. પોસાવા તરફ દૃષ્ટિ રાખશો તો તમારું કામ બગડી જશે. કેટલાકને પોસાય, કેટલાકને ના પોસાય, કેટલાક વિરોધ કરે, આપણે ગભરાવાનું નહીં. આ બાજુના લોકો કહેશે, તમે બહુ સારું કર્યું અને બીજા કહે, અમને આ પસંદ નથી તમે કરો છો એ. એમાં જો આપણે

ગભરાઈએને તો આપણું બગડી જાય. એવી કંઈ જરૂર નથી. આમને પોસાય અને ના પણ પોસાય, તેની દરકાર કર્યા સિવાય આપણે કર્યે જવાનું. આપણે તો 'હું કંઈ જ કરતો નથી' એ ભાવ, નિરંતર ખ્યાલ એ આખું કેવળદર્શન છે.

## એ નિરંતર ખ્યાલ એ જ કેવળદર્શન

તમે બત્રીસ ભાતની રસોઈ જમતા હોય ચંદુભાઈ, તો જગતના લોક શું કહે ? આ શું ધર્મ કરવાના ? એક બાજુ કેટલાક સમજણવાળા હોય તે કહે કે ના, ખરો ધર્મ તો એ જ પામી ગયા છે. એક બાજુના લોકોને પોસાય અને એક બાજુના લોકોને ના પોસાય. એવું બને ખરું ? ઘરમાં આટલા જણને પોસાય ને ઘરમાં આટલા જણને ના પોસાય. પોસાય કે ના પોસાય એવું જોવાનું નથી, પણ તમારા મનમાં ખ્યાલ રહેવો જોઈએ કે 'હું કરતો નથી, આ ચંદુભાઈ કરે છે. હરેક બાબતમાં હું આ કરતો નથી, આ ચંદુભાઈ કરે છે. એ કર્તા હું નથી, પુદ્ગલ છે'.

**પ્રશ્નકર્તા :** એ કર્તા પુદ્ગલ છે ?

**દાદાશ્રી :** ખરેખર એક્ઝેક્ટ એમ જ છે. આમ જાણીએ છીએ ખરા કે હું કરતો નથી, વ્યવસ્થિત કરે છે પણ ખ્યાલ રહેવો જોઈએ એની ઉપર. આ બાજુના લોક કહે, દાદાજી, બહુ સારી વાત હતી તમારી. આ બાજુવાળા કહેશે, દાદાજી, આ તો તમે ખોટું બોલ્યા. તે આપણે જોવાની જરૂર નથી. આપણને નિરંતર ખ્યાલ રહે છે કે નહીં ? તમને તમારું આ વર્તે છે ? ત્યારે કહે, બસ, થઈ રહ્યું. પછી આપણે આ જોવા જઈએ તો આપણી પાસે છે એ પછી નીચે પડી જાય. જગતને નાયે પોસાય. જગતને તો ક્યારેય પોસાયું જ નથી. એંસી જણને પોસાય ને પાંચ જણને ના પોસાય. કાળા વાવટા ધરીને આવતા જ હોય અહીં આગળ, ટોળું આવતું જ હોય. લાલ વાવટા ધરીને આવેને ? એટલે જગતને પોસાય યા ના પોસાય, અમે કહી દીધુંને ! લોકો જગતથી ડરે છે.

ચંદુભાઈ ગમે તે કરતા હોય, સારા-ખોટામાં જો તને 'હું કંઈ જ

કરતો નથી' એવો ખ્યાલ રહેતો હોય તો તું મહાવીર થઈ રહ્યો છું. બહુ મોટું વાક્ય છે આ.

## ગુહ્ય ગોપિત સમજ આપી, બનાવ્યા દાદાએ નીડર

**પ્રશ્નકર્તા :** જે કંઈપણ કરવામાં આવે એ જગતને પોસાય યા ન પણ પોસાય છતાં હું કંઈ જ કરતો નથી એવો ખ્યાલ રહેવો, પણ એવો ખ્યાલ રાખનાર જગતને ના પોસાય એવું કરે જ નહીંને એ ? એનાં એકેય વર્તનમાં જગતને ના પોસાય એવું હોય જ નહીં.

**દાદાશ્રી :** જગતને કેવી રીતે પોસાય તે ?

**પ્રશ્નકર્તા :** એમ નહીં, પણ જે કેવળજ્ઞાની હોય એ જગતને ન પોસાય એવું તો કરે જ નહીંને ?

**દાદાશ્રી :** ના, એ હું તમને કહું. આ બાજુ છે તે આઠ બંગલાવાળા હોય, આ બાજુ આઠ બંગલાવાળા હોય એટલે સોળ બંગલાની વચ્ચે પોતાનું મકાન હોય, હવે કેટલાક લોકોને હું કરતો હોય તે ફાવે અને કેટલાકને ના ફાવે. ફાવે તેનો આપણે વાંધો નથી, ના ફાવે તોય આપણને વાંધો નથી અને હવે વાંધો ઊઠાવશે તોય વાંધો નથી આપણે.

આ બાજુના કહે કે દાદા, તમે આ ખરાબ કર્યું. આ બાજુના કહે કે દાદા, તમે સારું કર્યું. તે અમને વાંધો નહીં. છતાંય 'હું કરતો નથી' એવું અમને લાગ્યા કરે, ત્યારે કેવળદર્શન કહેવાય. આ બાજુના આમને એવો અભિપ્રાય લાગ્યો કે આ ખરાબ કરી રહ્યા છે. આમને એવો અભિપ્રાય લાગે કે સારું કરી રહ્યા છે. બન્ને ખોટી વાત છે. જોતાં જ ના આવડે. માણસનું ગજું શું કે જોઈ શકે ? ચામડાની આંખથી કેટલુંક જોઈ શકે માણસ ?

**પ્રશ્નકર્તા :** હા, પણ એનું વ્યવહારિક વર્તન એવું હોય નહીં ને !

**દાદાશ્રી :** વ્યવહારિક વર્તનનો સવાલ નથી, આપણે કહીએ કે ભઈ, આજે જલેબીનું જમણ છે. ત્યારે પેલા કહેશે, ના, અમારે ફલાણું જોઈએ. અને વ્યવહારિક વર્તન તો તમે મારી જોડે રહોને તો ખબર પડે.

આ લોકોને હમણે અહીં રહેતો હઉને, તો આજુબાજુવાળા કહેશે, આ વહેલા નીકળે એ બહુ ખોટું છે, તે પેલા કહેશે, વહેલા નીકળે છે તે સારું છે. તે આવું બધું, આ ડખો હોય જ, તમે એ ડખામાં ના પડતા.

**પ્રશ્નકર્તા :** તો પણ મારું એ જ કહેવું છેને કે જ્ઞાની ખરાબ કામ કરે જ નહીંને ?

**દાદાશ્રી :** એ કરે કે નહીં એ જોવાનું નથી. એટલે તમારા મનમાંથી ડર કાઢી નાખ્યો એ. એનાથી જગત ગભરાયેલું છે.

**પ્રશ્નકર્તા :** કે ફલાણો શું કહેશે, ફલાણો શું કહેશે ?

**દાદાશ્રી :** હા, અરે ! શું કહેશે ? પરણેલો હોય, તે બધા લોક ના બોલે ? બૈરી જોડે તો કાલે ફરવા ગયા'તા. એટલે જગત બધું અભિપ્રાયવાળું જ હોય. જ્ઞાનીને શું, ભગવાન મહાવીરને તો આવડી આવડી ગાળો દેતા'તા.

**પ્રશ્નકર્તા :** હા, એ તો દરેક જમાનામાં જે કોઈ થાય એને તો ગાળો તો દેતા જ હોય છે.

**દાદાશ્રી :** બસ, એટલે તમારા મનમાંથી ભય કાઢી નાખવા માટે એ વાક્ય 'હું કંઈ જ કરતો નથી એ ખ્યાલ' કહેલું છે.

**પ્રશ્નકર્તા :** આજે એ સમજ પડી કે અમારો ભય કાઢવા કહ્યું છે, નહીં તો અમે તો પેલી બાજુ લઈ જતા'તા.

**દાદાશ્રી :** એટલે તમારા મનમાં થાય કે લોકો આમ કહે છે, તમને વગોવે છે, તો આપણે સાંભળવું કે વગોવે છે, પણ આપણે મહીં અંદર શું રહે છે કે 'કંઈ પણ કરતો નથી' એવો મને ખ્યાલ રહે છે, તો એને મેલને પૂળો અહીંથી ! તેને મારે શું લેવાદેવા ? મારે કામનું નહીં. મારે તો, મારી જે પ્રતીતિ છે, એની ઉપર જ ચાલ્યા જવાનું.

જગતને પોસાય અગર ન પણ પોસાય, એટલે એને ગમતું હોય કે ના ગમતું હોય, અને ગાળો દેતો હોય તોય તમને પેલો અંદર 'આ

કંઈ પણ હું કરતો નથી' એવો ખ્યાલ રહેતો હોય તો તમે છૂટા છો.

એટલે 'આ જગતમાં હું કંઈ પણ કરતો નથી' એવું આ અમારે જે જે નિરંતર રહેતું'તું તે અમે બોલ્યા છીએ તે દા'ડે. બહુ મોટું વાક્ય છે ! કોઈ વાંધો જ ના ઊઠાવેને ! આમ ફરો કે તેમ ફરો. જેનો આગ્રહ ખલાસ થઈ ગયો, તેનો કઈ જાતનો વાંધો ઊઠાવવો ? કો'ક વખત કહી શકીએ, જેના આગ્રહ ખલાસ થયા તેનો વાંધો ઊઠાવે છે ? કોઈ પણ પ્રકારનો આગ્રહ નથી એનું નામ સહજ, એ જ સ્યાદ્વાદ. જેના આગ્રહો ખલાસ થઈ ગયા એ જ સ્યાદ્વાદ.

## ચારિત્રમોહ જોતા, તૂટે અનંત અવતારની ખોટ

અમે જ્ઞાન આપીએ ત્યારે દર્શનમોહ સર્વાંશે ખલાસ થઈ જાય છે, એટલે તમારો નિશ્ચયે કરીને મોહ તો ઊડી ગયો. વ્યવહારમોહ રહ્યો એટલે ચારિત્રમોહ રહ્યો.

જેવા પ્રકારનો ચારિત્રમોહ હોય તેવા પ્રકારનો આવે, કાયદેસરનો આવે કે ગેરકાયદેસરનો આવે, છતાં 'હું કંઈ જ કરતો નથી' એવો નિરંતર ખ્યાલ રહે, એને કેવળદર્શન કહેવાય !

ભગવાનને ત્યાં કાયદેસર-ગેરકાયદેસર નથી, આ અહીં લોકોને ત્યાં છે. ગાયો-ભેંસોને ત્યાંય કાયદેસર-ગેરકાયદેસર નથી. આ લોકોને ત્યાં અક્કલવાળામાં જ છે બધું. આ વ્યવસ્થા ગોઠવેલી છે કે આવું કરીએ તો આપણે બધા સુખી થઈએ. એક અવતાર બધું આ કાયદેસર કરે કે ગેરકાયદેસર થઈ ગયું, એને જો 'જોયા' કરેને તો બધા અવતારની ખોટ જતી રહે. પછી રહ્યું શું ?

આ ચારિત્રમોહ છે, બાકી કશું રહ્યું નથી. 'હું કંઈ જ કરતો નથી' એ ખ્યાલ નિરંતર રહેતો હોયને તો પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન કશું જ કરવાની જરૂર નથી. એ એટલો બધો રહે નહીં. એટલું બધું માણસનું ગજું નહીં. એટલે ધીમે ધીમે આમ થાયને ! પહેલા આવું કરતાં કરતાં એ પદ પહોંચાય.

## અદર્શનની આંટી તૂટતા, પામ્યા કેવળદર્શન

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી મહાત્માઓને કયું સ્ટેજ હોય ?

**દાદાશ્રી :** કેવળદર્શન થયેલું છે આ. 'હું કંઈ જ કરતો નથી' એવો નિરંતર ખ્યાલ રહે છે એ કેવળદર્શન થયું છે, એને ક્ષાયક સમકિત કહે છે. આ તો બહુ ઊંચું પદ પ્રાપ્ત કર્યું છે. હવે એને તમે જેટલું સાચવો એટલું તમારું.

કેવળદર્શન એટલે ક્ષાયક સમકિત એ આપણા શાસ્ત્રોમાં 'ના' લખ્યું. આ કાળમાં થતું નથી, છતાં અહીં થઈ ગયું છે. ક્ષાયક સમકિત એટલે એ સમકિત ક્યારે પણ જાય નહીં, નિરંતર રહે. હવે શુદ્ધાત્માનું ધ્યાન તમને નિરંતર રહેશે.

એટલે 'વર્તે નિજસ્વભાવનું અનુભવ-લક્ષ-પ્રતીત, વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકિત.' પછી, 'વર્ધમાન સમકિત થઈ ટાળે મિથ્યાભાસ, ઉદય થાય ચારિત્રનો વીતરાગ પદવાસ.' પછી બીજું રહ્યું શું ? કેવળજ્ઞાનનું પદ. કેવળ નિજસ્વભાવનું એટલે આત્મા જોયો. 'કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન.' કેવું ? અખંડ. 'કહીએ કેવળજ્ઞાન તે દેહ છતાં નિર્વાણ.' આ તમને અખંડ પ્રતીત રહે, અખંડ લક્ષ રહે, પણ જ્ઞાન વર્તે નહીં. એટલે કેવળદર્શન સુધી પહોંચી ગયા.

**પ્રશ્નકર્તા :** 'કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન; કહીએ કેવળજ્ઞાન તે દેહ છતાં નિર્વાણ.'

**દાદાશ્રી :** નિરંતર આત્મરમણતા હોય, સહેજેય આ પુદ્ગલ રમણતા ઉત્પન્ન ના થાય, એ નિજસ્વભાવમાં કહેવાય. કેવળ નિજસ્વભાવમાં નિરંતર આત્મરમણતા. આ સંસાર રમણતા જ નહીં. અને પછી 'અખંડ વર્તે જ્ઞાન' એને કેવળજ્ઞાન કહેવાય. તે જ્ઞાન અમને નિરંતર રહી શકે નહીં, થોડીક કચાશ રહે એટલે ચાર ડિગ્રી ઓછી કહીએ. એટલે તમને નિજસ્વભાવમાં અખંડ વર્તે નહીં. જ્ઞાન એટલે તમે કયા સ્ટેશન ઉપર ઊભા છો ? બે સ્ટેશન મોટા; એક, કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે

જ્ઞાન. અહીં બીજું નીચે લખ્યું હોય વાક્ય કે કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે દર્શન; કહીએ કેવળદર્શન તે, દેહ છતાં નિર્વાણ. એટલે તમને બધાને કેવળદર્શનના સ્ટેજ ઉપર ઊભા રાખ્યા છે.

'હું કરતો નથી' એવો નિરંતર ખ્યાલ રહે એ કેવળદર્શન અને થોડી વખત રહે ને થોડી વખત ના રહે તો એ કેવળદર્શનના અંશ, અમુક ફિફ્ટી પરસેન્ટ કે સાંઈઠ ટકા. નિરંતર રહે એટલે કેવળદર્શન કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે નિરંતર ખ્યાલ રહેવો જોઈએ ?

**દાદાશ્રી :** હા, નિરંતર ખ્યાલમાં રહેવું જોઈએ કે 'હું આ કરતો નથી.'

જેમ સ્ટીમરમાં બેસીએ છીએ તો આપણને એવું ખ્યાલમાં રહે છે ને કે સ્ટીમર જ ચાલે છે, હું ચાલતો નથી, એવો ખ્યાલ રહેવો જોઈએ. સ્ટીમરમાં તો એ જોઈને બેઠો છે ને, એટલે પછી એને એમ લાગે છે કે આ સ્ટીમર જ ચાલે છે ને હું બેઠો છું. એવું આમાં જોઈને બેઠો નથીને ? એટલે નિરંતર ખ્યાલમાં રહેવું જોઈએ, બસ. એક ક્ષણવાર કર્તાપણું લાગે નહીં ત્યારે કેવળદર્શન કહેવાય અને એ જ્ઞાનમાં, વર્તનમાં આવવું એ કેવળજ્ઞાન થયું.

## ડિસ્ચાર્જ અહંકાર ખલાસ થયે, થાશો તમે સંપૂર્ણ

નિરંતર ખ્યાલ રહેવો 'હું કંઈ કરતો નથી' એટલે દર્શનમાં આવ્યું. આ દેહ કરે ખરો, પણ શ્રદ્ધામાં આવું ફરી ગયું. તે પછી શ્રદ્ધામાંથી ફરેલું જ્ઞાનમાં આવે ને જ્ઞાનમાં પછી આ દેહ પણ આવું ના કરે.

**પ્રશ્નકર્તા :** આપે કીધુંને કે જે શ્રદ્ધામાં હોય અને દેહ એની મેળે કર્યા કરે અને જ્યારે જ્ઞાનમાં આવે ત્યારે દેહ પણ કશું ના કરે એટલે ?

**દાદાશ્રી :** જ્ઞાનમાં આવેને એટલે દેહ કશું જ કરે નહીં. કશું ના કરે એનો અર્થ શું ? કે બધું એને દૈહિક ક્રિયા હોય તે ચાલ્યા કરે પણ એમાં કર્તાપણું સહેજ પણ ના રહે. આ તો કર્તાપણાનો એ ડિસ્ચાર્જ અહંકાર છે અને પેલું ડિસ્ચાર્જ અહંકાર સુદ્ધાંયે ના રહે. એ ચાર્જ અહંકાર

તો તમારો ગયેલો છે પણ ડિસ્ચાર્જ અહંકાર રહેલો છે. પેલું ડિસ્ચાર્જ અહંકાર પણ ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, આંખની જે આ પાંપણો ફરકે છે તે પ્રમાણે ?

**દાદાશ્રી :** હા, પછી એવું થયા કરે. જેમ પાંપણમાં અહંકારની જરૂર નથી હોતી. એ સહજ હોય છે એવું. એટલે ડિસ્ચાર્જ અહંકાર ખલાસ થઈ જાય તે ઘડીએ. ધીમે ધીમે ખલાસ થતો જાય. જેમ જેમ જ્ઞાન થતું જાય એમ ધીમે ધીમે એ ખલાસ થતો જાય.

હવે ત્યાં શું બાકી રહ્યું પછી ? હવે બે-ત્રણ અવતારના કર્મ બાકી રહ્યા. એટલે આપણે ટૂંકામાં સારું. આ ઉતાવળ કરવા જેવી વસ્તુ નથી કેવળદર્શન ઘણું છે, દર્શન જ નથી જગતને જ્યાં આગળ ! જગતને દર્શન જ નથી, અદર્શન છે અને તમને અદર્શનની આંટીઓ તૂટી. એટલે એ અદર્શનની સમાપ્તિ એટલે કેવળદર્શન, પૂર્ણ દર્શન, ક્ષાયક દર્શન. હવે અજ્ઞાનની આંટીઓ તૂટી જશે ત્યારે તમે સંપૂર્ણ થશો.

## 'હું કર્તા નથી' એ નિરંતર ખ્યાલ, એ એકાવતારી પદ

**પ્રશ્નકર્તા :** નિરંતર ખ્યાલ રહેવો એટલે 'ચંદુભાઈ કરે છે' એવો મને નિરંતર ખ્યાલ રહેવો જોઈએ ને ?

**દાદાશ્રી :** એ રહે નહીં તોય વાંધો નથી. 'હું કંઈ જ કરતો નથી' એવું રહે તો બીજું કશું જોવાની મારે જરૂર નથી, એ કેવળદર્શન છે એ વસ્તુ.

અમને એ જે નિરંતર રહ્યું'તુંને, તે જ તમને કહીએ છીએ અહીં આગળ. અમને આ નિરંતર, કાયમને માટે પહેલેથી રહેતું'તું જ્ઞાન થયા પછી.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને કે હું નિરંતર ઉપયોગમાં રહું છું. ઉપયોગ એટલે કેવી રીતે શું ?

**દાદાશ્રી :** ઊંઘમાંય ઉપયોગ, એટલે છેવટે તો એટલું જ રહેવું

જોઈએ કે 'આ બધું થઈ રહ્યું છે ને હું કર્તા નથી'. 'હું જ્ઞાતા-દ્રષ્ટા છું' એ નિરંતર ખ્યાલ. નિરંતર ખ્યાલ રહે એ એક અવતારી કહેવાય.

## નિઃશંક થયા શુદ્ધાત્મ લક્ષે

'હું શુદ્ધાત્મા છું' એનું લક્ષ એ કેવળ દર્શન છે. કેવળ દર્શન એટલે સમજમાં બેસી ગયું બધું. કેટલાકને ઊંડાણથી સમજમાં ના બેઠું હોય પણ 'હું શુદ્ધાત્મા છું' એ ખરેખર બેસી ગયું, એને કેવળ સમજ કહે છે.

અહીં આપણને શુદ્ધાત્માનું લક્ષ રહે એટલે લાગે કે શુદ્ધાત્મા જેવું કંઈક છે એ કેવળદર્શન, એ જ ક્ષાયક સમકિત. એનું ફળ શું ? આકુળતા-વ્યાકુળતા મટે ને નિરાકુળતા રહે.

એટલે હવે શંકા ગઈ. 'હું શુદ્ધાત્મા છું' નિઃશંક પદ છે અને નિઃશંક પદને ભગવાને ક્ષાયક સમકિત કહ્યું. નિઃશંક પદ જ્યાં સુધી ઉત્પન્ન થાય નહીં ત્યાં આગળ ક્ષાયક સમકિત કહેવાય નહીં. ક્ષાયક સમકિતને ભગવાને કેવળદર્શન કહ્યું. હવે કેવળજ્ઞાનના અંશો આપણે સમજી સમજીને પ્રાપ્ત કરવાના છે. ત્રણસો સાંઈઠ થતા થતા બધું સમજવાનું છે. જેટલું સમજાય એટલું સમાઈ જવાય પાછું.

આ જ્ઞાન મળ્યા પછી તમને તો પ્રતીતિ બેઠી કે 'હું શુદ્ધાત્મા છું, ચંદુભાઈ ન્હોય.' ચંદુભાઈ તો વ્યવહારથી છે, ખરેખર ચંદુભાઈ ન્હોય એવું તમને લાગેને ? અને બહારના લોક તો 'હું ચંદુભાઈ છું' એવું જ માને છેને, નહીં ? એને તો ગાળ ભાંડી હોય તો આંખો ચઢી જાય, આંખો ફરી જાય. અલ્યા, મોઢે બોલ્યો એમાં આંખો શું કામ ફરે છે ? આખો ઊંચોનીચો થઈ જાય. એમને અસર થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** તરત.

**દાદાશ્રી :** તરત ? કશું વાયર-બાયર વગર એમ ? અને આપણા જ્ઞાન આપેલાને અસર થાય ખરી, પણ એ અસરને પોતે જાણે કે આવી અસર થઈ. એ ધીમે ધીમે ધીમે પછી આમ કરતા કરતા બધો હિસાબ ચોખ્ખો થશે, ત્યાર પછી અસરેય નહીં થાય. પારકા જેવું લાગશે કે આ

પારકાની જોડે વાત કરી રહ્યો છે આ ભઈ. થોડું ઉપલક વાતો થોડી ઘણી પારકી લાગે છે, નથી લાગતી ?

**પ્રશ્નકર્તા :** ઘણી ખરી.

**દાદાશ્રી :** ઘણી ખરી લાગે છે, નહીં ? તે એમ કરતા કરતા બધી વાત પારકી લાગશે. છે જ પારકી. કેટલીક અનુભવમાં આવી છે તે પારકી લાગ્યા જ કરે છે અને કેટલીક અનુભવમાં નથી આવી તે હજુ મહીં ગૂંચ-ગૂંચ રહ્યા કરે છે. અંદર શ્રદ્ધાએ કરીને લાગે છે કે આ આપણી ન્હોય, છતાંય મહીં ગૂંચ-ગૂંચ કર્યા કરે. શ્રદ્ધાએ કરીને તો કેવળદર્શન છે.

## ન ઉપશમ-ન ક્ષયોપશમ, સીધું ક્ષાયક

હવે કોઈ કાળમાં આવી શ્રેણી મંડાય એવો કાળ જ નથી આવેલો. જીવ શ્રેણી માંડે, એવો કાળ જ કોઈ દહાડો પ્રાપ્ત થતો નથી. તે અપ્રાપ્ત કાળ કહેવાય છે અને મોટામાં મોટો અવસર કહેવાય છે. એમાંથી કાચું ન પડાય એટલું જોતાં રહેવું.

**પ્રશ્નકર્તા :** જો આ ક્ષયોપશમ જ્ઞાન ના હોય તો પછી આ કેવળજ્ઞાનના અંશ છે ?

**દાદાશ્રી :** આમાં ક્ષયોપશમ છે જ નહીં, આ તો સીધું ક્ષાયક જ છે, ઉપશમેય નથી ને ક્ષયોપશમેય નથી એટલે કેવળજ્ઞાન નથી પણ કેવળદર્શન છે આ. કેવળજ્ઞાન તો પચે એવું જ નથી આ કાળમાં. જે આ અમે જ્ઞાન આપીએ છીએ, તે ઘડીએ જ્ઞાન બોલીએ છીએ, તેમાં કેવળજ્ઞાન સમાવેશ થાય છે, પણ કેવળજ્ઞાન આ કાળમાં પચતું નથી. મને પચ્યું નહીં ને બીજા કોઈને પચે નહીં અને એટલે ફળ આપે નહીં. અમને સમજમાં આવી જાય બધું, આખુંય જગત જેમ છે તેમ. કેવી રીતે ઉત્પન્ન થયું, શી રીતે ચાલે છે અને બીજું બધું સમજમાં આવી જાય, જ્ઞાનમાં ના આવે. સમજમાં કે દર્શનમાં આવે એટલે સૂઝ પડી જાય બધી કે આ શું છે ! જ્ઞાનમાં ના આવે. જ્ઞાન ચોખ્ખું દેખે અને આ ધૂંધળું દેખે.

## ફાઈલોનો નિકાલ - કેવળદર્શનમાં મહેનતે, કેવળજ્ઞાનમાં સહેજે

**પ્રશ્નકર્તા :** આ કેવળદર્શન એટલે જ્ઞાતા-દ્રષ્ટાભાવ કે એમાં અમુક ડિગ્રીનો તફાવત છે ?

**દાદાશ્રી :** ના, ના, જ્ઞાતા-દ્રષ્ટાભાવ કેવળજ્ઞાનમાં હોય અને કેવળદર્શનમાં જ્ઞાતા-દ્રષ્ટાભાવ ના હોય, પણ પોતાની પ્રતીતિ બેસી ગઈ કે હું આમ જ છું. હું જ્ઞાતા-દ્રષ્ટા હવે થઈ શકીશ.

કેવળદર્શન થયા પછી પોતે 'પુરુષ' થયો. માટે નિરંતર હવે જ્ઞાનના પાટા પડ પડ કરે, અનુભવના. અનુભવ કોનું નામ કહેવાય કે જેટલી ફાઈલો સિગ્નેચર (સહી) થઈ ગઈ, જ્ઞાતા-દ્રષ્ટા તરીકે જોઈ જોઈને ગઈ ફાઈલો, એટલો જ અનુભવ થતો આવવા માંડ્યો, એટલું જ્ઞાન પ્રગટ થતું જાય.

કેવળજ્ઞાન અને કેવળદર્શનનો ફેર કેટલો ? કેવળદર્શનમાં ફાઈલોનો નિકાલ કરવા પ્રજ્ઞાને મહેનત કરવી પડે. કેવળજ્ઞાનમાં મહેનત ન કરવી પડે, સહેજે થાય. આવે, જે' જે' કરે ને જાય. ફૂલહારેય મળે ને થાપોટેય મળે. સહજ ભાવે (નિકાલ) થયા કરે.

## આવા દુષમકાળે, અજાયબ પદ મહાત્માનું

**પ્રશ્નકર્તા :** આત્મા કેવળી સિવાય બીજા દેખી ના શકે ?

**દાદાશ્રી :** આત્મા કેવળીને જ્ઞાનથી દેખાય, પણ (આપણા) મહાત્મા આત્મદર્શનથી જોઈ શકે, કેવળદર્શનથી. મહાત્માઓને આ દર્શન આપ્યું છે એ એટલું બધું ઊંચું આપ્યું છે તે કેવળદર્શન સુખ આપ્યું છે. એનાથી બધા પઝલ સૉલ્વ થાય એવું છે ને ઝટપટ ઉકેલ આવે એવું છે. આપણા મહાત્માઓને કેવળદર્શન વર્તે છે ! એના આનંદમાં જ રહે છે.

આવો મોક્ષમાર્ગ ચાખ્યો, સ્વાદમાં આવી ગયો, અનુભવમાં આવી ગયો. જગત આખું નિર્દોષ છે એવું તમને સમજવામાં આવ્યું. ભગવાન મહાવીરને અનુભવમાં હતું કે જગત આખું નિર્દોષ છે અને એ તમને

સમજવામાં આવી ગયું. કોઈ વખત સમજણ ના પડે ને કંઈક ભાંજગડ થઈ જાય તોય પણ તરત પાછું જ્ઞાન હાજર થઈ જાય કે ભાઈ, એનો શો દોષ ? વ્યવસ્થિત છે એ સમજાય, નિમિત્ત છે એ સમજાય, બધું સમજાઈ જાય. એવું સમજાયને ? જગત નિર્દોષ છે એવું તો તમને સમજાય કે ના સમજાય ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** તે ભગવાનને અનુભવમાં હતું અને તમને આ સમજમાં છે. સમજ અમારા જેવી રહે ને એટલે એક્ઝેક્ટ હાજર, શૂટ ઑન સાઈટ સમજ રહે. તે અમારું આ કેવળદર્શન કહેવાય. તમારું કેવળદર્શન હજુ થઈ રહ્યું છે.

આત્માને ઓળખવો, આત્માને અનુભવવો. દાદાએ કહ્યું એટલા પૂરતું સ્થિતિ બેસી, એ છે તે કેવળદર્શન ભણી જાય. કોઈને કેવળદર્શન આખુંય થઈ જાય.

અને કેવળજ્ઞાન થાય એવું નથી ત્યારે આપણે એને શું કરવા બોલાવીએ ? જે થાય એવું ના હોય એને કહીએ કે પધારો, પધારો, પધારો તો એની મહેનતેય બધી છૂટી પડે. ના છૂટી પડે ? અને કામેય શું છે આપણે ? કેવળદર્શન તે ઓછું પદ કહેવાય ? વર્લ્ડની અજાયબી પદ કહેવાય ! આ દુષમકાળમાં કેવળદર્શન તો ગજબનું પદ કહેવાય !

કેવળદર્શન અને કેવળજ્ઞાન, એ બે ભેગું રહે એ જ્યોતિસ્વરૂપ થાય. બે ભેગા થયા કે સુખ ઉત્પન્ન થાય. એટલે સુખ સહિત કેવળજ્ઞાન અને કેવળદર્શન એનું નામ પરમ જ્યોતિસ્વરૂપ કહેવાય. એની વાત જ જુદીને ! આ થોડી થોડી તમને સુગંધ આવે છે તો આટલો આનંદ રહે છે, આ પ્રતીતિમાં આટલો આનંદ આવે છે, તો મૂળ વસ્તુ પામે ત્યારે કેટલો બધો આનંદ આવે !

❖ ❖ ❖ ❖ ❖

# [૭]

# કેવળજ્ઞાન

## (૭.૧)

## કેવળજ્ઞાનની સમજ

### 'હું'-'મારું' સીમિત કૈવલ્યજ્ઞાને, અસીમિત કેવળજ્ઞાને

**પ્રશ્નકર્તા :** વીતરાગ ધર્મમાં જે કેવળજ્ઞાન કહીએ છીએ તો વેદાંતમાં કે બીજા ધર્મોમાં શું કહેતા હશે એને ?

**દાદાશ્રી :** તેઓ કૈવલ્ય કહે છે.

**પ્રશ્નકર્તા :** વીતરાગોનું કેવળજ્ઞાન અને વેદાંતીઓનું કેવળજ્ઞાન એમાં ફેર ?

**દાદાશ્રી :** વેદાંતમાં કેવળજ્ઞાન હોતું નથી.

**પ્રશ્નકર્તા :** એ લોકો કૈવલ્ય કહે છે એ શું ?

**દાદાશ્રી :** કૈવલ્યજ્ઞાન અને કેવળજ્ઞાન બન્નેવ જુદી વસ્તુ છે. કૈવલ્યજ્ઞાન અને કેવળજ્ઞાન વચ્ચે આસમાન-જમીનનો તફાવત છે. કૈવલ્યજ્ઞાન તે રિલેટિવ જ્ઞાન કહેવાય અને કેવળજ્ઞાન તે રિયલ જ્ઞાન કહેવાય. હું અને મારાનું નાનામાં નાનું કુંડાળું તે કૈવલ્યજ્ઞાન અને કેવળજ્ઞાન તે એબ્સૉલ્યૂટિઝમ (નિરાલંબ).

**પ્રશ્નકર્તા :** અષ્ટાંગ યોગમાં યમ, નિયમ કરતા કરતા સમપ્રજ્ઞા

સમાધિ થાય તો આખા બ્રહ્માંડનું એને દર્શન થાય એવું જે કહે છે, એ બરોબર છે ?

**દાદાશ્રી :** સમપ્રજ્ઞા સમાધિ થાય એટલે દેખાય એવું બધું. તમે રૂમની બહાર જાવ એટલે પેલું બહારનું બધું દેખાય કે નહીં ?

**પ્રશ્નકર્તા :** દેખાય. એને કેવળજ્ઞાન કહેવાય કે નહીં ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન એથી આગળ છે.

**પ્રશ્નકર્તા :** તે પછીની અસમપ્રજ્ઞા સમાધિ કહી છે.

**દાદાશ્રી :** એ બધા વિશેષણો ખલાસ થાય ત્યારે કેવળજ્ઞાન થાય.

## કેવળ આત્મજ્ઞાનમાં જ રહેવું તે કેવળજ્ઞાન

વીતરાગોનો કહેલો આત્મા જાણવા જેવો છે, બીજા બધાનો જે આત્મા કહેલો છે એ આત્મા સર્વાંશ નથી. એને મેં કેવો કહ્યો'તો ?

**પ્રશ્નકર્તા :** ભેળવાળો આત્મા.

**દાદાશ્રી :** ના, મેં લૂલો આત્મા કહ્યો'તો. એક જ પગ, બીજું બધું આખું ખરું, એક પગ, પગ બે નહીં. મૂળ આત્મા લૂલો બીજે. જ્યારે આમનો, વીતરાગોનો કહેલો આત્મા બે પગ સાથે. એ આત્માને સમજે ત્યારે દર્શન ઊભું થાય, સમ્યક્ દર્શન. એ પછી ક્ષાયક હોય કે પછી ક્ષયોપશમ હોય કે ઉપશમ હોય, પણ દર્શન થાય સમજે તો અને જાણે ત્યારે જ્ઞાન થયું, આત્મજ્ઞાન થયું. એ કેવળ આત્મજ્ઞાનમાં જ રહેવું, એનું નામ કેવળજ્ઞાન. એ બહુ સમજવા જેવી વસ્તુ છે. એ હું તમને કહુંને, તો તમે તમારી ભાષામાં સમજો, હું મારી ભાષામાં સમજું. દરેકની ભાષા જુદી હોયને !

**પ્રશ્નકર્તા :** એટલે આત્મજ્ઞાન થયા પછી કેવળજ્ઞાન થાય ?

**દાદાશ્રી :** હા, આત્મજ્ઞાન થયા પછી જ કેવળ. બધું આત્મજ્ઞાન થયા પછી પામે. આત્મા જાણે નહીં ત્યાં સુધી બધું રખડે. આ બધી વાતો

આત્મજ્ઞાનની કરે છે ને, ત્યાં આત્મજ્ઞાન હોઈ શકે નહીં. એ આત્મજ્ઞાનનો પડછાયો જોયો નથી જગતે.

## આત્માનુભવ પછી, અંતે થાય કેવળજ્ઞાન

આત્મા એ તો 'જ્ઞાનસ્વરૂપી' છે, 'કેવળજ્ઞાન સ્વરૂપી' છે.

**પ્રશ્નકર્તા :** આત્માનું સ્વરૂપ એ જ્ઞાન છે, તો જ્ઞાનનું સ્વરૂપ કયું ?

**દાદાશ્રી :** જ્ઞાનનું સ્વરૂપ તમે જાતે જ્યારે એ જોશોને, ત્યારે અનુભવ થશે. ત્યાં હું દેખાડું એ નહીં કામ લાગે. એ બુદ્ધિનો ખેલ નથી, આ અનુભવનો ખેલ છે.

**પ્રશ્નકર્તા :** એ કેવો હોય અનુભવ ?

**દાદાશ્રી :** આત્માનુભવ તો, આપણને આ દેહાધ્યાસનો અનુભવ છૂટે ને આ આત્માનો અનુભવ ચોંટે, પછી આત્મ અનુભવ કહેવાય. એમાં દેહાધ્યાસ ના હોય.

**પ્રશ્નકર્તા :** આત્મ અનુભવ પછી ક્યારે સમજાય કેવળજ્ઞાન ?

**દાદાશ્રી :** આત્માનો અનુભવ થયા પછી કેવળજ્ઞાન સ્વરૂપ સમજવું એ જેમ જેમ આગળ જતો જાય તેમ તેમ એને સમજાતું જાય. બોરીવલીના રસ્તા ઉપર તમે ગયેલા હોય અને કોઈ કહે કે આજ રસ્તે તમે સીધા બોરીવલી જશો તો ત્યાં બોરીવલી તમને દેખાય ખરું ? ના. એ તો તમે પહોંચો ત્યારે તમને દેખાય. તમે કેવળજ્ઞાનના રસ્તા પર છો, પણ કેવળજ્ઞાન તમને દેખાય નહીં. એ તો જ્ઞાનીને જ દેખાય. એ એના નજીકમાં છે. એ કેવળજ્ઞાન સ્વરૂપની નજીકમાં આવેલા છે, જે પોતાનો ત્રિકાળી સ્વભાવ છે.

## 'હું'પણું કેવળ આત્મામાં જ એ કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનનો અર્થ શું થાય ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન એ વસ્તુ તમે શું સમજવા માંગો છો કે

અત્યારે આ બધા તમારા એમાં ક્રમિકમાં જે વાત ચાલી છે તે ? કેવળજ્ઞાનનો અર્થ એવો નથી. એ તમારામાં બધું ચાલે છે. કેવળજ્ઞાન એટલે આમ દુનિયાનું બધું જ દેખાવું એવો એટલો જ અર્થ નથી. તે આ લોકો, દેખાય છે એને કહે છે. દેખાય છે એટલે શું સમજે છે કે આંખે દેખે છે એવું દેખે છે. મૂઆ, ના હોય. આ બધું બુદ્ધિજન્ય જ્ઞાન, ક્ષયોપશમ જ્ઞાન છે. ક્ષાયક જ્ઞાનમાં આવું ના હોય.

આ કેવળ આત્માનો કોઈ અર્થ સમજતા નથી. કેવળજ્ઞાનને લોકો જોવા ભણી લઈ ગયા છે. અરે મૂઆ ! જોવાનું શું છે ? ચઢાય તોપને બારે !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિજન્ય જ્ઞાન જે ઈન્દ્રિય જ્ઞાન છે તે કેવળજ્ઞાન તરફ નથી જઈ શકતું ?

**દાદાશ્રી :** ના, અને ઈન્દ્રિયજ્ઞાનથી કેવળજ્ઞાન થઈ શકેય નહીં. ઈન્દ્રિયજ્ઞાનની હાજરીથી કેવળજ્ઞાન થઈ શકે નહીં, બસ. કેવળજ્ઞાન જુદું જ દેખાય છે.

**પ્રશ્નકર્તા :** ભૂત, ભવિષ્ય ને વર્તમાન જાણે એનું નામ કેવળજ્ઞાન નહીં ?

**દાદાશ્રી :** ના, ના, એ તો ત્રિકાળજ્ઞાન કહેવાય. કેવળજ્ઞાન એ જુદી વસ્તુ છે, ત્રિકાળજ્ઞાન એ જુદી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** તો કેવળજ્ઞાન એટલે શું ?

**દાદાશ્રી :** એ તો બહુ ઊંડી વસ્તુ છે. એ તમને સમજાવવામાં બહુ વાર લાગે એવું છે. આમ ટૂંકામાં કહું તો તમને સમજાશે ? ટૂંકામાં કહું તો તમને કિંમત ઊડી જશે, જો શૉર્ટમાં કહું તો !

**પ્રશ્નકર્તા :** જરા શૉર્ટમાં કહો, જરા ટૂંકમાં કહો.

**દાદાશ્રી :** કેવળજ્ઞાન એટલે કેવળ આત્મા જ, બીજી કોઈ ચીજમાં હુંપણું નહીં. નિરંતર હુંપણું શામાં ? આત્મામાં જ. આત્મા એ જ્ઞાનસ્વરૂપ

છે અને જ્ઞાનમાં જ હુંપણું. તેને કેવળ શાથી કહે છે ? એબ્સૉલ્યૂટ કહેવા માટે, નહીં કે આ બધું દેખાય છે. આત્મા જેને શુદ્ધ ચૈતન્ય કહેવામાં આવે છે, એ કોઈ વસ્તુ નથી, કેવળજ્ઞાન માત્ર છે. ફક્ત જ્ઞાન જ છે, કેવળજ્ઞાન જ છે. આ જ્ઞાન સિવાય બીજી કોઈ વસ્તુ જ નથી.

## મહીંના જ્ઞેયોને જુએ, પછી ઝળકે બ્રહ્માંડના જ્ઞેયો

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનનો ક્રમિકમાં એવી રીતે અર્થ કરે છે કે ત્રણેય કાળનું બધું દેખાય. આખા દુનિયાના બધા પદાર્થો દેખાય ને છતાં પોતે પોતાના આત્મામાં સ્થિર રહે.

**દાદાશ્રી :** બરોબર છે એ બધું કેવળજ્ઞાનમાં દેખાય. આ આંખનું નહીં, અંદરની આંખોથી, આ આંખેથી અમુક હદનું જ દેખાય.

કેવળજ્ઞાન એટલે જગતની બધી જ વસ્તુ, જેટલી જ્ઞેય અને દૃશ્ય છે એટલી બધી દેખાય એને. કારણ કે પોતે જ્ઞાતા-દ્રષ્ટા છે એટલે દેખાય બધું. કેવળજ્ઞાન એક એવું જ્ઞાન છે કે એના દેખાવામાં કોઈ વસ્તુ બાકી ના રહે. જેટલા જ્ઞેય છે એ બધા દેખાય, દૃશ્યો પણ બધાં દેખાય. એટલે આ આમ આપણે જોયેલું એ ગપ્પું હોય, આમાં ગપ્પું નથી. કેવળજ્ઞાની કોણ કે જેને બધી વસ્તુ જ્ઞાનથી દેખાય. સમજમાં બધું હોય, જ્યારે જ્ઞાનમાં પૂર્ણ ફોડ હોય, બાધે ભારે ના હોય.

પણ જ્યાં સુધી કેવળજ્ઞાન ના થાય ત્યાં સુધી મહીંના જ્ઞેયો જોવાના છે. ત્યાર પછી બ્રહ્માંડના જ્ઞેયો ઝળકે. આ કાળમાં અમુક જ અંશો સુધી જ્ઞેયો અને દૃશ્યો ઝળકે.

## અહંકારી જ્ઞાન નીકળતા, રહે એ એબ્સૉલ્યૂટ જ્ઞાન

કેવળજ્ઞાનને આ લોકો સમજે છે એના કરતા મૂળ વાત ઉપર આવી જાવને કે કેવળજ્ઞાન એટલે કે આ તારો જ મહીંથી અહંકાર, રાગ-દ્વેષ આ બધું ચોખ્ખું કરવાનું છે. ક્રોધ-માન-માયા-લોભ એ બધા પરમાણુ જતા રહે.

**પ્રશ્નકર્તા :** જે બાકી રહે એ એબ્સૉલ્યૂટ જ્ઞાન છે ?

**દાદાશ્રી :** એ એબ્સૉલ્યૂટ જ્ઞાન. બાકી આ જ્યાં સુધી ક્રોધવાળું જ્ઞાન છે ત્યાં સુધી ક્રોધનું મહીં મિક્ષ્ચર છે. લોભનું મિક્ષ્ચર છે ત્યાં સુધી જ્ઞાન નથી. લોભી જ્ઞાન છે એ કામમાં લાગવાનું નથી, ક્રોધી જ્ઞાન છે એ કામમાં લાગવાનું નથી. અહંકારી જ્ઞાન છે એ કામમાં લાગે નહીં. આ બધું મહીંથી નીકળી જાય ત્યારે એબ્સૉલ્યૂટ જ્ઞાન રહે.

એબ્સૉલ્યૂટ જ્ઞાન સમજે તો ઉકેલ આવશે. બીજું તો એ દ્રવ્ય-ગુણ-પર્યાયથી બધું જ જાણે, જગતમાં કશું વસ્તુ જાણવાની બાકી ના હોય એમને માટે. એબ્સૉલ્યૂટ જ્ઞાન, એબ્સૉલ્યૂટ ! પણ આ અર્થ સમજે નહીં લોકો. એ પેલા જોવા ભણી દૃષ્ટિ એમની. શાસ્ત્રોમાં એ લખ્યું છે ને ! આ લખ્યું હોતને કે ભઈ, ક્રોધ ઓછો કરો, ક્રોધ કાઢો, તો મહીંથી ધીમેથી ઓછું કરતો જાત.

**પ્રશ્નકર્તા :** એમ તો ઈન્ડિરેક્ટલી આ સમયસારમાં આખરમાં એનો સાર કાઢીને લખ્યું છે કે કિંચિત્માત્ર પણ રાગ હશે તો જ્ઞાનનું ઉદ્ઘાટન થશે નહીં.

**દાદાશ્રી :** એ પણ લોકો એમની ભાષામાં સમજે છે ને ! એ રાગ મારે કાઢવાનો છે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે એ તો પછી આખી જુદી ક્રિયા થઈ જાય.

**દાદાશ્રી :** મિક્ષ્ચર થયેલું છે આ. મારે કેવળજ્ઞાન જાણવું છે એ જ્ઞાનેય છે તે મિક્ષ્ચર છે. જાણવાપણાની ઈચ્છા છે એ મિક્ષ્ચર થયેલું છે. એ કાઢી નાખો.

## નિર્ભેળ, શુદ્ધ, એબ્સૉલ્યૂટ એ જ કેવળજ્ઞાન

જ્ઞાન એટલે જ્ઞાન, પ્યૉર પ્રકાશ. જ્ઞાન એ જ પરમાત્મા છે. કયા જ્ઞાન પરમાત્મા ? જે જ્ઞાન મન-વચન-કાયાથી ચોરી ન કરાવડાવે, મન-વચન-કાયાથી પ્રપંચ-જૂઠ ના કરાવડાવે, જે જ્ઞાન લોભ ના કરાવડાવે, ક્રોધ-માન-માયા-લોભ ના કરાવડાવે તે જ્ઞાન જ પરમાત્મા છે. તે કેવળ એ જ જ્ઞાનને ભજે ને બીજા કોઈ જ્ઞાનની ભજના ના હોય એનું નામ કેવળજ્ઞાન.

જે જ્ઞાન આપણા અહંકારને ભૂલાડે એ કેવળજ્ઞાન છે. આ અહંકારી જ્ઞાન શુદ્ધ કરતા કરતા કરતા, શુદ્ધિકરણ કરતા કરતા કરતા શુદ્ધ જ થઈ જાય ત્યારે એબ્સૉલ્યૂટ જ્ઞાન કહેવાય. બીજું ભેળસેળ કંઈ પણ ના રહે, નિર્ભેળ જ્ઞાન એ કેવળજ્ઞાન. આપણે તો કેવળ શુદ્ધાત્મા, શુદ્ધ જ્ઞાન જ. એબ્સૉલ્યૂટ જ્ઞાન ! કેવળજ્ઞાન ! બીજું કાંઈ નહીં. કેવળજ્ઞાન સિવાય કોઈ જગ્યા નહીં. એ જગ્યા અમે જોયેલી છે. એ જગ્યા અમે તમને કહીએ છીએ, એ જગ્યા અમે તમને બતાવીએ છીએ, ત્યાં પછી રહ્યું સહજ. પછી કાયદા જ કયા રહ્યા ? પરમ વિનય.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનનું કોઈ ઉદાહરણ આપો.

**દાદાશ્રી :** આ કઢી છેને, એમાંથી ચોખ્ખું પાણી એકલું કાઢવું હોય તો શું કરવું પડે ? કઢીમાં પાણી ખરું કે નહીં, કે છાશ એકલી જ ?

**પ્રશ્નકર્તા :** ના, પાણી ખરુંને.

**દાદાશ્રી :** બેઝ (પાયા)માં જ છે, બીજું મિક્ષ્ચર છે. એટલે પછી એક-એક કાઢવા માંડે. પાણી કાઢે ખરા આજના લોકો ? આ સાયન્ટિસ્ટો પૃથક્કરણવાળા બધું કાઢી આપે અને છૂટું કરી આપે. પાણી-પાણી જુદું કાઢી લે, આ જુદું કાઢી લે, મીઠું જુદું કાઢી લે, મરચું જુદું કાઢી લે. ના કાઢે ?

**પ્રશ્નકર્તા :** એનાલિસિસમાં કાઢે.

**દાદાશ્રી :** આ લેબોરેટરીમાં બધું ચોખ્ખું કરી આપે. બીજી રીત ના ફાવે તો આખી કઢી એની વરાળ કરી નાખે. પછી પેલો ભાગ આવ્યો તેને છૂટો પાડે, ચોખ્ખું પાણી થયું એનું નામ કેવળ પાણી. તેવું આ જ્ઞાનમાં બધું ભેળસેળ ભર્યું છે કઢી જેવું, તે ચોખ્ખું થઈ જાય પછી જ્ઞાન જ રહે. કેવળ, ચોખ્ખું જ્ઞાન જ રહે, એનું નામ કેવળજ્ઞાન.

## શબ્દોથી નહીં, પણ અનુભવે સમજાય કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનની એક્ઝેક્ટ પરિભાષા એ શબ્દમાં સમજાવી શકાય ?

**દાદાશ્રી :** એ ના સમજાય. કેવળજ્ઞાન શબ્દરૂપ નથી એ. એ તો શબ્દ મૂકવામાં આવ્યો છે. મતિજ્ઞાન સમજાવી શકાય. એ પૌદ્‌ગલિક જ્ઞાન છે, તે સમજી શકાય. મતિજ્ઞાન પૂછવા જેવી વસ્તુ છે, જે પૂછી શકાય. બુદ્ધિથી સમજી શકાય એવું. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન પૂછાય પણ કેવળજ્ઞાન પૂછનાર માણસ હોઈ શકે નહીં. કોઈ જગ્યાએ બની શકે ? પોસિબલ (શક્ય) જ નહીંને ! આ સંસારની વસ્તુયે ના હોય.

પૌદ્‌ગલિક જ્ઞાન જે છે ને, તે સમજાવી શકાય. આ જે પૌદ્‌ગલિક નથી, જે ડિરેક્ટ જ્ઞાન છે, એને શી રીતે સમજાવી શકાય ? આ વાતો, શબ્દો તો હોય નહીં. આ શબ્દોથી ના સમજાય. શબ્દોથી કેવળજ્ઞાન કોણ, કેવી રીતે સમજી શકે ? એ દેખાડવાની વસ્તુ નથી એવી, કેવળજ્ઞાન અનુભવની વસ્તુ છે. આ જે આ લોકો કહે છે એનું નામ કેવળજ્ઞાન જ નથી.

આ તો કેવળજ્ઞાન સમજાવવાનું ને શાસ્ત્રમાં જે લખેલું કે પર્યાય બધા જાણે, એવું જાણવું છે કે બીજું ?

**પ્રશ્નકર્તા :** પણ તમે સમજાવોને શાસ્ત્રમાં લખ્યું છે...

**દાદાશ્રી :** એ નથી, એટલાથી કેવળજ્ઞાન પૂરું થતું નથી, બહુ મોટી વસ્તુ છે. કેવળજ્ઞાન શબ્દની બહાર છે, શબ્દમાં ટ્વેન્ટી ફાઈવ પરસેન્ટ (પચ્ચીસ ટકા) ઉતરે છે. સેવન્ટી ફાઈવ પરસેન્ટ (પંચોતેર ટકા) શબ્દ વગરનું આ જ્ઞાન છે. પોતે જાતે જેમ આગળ જશેને તેમ પોતાને ખબર પડે.

## નિરહંકારી - ડિરેક્ટ જ્ઞાન પ્રકાશે, પહોંચે કેવળજ્ઞાને

છતાં સમજવું હોય તો નિરહંકારી જ્ઞાન એ જ્ઞાન. જે જ્ઞાન જાણવામાં નિરહંકારીપણું હોય તે જ્ઞાન કહેવાય. ડિરેક્ટ જ્ઞાન ભલે થોડું હોય તોય પણ નિરહંકારી હોય. પછી જેમ વધતું જાય, તેની વાત જુદી છે. પછી કેવળજ્ઞાન થાય. પણ જેને ડિરેક્ટ જ્ઞાન થયું છે, તેને કેવળજ્ઞાન શું હશે, કેવળજ્ઞાનમાં શું દશા થાય, કેવું દેખાય, એ બધું દેખે, બધું ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા :** ડિરેક્ટ જ્ઞાનથી કેવળજ્ઞાન તરફ જવાય ?

**દાદાશ્રી :** એ ડિરેક્ટ જ્ઞાન તો જેટલો પ્રકાશ પામે, જેટલું આવરણ ખસે ડિરેક્ટ જ્ઞાનનું, એટલું છે તે કેવળજ્ઞાન સુધી પહોંચે. એટલે પછી આખું જગત જોઈ શકે, બ્રહ્માંડ જોઈ શકે.

## જ્ઞાન એ જ આત્મા, કેવળ પ્રકાશસ્વરૂપ

'આત્મા' એ જ પોતાના નિજસ્વરૂપનું જ્ઞાન છે. એ 'કેવળજ્ઞાન સ્વરૂપ' છે અને તેમાંથી 'પ્રકાશ' ઉત્પન્ન થાય છે, એ બધો પ્રકાશ સ્વયં પ્રકાશ છે.

જ્યારે આત્મા સર્વ આવરણોથી મુક્ત થાય ત્યારે તેને આખાય બ્રહ્માંડને પ્રકાશવાની શક્તિ પ્રાપ્ત થાય, આખા બ્રહ્માંડને પ્રકાશે. બીજા શબ્દોમાં આખા બ્રહ્માંડના જ્ઞેયોને જોવાની-જાણવાની શક્તિ પ્રાપ્ત થાય તે જ કેવળજ્ઞાન ! પોતે પોતાની આખા બ્રહ્માંડને પ્રકાશવાની જે શક્તિ છે તેને કેવળજ્ઞાન કહે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આખાય બ્રહ્માંડના જ્ઞેયો પ્રકાશમાન થાય તો એ ઉપયોગ મૂકે તો પ્રકાશમાન થાય કે સતત પ્રકાશમાન થતા રહે ?

**દાદાશ્રી :** એ તો વગર ઉપયોગે, ઉપયોગ ના હોય.

**પ્રશ્નકર્તા :** એક સમયમાં આખા બ્રહ્માંડના ?

**દાદાશ્રી :** બધું જ જોઈ શકે.

## અજોડ 'કેવળજ્ઞાન' પ્રકાશ, છે ઈન્દ્રિયાતીત

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એ સમજ નથી પણ પ્રકાશ છે, તો એ અંગે જરા વધારે ફોડ પાડો.

**દાદાશ્રી :** પ્રકાશ છે. પ્રકાશ એટલે બધું બેઠા બેઠા દેખાય અને સમજ એ શ્રદ્ધા છે. સમજ એ દર્શન છે અને જ્ઞાન એ પ્રકાશ છે અને એ પ્રકાશ એ જ આત્મા છે. જ્ઞાન જ આત્મા છે. બીજી કોઈ વસ્તુ આત્મા

નથી, કેવળજ્ઞાન. કેવળ એટલે બીજું કોઈ પણ ભેળસેળ નહીં એવું જ્ઞાન, એનું નામ પ્રકાશ, એનું નામ આત્મા.

**પ્રશ્નકર્તા :** એ પ્રકાશ આપણે કોઈ ચીજની સાથે સરખાવી શકીએ છીએ ?

**દાદાશ્રી :** ના, ના, ના. સરખામણી થઈ જ ના શકે. અજોડ વસ્તુની સરખામણી હોતી હશે ? અજોડ વસ્તુ જેવી ચીજ જ નથી બીજી આ જગતમાં.

**પ્રશ્નકર્તા :** તો પછી એ જે પ્રકાશ છે એ કોઈ ઈન્દ્રિયોની મદદથી આપણને પ્રાપ્ત થતો નથી ?

**દાદાશ્રી :** એ પ્રકાશ એ ઈન્દ્રિયોમાં મદદેય કરતો નથી ને પ્રાપ્તેય થતો નથી.

**પ્રશ્નકર્તા :** ઈન્દ્રિયાતીત છે ?

**દાદાશ્રી :** ઈન્દ્રિયાતીત અને બધાથી અતીત આત્મા. કોઈ કહેશે, મારામાં ચેતન કામ કરે છે એ ભૂલવાળી વાત છે. ચેતન કામ કરતું જ નથી. આ બધા વ્યાખ્યાન સાંભળે, ધર્મકથાઓ કરે એમાં ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાન એટલે પ્રકાશ જ છે ?

**દાદાશ્રી :** એ તો પ્રકાશ જ છે, બીજું કશું છે જ નહીંને ! એ જ આત્મા છે અને એ જ પરમાત્મા છે.

## કેવળજ્ઞાનીને વસ્તુ દેખાય જ્ઞાન પ્રકાશથી

**પ્રશ્નકર્તા :** તો એ જે પ્રકાશને દિવ્યચક્ષુ સાથે સરખાવી શકાય ? આપણને જે દિવ્યચક્ષુ પ્રાપ્ત થયા છે, તે કેવળજ્ઞાનીને કેવાં દિવ્યચક્ષુ હોય ? આપણા કરતા એમનાં ચક્ષુ વધારે ઊંચા હોયને ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન જ, જબરજસ્ત ! દિવ્યદષ્ટિ તો નાની ચીજ છે, કેવળજ્ઞાન તો સર્વસ્વ પ્રકાશિત.

આપણાં દિવ્યચક્ષુ હોય. આ તો અહીંયા જ્ઞાન ના હોય ત્યાં સુધી દિવ્યચક્ષુ આપવાના. એમને તો કોઈપણ પ્રકારના ચક્ષુની જરૂર નહીં. એમને તો દિવ્યચક્ષુનીયે જરૂર નથી. એમનું શરીર જ પ્રકાશમય, દેખે બધું. આ બધું પ્રકાશથી જ દેખે.

**પ્રશ્નકર્તા :** એ કેવળજ્ઞાનથી જે દેખાય, પણ એ દેખવું કેવી રીતે થતું હશે ?

**દાદાશ્રી :** આ અરીસો હોય છે ને, તે અરીસો જો ચેતન હોત તો તો એ કહેત કે હું બધું વસ્તુ દેખું છું. હવે ખરી રીતે વસ્તુ એની મહીં દેખાય છે એને, બહાર દેખાતી નથી. એવી રીતે કેવળજ્ઞાન અંદર જુએ છે બધું. અંદર ઝળકે છે બધું પોતાના જ્ઞાનમાં, જેમ અરીસામાં ઝળકેને બધું. આ જેટલું બેઠેલું હોય એ બધુંય પેલામાં ઝળકે. આ બધા બહાર બેઠેલા છે તે. પણ એ અરીસો બહાર જોતો નથી. પોતાનામાં ઝળકે છે તેને જુએ છે. જેટલું આ બહાર સત્ય છે ને, એના કરતા વિશેષ સત્ય છે આ વાત. વિશેષ સત્ય, સહેજે ભૂલ વગરનું. તમે જે જાણવા માંગો છો, કેવી રીતે આ જોયું હશે ? તે કેવળજ્ઞાન કરીને જોયેલું છે. એ મને દેખાતું નથી.

## સ્વસ્વરૂપ જ્ઞાનમય પરિણામ તે કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** સર્વ દ્રવ્ય ક્ષેત્રાદિથી પ્રકાશકતા તે રૂપ કેવળજ્ઞાન સ્વભાવી આત્મા છે કે સર્વ સ્વસ્વરૂપાવસાન નિજજ્ઞાનમય કેવળજ્ઞાન છે ?

**દાદાશ્રી :** દ્રવ્ય, ક્ષેત્રમાં બધાને પ્રકાશમાન કરે, તે કેવળજ્ઞાનનું પરિણામ છે, કેવળજ્ઞાન નથી. કેવળજ્ઞાન તો એ પોતે, સ્વસ્વરૂપાવસાન નિજજ્ઞાનમય તે કેવળજ્ઞાન છે. સમજાય છે ?

**પ્રશ્નકર્તા :** ના, બરાબર નથી સમજાયું.

**દાદાશ્રી :** આ દ્રવ્ય, ક્ષેત્ર આ બધા જે છે આ લોકમાં જ્ઞેય વસ્તુઓ અને દૃશ્ય વસ્તુઓ, એને જુએ જ છે, પ્રકાશ કરે છે. પ્રકાશકતા એટલે શું ? જાણવું ને જોવું એનું નામ પ્રકાશકતા. તે રૂપ કેવળજ્ઞાન સ્વભાવી આત્મા છે ? ત્યારે કહે, તે રૂપ આત્મા નથી.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો તો આખા બ્રહ્માંડ જેટલો આત્મા લાંબો-પહોળો થયો ! ત્યારે કહે, ના, સ્વસ્વરૂપાવસાન નિજજ્ઞાનમય તે કેવળજ્ઞાન છે. કેવળજ્ઞાન જોનારો અને આ દૃશ્ય બે જુદા છે. પેલું તો એક જ થઈ જાય. જોનારો ને એ કશું રહ્યું નહીં.

## 'જોયું' પણ અવર્ણનીય, છતાં સમજાવે સંજ્ઞાએ

કેવળજ્ઞાન શું છે એ અમે જોયેલું છે. એ જો જડે તો તો બહુ થઈ ગયું ! આખા બ્રહ્માંડનો રાજા ગણાય ! એબ્સૉલ્યૂટ જ્ઞાનમાત્ર !

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું ને, એ જડે તો આખા બ્રહ્માંડનો રાજા ગણાય, તે શું જડે તો ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન ! એ જડે નહીં ને, ગમે એટલું થિઅરી સમજાવીએ પણ.

**પ્રશ્નકર્તા :** આપે જોયું છે એવું જે કહ્યું ને, તે આપે જે જોયું એ કેવું હોય ?

**દાદાશ્રી :** એ તો કેવું એને શી રીતે સમજાવાય ? વર્ણન જેનું હોય નહીં. જે વર્ણનીય નથી, અવર્ણનીય છે, શબ્દરૂપ નથી, એને કયા શબ્દોથી બહાર પડાય ? એ તો એ દશાએ આવે ત્યારે કહેશે, તમે કહેતા'તા એ જ મને થઈ ગયું. તો આપણે કહીએ, કેવું થઈ ગયું ? ત્યારે કહે, એ તો વર્ણન થાય નહીં. એટલે મૂંગાની શેનમાં ને શેનમાં (સાઈનમાં ને સાઈનમાં) ચાલ્યા કરે, મૂંગાની સંજ્ઞામાં ! પેલો આમ કહે, પેલો આમ કહે ને બેઉ સ્ટેશને પહોંચી ગયા હોય.

**પ્રશ્નકર્તા :** એ બીજાને સમજાવી શકાય નહીં એમ ?

**દાદાશ્રી :** ના, એવું છે ને, કેટલીક વાત સમજાવી શકાય. કેટલીક પૂરી ના સમજાવી શકાય. સામાને પહોંચે નહીંને બધી વાત ! એ બુદ્ધિગમ્ય વિષય નથી માટે પહોંચે નહીં, એટલે સંજ્ઞા આપીને સમજાવવી પડે. એના જેવી સંજ્ઞા આપીને સમજાવવી પડે.

## અનુભૂતિથીય પર, કેવળજ્ઞાને થાય ઈન્ડિપેન્ડન્ટ

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનમાં શું અનુભૂતિ થાય ?

**દાદાશ્રી :** અનુભૂતિ શું થવાની ? આ 'પોતે' છે તે એબ્સૉલ્યૂટ થઈ ગયો અગર તો એ સ્વતંત્ર થઈ ગયો, ઈન્ડિપેન્ડન્ટ થઈ ગયો. આ ડિપેન્ડન્ટપણું છે. ઈન્ડિપેન્ડન્ટ, મારો ઉપરીય કોઈ નહીં અને હું કોઈનો ઉપરી નહીં એવું ઈન્ડિપેન્ડન્ટ. પછી હવે એ કંઈ ઓછું કહેવાય ?

બાકી એની અનુભૂતિ હોતી હશે ? અનુભૂતિ તો સમકિતની હોય, આત્મજ્ઞાનની હોય. આની અનુભૂતિ ના હોય.

**પ્રશ્નકર્તા :** હં, એમાં કેમ ના હોય ?

**દાદાશ્રી :** ફ્રિજમાં બેઠેલાને ઠંડકની અનુભૂતિ હોતી હશે ? બહાર ઊભો હોય તેને ઠંડકની અનુભૂતિ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાં અનુભવ કરનારો હોતો જ નથી ?

**દાદાશ્રી :** અરે પણ આ શબ્દ જ ના બોલે કોઈ. બોલાય નહીં, બોલવું એ ફૂલિશનેસ થાય. ફ્રિજમાં બેઠેલાને ઠંડક કેવી ? ઠંડકનો અનુભવ થયો, કહેશે ! બહાર ઊભો હોય તેને ઠંડક થોડી થોડી લાગે, તે આપણે જાણીએ કે આને અનુભવ થયો. પણ ત્યાં અનુભૂતિ કોઈ જાતની હોય નહીં. અનુભૂતિ એ જુદાપણું સૂચવે છે. ત્યાં જુદાપણું નથી ને કશું છે નહીં.

## ન મળે યથાર્થ શબ્દ, છતાં જોયેલું એટલે વર્ણવે જ્ઞાની

કેવળજ્ઞાન એટલે કોઈ અવલંબન નહીં, નિરાલંબ. કોઈ ચીજની જરૂર નહીં. માત્ર એબ્સૉલ્યૂટ અને તે એબ્સૉલ્યૂટ આત્મા અમે જોયેલો છે. એટલે એના શબ્દો નથી કે કેવળજ્ઞાન અમે તમને કહી શકીએ. એટલે બીજા-બીજા શબ્દોથી તમને અંગુલિનિર્દેશ કર્યા કરીએ છીએ. યથાર્થ શબ્દો ના હોય. એને માટે વાણી હોતી નથી. એટલે નિરાલંબ પદ અમે જોયેલું છે એટલે અમે આ વર્ણન કરી શકીએ છીએ, નહીં તો વર્ણન કરી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** 'જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં...

**દાદાશ્રી :** જ્ઞાની ભગવાને, સર્વજ્ઞ ભગવાને જે પદ જ્ઞાનમાં જોયું, એ પદને ભગવાન પણ કહી શક્યા નહીં. કારણ કે ત્યાં વાણી નથી. વાણી અમુક હદ સુધી જ, અમુક પદ સુધી જ વાણી. પછી એથી આગળ વાણીનો યોગ નીકળી જાય. કારણ કે વાણી સ્થૂળ રહી ને પેલું સૂક્ષ્મતમ રહ્યું. એટલે સ્થૂળ, સૂક્ષ્મતમનું વર્ણન કરી શકે નહીં. સૂક્ષ્મતમ વાણી હોય તો જ વર્ણન કરી શકે. એટલે એવી વાણી હોતી નથી. એટલે કૃપાળુદેવે લખ્યુંને કે

'જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો.
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે ? અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો.'
અપૂર્વ અવસર...

એ કહેવા જેવું નથી, અનુભવગોચર છે. એટલે નરસિંહ મહેતાએ કહ્યું'તું કે શાસ્ત્રજ્ઞાનથી નિવેડો નથી, અનુભવથી નિવેડો છે.

**પ્રશ્નકર્તા :** એટલે કેવળજ્ઞાન એ અનુભવની વાત છે, એ સમજાવી શકાય એવી વાત નથી.

**દાદાશ્રી :** એનો અર્થ કરવો હોય તો, એનો અર્થ પૂછવો હોય તો પૂછાય કે કેવળજ્ઞાન એ શું વસ્તુ છે ? તો કેવળજ્ઞાન એ એબ્સૉલ્યૂટ જ્ઞાન છે. એબ્સૉલ્યૂટ જ્ઞાન તમને શી રીતે સમજાવી શકું કહો. કારણ કે આ બુદ્ધિની વસ્તુ ના હોય. બુદ્ધિની ઉપરની વસ્તુ છે. બુદ્ધિથી સમજાવી શકાય જ નહીં. એ બુદ્ધિથી કોઈ માણસ સમજી શકે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એબ્સૉલ્યૂટ જ્ઞાન છે તે સાપેક્ષ રીતે સમજાવી શકાયને ?

**દાદાશ્રી :** કોઈ રીતે સમજાવી શકાય નહીં. સાપેક્ષ હોતું જ નથી. કેવળજ્ઞાન એબ્સૉલ્યૂટ છે. એબ્સૉલ્યૂટ એટલે નિરપેક્ષ. એ નિરપેક્ષ છે. એટલે એબ્સૉલ્યૂટ જ્ઞાનને કેવળજ્ઞાન કહે છે. આપને સમજવામાં આવે છે ?

**પ્રશ્નકર્તા :** હા જી, બિલકુલ આવ્યું.

**દાદાશ્રી :** સનાતન, શાશ્વત એટલે અનાદિ અનંત કેવળજ્ઞાન સ્વરૂપ, એ શબ્દથી સમજાય એવી વસ્તુ નથી.

## 'કેવળજ્ઞાન' - મૂઢાત્માને શક્તિરૂપે, મહાત્માને સત્તારૂપે

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન સત્તારૂપે છે કે શક્તિરૂપે છે ?

**દાદાશ્રી :** એ અમુક દૃષ્ટિએ શક્તિરૂપેય છે ને અમુક દૃષ્ટિએ સત્તારૂપેય છે. બેઉમાં કંઈ ભૂલ નથી.

**પ્રશ્નકર્તા :** અમુક લોકો શક્તિરૂપે માને છે અને...

**દાદાશ્રી :** એ ગમે તે પણ, એ બન્નેય સરખું, લગભગ નિયરલી (નજીકનું) છે, ખોટું નથી. તે સત્તારૂપેય પ્રૂવ (સાબિત) થઈ શકે એમ છે અને શક્તિરૂપેય પ્રૂવ થઈ શકે. એ બધી સમજણ ફેરની વાત છે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન સત્તારૂપે એટલે એનું એવું એક્સ્પ્લેનેશન (ખુલાસો) આપે છે કે જેમ સૂર્યની આજુબાજુ વાદળા છવાઈ ગયા હોય ને એ આવરણ જેમ ધીમે ધીમે નીકળી જાય એમ પેલી સત્તા પ્રગટ થાય. સૂર્ય પેલામાં (વાદળોમાં) તો આવરણમાં, એટલે સત્તામાં તો સૂર્ય પૂર્ણ હાજર છે જ, જ્યારે શક્તિમાં તો એમ કહે છે કે ધીમે ધીમે પ્રગટ થતું જાય છે.

**દાદાશ્રી :** એક કહે, આત્મા શક્તિરૂપે છે ને બીજા કહે છે કે આત્મા સત્તારૂપે છે. એક કહે કે જેમ જેમ શક્તિ ખીલે તેમ શક્તિ પ્રગટ થાય. બીજા કહે છે કે કોઈ જ્ઞાની પુરુષ મળે ને આવરણ તોડી નાખે તો સત્તારૂપે જ છે. વાતેય સાચી છે. આવરણ તોડી નાખે એટલે પરસત્તા ઊડી ને સ્વસત્તામાં આવી ગયો.

બહાર સામાન્ય મનુષ્યોમાં શક્તિરૂપે કેવળજ્ઞાન છે. ખાવાનું પટારામાં છે, કુંચી વગર ઉઘાડાય નહીં અને ખવાય નહીં. તમને મહાત્માને (આ જ્ઞાન લીધા) પછી સત્તારૂપે કેવળજ્ઞાન છે. આટલો ફેર છે તમારામાં અને મૂઢાત્મા મનુષ્યોમાં.

## કેવળજ્ઞાન સત્તા - પ્રગટમાં જ્ઞાનીને, દર્શનમાં મહાત્માને

અમારી પાસે તો કેવળજ્ઞાન આખું જ છે ચાર ડિગ્રી ઓછું કહે છે તે ? અને તમને આ કાળમાં ત્રણસો સાઠ ડિગ્રીનું જ્ઞાન આપું છું. કેવળજ્ઞાન તમારા હાથમાં મૂકું છું પણ એ કાળને લીધે પચતું નથી. મને પણ આ કાળની વિચિત્રતાને લીધે કેવળજ્ઞાન પચ્યું નહીં, તે મને ત્રણસો છપ્પન ઉપર આવીને ઊભું રહ્યું. પણ હું આપું છું કેવળજ્ઞાન. કેવળજ્ઞાન જો ના આપું તો તો સત્તા જુદી પડે જ નહીં. આ તો કલાકમાં આત્મા જુદો પડી જાય. એટલે એક જ કલાકના પરિચયથી જો આટલું બધો ફેરફાર થાય છે તો એ શું હશે ? ત્યારે કહે, કેવળજ્ઞાનની સત્તા છે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન સત્તામાં હોય એનો અર્થ શું ?

**દાદાશ્રી :** સત્તાપણે એટલે સત્તાપણું તો તમારા બધાનામાં છે જ. સત્તાપણે તો રહેલું, પણ સત્તા દર્શનમાં આવેલી છે.

આ અમને કેવળજ્ઞાન સત્તામાં છે. અમારા પ્રવર્તનમાં નથી, સત્તામાં છે એટલે કે દર્શનમાં આવેલું છે.

**પ્રશ્નકર્તા :** સત્તામાં કેવળજ્ઞાન બધાને હોય ?

**દાદાશ્રી :** સત્તામાં બધાને હોય પણ મારે તો પ્રગટમાં છે અને પચ્યું નથી. ફક્ત પચતું નથી એટલે ત્રણસો છપ્પન ડિગ્રી કહું છું. પચતું હોયને તો સંપૂર્ણ વીતરાગ રહે. પછી હું તમને એમ ના કહું કે અહીં આવો. હું તમને આ વાત કરું ને આ સત્સંગની વાત કરું ને એવું-તેવું ના કહું. પણ આ પચતું નથી, અજીર્ણ થયું છે.

પણ તમને આત્મા જ હાથમાં આપી દઉ છું અને તે તમારી પાસે જ નિરંતર રહે પછી. તમારે પછી જાગૃતિ રહે. અનુભવ, લક્ષ ને પ્રતીતિ ત્રણેવ રહે, ચોથે પગથિયે ના ઉતરે. એને કૃપાળુદેવે શું પદ કહ્યું કે, 'વર્તે નિજસ્વભાવનું અનુભવ, લક્ષ, પ્રતીત, વૃત્તિ વહે નિજભાવમાં, એને પરમાર્થે સમકિત.' કહ્યું છે. તે પરમાર્થે સમકિત એટલે ક્ષાયક સમકિત. એ જ સમકિત આપણે અહીંયા આપીએ છીએ.

## 'પોતે' જ પોતાને દેખે, સંપૂર્ણ કેવળજ્ઞાને

**પ્રશ્નકર્તા :** આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ કહ્યું તો કેવળજ્ઞાન થાય છે એ જે કહે છે ને, એ કોને થાય છે ?

**દાદાશ્રી :** આત્માને જ થાય છે.

**પ્રશ્નકર્તા :** પણ પોતે કેવળજ્ઞાન સ્વરૂપ જ છે ને ?

**દાદાશ્રી :** છે જ કેવળજ્ઞાન પણ વાદળો ખસવા જોઈએ, ને તેમ તેમ થતું જાય. આ સૂર્યનારાયણ આખો દેખાવા માંડ્યો તો કોને દેખાવા માંડ્યો ?

**પ્રશ્નકર્તા :** જોનારાને. સૂર્યનારાયણ અને વાદળો એટલે વાદળનું આવરણ જેને છે.

**દાદાશ્રી :** હા, જોનારને, પણ જોનાર અને જાણનાર બેય એક જ છે વસ્તુ આ.

**પ્રશ્નકર્તા :** એટલે જોવાની વસ્તુ અને જોનાર, બેય એક જ છે ?

**દાદાશ્રી :** હા, આત્મા સ્વનેય જાણે છે ને પરનેય જાણે છે. પોતાના સ્વને જાણે છે કે જાણનાર કોણ, સ્વ કોણ. જાણેલી વસ્તુ એ પોતે જ છે. પોતે પોતાને જ જાણે છે. આત્મા સ્વને જાણે છે ને પરને જાણે છે. તે વાદળો ખસી ગયા એટલે પોતે પોતાને આખો દેખાય, એને કેવળજ્ઞાન કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

## (૭.૨)

# વિશેષ સમજણ, કેવળી-સર્વજ્ઞ-તીર્થંકર ભગવાનની

### સમ્યક્ દર્શન - આત્મજ્ઞાન - કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** સમ્યક્ દર્શનને કેવળજ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** ના, સમ્યક્ દર્શન કેવળજ્ઞાનનું બિગિનિંગ (શરૂઆત) છે. બિગિનિંગ પાર્ટ એને કહેલો છે અને એન્ડ પાર્ટને કેવળજ્ઞાન કહ્યું. આ છેડાને સમ્યક્ દર્શન કહેવાય અને પેલા છેડાને કેવળજ્ઞાન કહેવાય છે. તેની વચ્ચે આત્મજ્ઞાન હોય. સમ્યક્ દર્શન સુધી આત્મજ્ઞાન ના થયું હોય. સમ્યક્ દર્શન એટલે આ બધું સત્ય નથી પણ સત્ય આ અવિનાશી આત્મા જ છે. પણ એ આત્માની બાઉન્ડરિ (સીમા) જાણી શક્યો નથી. તે જ્યારે પૂરેપૂરી બાઉન્ડરિ જાણે તો આત્મજ્ઞાન કહેવાય. આ તો એને શ્રદ્ધા બેઠી આત્મા ઉપર કે હું ચેતન છું, આ નહીં.

### હોય આવરણ આત્મજ્ઞાનમાં, ના કોઈ કેવળજ્ઞાનમાં

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાન અને કેવળજ્ઞાન એમાં ફેર શું ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાનમાં કોઈ આવરણ ના આવે અને આત્મજ્ઞાનમાં આવરણ આવે.

આત્મા એકલો જ જાણવો ને બીજા તત્ત્વો પરફેક્ટ (સંપૂર્ણ) ના જણાય એ આત્મજ્ઞાન કહેવાય ને બીજા બધાં જ તત્ત્વો પરફેક્ટ જણાય તેને કેવળજ્ઞાન કહેવાય.

આત્મજ્ઞાન અને કેવળજ્ઞાનમાં ઝાઝો ફેર નથી, બન્ને વચ્ચે

શક્તિમાં ફેર રહેલો છે. આત્મજ્ઞાન થયું એને શ્રદ્ધામાં હોય છે પણ સંપૂર્ણ પ્રવર્તનમાં હોતું નથી, જ્યારે કેવળજ્ઞાનમાં સંપૂર્ણ પ્રવર્તનમાં છે. એક ઘેરથી આત્મજ્ઞાનવાળો નીકળ્યો અને બીજો કેવળજ્ઞાની (ડેસ્ટિનેશન) પહોંચ્યો. ગાડી એની એ જ છે ને !

**પ્રશ્નકર્તા :** ક્ષાયક સમ્યક્ત્વ અને કેવળજ્ઞાન એ બેમાં ફરક શું છે ?

**દાદાશ્રી :** ક્યાં ક્ષાયક સમકિત અને ક્યાં કેવળજ્ઞાન ? ક્ષાયક સમકિત કેવળજ્ઞાન કેવું હોય એ સમજે, પણ કેવળજ્ઞાનનો અનુભવ ના થાય. કેવળજ્ઞાન પ્રકાશે નહીં.

## શ્રુતકેવળી આત્મજ્ઞાને છૂટો, નહીં તો એ મજૂર

**પ્રશ્નકર્તા :** તો દાદા, શ્રુતકેવળી જે કહે છે તે કોણ ?

**દાદાશ્રી :** શ્રુતજ્ઞાન, એની છેલ્લી દશા એ શ્રુતકેવળી કહેવાય. શ્રુતકેવળી એટલે જેને આ તમામ શાસ્ત્રોનું જે રહસ્ય છે તે પોતાનામાં બધું આવી ગયેલું છે, ફિટ થયેલું છે. શ્રુતકેવળીને બધા જ શાસ્ત્રો મોઢે હોય. બધા જ શાસ્ત્રો ધારણ કર્યા હોય, ભણ્યા હોય, જેણે જાણવાનું બધું જાણી લીધું હોય એ શ્રુતકેવળી.

**પ્રશ્નકર્તા :** જાણવા જેવું બધું જાણી લીધું ?

**દાદાશ્રી :** હા, બધું જાણી લીધું છે. અને આ લોકો શાસ્ત્રજ્ઞાનને શ્રુતકેવળી કહે છે, અને ભગવાને મોક્ષનું જે બધુંય જ્ઞાન આપ્યું છે તે યાદ રહે તેને શ્રુતકેવળી કહ્યા છે.

**પ્રશ્નકર્તા :** કેવળી ભગવાનનું વાક્ય કાને સાંભળ્યું હોય તેને શ્રુતકેવળી કહીએ આપણે ?

**દાદાશ્રી :** ના, તેને નહીં, કેવળી ભગવાનના વાક્ય તો બહુ જણાએ સાંભળેલા છે. ભગવાનનું સાંભળેલું તો બહુ માણસ અહીંયે હાજર છે, પણ એ ના કહેવાય. ભગવાનનું આખું શ્રુતજ્ઞાન જેને હાજર છે અને તે આત્મા પ્રગટે એવું છે એ શ્રુતકેવળી. શ્રુતકેવળી એટલે જે

ભગવાનનું શ્રુતજ્ઞાન છે તેમાંથી કેવળજ્ઞાન પ્રાપ્ત થઈ શકે. એટલે આત્મજ્ઞાનેય થઈ ગયું તો એ છૂટો અને ના થયું તો પછી એ મજૂર થયો.

આત્મા ન જાણ્યો ત્યાં સુધી મજૂરમાં ને આગમો પૂરા કરનારમાં ફરક નથી. આગમો પૂરા વાંચ્યા અને ધારણ કરેલા છે એ પણ શ્રુતકેવળી ન કહેવાય. એ મનનો મજૂર છે, પેલો દેહનો મજૂર છે. ભગવાન શું કહે છે કે મજૂર માથે શાસ્ત્રોનો ભાર ઉપાડે અને તમે મનમાં શાસ્ત્રોનો ભાર ઉપાડો છો, બસ એટલો જ ફરક છે. બધા આગમો જાણ્યા છતાં સાચા શ્રુતકેવળી ન કહેવાય, કારણ કેવળીને જ્ઞાનીની ભાષામાં શ્રુતકેવળી કહે છે.

## એક જ સ્વચ્છંદે, થાય નાશ શ્રુતકેવળજ્ઞાનનો

**પ્રશ્નકર્તા :** લોકો જેને શ્રુતકેવળી કહે છે અને સાચા શ્રુતકેવળી છે એમાં શું ફરક ?

**દાદાશ્રી :** લોકભાષામાં શ્રુતકેવળી કોને કહેવાય ? જેમ આપણને આ આત્માનું કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે, એવું શાસ્ત્રનું કેવળજ્ઞાન, શાસ્ત્ર રીતે, શાબ્દિક રીતે, અનુભવરૂપે નહીં અને આપણું અનુભવરૂપે હોય. જોયેલું તો જતું રહે, જ્યારે અનુભવ તો અનંત અવતાર સુધી રહે. શાસ્ત્રો વાંચીને પ્રાપ્ત કરેલો આત્મા તો જતો રહેશે, જ્યારે અનુભવેલો ક્યારેય નહીં જાય.

લોકભાષાના શ્રુતકેવળીથી આપણું આ પદ ઘણું આગળ. કારણ કે પેલું શબ્દમાં રહ્યું છે શ્રુતકેવળી, ભાવમાં નથી આવતું અને અમારી વાત વેદથી બહારની વાત છે અને અનુયોગોની બહારની વાત છે, મૂળ વસ્તુ છે. અહીં બધા ભેગા થાય. જ્યાં આગળ અવક્તવ્ય ને અવર્ણનીય વાત હોય, ત્યાં બધા નાતના ભેગા થઈ શકે. તેમાં નાત-જાત ના હોય. જ્યાં સુધી શબ્દનો સંગ છે ત્યાં સુધી જુદા હોય. વેદવાળાય જુદા હોય અને અનુયોગવાળાય એ જુદા હોય. એટલે આ શબ્દથી પર વસ્તુ છે.

શ્રુતજ્ઞાન ખરા શ્રુતકેવળી પાસે સાંભળવાથી મળે. આ પુસ્તકોમાં

શ્રુતજ્ઞાન હોય નહીં. જો પુસ્તકોમાં શ્રુતજ્ઞાન હોત તો તો પુસ્તકોનો ક્યારનોય મોક્ષ થઈ ગયો હોત. લોકભાષાના શ્રુતકેવળીને આત્મજ્ઞાન ન પણ હોય. સ્વચ્છંદ ઠેઠ સુધી રહે. સ્વચ્છંદ જ્ઞાની થકી જાય. એક જ સ્વચ્છંદ જો શ્રુતકેવળીને ઊભો થાય તો શ્રુતકેવળજ્ઞાનનો નાશ થઈ જાય.

## જ્યાં સુધી 'હમ' નીકળે નહીં, ત્યાં સુધી રહેશે અભવ્ય

**પ્રશ્નકર્તા :** પણ જે અનાદિકાળથી વેદાયું છે, પરંપરાગત જે વેદાયું છે એમનામાં, એ એટલું બધું જડ થઈ ગયું છે કે નીકળતું નથી એમને ?

**દાદાશ્રી :** ના, જડ થઈ ગયું નથી. વસ્તુસ્થિતિમાં આમાં મોક્ષે જાય એવો માલ બહુ ઓછો. ભગવાને કહ્યું'તુંને ! આ જે પડી રહેલો માલ છે ને, જે ચઢ્યો જ નથી. આટલી ચોવીસીઓ ગઈ. હવે ચઢ્યો નથી ને ચઢે એવો લાગતો નથી. તે જાણવાનું કે આમાં ભગવાને કહ્યું છે, અભવ્ય શબ્દ તે બરાબર કહ્યું હશે કંઈક. પણ કોણ અભવ્ય છે ? આપણે કોઈને માટે કહી શકીએ નહીં. કારણ કે આપણને કેવળજ્ઞાન નથી. ભગવાને અભવ્યની વ્યાખ્યા કરી છે. અભવ્યને મોક્ષે જનારા કરતા જબરજસ્ત તપ હોય. જબરજસ્ત શાસ્ત્રોના શાસ્ત્ર મુખપાઠ હોય. જબરજસ્ત બધી રીતે હોય, પણ આત્મ અનુભવ એક ક્ષણ પણ ના હોય. શાસ્ત્ર અનુભવ શ્રુતકેવળી સુધી પહોંચેલા હોય.

**પ્રશ્નકર્તા :** શ્રુતકેવળી સુધી પહોંચેલા હોય ?

**દાદાશ્રી :** હા. એટલે શ્રુતકેવળી કહેવાય નહીં, જ્યાં સુધી આત્માનો અનુભવ ના હોય ત્યાં સુધી સાચા શ્રુતકેવળી કહેવાતા નથી. શ્રુત કેવળજ્ઞાન સુધી પહોંચેલા હોય, પણ ભગવાને અભવ્ય કહ્યા. કારણ કે મોક્ષે જવાના નથી. આનું ફળ આ સંસાર મળશે. કારણ કે એ લોકો શેમાં રહે છે, અભવ્ય ? 'હું-હમ, હું-હમ, હું-હમ' બસ. મહારાજ વિષય-બિષય કે ? તો કહે, ના, યે નહીં ચાહીએ હમકો. 'હું-હમ, હું-હમ.' તમને સમજાયું હું શું કહેવા માગું છું તે ?

**પ્રશ્નકર્તા :** હમમાં, પોતાના હમમાં જ રહે.

**દાદાશ્રી :** બસ, 'હું-હમ.' એટલે ગુણ ગાય ત્યાં પોતાનો હમ જોઈએ એને.

## વીતરાગી દીક્ષા વીતરાગ ધર્મે પ્રાપ્ત, સાંપ્રદાયિકે અલોપ

મહાવીર ભગવાન પછી કેવળીધર્મ રહ્યો. કેવળી પછી સાચા શ્રુતકેવળી રહ્યા અને બસો એક વર્ષ ચાલ્યું બધું. પછી વીતરાગ ધર્મ અલોપ થઈ ગયો. આ સાચા શ્રુતકેવળી ગયા, વીતરાગ ધર્મ ખલાસ થયો કે બધા સંપ્રદાયો ઊભા થઈ ગયા. પણ પહેલા બે સંપ્રદાય ઊભા થયા ને પછી બધા ઘણા સંપ્રદાયો પડ્યા. સાંપ્રદાયિક થયું એટલે વીતરાગી દીક્ષા ચાલી ગઈ. વીતરાગ દીક્ષા નથી, તેને આત્મજ્ઞાન થાય નહીં. આ અક્રમ જ્ઞાની જેવા તેવા ના કહેવાય. અહીં વીતરાગ ધર્મ ચાલુ હોય. એ સ્યાદ્‌વાદ હોય. હા, એકાંતિક ના હોય. ત્યાર પછી એકાંતિક શરૂ થયું ત્યારથી સાંપ્રદાયિક શરૂ થયું. સાંપ્રદાયિક એટલે આત્મજ્ઞાન ના હોય. પ્રગટ ના થાય કોઈને. બીજી બધી શક્તિઓ વધે પણ આત્મજ્ઞાન પ્રગટ ના થાય. એ સાંપ્રદાયિક દીક્ષા કહેવાય.

## જાણે આખું શાસ્ત્ર ને ક્ષયોપશમે આત્મા, તે ખરા શ્રુતકેવળી

**પ્રશ્નકર્તા :** આ તો પૂર્વના જે જ્ઞાની હતા, એમને શાસ્ત્રનું જે જ્ઞાન હતું એ તો ક્રમે-ક્રમે એક-એકને અપાતું આવ્યું હતું. ચૌદ પૂર્વધારી જે લોકો હતા, ચૌદ પૂર્વધારી જ્યારે ખતમ થયું ત્યારે દસ પૂર્વ રહ્યું, નવ પૂર્વ રહ્યું, આઠ પૂર્વ રહ્યું, શાસ્ત્રો એમ કહે છે અને એ બધા ચૌદ પૂર્વધારી એને તો આપણે શ્રુતકેવળી કહીએને ?

**દાદાશ્રી :** એ ખરા શ્રુતકેવળી.

**પ્રશ્નકર્તા :** શ્રુતકેવળી કહીએને ત્યારે એ એની પાસે જે જ્ઞાન હશે, એ સમ્યક્ જ્ઞાન તો ખરું જ ને ?

**દાદાશ્રી :** એ શ્રુતકેવળી એ સાચા જ્ઞાની. એ શ્રુતકેવળી શાસ્ત્રને જાણે અને આત્માનેય જાણે. આત્માને ક્ષયોપશમ પ્રમાણે જાણે. પોતાનો ક્ષયોપશમ જેવો હોય એટલો જ આત્મા જાણે બસ, વધારે આત્મા ના જાણે. પણ આખું શાસ્ત્ર બધું જ જાણે શ્રુતકેવળીઓ.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ દર્શન હોયને એને, દાદા ? દસ પૂર્વથી ઉપરનાને ?

**દાદાશ્રી :** તેથી આપણે કહીએ છીએને, એટલે ક્ષયોપશમપૂર્વક એમનું એ જાણે. કારણ કે એ ક્ષયોપશમમાં પડેલા કહેવાય. ઉપશમ સમકિત થયા પછી ક્ષયોપશમ સમકિતમાં ગયેલા હોય. તેમનું જેટલું ક્ષયોપશમ હોય એ પ્રમાણે એ આત્મા જાણે. અને શ્રુતજ્ઞાન પણ કેવળજ્ઞાન જેવું, એટલું આખુંય જાણે. એટલે જ્યાંથી પૂછો ત્યાંથી જવાબ આપે. પોતાને લક્ષમાં હોય કે આમ હોય, આમ ના હોય. કારણ કે શ્રુતકેવળી છે ને, એટલે પોતાને ક્ષયોપશમ ઓછો છે આત્માનો. પણ જાણે ખરા કે આ આદરવા યોગ્ય અને આ નહીં આદરવા યોગ્ય. કો'ક પૂછે ને જવાબ આપે તો એને પોતાને જવાબ ખ્યાલ હોય એટલે શ્રુતકેવળી કહેવાય. એ એક પ્રકારના કેવળી કહેવાય છે, જેવું-તેવું પદ ના કહેવાય !

## શ્રુતકેવળી - થીયરેટિકલી પૂર્ણ, પ્રેક્ટિકલી અપૂર્ણ

**પ્રશ્નકર્તા :** શ્રુતકેવળી નેક્સ્ટ ટૂ કેવળજ્ઞાની કહેવાય ?

**દાદાશ્રી :** ના, ના, જ્ઞાની જ કહેવાય. (કારણ કે ક્ષયોપશમવાળા છે માટે.)

**પ્રશ્નકર્તા :** સર્વજ્ઞ કહેવાય કે જ્ઞાની ?

**દાદાશ્રી :** જ્ઞાની કહેવાય. પછી આગળ ઉપર સર્વજ્ઞ થાય. કારણ કે સર્વજ્ઞ તો જેણે સર્વજ્ઞના કારણો સેવન શરૂ કર્યા ત્યારથી સર્વજ્ઞ કહેવાય. કારણ સેવન કરે, ત્યારથી કાર્ય થાય ત્યાં સુધી સર્વજ્ઞ.

**પ્રશ્નકર્તા :** આ શ્રુતકેવળી જે છે, સંપૂર્ણ કેવળજ્ઞાન છે તેની પાસે ?

**દાદાશ્રી :** ના, એમને હજુ બાકી, ઘણું બાકી. શ્રુતકેવળી એટલે એંસી ટકા પ્રેક્ટિકલ ને સો ટકા થીયરેટિકલ.

**પ્રશ્નકર્તા :** એટલે બાકીના વીસ ટકા એનું થીયરેટિકલ ?

**દાદાશ્રી :** એટલું બાકી રહ્યું, કેવળજ્ઞાન થવામાં વીસ ટકા પ્રેક્ટિકલ બાકી રહ્યું. એ બાકી રહ્યું છે માટે શ્રુતકેવળી પણ કેવળજ્ઞાન ન થાય. આ

પૂરું થાય ત્યારે થાય. એક બાજુ થીયરેટિકલ સંપૂર્ણ કહી ગયા છો પણ તેથી કરીને પ્રેક્ટિકલ છે એવું કહેવાય નહીં. નિયમ જ એવો હોય છે. મને જેટલું થીયરેટિકલ છે, એટલું પ્રેક્ટિકલમાં ના હોય મારા.

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે. આપ પેલા ચાર ડિગ્રીની વાત કરો છો એ એટલા માટેને ?

**દાદાશ્રી :** હા, તે ચાર ડિગ્રીની વાત તે પેલું થીયરેટિકલ જ ચાર ડિગ્રી ઓછું છે. એટલે આ થીયરેટિકલ પૂરું નથી થયેલું, નહીં તો શ્રુતકેવળી કહેવાય. અત્યારે ના કહેવાય. નહીં તો અમને કોઈ કહે કે અમે કહીએ ? તોય ના કહીએ અમે. એ કોણ બોજો લે વગરકામનો ? બહુ વજનદાર બોજો. મારે એમને એમ બોજા વગર શું ખોટું છે ? કશું બોજો જ નહીં, ભય નહીં.

## પુરુષાર્થે શ્રુતકેવળી, કૃપાએ કેવળી

**પ્રશ્નકર્તા :** તો પછી શ્રુતકેવળી ને કેવળીમાં શું ફરક ?

**દાદાશ્રી :** સાચા શ્રુતકેવળી એ પુરુષાર્થનું ફળ છે અને કેવળી એ તીર્થંકર ભગવાનની કૃપાનું ફળ છે.

**પ્રશ્નકર્તા :** કેવળીને આત્મા દેખાતો હશે ?

**દાદાશ્રી :** કેવળીને આત્મા જ્ઞાનથી દેખાય. જોવું એટલે પ્રતીતિ થવી (દર્શનથી) ને જાણવું એટલે અનુભવ થવો (જ્ઞાનથી.) એ અરૂપીપદ છે, અનુભવગમ્ય છે.

કેવળી કેવળજ્ઞાનથી જાણે ને શ્રુતકેવળી શાસ્ત્રથી જાણે. જેટલું ભગવાને જાણ્યું હોય તેટલું શ્રુતકેવળી જાણે. શ્રુતકેવળી એ કંઈ જેવું તેવું પદ છે ?

**પ્રશ્નકર્તા :** તો દાદા, શ્રુતકેવળીની શક્તિ તીર્થંકર જેટલી ખરી ?

**દાદાશ્રી :** ના, તીર્થંકર જેટલી નહીં પણ સિન્સિયરલી હોય ત્યાં સુધી વીતરાગ ધર્મ ચાલુ હોય. કારણ કે શ્રુતકેવળી જેવા તેવા કહેવાય નહીં. પેલા કેવળી કહેવાય અને આ શ્રુતકેવળી કહેવાય.

સાચા શ્રુતકેવળી (ક્ષાયક સુધી પહોંચેલા) એ કારણ કેવળજ્ઞાની કહેવાય ને કેવળજ્ઞાની તો કશું કરી ના શકે. શ્રુતકેવળી બીજા પર ઉપકાર કરી શકે.

## અશોચ્યા કેવળી એ સ્વયંબુદ્ધ

**પ્રશ્નકર્તા :** બીજો શબ્દ છે અશોચ્યા કેવળી, એટલે શું ? કૃપાળુદેવના વચનામૃતમાં લખેલું આવે છે, અશોચ્યા કેવળી.

**દાદાશ્રી :** આ તો બધા પારિભાષિક શબ્દ છે. અશોચ્યા કેવળી એ માગધી શબ્દ છે. કૃપાળુદેવે માગધી શબ્દ લખ્યો છે આ. એ શું કહેવા માગે છે કે કોઈ જ્ઞાની પાસે કે કેવળજ્ઞાની પાસે સાંભળ્યા વગર જ જ્ઞાન ઉત્પન્ન થયેલું. જેને સ્વયંબુદ્ધ કહે છે, એના જેવું. 'અશોચ્યા કેવળી' એ માગધી શબ્દનું આપણું શું થાય ? અશ્રુત, એટલે કંઈ પણ સાંભળ્યા સિવાય કે કર્યા સિવાય ઉત્પન્ન થયેલું. સ્વયંબુદ્ધ એટલે આ ભવમાં કોઈના ઉપદેશથી સર્વજ્ઞ ના થયા હોય તે.

**પ્રશ્નકર્તા :** એકાદ લાખ વર્ષે એવો તો કોઈ એક પાકેને કે જેને પોતાની મેળે જ્ઞાન થાય ?

**દાદાશ્રી :** એને સ્વયંબુદ્ધ કહ્યા છે. પણ સ્વયંબુદ્ધ તો આ અવતારની અપેક્ષાએ, ગયા અવતારની નહીં. આગલા અવતારમાં જ્ઞાન પ્રાપ્ત કરેલું હોવું જોઈએ. સ્વયંબુદ્ધ હોય, એ બીજા અવતારે નિમિત્ત થઈને જગતનું કલ્યાણ કરે.

**પ્રશ્નકર્તા :** એટલે આગળના કોઈ અવતારમાં એમણે જ્ઞાની પુરુષ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન પ્રાપ્ત કરેલું હોવું જોઈએ, નહીં તો ના થાય. સીધેસીધું, કોઈને એમને એમ ના થાય. સ્વયંબુદ્ધ એ આ કાળના આધારે. અમારે કોઈનું લેવું નથી પડ્યું એટલે અમને સ્વયંબુદ્ધ કહે. તીર્થંકરો બધા સ્વયંબુદ્ધ હોય. એ અવતારમાં લેવું ના પડે. એમને ગુરુ ના હોય.

**પ્રશ્નકર્તા :** હા, પણ આગળના ભવથી લઈને આવ્યા હોય.

**દાદાશ્રી :** હા, એટલે એમને સ્વયંબુદ્ધ કહે. પણ તેનો અર્થ શું ? ગયા અવતારમાં ગુરુઓ ખરા જ. ગુરુ વગર જ્ઞાન શી રીતે લાવ્યો ?

કોઈ પકડી બેસે કે ના, આમ જ જ્ઞાન થાય. તે શાસ્ત્રકારો ના પાડે છે, કે પછી સ્વયંબુદ્ધેયે થાય છે, ત્યાગી વેષેય થાય છે, સંસારી વેષેય થાય છે, સ્ત્રીનેય થાય છે, પુરુષને થાય છે, નપુંસકને થાય છે, બધું કહ્યું. એટલે કોઈ એમ પકડી ના બેસે કે આ જ વેષે થાય છે, સાધુ વેષે. દુરાગ્રહનો આ માર્ગ જ નહોય, આ અનાગ્રહનો માર્ગ.

## શ્રવણે શ્રુતજ્ઞાન જ્ઞાની થકી, તે શ્રાવક

**પ્રશ્નકર્તા :** આપની પાસેથી શ્રાવક એટલે શું એ સમજવું છે.

**દાદાશ્રી :** ભગવાને કહેલું શ્રુતજ્ઞાન જે જ્ઞાની પાસેથી શ્રવણ કરે, તો એ શ્રાવક કહેવાય. અમે જ્ઞાની પુરુષ કહેવાઈએ. અમારી પાસે સાંભળો એટલે તમે શ્રાવક થઈ જાવ. એક કલાક સાંભળોને તો શ્રાવક થઈ જાવ.

**પ્રશ્નકર્તા :** આપણે ત્યાં ભગવાને પાંચ જ્ઞાન કીધા છે; મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાન, એમાં આપનું જ્ઞાન કયું જ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** મારું આ શ્રુતકેવળી ચાર ડિગ્રી ઓછું કહેવાય. આ શ્રુતજ્ઞાન અમારી પાસે છે અને અમને ચાર ડિગ્રી ઓછાવાળા શ્રુતકેવળી કહે તો ચાલી શકે, ત્રણસો ને છપ્પન છે અમારી ડિગ્રી. કેવળજ્ઞાન અટક્યું એટલે. શ્રુતકેવળીમાં તો કેટલાય અવતારથી (ઓછી ડિગ્રીએ) પાસ થયેલા છીએ. પણ કેવળજ્ઞાનમાં નાપાસ થયા એટલે આમાં ને આમાં પાછાં, એના એ સ્ટાન્ડર્ડમાં રહ્યા.

**પ્રશ્નકર્તા :** પ્રમાણ પ્રમાણ પ્રમાણ !!!

**દાદાશ્રી :** ભૂતકાળના ને ભવિષ્યકાળના જ્ઞાની નથી અમે. અમે તો આત્માના જ્ઞાની છીએ.

આપણે તો રિયલ ધર્મ તે આત્મ ધર્મ, તે તો અસંયોગી આત્મા અને સંસારને છૂટા પાડવાનું જેને જ્ઞાન છે તે શ્રુતકેવળી કહેવાય. (લોકભાષાના) શ્રુતકેવળીને તત્ત્વદૃષ્ટિ ના પણ હોય. આપણે તો શ્રુતકેવળી અને તેય પાછા તત્ત્વદૃષ્ટિવાળા. મેં જ્ઞાન આપ્યું છે કે જે તમને નિરંતર યાદ રહે છે. તે તમેય ભગવાનની ભાષામાં (ત્રણસો ડિગ્રીવાળા) શ્રુતકેવળી કહેવાઓ.

## સત્-અસત્‌ના તાગને જાણે તે તત્ત્વદર્શી

**પ્રશ્નકર્તા :** તત્ત્વદર્શી કોને કહેવાય ?

**દાદાશ્રી :** તત્ત્વદર્શી સત્‌ના તાગનેય જાણે છે અને અસત્‌ના તાગનેય જાણે છે. કશું જાણવું બાકી રહ્યું નથી એનું નામ તત્ત્વદર્શી. અસત્ વિનાશી છે અને સત્ અવિનાશી છે એટલે વિનાશીનેય સમજી શકે છે અને અવિનાશીનેય સમજી શકે છે. વિનાશી કયા ? ત્યારે કહે, અવસ્થામાત્ર વિનાશી. બે જ વસ્તુ છે આ દુનિયામાં. વસ્તુ છે અને એની અવસ્થા છે. વસ્તુ અવિનાશી છે, અવસ્થા વિનાશી છે, બસ આટલું જ છે. એટલે બન્ને વખતે જેણે તાગ કાઢી લીધો, એ તત્ત્વદર્શી.

જેને તત્ત્વજ્ઞાન નહીં, તેને તત્ત્વદૃષ્ટિ ના હોય. આ તત્ત્વદૃષ્ટિને શું કહેવાય ? સુદર્શન ચક્ર. સુદર્શન ચક્રને સામો ઉગ્ર થયો હોય તેના ઉપર મૂકે કે ઢીલો ઘેંસ થઈ જાય. ત્યારે આ લોકોએ તો કૃષ્ણ ભગવાન પાસે ચક્ર ચિતર્યું. પણ તેમની પાસે તત્ત્વદૃષ્ટિ રૂપી સુદર્શન ચક્ર હતું. આટલા બધા શાસ્ત્રો લખાયા પણ સુદર્શન ચક્ર તો કૃષ્ણ ભગવાનનું વખણાયું. પણ આ લોકોએ તો ઊંધું જ ચિતરી માર્યું. અલ્યા, સુદર્શન તે કંઈ ગળા કાપતું હશે ? કુદર્શન ગળા કાપે.

આ લોકો દુશ્મન કોને કહે ? સામાને. અને આપણા લોકો, તત્ત્વજ્ઞાનીઓ દુશ્મન કોને કહે ? જે તત્ત્વ પામવા ના દે. પોતાનું જે તત્ત્વ છે, પોતાનો આત્મા જે તત્ત્વ છે, એને પામવા ના દે એ દુશ્મન. એ કોણ નથી પામવા દેતું ? ક્રોધ-માન-માયા-લોભ-રાગ-દ્વેષ. આ છ ષટ્ શત્રુ કહેવાય છે. તે આ છ શત્રુઓને જેણે હણી નાખ્યા, એ અરિહંત ભગવાન કહેવાય છે.

## આત્મતત્ત્વને જાણે તત્ત્વજ્ઞાની, સર્વ તત્ત્વને જાણે સર્વજ્ઞ

**પ્રશ્નકર્તા :** તત્ત્વજ્ઞાની કોને કહેવો ? એની સાચી ઓળખાણ શું ?

**દાદાશ્રી :** જે તત્ત્વોને જાણે તેને. આ જગતમાં આ જે ઈન્દ્રિયોથી દેખાય છે ને, એ તત્ત્વો નથી. તત્ત્વો અવિનાશી હોય અને ઈન્દ્રિયોથી દેખાય છે એ બધી વિનાશી ચીજો છે. એટલે તત્ત્વ એટલે અવિનાશી ચીજોને જાણે, પ્રતીતિમાં અનુભવે એ તત્ત્વજ્ઞાની કહેવાય.

તત્ત્વ સ્વરૂપ જ્ઞેય તે કેવળજ્ઞાન વગર ના દેખાય. આ છ તત્ત્વો અવિનાશી છે તે કેવળજ્ઞાન વગર દેખાય નહીં, પણ શ્રદ્ધામાં આવે છ તત્ત્વો. એટલે કેવળજ્ઞાનમાં પછી આવે જ. પહેલું દર્શનમાં આવે, પછી જ્ઞાનમાં આવે, ધીમે ધીમે વર્તનમાં આવે.

એક તત્ત્વનો જ્ઞાતા જ્ઞાની કહેવાય. આત્મા એકલો જ જાણ્યો તે તત્ત્વજ્ઞાની કહેવાય. જેણે બધા જ તત્ત્વો જાણ્યા, જુદાં જુદાં દરેક તત્ત્વો શું કરી રહ્યા છે તે પણ જાણે, તે સર્વજ્ઞ કહેવાય. આ છ તત્ત્વો જાણે ત્યારે એ મોક્ષમાર્ગનો નેતા થઈ શકે.

## એબ્સૉલ્યૂટ જ્ઞાન, કેવળજ્ઞાન એ જ સર્વજ્ઞતા

**પ્રશ્નકર્તા :** સર્વજ્ઞતા કોને કહેવાય ? સર્વજ્ઞતા એટલે શું ?

**દાદાશ્રી :** સર્વજ્ઞતા એટલે કેવળજ્ઞાન. એબ્સોલ્યૂટ જ્ઞાન એટલે સર્વજ્ઞતા. સર્વજ્ઞતા એટલે બધી રીતે જાણપણું. કોઈ ચીજ જાણવાની બાકી નહીં, એનું નામ સર્વજ્ઞતા.

**પ્રશ્નકર્તા :** સર્વજ્ઞ જે શબ્દ છે તેનું સાચું તાત્પર્ય શું છે ?

**દાદાશ્રી :** સર્વજ્ઞ એટલે આ જગતમાં કોઈ ચીજ જાણવાની બાકી નથી, એનું નામ સર્વજ્ઞ કહેવાય. સર્વજ્ઞ વસ્તુ એ તો કેવળજ્ઞાનીઓ અને તીર્થંકરોની વસ્તુ છે. સર્વજ્ઞ તીર્થંકરો સિવાય કોઈ હોઈ શકે નહીં.

જિન એટલે આત્મજ્ઞાની, જિનેશ્વર એટલે આત્મજ્ઞાનીનો ઉપરી અને એ સર્વજ્ઞ કેવળજ્ઞાનના આધારે એવા પદમાં આવ્યા છે.

ભગવાન મહાવીરની ભાષામાં કેવળજ્ઞાન સ્વરૂપને સર્વજ્ઞ કહેવાય. કેવળજ્ઞાન એટલે કંઈ જાણવાનું બાકી તો હોય નહીં. બધું જ, જ્યારે કહો ત્યારે, એટ-એની-ટાઈમ તમે કહો તો તરત એ વાત કરે બધી.

## ન ભૂત-ન ભવિષ્ય, વર્તમાન દેખે તે બોલે સર્વજ્ઞ

**પ્રશ્નકર્તા :** આ સર્વજ્ઞ જે વાણી બોલતા હશે, એ બધું અનંત અવતારનું સ્મૃતિજ્ઞાન ને એ બધું જોઈને બોલતા હશે ને ?

**દાદાશ્રી :** જોઈને બોલે, પણ અનંત અવતારની એ સ્મૃતિની એમને કંઈ જરૂર નથી. એમને તો આ બધું પ્રત્યક્ષ દેખાય એટલું જ બોલે. બીજી બધી કશી જરૂર નહીં. અનંત અવતારનું શું થયું ને શું નહીં, ઉપયોગ મૂકે તો દેખાય. બાકી એમને કંઈ આવી જરૂર ના હોય. એમને તો કેવળજ્ઞાનમાં બધું જગત દેખાય.

**પ્રશ્નકર્તા :** સર્વજ્ઞ સમય ઉપર પ્રભાવ પાડી શકે ?

**દાદાશ્રી :** પ્રભાવ ? સમય પર ?

**પ્રશ્નકર્તા :** સમયને સ્થગિત કરી શકે કે ગતિ આપી શકે ?

**દાદાશ્રી :** જે કંઈ પણ ડખો કરે એનું નામ સર્વજ્ઞ નહીં. પારકી સત્તામાં હાથ ઘાલવું એને સર્વજ્ઞ કેમ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** એટલે આનો અર્થ એવો થયો કે જ્યાં સર્વજ્ઞતા છે ત્યાં સ્વતંત્રતા જ છે.

**દાદાશ્રી :** એવું છેને, અજ્ઞદશા છે ત્યાં સ્વતંત્રતા નથી. પ્રાજ્ઞદશા છે ત્યાં સ્વતંત્રતા છે અને પ્રાજ્ઞદશાથી માંડીને સર્વજ્ઞ સુધીની દશા સ્વતંત્ર છે. અજ્ઞદશાની છે તે બધી જ પરતંત્રતા.

## આત્મા જાણ્યો, કેવળજ્ઞાની અને કેવળીએ

આત્મા એ એક એવી ચીજ છે કે કોઈને જડ્યો જ નથી, ફક્ત કેવળજ્ઞાનીઓને જ જડ્યો હતો, એમ કહે તો ચાલે. જે બીજા કેવળી થયા

તે કેવળજ્ઞાનીના દર્શન કરવાથી થયા. પણ જો ખરી શોધખોળ કરી હોય તો કેવળજ્ઞાનીઓએ, તીર્થંકરોએ !

આ બહુ સમજવાની ઝીણી વાત છે. તેથી આત્મજ્ઞાન જાણો, શાસ્ત્રોમાં શાથી કહે છે ? આત્મજ્ઞાન, આત્મા જણાય એવી વસ્તુ નથી. લોક જે બધું જોવા માગતા હોય ને આત્માની વાત, તે બધી ખોટી છે. આ આવો આત્મા ના હોય. આ આત્માનો એક વાળ જોવા મળે એમ નથી. એ તીર્થંકરો એકલા જાણી ગયા અને એમના દર્શન કરવાથી કેવળી થયા તે જાણી ગયા, પણ કોઈને કહેવા ના રહ્યા.

**પ્રશ્નકર્તા :** કેવળી ક્યારે કહેવાય ?

**દાદાશ્રી :** કેવળી એટલે તો એબ્સૉલ્યૂટ થઈ ગયો. કેવળી એટલે એબ્સૉલ્યૂટ જ્ઞાન માત્ર. કેવળ એટલે ફક્ત. માત્ર નિરાલંબ, અવલંબન કોઈ રહ્યું નહીં, ત્યારે કેવળી થાય.

## કેવળી કરે સ્વનું કલ્યાણ, તીર્થંકરો-જ્ઞાની કરે અનેકોનું

**પ્રશ્નકર્તા :** કેવળી અને કેવળજ્ઞાનીમાં કંઈ ફેર ?

**દાદાશ્રી :** કંઈ ફેર નહીં. કેવળજ્ઞાની એ કેવળી જ કહેવાય, પણ તીર્થંકર અને કેવળીમાં ફેર. કેવળીયે કેવળજ્ઞાની ને પેલાય કેવળજ્ઞાની. પણ ફેર એટલો જ, કે આ તીર્થંકરો અને જ્ઞાનીઓ, એ લોકોનું કલ્યાણ કરવા આવ્યા હોય અને આ કેવળી પોતે પોતાનું કલ્યાણ કરે, બીજાનું કલ્યાણ કરી શકે નહીં એનું નામ કેવળી. બસ, પોતાનું જ કલ્યાણ કરીને ચાલ્યા જાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, પોતાનું કલ્યાણ થાય એટલે અંદરથી ભાવો તો થાયને, કે જે હું સુખ પામ્યો છું તે બીજા એવું સુખ પામે તો સારું ?

**દાદાશ્રી :** ના, પણ એવો ભાવ એ કરે જ નહીંને ! એમનું પોતાનું જ, એમની પોતાની ભાંગફોડ તે પૂરું કરીને જતા રહે. એ ઉતાવળ કરીને જતા રહે અને તીર્થંકર પારકાં માટે બેસી રહે, તેમને થોડો વખત રહેવું પડે.

અને એવી ભાવના હોય ને, એ તો ઉત્તમ વસ્તુ છે. કારણ કે આપણે જે કમાયા, લાભ થયો એવો એ બીજાને, સામાને થવો જ જોઈએ ને ! દાદા છે તો થાય, નહીં તો થાય નહીં !

**પ્રશ્નકર્તા :** તો કેવળી અને તીર્થંકરમાં શું ફેર ?

**દાદાશ્રી :** જ્ઞાનમાં ફેર ના હોય, બેઉના પુણ્યૈમાં ફેર હોય.

## તીર્થંકર એ વર્લ્ડની અજાયબી, કેવળી બુઝે જ્યાં

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન પ્રાપ્ત કરનાર કેવળી પણ તીર્થંકરની જેમ મોક્ષ પ્રાપ્તિ કરે છે.

**દાદાશ્રી :** કરેક્ટ (સાચી) વાત છે.

**પ્રશ્નકર્તા :** તો કેવળીને તીર્થંકરની કોટીમાં મૂકી શકાય ખરાં ?

**દાદાશ્રી :** ના મૂકી શકાય. ક્યાં તીર્થંકર દેવ ! એ તો વર્લ્ડની અજાયબી કહેવાય ! આ તીર્થંકર ગોત્ર તો જ્યાં આગળ પગ મૂકે ત્યાં તીર્થ થયું. તીર્થંકરની એ વાત અને એમની વાણી ! એ તીર્થંકરને આજે સાચા દિલથી સંભારે તોયે આનંદ થઈ જાય છે. તો પછી કેવળીને તીર્થંકરની કોટીમાં મૂકી શકાય ? ના મૂકી શકાય.

**પ્રશ્નકર્તા :** બન્નેની જાતિ એક જ પ્રકારની હોઈને તેમને સમકક્ષ ગણાય ?

**દાદાશ્રી :** ના, સમકક્ષ ક્યારેય ના ગણાય. તીર્થંકર એટલે તીર્થંકર.

સાયન્ટિસ્ટો કોણ હતા ? ત્યારે કહે, તીર્થંકરો એકલા જ વિજ્ઞાની હતા. અને એમના નિમિત્તે જે કેવળી થયેલા, એ પોતે પોતાની મેળે બુઝેલા પણ બીજાને બુઝવી ન શકે.

**પ્રશ્નકર્તા :** કેમ ન કરી શકે ?

**દાદાશ્રી :** કેવળી જુદી વસ્તુ છે. કેવળી એટલે ભગવાનની હાજરીમાં જ એને કેવળજ્ઞાન ઉત્પન્ન થઈ જાય. ખાલી હાજરી જ ખૂટતી હોય.

**પ્રશ્નકર્તા :** કેવળી પાછા કંઈ બોલે નહીં ?

**દાદાશ્રી :** બોલે બધુંય, પણ એમની પાસે બીજાને આપવાની શક્તિ ના હોય. એ પૂર્વભવનું કારણ છે. પૂર્વભવે જો ભાવના થયેલી હોય તો, અને પૂર્વભવે એ ભાવના હોય નહીં ક્રમિક માર્ગમાં. કો'કને હોય ત્યારે તીર્થંકર કર્મ બાંધે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની તીર્થંકર થાય ?

**દાદાશ્રી :** એ જ તીર્થંકર થાય, બીજા કોઈ ના થાય. કારણ કે ભાવના ભાવી છે કે જગતના લોકો મારા જેવું સુખ પામો. એ કલ્યાણ કરવાની ભાવના કહેવાય.

કેવળી દરેક લોકો થાય, બ્રાહ્મણ, વાણિયા, પટેલ બધાય. કેવળી થવાની બધાને છૂટ. ક્ષત્રિયો એકલા જ તીર્થંકર થાય.

## કેવળીને પકવે જ્ઞાની, પણ છેલ્લો સિક્કો તીર્થંકરનો

**પ્રશ્નકર્તા :** કેવળી જે હોય, એ જ્ઞાનીની હાજરીમાં હોઈ શકે છે ?

**દાદાશ્રી :** જ્ઞાનીની હાજરીમાં નહીં. જ્ઞાની કેવળ થયા નથી હજુ. એટલે કેવળજ્ઞાની (તીર્થંકરો) થયેલા હોય તો એમની હાજરીમાં કેવળી થાય, પકવેલા હોય જ્ઞાનીએ.

**પ્રશ્નકર્તા :** એટલે એ કેવળી જે તીર્થંકરની હાજરીમાં થાય, એ જ્ઞાનીએ પકવેલા હોય ?

**દાદાશ્રી :** હાસ્તો, કેવળીએ શું મહેનત કરી ? કેવળજ્ઞાનીઓએ શું મહેનત કરી ? ત્યાં જઈને સહી-સિક્કો વાગ્યો. આપણા અહીં આગળ બધા સીમંધર સ્વામી ભગવાનનું બોલ બોલ કરે છે અને પછી તીર્થંકરની પાસે જાય તો વાર જ નહીં ને કેવળી થાય ત્યાં.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીઓ મેલ ધોઈ આપે બધો, સહી-સિક્કો કરવાનો, સર્ટિફિકેટ બધું ત્યાં મળી જાય !

**દાદાશ્રી :** હા, સિક્કો તો એમનો જ, ત્યારે જ કેવળી થાય.

જ્ઞાની પુરુષ એ મુક્તાનંદી કહેવાય. મુક્તાનંદીને જોયા પણ તીર્થંકરને નથી જોયા. તીર્થંકરનું જે કેવળજ્ઞાન છે, એ તો અજાયબી ને ! પણ વર્ણન ના થાય એ.

## સમ્યક્ દૃષ્ટિધારીને, તીર્થંકરના દર્શને થાય બેડો પાર

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન એ તીર્થંકરની હાજરીમાં થાય અને જ્ઞાનીની હાજરીમાં શું થાય ?

**દાદાશ્રી :** આ થઈ રહ્યું છે ને, જ્ઞાન મળે છે તે ! અને પછી એને પછીના દેહે પાછા તીર્થંકર ભેગા થાય, ત્યાં આગળ વાર જ ના લાગે. પહેલું આગળ થયેલું હોવું જોઈએ. કંઈક લાયકાત તો જોઈએ ને ? સર્ટિફાઈડ તો જોઈએ ને ? ત્યાં તીર્થંકરની હાજરીમાં ગમે તે માણસ જાય, તેથી કરીને કશું વળે નહીં. બધા બહુ માણસો બેસે, પણ કશું વળે નહીં. એ તો એને લાયકાત કેળવી હોય અને દૃષ્ટિ ફરેલી હોય ત્યાં આગળ કામ થઈ જાય. તીર્થંકર કશું કહેવા ના જાય, દૃષ્ટિ પડતા જ એના ભાવ ફરી જાય. જોતાં જ કેવળજ્ઞાન થઈ જાય. એટલા માટે હું કહું છું ને કે આપણા મહાત્માઓને તીર્થંકરના દર્શન કરવાના રહ્યા ફક્ત.

**પ્રશ્નકર્તા :** અનેક તીર્થંકરો થયા, આ જીવો તો અનેક ભવોથી ભમ્યા જ કરે છે, તો એ વખતે તીર્થંકરોની હાજરી એમને નહીં મળી હોય ?

**દાદાશ્રી :** બહુયે વખતે મળ્યા હશે, તીર્થંકરોની પાસે બેસીય રહ્યા છે.

**પ્રશ્નકર્તા :** પણ ભાન નહીં.

**દાદાશ્રી :** નહીં, ચટણી ખાવાની ઈચ્છાઓ ! ચટણીઓ ખાવા માટે ફરે, આખી થાળી જમવાની ઈચ્છા નહીં, બત્રીસ ભાતની રસોઈ જમવાની ઈચ્છા નહીં.

**પ્રશ્નકર્તા :** તો એનો અર્થ એ કે એમની લાયકાત નહોતી તે વખતે ?

**દાદાશ્રી :** નહીં, ચટણી ખાવાની ઈચ્છા રહી ગઈ એટલે પછી ત્યાં

આગળ, તીર્થંકરની પાસે ચિત્ત એકાકાર ના થયું. આમ બહુ ગમી વાત. તે શેઠાણીને કહેય ખરા કે પુરીઓ ને શાક તું લાવજે પણ કંદમૂળ ના લાવીશ, બીજું કશું શાક લાવજે અને ત્યાં ને ત્યાં ખાય. કારણ કે કાનને ગમે ને ! કશું વળે નહીં. એવું તો અનંત અવતારથી ફાંફાં માર માર કર્યા છે !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આપે કહ્યું કે તીર્થંકરના દર્શન કરે તો માણસને કેવળજ્ઞાન થઈ જાય તો એ લોકોએ દર્શન કર્યા તો પણ ?

**દાદાશ્રી :** તીર્થંકરના દર્શન તો બધા બહુ લોકોએ કરેલા, આપણે બધાએ દર્શન કરેલા. પણ તે ઘડીએ આપણી બધી તૈયારી નહીં. આપણી દૃષ્ટિ ફરેલી નહીં, મિથ્યા દૃષ્ટિ. મિથ્યા દૃષ્ટિમાં તીર્થંકર શું કરે તે ? સમ્યક્ દૃષ્ટિ હોય તેને તીર્થંકરની કૃપા ઉતરી જાય.

## હવે રહ્યા દર્શન બાકી, માત્ર તીર્થંકર ભગવાનના

**પ્રશ્નકર્તા :** એટલે એની તૈયારી હોય ને એમના દર્શન થાય તો મોક્ષ થાય.

**દાદાશ્રી :** તેથી તો આપણે આ તૈયાર થઈ જવાનું. કારણ આટલું જ કે તૈયાર થઈને પછી વિઝા લઈને જાવ ને ગમે ત્યાં જશો તો કામ નીકળી જશે. કોઈ ને કોઈ તીર્થંકર મળી આવશે. તીર્થંકરો એવો કંઈ નિયમ નથી કે વીસ જ તીર્થંકરો આ બધા ક્ષેત્રોમાં થાય છે. ઘણા ટાઈમે વધારે થઈ જાય છે, પણ ઓછામાં ઓછા વીસ તીર્થંકરો તો હોય છે જ. ત્યારે બોલો, બ્રહ્માંડ તો પવિત્ર જ છે ને, જ્યારે જુઓ ત્યારે !

**પ્રશ્નકર્તા :** અમે તો દાદાનો વિઝા બતાવીશું.

**દાદાશ્રી :** વિઝા બતાવવો પડે નહીં, એની મેળે જ કામ થાય. તમને તીર્થંકરને જોતા જ આનંદનો પાર નહીં રહે, જોતા જ આનંદ ! બધું જગત વિસ્મૃત થઈ જશે. જગતનું કશું ખાવાનું-પીવાનું નહીં ગમે. તે ઘડીએ પૂરું થઈ જશે. નિરાલંબ આત્મા પ્રાપ્ત થશે તે ઘડીએ. નિરાલંબ આત્મા પછી કશું અવલંબન રહ્યું નહીં.

જ્ઞાનીની આજ્ઞારૂપી ધર્મધ્યાનનું ફળ ઊંચામાં ઊંચી મનુષ્યગતિ

આવે. તેનાથી આવતો ભવ બહુ સુંદર આવે, તીર્થંકરો આપણને મળે, પછી શું જોઈએ ? આપણને આત્મા તો પ્રાપ્ત થઈ ગયેલો છે. ખાલી તીર્થંકરના દર્શન કરવાના છેલ્લાં રહે છે. તે એક જ વખત થાય તો બહુ થઈ ગયું. કેવળજ્ઞાન અટકેલું હોય તે પૂરું થાય. 'જ્ઞાની પુરુષ' તો પોતે જ્યાં સુધી પહોંચ્યા હોય ત્યાં સુધી લઈ જાય, એથી આગળ ના લઈ જાય. આગળ તો આગળના જે હોય તે લઈ જાય, એમાં ચાલે જ નહીં ને !

## દશા જુદી જુદી, તોયે કેવળજ્ઞાન એક સમાન

**પ્રશ્નકર્તા :** તીર્થંકરો બધા જે સિદ્ધ થઈ ગયા એ બધા પરમાત્મા જ થઈ ગયાને ?

**દાદાશ્રી :** હા, એ બધાય પરમાત્મા નહીં, એનું નામ જ પરમાત્મા. એ તો આપણી બુદ્ધિને લઈને જુદા જુદા દેખાય. એમને બુદ્ધિ નહીં એટલે એક જ લાગે બધું. કારણ કે જ્ઞાન તેનું તે જ. એટલે શુદ્ધ જ્ઞાન એ પરમાત્મા અને અજ્ઞાન એ પ્રત્યેક જુદું જુદું. અજ્ઞાનને લઈને જુદા, બુદ્ધિના પ્રતાપે.

**પ્રશ્નકર્તા :** સૌ-સૌની સ્ટેજમાં આવે ત્યારે દશા બધાની એક જ પ્રકારની ?

**દાદાશ્રી :** ના, જુદી જુદી દશા. કેવળજ્ઞાન એક જ સ્ટાઈલનું, દશા જુદી જુદી હોય. કો'કને કઢી વધારે ભાવતી હોય, કોઈને મરચાં વધારે ભાવતા હોય. એ જ્ઞાન એક જ પ્રકારનું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનમાં ઓછા-વધતું ખરું કે નહીં ?

**દાદાશ્રી :** ઓછા-વધતું ખરું પણ એક જ પ્રકારનું જ્ઞાન. એનો સારાંશ કાઢે તો એક જ પ્રકારનું નીકળે.

**પ્રશ્નકર્તા :** આ લાઈટ છે, એ લાઈટ બધા એક પ્રકારના પણ કો'કને પાંચ હજાર પાવરનું, કો'કને દસ હજાર પાવરનું, કો'કને વીસ હજાર પાવરનું એવું ખરું કે નહીં ?

**દાદાશ્રી :** હા, હા, એ બધું ખરું પણ એનો સારાંશ એક જ

પ્રકારનો. કોઈ તીર્થંકરો બહુ આકર્ષક લાગે, કોઈ તીર્થંકરો... અરે ! કોઈ વાણી બોલે તો આમ સજ્જડ કરી નાખે તેવી રીતે બોલે. પણ બધું એક જ પ્રકારનું.

## દેશના - તીર્થંકરને સંપૂર્ણ, જ્ઞાનીને અપૂર્ણ

**પ્રશ્નકર્તા :** તીર્થંકરને દેશના હોય ને ?

**દાદાશ્રી :** તીર્થંકરને દેશના ખરી. કેવળીને દેશના હોય નહીં. દેશના અક્રમ વિજ્ઞાની એકલાને જ હોય અને તીર્થંકરોને દેશના હોય. અમારી આ દેશના જ ગણાય છે. અમારો ઉપદેશ ના કહેવાય. દેશના એટલે સહજ નીકળ નીકળ કર્યા કરે, સહેજે, ગોઠવણી-બોઠવણી નહીં. તે આ સહેજે નીકળ્યા કરે પણ આ આમાં 'હું' 'તમે' મને ખ્યાલ સાથે રહે છે. પેલામાં ખ્યાલ ના હોય, વીતરાગતા રહે. હા, એટલે આ કચાશ ક્યાં આગળ છે તે અમારું આ ઓપન કર્યું.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાની સ્વ-ઉપયોગમાં જ વર્તે, છતાં તેઓ દેશના આપતા હોય છે તો એને 'પર-ઉપયોગ' ના કહેવાય ?

**દાદાશ્રી :** ના. એ તો સ્વભાવિક નીકળ્યા કરે. ટેપરેકર્ડ નીકળ્યા કરે, પોતે કર્તા નથી. પોતે સ્વ-ઉપયોગમાં જ હોય. એટલે પર-ઉપયોગ કરવો જ ના પડે એમને. એટલે વાણી એની મેળે સહજ નીકળ્યા કરે.

## સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, તે કહી શક્યા નહીં

**પ્રશ્નકર્તા :** તીર્થંકર કેવળજ્ઞાન પછી બોલે તે બધી જ ટેપરેકર્ડ ?

**દાદાશ્રી :** ટેપરેકર્ડ, ટેપરેકર્ડ !

**પ્રશ્નકર્તા :** એ બધી જ ટેપરેકર્ડ પણ એમને વર્તમાનમાં જે અનુભવમાં આવ્યું, એ તો પ્રકાશમાં આવે જ નહીંને ? એમના વર્તનમાં કે વાણીમાં ના આવેને ?

**દાદાશ્રી :** ના, જે કેવળજ્ઞાનનું છેને, તે ના આવે. કેવળજ્ઞાનના ઓછા અંશનું છે એ બધું આવે.

**પ્રશ્નકર્તા :** ઓછા અંશનું આવે બધું ?

**દાદાશ્રી :** અમે જે વાણી બોલીએ છીએ તે, જે આજે છે તે ના આવે. હવે આ ભવમાં જે વધારાનું જ્ઞાન જોયું, તે જ્ઞાન અમને શું સૂચવે કે આવું કેવળજ્ઞાન છે, પણ અમે કહી શકીએ નહીં. એટલે કેટલાક મને કહેશે, 'શું અનુભવ થયો ?' મેં કહ્યું, 'ભઈ, જેટલું કહેવાય એટલું કહું બીજું છે તે અનુભવ. શબ્દ નથી એને માટે.' એટલે પછી અશબ્દ, નિઃશબ્દ કહી દીધું.

**પ્રશ્નકર્તા :** એ સર્વજ્ઞ પણ કહી શક્યા નહીં !

**દાદાશ્રી :** આજે વાણી નથીને ! વાણી કોઈ જોઈએને સિલકમાં ? વાણી પહેલાની છે, પૂર્વયોગની વાણી છે.

**પ્રશ્નકર્તા :** એટલે પછીથી તો બધું અનુભવગમ્ય છેને ?

**દાદાશ્રી :** હા, બધું અનુભવગમ્ય છે.

**પ્રશ્નકર્તા :** એટલે પછી કોઈ દિવસે એ વસ્તુ જગતને વાણીમાં મળે જ નહીં ?

**દાદાશ્રી :** એ મળે જ નહીં. એ તમારે સમજી જવાનું કે આવી સીટો છે. આ ડિગ્રીએ મારી ડિગ્રી આવેને ત્યારે સમજાય કે કેવળજ્ઞાનની સીટ આવી હશે.

**પ્રશ્નકર્તા :** એવું બની શકે કે સંપૂર્ણ જ્ઞાન થાય એટલે જે પેલી વાણી નીકળે ટેપરેકર્ડની, એ વાણીને જ્યારે જાણે અને જુએ ને એમને લાગે એ વખતે કે આ વાણી સંપૂર્ણ તો છે નહીં, એટલે બોલવાનું બંધ કરી દે એમ ?

**દાદાશ્રી :** એ શક્તિ જ નહીંને ! બંધ કરવાની કોઈ શક્તિ જ નથી. એટલે વખત આવે તો બોલેય ખરા પણ પ્રરૂપણા રૂપે નહીં, એમને એમ બોલે. પ્રરૂપણા એટલે શું કે બીજાને ઉપદેશ આપવાની શક્તિ, એવી ભાવના ના હોય. એ તો અહંકાર જોઈએને ! મારેય અહંકાર જતો રહ્યો એટલે શું કરે ? એટલે અમારે આ આટલું બધું બોલવા છતાં પ્રરૂપણા ના કહેવાય. તેથી જ તો હું કહું છુંને કે ટેપરેકર્ડ છે ભઈ આ !

## તીર્થંકરોને કેવળ થતા પહેલા ઉપદેશ, પછી દેશના

**પ્રશ્નકર્તા :** તીર્થંકરો કેવળજ્ઞાન થયા પછી જ ઉપદેશ આપે ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. કેવળ થતા પહેલા એ ઉપદેશ આપે અને કેવળ થયા પછી દેશના આપે, એ બેમાં ફેર. કેવળજ્ઞાની કેવળ થયા પહેલા ઉપદેશ આપે તે એ ઉપદેશના બે ગુંઠાણા. છઠ્ઠા ગુંઠાણામાં ઉપદેશ અપાય અને તેરમા ગુંઠાણામાં ઉપદેશ અપાય, બે જગ્યાએ ઉપદેશ આપી શકાય. તેરમા ગુણકસ્થાનમાં જ એ ઉપદેશ આપે અને થોડા વખત પછી કેવળજ્ઞાન થાય એટલે દેશના આપે. તેરમું ગુંઠાણું જ એને કેવળજ્ઞાન આપે. બારમામાં કેવળજ્ઞાન ના થાય, તેરમા ગુંઠાણામાં જ કેવળજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** અને ચૌદમામાં ?

**દાદાશ્રી :** ચૌદમું તો ઉત્પન્ન થયું કે પોતે ગયા ત્યાં સિદ્ધક્ષેત્રમાં. એક ક્ષણવર્તી છે, ચૌદમું તો. તેરમું લાંબું પણ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે જેટલું આયુષ્યકર્મ ભોગવવાનું હોય, તે તેરમામાં ભોગવી નાખે.

**દાદાશ્રી :** બધું ભોગવી નાખે. ચૌદમામાં એ છે તે ત્યાં આવી જાય.

**પ્રશ્નકર્તા :** મોક્ષે જાય, નિર્વાણ પદ પામે.

**દાદાશ્રી :** હા.

## વિશેષ લાભ પામ્યા મહાત્માઓ, દાદા કૃપાએ

**પ્રશ્નકર્તા :** જો ગણધરોને આ મૂળ વાત જાણવી હોય તો શું કરે ? પ્રશ્નો પૂછે ?

**દાદાશ્રી :** તેઓ પૂછતા હતા ને તીર્થંકર જવાબ આપતા. પણ તે વ્યવહારમાં જ બોલવું પડે, પેલું નિશ્ચયનું તો બોલાય નહીં. ગણધરો પાસેય ના બોલાય. ત્યાં વ્યવહાર જ, પ્રમાદ ના કરીશ, એવું તેવું બધું બોલતા અને અમે તમને કહીએ, કે પ્રમાદનો મને વાંધો નહીં, તું મારા કહ્યા પ્રમાણે કરજે.

**પ્રશ્નકર્તા :** અમે ભાગ્યશાળી કહેવાઈએ કે વાતચીત કરવાની અમને મળે.

**દાદાશ્રી :** ગણધરો થયા છે એ એકડે એકથી ઘૂંટીને નવ્વાણું સુધી આવ્યા છે. એટલે સો લખી આપે અને તમે તો સત્યાસી લખીને લાવ્યા પહેલા. એટલે પછી મેં કહ્યું કે સત્યાસી પછી હવે અઠ્યાસી લખો, હેંડો. આવી જશે, હઉ જોઈ લેવાશે. એટલે તમે આ લાભ ઊઠાવી લો ને તો કામ કાઢી નાખશે. માટે એક અવતાર સિન્સિઅર રહોને દાદાને.

## અભેદ સ્વરૂપ થાય એટલે સંપૂર્ણ અજવાળું

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષ તો અભેદ સ્વરૂપે પણ રહી શકે અને ભેદ સ્વરૂપે પણ રહી શકે. અને ભેદ સ્વરૂપે રહી શકવા થકી આ તત્ત્વોનું વિજ્ઞાન અને આખા જગતનું વિજ્ઞાન ઓપન થયું છે એવું ખરું ? કારણ કે અભેદ સ્વરૂપે હોય તો બોલી જ ના શકે ને ?

**દાદાશ્રી :** અભેદ સ્વરૂપ એટલે જ્ઞાન. જ્ઞાનમાં ઉત્પન્ન થવાનું હોય નહીં ને ! અભેદ સ્વરૂપ એટલે સંપૂર્ણ અજવાળું ! અને આ ભેદ સ્વરૂપમાં અજવાળું થવાની શરૂઆત થાય.

**પ્રશ્નકર્તા :** એટલે આખું વિજ્ઞાન ઓપન થયું છે !

**દાદાશ્રી :** જ્ઞાન ઉત્પન્ન તો જ થાય ને ! અભેદમાં ઉત્પન્ન થવાનું ક્યાં રહ્યું ? પૈણેલાને 'પૈણવાનું છે' એવું કેમ કહેવાય ? અભેદ એટલે પૈણેલો. અને આપણે શું કહીએ છીએ ? પૈણે છે, આમ માંહ્યરામાં ફરે છે. એટલે એ ભેદ સ્વરૂપમાં ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** તીર્થંકરોને પૂરું જ અજવાળું થઈ ગયેલું ને ?

**દાદાશ્રી :** ના, એમનેય પણ ભેદ સ્વરૂપ હતું ને ! મહાવીર ભગવાનને બેતાલીસ વર્ષ પછી ભેદ સ્વરૂપ નહોતું. બેતાલીસથી બોંતેર, ત્રીસ વર્ષ સુધી અભેદ હતું.

## કેવળજ્ઞાની કહી શકે, સમકીતીના પર્યાયોને

**પ્રશ્નકર્તા :** તીર્થંકરો ભાખે છે કે અમુક વ્યક્તિ આટલા ભવો પછી આ જન્મમાં આવો થશે તો એ કયા આધારે ભાખે છે ?

**દાદાશ્રી :** સમકિતનો સિક્કો વાગ્યા પછીની વાત છે. સમકિતનો સિક્કો ના વાગે ત્યાં સુધી કશું વળે નહીં. સમકિતનો સિક્કો વાગ્યો હોય તેનું ડિસાઈડેડ (નક્કી) થઈ જાય પછી.

તીર્થંકરો એ કેવળજ્ઞાનના આધારે કહે છે અને તે કેવળજ્ઞાની એકલા જ કહી શકે, બીજા કોઈ કહી શકે નહીં. અને તેય સમ્યક્ દર્શન ઉપરના જ લોકનું જાણી શકે, બીજાનું ના જાણી શકે. બીજું તો અંધારું જ છેને, અહંકારનું અંધારું છે. પ્રકાશને જ જોઈ શકે, અંધારાને જોવાનું રહ્યું જ નહીંને !

કારણ કે એમને અજ્ઞાનનું જ્ઞાન નથી હોતું, જ્ઞાનનું જ્ઞાન હોય છે. પ્રકાશને જ એ જ્ઞાન કહે છે, અંધારાને જ્ઞાન કહેતા નથી. અંધારાને એ અંધારું જ કહે છે. અજવાળાને અંધારું દેખાય કેવી રીતે ? અજવાળાની હદમાં અંધારું તો ઊભું ના રહે. એ ભાખવાનું પ્રકાશની હદમાં ઊભું રહે. વસ્તુએ વસ્તુની ગમ હોય, બધું જ જાણે.

અને આ ઘડાનું કહી શકે, જે અકર્તા છે તેનું. બીજું દેવલોકનું કહી શકે, જાનવરનું કહી શકે, પછી પાછું માણસ થાય તો પાછો હતો તેનો તે. કર્તાપણું છૂટે નહીંને ! અહંકારી, તે ઘડીમાં શું કરે એ કશું કહેવાય નહીં, એ તો ગાંડું જીવતું ચેતન (વિભાવિક ચેતન) !

**પ્રશ્નકર્તા :** અહંકાર સહિત હોય તો ના જોઈ શકે ?

**દાદાશ્રી :** ના, બિલકુલ દેખાય નહીં. અહંકાર જ વચ્ચે આંધળો છે. એટલે પોતે જ્ઞેયને જ્ઞાતા માને છે. હું જ જ્ઞાતા છું, હું જ જાણકાર છું. ત્યારે એમાં તીર્થંકરો જાણી ના શકે, કહે છે. તમે એને જ્ઞેય જાણો છો, ને તમે જ્ઞાતા છો તો તીર્થંકરો તમારા બધા પર્યાય કહી બતાવે. એટલે સમ્યક્ત્વ થયા પછીના બધા પર્યાયો તીર્થંકરો કહી બતાવે, બીજા બધા ના કહી શકે.

## આમ જાણે ભૂત-ભવિષ્ય-વર્તમાનના પર્યાયને

**પ્રશ્નકર્તા :** દાદા, એવું કહ્યુંને કે ઘડાના બધા પર્યાય જાણે તો એ કેવી રીતે ?

**દાદાશ્રી :** હા, ઘડાના બધા પર્યાય જાણે છે એટલે આ ઘડો આજે આવો છે વર્તમાનમાં, તો ભૂતકાળમાં આવો હતો અને તેમાંથી આ ઉત્પન્ન એના બધા પર્યાયોને કહી શકે અને આ ઘડાના હજુ પર્યાય ભવિષ્યમાં શું થશે, એવું કહી શકે.

એ ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ કેવી રીતે જુએ છે એ વાત તમને સમજાવું, એને કેવળજ્ઞાની કેવી રીતે જુએ છે ? તે આ ઘડો જોયોને એટલે ભૂતકાળમાં આમ હતો અને ભવિષ્યકાળમાં આ સ્થિતિ થશે એમ એના બધા પર્યાયને જાણવા, એનું નામ કેવળજ્ઞાન.

તે એમને શું થાય કે આ ઘડો છે. તે આ જે એના પર્યાયમાં દેખાય છે, એ પહેલા શું હશે ? સૌથી પહેલા તે એક તળાવમાં માટીરૂપે ભેખડ હતી. તેમાં પેલો ખોદતો દેખાય એમને. ખોદીને પછી ગધેડા ઉપર નાખતો દેખાય. પછી છે તે ગધેડા ઉપરથી ઘેર લાવીને પાણી નાખીને ગૂંદે, તે ગૂંદતો દેખાય. માટીમાંથી એનો ગારો બનાવ્યો. ગારામાંથી પછી છે તે ચાકડા ઉપર દેખાય. ચાકડા ઉપરથી ઉતારેલો દેખાય. આ બધું દેખાય નહીં, એમને જ્ઞાનમાં વર્તે. પછી નિભાડામાં મૂકાયું. ત્યાં પકાવવાનું દેખાય. પછી ત્યાંથી વેપારીને ત્યાં ગયો, પછી ત્યાંથી અહીં આવ્યો, તે પાણી ભર્યું ત્યારે ભોટવો તૈયાર થયો. હવે પછીના પર્યાયો શું થશે ? ત્યારે કહે, માટી થતાં સુધી એ ભોટવો રહેશે. પછી માટી થઈ જશે. એવી રીતે બધા પર્યાયોને જાણે. વસ્તુને જાણે, વસ્તુના પર્યાયોને જાણે. એટ-એ-ટાઈમ, ગણતરીબંધ નહીં.

**પ્રશ્નકર્તા :** એટ-એ-ટાઈમ જાણવું !

**દાદાશ્રી :** આ બુદ્ધિથી ક્રમવાર દેખાય અને આ એટ-એ-ટાઈમ

જ્ઞાન-દર્શનમાં રહેવું, એનું નામ કેવળજ્ઞાન. આ છ તત્ત્વના દ્રવ્ય-ગુણ-પર્યાયને જાણવા એનું નામ કેવળજ્ઞાન.

## વર્તમાનમાં રહી આત્મજ્ઞાનીના પર્યાય જાણે

કેવળજ્ઞાન થઈને વર્તમાનકાળને તો વર્તમાનકાળમાં જ રાખે. એ જાણે ફક્ત, આ પર્યાય હતો, આ ફલાણો થયો, શ્રેણિક રાજા આવા થશે, ફલાણા થશે. એના પછી આ પર્યાય થશે, પછી આ થશે. જેટલા પૂછે એટલા જવાબ આપે.

આ કોઈ માણસ જો ભેગો થયો હોય ને તે જ્ઞાન લીધેલો હોય તો એનો અહંકાર કેવો છે એમ જોઈ લે. એના પર્યાય પરથી સમજી જાય કે આટલા અવતાર હજુ કરશે આ માણસ.

જેમ પેલા ઘડાના પર્યાય જુએ તેવી રીતે આ જીવના પર્યાય જુએ. એ દ્રવ્ય ઉપરથી સમજે કે આ દ્રવ્ય આટલે સુધી આવેલું છે. આ દ્રવ્ય આમ, આ બાજુ જ જશે. આ દ્રવ્ય આ બાજુ જશે, આ દ્રવ્ય તીર્થંકર થશે, એવું બધું દ્રવ્ય ઉપરથી સમજે. દ્રવ્યના પર્યાય ઉપરથી એની શું અવસ્થા છે ને એના ઉપરથી સમજી જાય.

**પ્રશ્નકર્તા :** જે સિદ્ધ ભગવંતો સિદ્ધમાં છે, સિદ્ધોનું જે જ્ઞાન-દર્શન છે એ તો આવુંય ના જુએને કે આનો આ ભવ થશે ?

**દાદાશ્રી :** એવું બહુ ઊંડું જોવાના જ નહીંને ! જે દેખાય એ જોવાના. એ બીજું ઊંડું જોવાના જ નહીં. ઊંડું તો વિચાર કરવો પડે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે આ જે કેવળજ્ઞાનીઓ કે તીર્થંકરો જે જોઈને કહે, આનો આ ફલાણો ભઈ આનો આ ભવ થશે ને આમાં જશે, તો એટલું એમને ઊંડું ઊતરવું પડેને, દાદા ?

**દાદાશ્રી :** જ્ઞાનમાં પર્યાયો દેખાય તે જ પર્યાયો કહી આપે. તે દેખાતા નહીં, જાણેલા. દેખાય તો કશું જ નહીં. લોકો સમજે છે કે દેખે છે એ બધું.

**પ્રશ્નકર્તા :** એટલે એમાં ફેર શું, દેખાય નહીં અને જાણે ?

**દાદાશ્રી :** ખાલી જાણે, કેવળજ્ઞાન જ જાણે એટલે આ દ્રવ્યનું આવું થાય, આવું થાય, આવું થાય, આવું થાય. પછી આમ થાય, આમ થાય, આમ થાય, એ બધું જાણે. દ્રવ્યના બધા પર્યાયોને જાણે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ તો પણ આવતી ચોવીસીના જે જે તીર્થંકરો થવાના છે, એ બધાના નામ હઉ, એમના બાપના નામ...

**દાદાશ્રી :** એ તો પણ જેટલા શુદ્ધ થયેલા હોય તેમની વાતો કરે છે. શુદ્ધ થયેલા ના હોય તેમની વાત ના હોયને !

**પ્રશ્નકર્તા :** એમના બાપના નામ, એમની માનું નામ, એમના ગામનું નામ, બધું લખ્યું છે શાસ્ત્રમાં.

**દાદાશ્રી :** હા, પણ જે શુદ્ધ થયેલા હોય તેમની વાતો બધી કરી હતી.

**પ્રશ્નકર્તા :** હા, એ તો અમુક ચોવીસના જ કહે છે ને ! એક જ ચોવીસીનું કહી શકે છે. પછી કંઈ બધી ચોવીસીઓનું નથી કહેતા.

**દાદાશ્રી :** ના, એક જ ચોવીસીનું કહેવા માંગે છે.

**પ્રશ્નકર્તા :** એટલે એટલું જ એમના શુદ્ધમાં આવેલું હોય ?

**દાદાશ્રી :** જેટલા શુદ્ધ થયેલા હોય એટલાની જ ભાંજગડ. બીજાનું કયા આધારે દેખાય ? અશુદ્ધ થયેલું, અશુદ્ધ વસ્તુ દેખાતી હોય, જ્ઞાનીને અજ્ઞાન દેખાતું હોય તે જ્ઞાની જ ન્હોય.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનીને આવું બધું જોવાનું હોય જ નહીં. એ શું કરવા જુએ ?

**દાદાશ્રી :** ના, પણ દેખાય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** આવું શા માટે જુએ ? આમાં શું કરવા ઊતરે એ ?

**દાદાશ્રી :** જુએ નહીં. ઉપયોગ તો ના દે પણ પેલો દેખાય જ નહીં, કારણ કે કેવળ પ્રકાશ અંધારાને જોઈ શકે જ નહીં.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એ તો બધી ગેરસમજો ઊભી થઈ છે. ફાવતું લઈ લીધું લોકોએ અને આખું વિરોધાભાસ કર્યું.

## જુએ મૂળ તત્ત્વ અને તેની અવસ્થાઓ, કેવળજ્ઞાનમાં

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનીના બધા પ્રદેશોના આવરણ નીકળી જાય ?

**દાદાશ્રી :** બધાય, બધા ખુલ્લા ! પણ એ વગરકામનું ના જુએ. નહીં તો ઉપયોગ બગડેને ! એટલે બધે શુદ્ધ જ જુએ.

હવે કેવળજ્ઞાનમાં બીજું કશું જગતમાં દેખવાનું હોતું નથી. કયા તત્ત્વ સનાતન છે તે દેખાય છે અને સનાતન તત્ત્વની અવસ્થા દેખાય છે, બીજું કશું દેખાતું નથી. આપણા લોક તો શુંનું શુંય સમજે છે કે મહીં શુંય દેખાતું હશે !

**પ્રશ્નકર્તા :** આ જે વાણી સંભળાય છે તે સાંભળનાર કોણ ? શબ્દ કાને પડતા તેના શબ્દાર્થથી માંડીને ભાવાર્થ કે પરમાર્થ સુધી તે જ ક્ષણે બધા ફોડ પડી જાય છે તે કઈ રીતે ? ત્યારે મૂળ આત્મા તો પ્રકાશરૂપે રહે છે, તો પછી વચ્ચે કઈ મિકેનિઝમ (કાર્યપદ્ધતિ)થી મહીં ફોડ પડે છે ? વળી રશિયન ભાષામાં નીકળેલી વાણી કંઈ જ ફોડ પડતી નથી. કેવળજ્ઞાનીને ફોડ પડે એવી વાણીનો ? એમાં શું ફેર ? તો કૃપા કરી સમજાવો.

**દાદાશ્રી :** અહંકાર અને બુદ્ધિને બધા ફોડ પડે છે. અહંકારના જ બધા સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ વિભાગો છે. કેવળજ્ઞાનીને તો આ હોય જ નહીં. એ તો મૂળ તત્ત્વને જ જુએ.

**પ્રશ્નકર્તા :** તો કેવળજ્ઞાનીને બધા જ ફોડ પડી જાય ?

**દાદાશ્રી :** ના, એમને તો આવું કશું હોય જ નહીં ને ! એમને તો બધું મૂળ સ્વરૂપે દેખાય. આવું-તેવું કશું દેખાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** મૂળ સ્વરૂપે એટલે ?

**દાદાશ્રી :** તત્ત્વ સ્વરૂપે, એનું નામ કેવળજ્ઞાનને !

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનીને આ સૂક્ષ્મ બૉડી (શરીર) દેખાય ? કોઝલ બૉડી (કારણ શરીર) દેખાય ?

**દાદાશ્રી :** હા, એમને સ્પષ્ટ દેખાય.

**પ્રશ્નકર્તા :** આત્મા કરતા વધારે સ્પષ્ટ ?

**દાદાશ્રી :** બધું દેખે.

**પ્રશ્નકર્તા :** આત્માને દેખી શકે ? આત્માને તો દેખી જ શકે જ નહીંને કેવળજ્ઞાનીઓ ?

**દાદાશ્રી :** દેખે નહીં, જાણી શકે. દેખવું એટલે પોતપોતાની ભાષામાં સમજે છે કે આંખે જેવું દેખાય એવું આમ સ્થૂળ આત્મા દેખાતો હશે.

**પ્રશ્નકર્તા :** આત્મા જાણી શકે અને કોઝલ બૉડી એ બધું દેખાય.

**દાદાશ્રી :** દેખી શકે. કારણ કે કોઝલ બૉડી રૂપી છે. રૂપી હોય એ દેખાય. અરૂપી તો ના દેખાય.

## પરમાણુ, ચર્મચક્ષુથી અરૂપી પણ કેવળજ્ઞાને રૂપી

મહાવીર ભગવાનને ત્રણ વસ્તુનું જ્ઞાન હતું; એક પરમાણુને જોઈ શકતા હતા, એક સમયને જોઈ શકતા હતા, એક પ્રદેશને જોઈ શકતા હતા.

આ રૂપી તત્ત્વમાં આ મોટી મોટી વસ્તુઓ દેખાય છે ઉઘાડી બધી, પણ અણુ સુધી શોધખોળ કરી આ લોકોએ. આ અણુ સુધી આ લોકો દેખી શક્યા. દૂરબીનથી, ગમે તેનાથી દેખી શક્યા, પણ અણુ એ છે તે કોમ્બિનેશન (જૂથ) છે, કમ્બાઈન્ડ સ્વરૂપ છે. પણ એનું મૂળ અસલ સ્વરૂપ, અચળ સ્વરૂપ પરમાણુ છે, જે સ્વતંત્ર છે બિલકુલ.

**પ્રશ્નકર્તા :** પરમાણુઓ 'વિઝિબલ' (દૃશ્યમાન) છે ?

**દાદાશ્રી :** પરમાણુઓ કેવળજ્ઞાને કરીને વિઝિબલ છે. એ પરમાણુ આંખે દેખ્યું ના જાય, દૂરબીનથી કે બીજી કોઈ વસ્તુથી દેખ્યું ના જાય.

પરમાણુ દેખાય તો તમે જુદા કરી શકો ને ? બુદ્ધિથી, આંખથી ના

દેખાય. ઈન્દ્રિયગમ્ય હોય તો દેખાયને ? એ ત્યાંથી તમારે બંધ રાખવું પડશે. કારણ કે મૂળ વસ્તુ તો દેખાય એવી છે નહીં. એ જ્ઞાનીઓ એકલાને જ સમજાય. એય કેવળજ્ઞાનમાં હજુ મારેય થોડા વખત પછી જાણવાનું. તે આ પરમાણુ તો અમારાથી જોઈ શકાય નહીં, કોઈ પણ પ્રકારે ! કેવળજ્ઞાની એકલા જ જોઈ શકે, બીજું કોઈ જોઈ શકે નહીં !

એ કેવળજ્ઞાની એટલે એબ્સૉલ્યૂટ થયેલા હોય, સંપૂર્ણ એબ્સૉલ્યૂટ. હું પણ એબ્સૉલ્યૂટ થયેલો પણ સંપૂર્ણતા નથી આ. જો સંપૂર્ણ એબ્સૉલ્યૂટ થાય ત્યારે એ સંપૂર્ણ જાણી શકે કે આ પરમાણુ શું છે ! બાકી એ પરમાણુ તો સૂક્ષ્મતમ છે. સૂક્ષ્મતમ એટલે એને ચર્મચક્ષુથી દેખી ના શકાય. મૂળ પરમાણુ દેખી ન શકાય એવા છે, પણ આ સ્વભાવે રૂપી છે. એને કેવળજ્ઞાનથી દેખી શકાય.

**પ્રશ્નકર્તા :** પણ પુદ્ગલ જેને આપણે પ્યૉર (શુદ્ધ) પરમાણુ કહીએ છીએ એ અરૂપી નથી ?

**દાદાશ્રી :** એ પરમાણુ તો આમ અરૂપી ખરું, પણ કેવળજ્ઞાને કરીને રૂપી છે. એ કેવળજ્ઞાનમાં દેખાય. એટલે આપણી ચક્ષુ ઈન્દ્રિયથી ન દેખાય. જ્ઞાનીને રૂપી ભાસે એટલે આમ દેખાય નહીં, પણ દર્શનમાં આવે. એ પરમાણુ જ્યારે દેખાય ત્યારે કેવળજ્ઞાન થાય.

## પરમાણુ - સમય - પ્રદેશને જુએ-જાણે કેવળજ્ઞાની

**પ્રશ્નકર્તા :** પછી બીજું ?

**દાદાશ્રી :** કાળાણુ જોઈ શકે છે, સમયને. સમય એટલે કાળનો અવિભાજ્ય અંશ. આ પળ એ વિભાજ્ય છે. જેનું વિભાજન થઈ શકે એવી પળ છે પણ સમય એ અવિભાજ્ય છે.

આ રૂપી તત્ત્વમાં નાનામાં નાનું પરમાણુ, એવું આ કાળ તત્ત્વ છે ને, એનો નાનામાં નાનો ભાગ કર્યો તે સમય. પણ એ ત્યાં સુધી આપણે પહોંચી શકતા નથી. આપણે પળ સુધી પહોંચી શકીએ છીએ. પળનો તો બહુ નાનો ભાગ થાય સમય તો. સમયના બે ભાગ પડે નહીં પછી.

અને ત્રીજું, એક પ્રદેશ. આ ત્રણેય છે તે કેવળજ્ઞાની જોઈ શકે. જોવું એટલે આપણા લોકો શેને 'જુએ છે' એવું કહે છે ? આ આંખને દેખાય છે એને કહે છે પણ ના, એ જોવું એટલે અનુભવવું. જોવું-જાણવું એ અનુભવમાં જાય છે. આ જોવું-જાણવું વિભાજન ક્યારે પડે છે કે જ્યારે ઈન્દ્રિયજ્ઞાન થાય છે, એ અધુરપના આધારે.

**પ્રશ્નકર્તા :** અતીન્દ્રિય જ્ઞાનમાં બધું એક સાથે જ થાય ?

**દાદાશ્રી :** બધું સાથે જ થાય.

## લોકાલોક પ્રકાશક સ્થિતિ, કેવળજ્ઞાનમાં

**પ્રશ્નકર્તા :** દાદા, શાસ્ત્રમાં એક એવું વાક્ય છે કે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ નિર્મળ આત્મા એકલો પોતાના કેવળજ્ઞાનમાં અનંત પ્રદેશાત્મક લોકાલોકને સમાવી લે છે.

**દાદાશ્રી :** બહુ સુંદર વાક્ય છે.

**પ્રશ્નકર્તા :** બધા જ લોકાલોકને આખો, આત્મા એક જ સમયે જોઈ શકે ?

**દાદાશ્રી :** તેથી અમે કહીએ છીએ ને કે આખા લોકમાં ફેલાય છે.

**પ્રશ્નકર્તા :** આખા લોકમાં !

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એ દાદાને જ્યારે જ્ઞાન થયું ત્યારે આ જ સ્થિતિ હોવી જોઈએ.

**દાદાશ્રી :** ના, એ સ્થિતિ નહોતી. એ સ્થિતિથી થોડી ઓછી હતી. જે ચાર ટકા ઓછા હું કહું છું ને, તે સ્થિતિ હતી.

## શૈલેષીકરણ ક્રિયા પછી, પહોંચે સિદ્ધક્ષેત્રે

**પ્રશ્નકર્તા :** શૈલેષીકરણ વખતે પ્રદેશોને સ્થિર કરે એટલે શું ? શૈલેષીકરણમાં શું કરે એ લોકો ?

**દાદાશ્રી :** શૈલેષીકરણ એટલે પોતાને સાવ જુદો જ દેખાડે. એ શૈલેષીકરણ ક્રિયા બહુ ઊંચી જાતની છે. એ સમજવી બહુ અઘરી પડે એવી છે. એ અમને સમજાય ખરી પણ સમજાવવી અઘરી પડે એવી છે.

**પ્રશ્નકર્તા :** પ્રદેશોને સ્થિર કરે ?

**દાદાશ્રી :** હા, પ્રદેશોને સ્થિર કરે. એટલાથી નહીં, એ બહુ જુદી ક્રિયા છે. એના જે પોતાના પ્રદેશો છે સાથે, બધે પોતે પોતાને તદ્દન જુદો કરી નાખે. ત્યાં સુધી અત્યારે ઓતપ્રોત દેખાય. ભગવાન ફરતા હોય ત્યારે ઓતપ્રોત હોય. શૈલેષીકરણ ક્રિયા મોક્ષે જવાના છેલ્લા વખતે જ હોય. એ જ્યારે એમ લાગે કે હવે આ દેહ છૂટવાની તૈયારી છે, તે વખતે શૈલેષીકરણની ક્રિયા એની મેળે કુદરતી જ થાય છે. કરવી નથી પડતી, કર્તા ભાવ હોતો જ નથી, એની મેળે જ થાય છે. પછી એ આત્મા સિદ્ધક્ષેત્રમાં બિરાજે છે.

**પ્રશ્નકર્તા :** દરેક કેવળજ્ઞાનીઓને થાય ને ?

**દાદાશ્રી :** દરેક કેવળજ્ઞાનીને શૈલેષીકરણ ક્રિયા સરખી થાય.

❖ ❖ ❖ ❖ ❖

## (૭.૩)

# દશા - જ્ઞાની પુરુષ, દાદા ભગવાન અને કેવળજ્ઞાનીની

### જ્ઞાની ૩૫૬ ડિગ્રીએ, ભગવાન ૩૬૦ ડિગ્રીએ

**પ્રશ્નકર્તા :** દાદા, આપની તથા તીર્થંકરની ડિગ્રીમાં કેટલો ફરક ?

**દાદાશ્રી :** પેલી ડિગ્રીઓ હોય ત્રણસો સાઈઠ, એ ત્રણસો સાઈઠ ડિગ્રી પૂરી થાય ત્યારે એ કેવળજ્ઞાન કહેવાય અને એ તીર્થંકર ભગવાન કહેવાય. અમારે (જ્ઞાનીને) ત્રણસો છપ્પન ડિગ્રી છે.

દાદા ભગવાનની ત્રણસો સાઈઠ ડિગ્રી છે અને એ ચોવીસ તીર્થંકર કહો, જે કહો એ, તે સંપૂર્ણ દશામાં છે અંદર, એની હું ગેરેન્ટી આપું છું. એમને ચોવીસ તીર્થંકરના કોઈપણ તીર્થંકર કહો તો એ છે મહીં, પ્રગટ થયેલા ! એને મેં જાતે જોયેલા છે. હું કહી દઉં છું કે આ દાદા ભગવાન, મેં જાતે જોયેલા છે તે !

**પ્રશ્નકર્તા :** આપ જ્ઞાની અને દ્રષ્ટા, તો આપની અને દાદા ભગવાન વચ્ચેનો સંબંધ શું ?

**દાદાશ્રી :** દાદા ભગવાનની ત્રણસો સાઈઠ ડિગ્રી છે, હું ચાર ડિગ્રીમાં નાપાસ થયો છું કેવળજ્ઞાનમાં. એટલે મારે આ તમારી જોડે બેસવું પડે છે આ બધું. નાપાસ ના થયો હોત તો મોક્ષે જતો રહેત, પણ નાપાસ થયો ચોથા આરામાં, તે આ પાંચમા આરામાં આવવું પડ્યું મારે. ચાર જ ડિગ્રી ફેર છે આ. તેથી હું ભજું છું દાદા ભગવાનને આમ કરીને, અમારે ચાર ડિગ્રી પૂરી કરવાનીને ?

હવે મહીં દાદા ભગવાન પ્રગટ થયા છે, તે મારે ને એમને જુદાઈ કેમ રહી છે ? ત્યારે કહે, અમુક કાળ જુદાઈ રહે છે ને અમુક કાળ ભેગાય થઈ જાય છે. હવે જુદાઈ એટલા માટે રહે છે કે મારામાં અને એમનામાં ડિફરન્સ (ફેર) છે. એ ત્રણસોને સાઈઠ ડિગ્રીના છે અને મારે ત્રણસોને છપ્પન છે. ચાર ડિગ્રી પરથી મને એમની પાસેથી વિશેષ પ્રકાશ મળે છે. હવે એ પ્રકાશ મારે આ દુનિયામાં કોઈ ચીજને માટે ખૂટતો નથી. ફક્ત કેવળજ્ઞાનના અંશમાં ખૂટે છે. કેવળજ્ઞાન સમજમાં આવી ગયેલું છે. કેવળજ્ઞાન છે પણ ખરું, પણ પાચનમાં નથી આવતું. હવે એ ચાર ડિગ્રી, એ એના માટે હેલ્પ કરે છે. એટલે હું દાદા ભગવાનને શું કરું છું ? આમ આમ હાથ જોડીને શું બોલું છું ? પોતે આ બોલે એટલે પોતાના મહીં ગુલાબ, ફૂલ ખીલતા જાય. છે આમાં જોખમવાળું કશું ?

**પ્રશ્નકર્તા :** કશું જ નહીં.

**દાદાશ્રી :** દાદા ભગવાન અંદર છે, 'આ' દાદા ભગવાન નથી. આ તો અંબાલાલ પટેલ છે. અમે જ્ઞાની પુરુષ છીએ અને જ્ઞાની તે પાછા કેવા ? જેનામાં બુદ્ધિનો એક છાંટો ના હોય એવા.

## જ્ઞાની પુરુષ કારણ સ્વરૂપે, કેવળજ્ઞાની કાર્ય સ્વરૂપે

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાની અને જ્ઞાની પુરુષ એમાં ફેર કેટલો ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાની કોણ કે જેને બધી વસ્તુ જ્ઞાનથી દેખાય, જ્યારે 'જ્ઞાની પુરુષ'ને બધી વસ્તુ સમજમાં હોય, બાંધેભારે હોય. જ્યારે કેવળજ્ઞાનમાં પૂર્ણ ફોડ હોય, બાંધેભારે ના હોય. કેવળજ્ઞાની કાર્ય સ્વરૂપે થયેલા હોય અને જ્ઞાની પુરુષ કારણ સ્વરૂપે થયા છે, એટલે કે કેવળજ્ઞાનના કારણો સેવી રહ્યાં છે.

એટલે જ્ઞાની અને કેવળજ્ઞાનીમાં આમ કશોય ફેર નહીં. આત્મા 'કેવળજ્ઞાન સ્વરૂપ' છે પણ સત્તાએ કરીને ફેર છે. સત્તા એટલે આવરણને લઈને કેવળજ્ઞાન ના દેખાય, બહારનું દેખાય. સત્તા એની એ જ હોય. જેમ કોઈને દોઢ નંબરના ચશ્મા હોય અને કોઈને ચશ્મા ના હોય તો ફેર પડે ને ? એના જેવું છે.

## આત્મજ્ઞાની જ કેવળજ્ઞાને, પામે સર્વજ્ઞ પદ

**પ્રશ્નકર્તા :** જ્ઞાની અને મુક્ત પુરુષમાં ફેર ખરો ?

**દાદાશ્રી :** કોઈ જાતનો ફેર નહીં. જ્ઞાની એટલે જ્ઞાની. કોઈ મુક્તની ડિગ્રી વધારે હોય, કોઈ મુક્તની ડિગ્રી ઓછી હોય અને કોઈ અંશે જ્ઞાની હોય, કો'ક સર્વાંશે જ્ઞાની હોય. તીર્થંકર ભગવાન સર્વજ્ઞ કહેવાતા'તા.

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાની સર્વજ્ઞ થઈ શકે ?

**દાદાશ્રી :** થઈ શકે, પણ અત્યારે કહેવાય નહીં એ. 'સર્વજ્ઞ છો' એવું ના કહેવાય. સર્વજ્ઞ થયો એટલે કેવળજ્ઞાની કહેવાય. આત્મજ્ઞાની એ આત્મજ્ઞાની જ કહેવાય અને કેવળજ્ઞાની હોય તે સર્વજ્ઞ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ દરજ્જો આવે ખરોને ?

**દાદાશ્રી :** હા, દરજ્જો આવે. થોડાક વખતમાં, એકાદ-બે અવતારમાં કેવળજ્ઞાનીનો દરજ્જો આવી જ જાય.

**પ્રશ્નકર્તા :** આ સર્વજ્ઞની દશા સહજ રીતે ના આવી જાય ?

**દાદાશ્રી :** સહજ રીતે જ આવે. પહેલું આત્મજ્ઞાનનું સ્ટેશન આવ્યા પછી છેલ્લા સ્ટેશન પછી છે તે સહજ જ હોય છે. બધું સહજ રીતે પ્રાપ્ત થાય.

## જ્ઞાની તણો ભેદ, ક્રમિકે અને અક્રમે

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગમાં જે જ્ઞાની કહે છે અને આપ ભેદવિજ્ઞાની એમાં શું ફેર ?

**દાદાશ્રી :** જ્ઞાની એ બુદ્ધિવાળા હોય અને 'ભેદવિજ્ઞાની'ને બુદ્ધિ ના હોય, (કારણ) સર્વજ્ઞ થયેલા હોય.

આ તો અમને આત્માનો અનુભવ થયેલો, એટલે આ જગતમાં કોઈ ચીજ જાણવાની બાકી ના હોય. જેમ છે તેમ જાણીએ. અમે વીતરાગ ધર્મના આધારે ભેદજ્ઞાની કહેવાઈએ પણ આમ છે તે કારણ સર્વજ્ઞ કહેવાઈએ.

આત્મા જાણવો ને સર્વજ્ઞ પદમાં ફેર નથી. આત્મા જાણ્યા પછી એક જ આવરણ રહે છે, સર્વજ્ઞ પદમાં ને એમાં. અને સર્વજ્ઞ પદની ભાવનાઓ ચાલુ રહે છે. એટલે એ કારણ સર્વજ્ઞ કહેવાય છે અને પેલા કાર્ય સર્વજ્ઞ.

કારણ સર્વજ્ઞ એટલે 'સર્વદર્શીત્વ', બુદ્ધિથી પર. સંપૂર્ણ જ્ઞાનપ્રકાશ આગળ બુદ્ધિ એ તો સૂર્યની સામે દીવડા સમાન છે. અમારી પાસે સંપૂર્ણ જ્ઞાનપ્રકાશ છે. તેથી બુદ્ધિ નામેય નથી અમારામાં. અમે પોતે અબુધ છીએ. અબુધ થાય તે જ સર્વજ્ઞ થઈ શકે.

## એક કિનારે અબુધતા, સામે કિનારે સર્વજ્ઞ પદ

**પ્રશ્નકર્તા :** 'અમને બુદ્ધિ નહીં, જ્ઞાન જ' એ સમજાવશો ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન એ મૂળ પ્રકાશ છે. એ મૂળ પ્રકાશ બુદ્ધિથી જુદો છે. બુદ્ધિ હોય ત્યાં સુધી જ્ઞાન ના થાય. બુદ્ધિને ને જ્ઞાનને પાકું વેર, બુદ્ધિ જ્ઞાન ના થવા દે. બુદ્ધિ ભટકાવી મારે, સંસારમાં ભટકાય ભટકાય ભટકાય કરે. નફો ને ખોટ બે જ જુએ બુદ્ધિ તો, બીજું જુએ નહીં, એનો ધંધો જ આ નફા-ખોટનો. ક્યાં નફો છે ને ક્યાં ખોટ છે અને મોક્ષ તો નફા-ખોટથી બહાર છે. એટલે અમારામાં બિલકુલેય બુદ્ધિ ના હોય. મહાવીર ભગવાનમાં બુદ્ધિ નહોતી. ચોવીસ તીર્થંકરોમાં બુદ્ધિ હતી નહીં.

બુદ્ધિ નાશ થયા પછી કેવળજ્ઞાન થાય. બુદ્ધિ તો અંધારું છે. બુદ્ધિ અજવાળું નથી, બુદ્ધિ એ આંધળાનું અજવાળું છે અને કેવળજ્ઞાન દેખતાનું અજવાળું છે.

**પ્રશ્નકર્તા :** આંધળાનું અજવાળું તો આ સંસારમાં ભટકવા માટે છે.

**દાદાશ્રી :** બુદ્ધિ જ ભટકાવનારી છે. અનંત અવતારથી ભટકાય ભટકાય એ જ કરે છે, બીજું કોઈ કરતું નથી. તીર્થંકરોને ઓળખે છે, તીર્થંકરોની પાસે બેસી રહ્યા છે તોય પણ એ ભટકાય ભટકાય કરે, મોક્ષે ના જવા દે. આટલો કીમિયો સમજી જાય ને, તો બધું ડહાપણ આવી ગયું !

અવસ્થામાં બુદ્ધિ ન વાપરવી તે અબુધતા અને અબુધતાથી સર્વજ્ઞતાની પ્રાપ્તિ થાય છે. અમને એક કિનારે અબુધ પદ પ્રાપ્ત થયું, ત્યાં સામે કિનારે સર્વજ્ઞ પદ આવીને ખડું થયું.

## અક્રમ જ્ઞાનીને કેવળદર્શન સંપૂર્ણ, કેવળજ્ઞાન અપૂર્ણ

**પ્રશ્નકર્તા :** તમે કહો છો કે અમારી ત્રણસો છપ્પન ડિગ્રી છે અને દાદા ભગવાનની ત્રણસો સાઈઠ ડિગ્રી છે, ચાર ડિગ્રી બાકી છે અમારે. તો કહે છે, સત્યનું દર્શન થાય તો સંપૂર્ણ થાય કાં તો બિલકુલ ના થાય, ખંડ-ખંડ તો ના હોયને ?

**દાદાશ્રી :** ના, દર્શન સંપૂર્ણ છે, ત્રણસો સાઈઠ ડિગ્રીનું દર્શન છે. એટલે કહ્યું કે અમે કેવળદર્શન એટલે સંપૂર્ણ દર્શનમાં છીએ પણ વર્તનમાં સંપૂર્ણ નથી. પહેલું દર્શન થાય, પછી જ્ઞાન એટલે એનો અનુભવ થાય અને પછી વર્તન આવે. દર્શન સંપૂર્ણ છે તેથી તો આ જ્ઞાન અમને પ્રગટ થઈ ગયું, નહીં તો થાય કે ? આ તો સંપૂર્ણ દર્શન. અને નિશ્ચયથી 'હું જ છું આ.' નિશ્ચયથી બધુંય પ્રગટ થઈ ગયેલું હોય, ફક્ત ચાર ડિગ્રી જ કમી હોય. જેટલું કેવળજ્ઞાનીને જ્ઞાનમાં દેખાય, એટલું અમને સમજમાં આવી ગયું હોય. પેલું કેવળજ્ઞાન કહેવાય, અમારું કેવળદર્શન કહેવાય. એટલે અમે કહીએ છીએ કે આખા જગત વિશે અહીં આગળ પૂછી શકાય.

**પ્રશ્નકર્તા :** 'કેવળજ્ઞાન' વગર 'કેવળદર્શન' હોઈ શકે ?

**દાદાશ્રી :** ક્રમિક માર્ગમાં 'કેવળજ્ઞાન' વગર 'કેવળદર્શન' હોય નહીં. 'અક્રમ માર્ગ'માં 'કેવળદર્શન' થાય, પછી 'કેવળજ્ઞાન' થતા અમુક ટાઈમ લાગે. આ બધો બુદ્ધિનો વિષય નથી, આ જ્ઞાનનો વિષય છે. આમાં બુદ્ધિ પહોંચે એવી નથી.

એવું છે, ક્રમિકમાં પહેલું જ્ઞાન, પછી દર્શન ને પછી ચારિત્ર અને આપણામાં દર્શન, પછી જ્ઞાન, ને પછી ચારિત્ર. એટલે આપણું જ્ઞાન તો અનુભવ જ્ઞાન છે અને પેલું જ્ઞાન છે તે પોઈઝન હોય તોયે પી જાય મૂઓ.

કારણ કે એ સમજમાં આવ્યું નથી. સમજમાં ના આવે એ જ્ઞાન, જ્ઞાન જ ના કહેવાય, એને શુષ્કજ્ઞાન કહેવાય. અને આપણું સમજમાં આવેલું છે. મને સમજમાં આવેલું છે એક જાતનું પણ જ્ઞાનમાં નથી આવ્યું, આ જે દર્શનની આગળ જે જ્ઞાન હોવું જોઈએ, તે નથી આવ્યું.

**પ્રશ્નકર્તા :** હવે જેને સમજમાં આવે છે, હવે હું એને એવું સમજ્યો છું કે દર્શન જ્ઞાનમાં પરિણમે જ નહીં. એટલે દર્શન શક્ય નથી. કારણ કે દર્શનની ભૂમિકા એટલી ઊંચી છે કે તે નીચી કોટીએ આવતું નથી, જ્ઞાન થયું છે એવું, પણ એની અભિવ્યક્તિ જ થઈ જાય છે.

**દાદાશ્રી :** કેવળજ્ઞાન એવી વસ્તુ નથી. કેવળજ્ઞાન જે કહેવાય છે ને, એ ખરી રીતે આપણે આપણી ભાષામાં લઈ જઈએ તો લઈ જવાય એવું નથી. કેવળજ્ઞાન તો અમુક અંશે દર્શન આવી ગયા પછી કેવળજ્ઞાન થાય છે. કારણ કે એ કેવી રીતે ચાલે છે ? ચાર અંશ દર્શનના, બે અંશ જ્ઞાનના, તો એક અંશ છે તે ચારિત્રનો.

## કેવળજ્ઞાનમાં નાપાસ થયા, પૂર્વેની અહંકારની ભૂલથી

**પ્રશ્નકર્તા :** બરોબર છે. આપે કહ્યું કે જ્ઞાની પુરુષને કેવળજ્ઞાન ચાર ડિગ્રીએ અટક્યું છે. અને આત્મજ્ઞાનની ઉપર ગયું અને કેવળજ્ઞાનના સ્ટેશને પહોંચ્યું નથી. હવે આત્મજ્ઞાનની ઉપર અને કેવળજ્ઞાનની નીચે એ બેની વચ્ચેની દશા છે દાદાની ?

**દાદાશ્રી :** હા, વચ્ચેની દશા છે.

**પ્રશ્નકર્તા :** એ દશા કઈ કહેવાય ?

**દાદાશ્રી :** એટલે નહીં આચાર્ય, નહીં તીર્થંકર, નહીં અરિહંત.

**પ્રશ્નકર્તા :** નહીં અરિહંત, નહીં આચાર્ય પણ એનું કંઈ પદ તો હશેને ? કોઈ પદ કહેવાય નહીં એને ?

**દાદાશ્રી :** પદ એનું મૂકેલું નથીને ! પાંચ જ પદો મૂક્યા છે. આ

તો નાપાસ થયેલાને શેમાં મૂકવો ? પરીક્ષામાં પાસ થઈ જાય તેને અરિહંતમાં મૂકવો અને નાપાસ થયા એને શામાં મૂકવો ?

**પ્રશ્નકર્તા :** તો એ પાછા આચાર્યમાં નથી આવતા ? વચ્ચેમાં રહે છે.

**દાદાશ્રી :** ના, આચાર્યમાં શી રીતે આવે ?

**પ્રશ્નકર્તા :** આ તો દાદા, ત્રિશંકુ જેવી સ્થિતિ થઈ.

**દાદાશ્રી :** ના, ત્રિશંકુ આમાં લેવાદેવા નહીં, આ પોતે જ ભગવાન છે પણ એ નાપાસ થયેલા ભગવાન છે, બસ એટલું જ.

અત્યારે તો ચાર ડિગ્રીએ નાપાસ થયો હું, એટલે આ તમારે કામ લાગ્યો, આ બધા લોકોને. ફેલ ના થયો હોત, પાસ થયો હોત તો મોક્ષે ઊડી જાત.

**પ્રશ્નકર્તા :** પછી નાપાસ કેમ થયા ?

**દાદાશ્રી :** કંઈ ભૂલ થઈ હશે તેથી જ તો ને ! ભૂલ વગર તો કંઈ નાપાસ કરાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** કેવી ભૂલ થઈ ? કઈ જાતની ભૂલ ?

**દાદાશ્રી :** ભૂલ અહંકારની થઈ હશે કંઈક. મહીં હુંપણું આવી ગયું હશે. 'હું જ છું, હું છું, હું છું.' એ ભૂલને લઈને નાપાસ થઈ ગયા. હવે એ અહંકાર કાઢી નાખવો પડશે, તે કાઢી નાખ્યો બધો. હવે ચોખ્ખું કરી નાખ્યું.

**પ્રશ્નકર્તા :** તો હવે તો કેવળજ્ઞાન થઈ જવું જોઈએને ?

**દાદાશ્રી :** હવે ચોખ્ખું થયું પણ અત્યારે ના થાય. અત્યારે આ કાળ જ નથી ને, તે દહાડે કાળ હતો. પચ્ચીસો વર્ષ પહેલા ત્યારે કાળ હતો. અત્યારે એ કાળ નથી. ત્યારે મારે ઉતાવળેય નથી. હું તો નિરંતર મોક્ષમાં જ રહું છું.

## ૩૫૬ ડિગ્રી ને ૩૬૦ ડિગ્રીમાં શું ફેર ?

**પ્રશ્નકર્તા :** હવે દાદા જે કહે છે ત્રણસો છપ્પન ડિગ્રી ને ત્રણસો સાઈઠ ડિગ્રીમાં ફરક ક્યાં એ સમજાવો.

**દાદાશ્રી :** અમારું અંશ કેવળજ્ઞાન છે અને ભગવાનનું સર્વાંશ કેવળજ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** એ બન્નેનો તફાવત સમજાવો જરા, અંશ કેવળજ્ઞાન અને સંપૂર્ણ કેવળજ્ઞાન.

**દાદાશ્રી :** તીર્થંકરોને કેવળજ્ઞાનના બધા અંશોથી કેવળજ્ઞાન થયેલું હોય અને જ્ઞાનીઓને અમુક અંશોથી, બીજા અંશો બાકી રહેલા હોય.

## રહી બાકી ત્રણ, પણ 'સંપૂર્ણ જાગ્રત' એટલે કહે ચાર જ

**પ્રશ્નકર્તા :** દાદાજી, આપ કહો છો ને કે હું ચાર ડિગ્રીએ નાપાસ થયો છું. તો ચાર કેમ કીધી, ત્રણ ના કીધી, પાંચ ના કીધી ?

**દાદાશ્રી :** જેટલી હોય એટલી જ કહેવી પડે ને ! કોઈ કહેશે, ભાઈ, મારે ઓગણત્રીસ માર્ક છે, તો ચાર ખૂટ્યા. એવી રીતે મારે ચાર ડિગ્રી ખૂટે છે તે જ હું કહું ને ! પાંચ કહીને મને કોઈ ઈનામ આપવાનું નથી કે ત્રણ કહીને કોઈ લઈ જવાનું નથી. આ તો મારે મારી વાત કરવાની છે. કોઈ ઈનામ-બિનામ કશું આપવાનું છે ? મારે જોઈતું જ નહીં ત્યાં આગળ ! ઈનામ જોઈતું હોય તેને આપે. જો નથી માનનું ઈનામ જોઈતું, નથી વિકારી ઈનામ જોઈતું, નથી લક્ષ્મીનું ઈનામ જોઈતું, તો પછી શેનું ઈનામ હોય ?

**પ્રશ્નકર્તા :** અને ખબર તો આપને જ પડેને ? બીજાને કહો તોય શું ખબર પડવાની હતી ?

**દાદાશ્રી :** શું ખબર પડે ? એ તો એને એ જાણવા ખાતર આપણે બોલીએ કે ભઈ, અમે આટલે માર્કે નાપાસ થયા છીએ. જગતના લોકો તો આટલે માર્કે નાપાસ થયા એવું બોલતાય નથીને !

**પ્રશ્નકર્તા :** પણ એ ચાર જ માર્ક કેમ કહો છો, પાંચ કેમ નહીં, છ કેમ નહીં કે બે કેમ નહીં ?

**દાદાશ્રી :** પણ ચાર જ, એ મારો હિસાબ કાઢેલો મેં.

**પ્રશ્નકર્તા :** ના, પણ વચ્ચે તો દાદા, તમે કહેતા'તા, હવે ત્રણ રહ્યા !

**દાદાશ્રી :** ના, એ તો એક હવે ઓળંગવા આવ્યું છે, કહ્યું. અને થઈ ગયું છે, પણ હજુ હું ચારના ચાર જ કહીશ. કારણ કે હજુ કંઈક પેલું જાગી ઊઠે ત્યારે શું કહેવાય ? એટલે આપણે એમાં ખોટ શું છે આમાં, ચારમાં ? લખાઈ ગયા છે, છપાઈ ગયા છેને, ચાર ! આપણે એની શું ખોટ છે, હું તો કહું !

**પ્રશ્નકર્તા :** તમે આ સમજણ બધી પહેલેથી લઈને જ આવેલા ?

**દાદાશ્રી :** લઈને. અમે ઊંચેથી આવેલા છીએ, પાછા પડેલા છીએ.

**પ્રશ્નકર્તા :** તમે તો કેટલા બધાને આગળ ઊંચા લઈ જાવ છો !

**દાદાશ્રી :** એ તમને આજ દેખાયને ! અમે જે જગ્યાએ હતાને, તે જગ્યાએ હવે આવ્યા. અત્યાર સુધી અમે એ જગ્યા પર નહોતા. બહુ પાછા પડેલા. તે ત્યાંથી ચડતા ચડતા ચડતા તો એ ક્રમથી અમારું જ્ઞાનેય ચડતું જોયુંને. અમે કેટલાય ભવથી ચડવા માંડ્યું છે આ. હતા તેની તે જગ્યાએ જવાના. ત્યાંથી જે પડેલા, તે આ સ્ટેજ ઉપરથી અમે પડેલા છીએ. એટલે અમે જોયેલું છે એ. એટલે અમે આગળથી કહીએ કે આવું છે ત્યાં. આ તો સમજાય નહીં એવી વસ્તુ છે. આ બહુ જુદી વાતો છે.

## ચાર ડિગ્રી કમીએ સમજે બધું, પણ દેખાય નહીં

**પ્રશ્નકર્તા :** તમને ચાર ડિગ્રી ઓછી છે તો કઈ બાબતમાં ?

**દાદાશ્રી :** હા, તે આ દુનિયાદારી બાબતમાં નથી. એ તમારે બધાને કામ લાગવામાં નુકસાન નથી, પણ અમારે જે આગળનું જાણવાનું છે, જે સૂક્ષ્મતમનો અમુક ભાગ જાણવાનો બાકી છે, કે એના આધારે

એબ્સૉલ્યૂટ જ્ઞાન સંપૂર્ણ કહી શકાય એમ નથી. એબ્સૉલ્યૂટમાં જરાક કચાશ છે. એબ્સૉલ્યૂટ છે ખરું, આ છે તે નિરાલંબ રહી શકાય ખરું, પણ બીજું જે જગત જાણવું જોઈએ, એ સમજમાં આવે છે ખરું, પણ જણાતું નથી. નહીં તો પછી વર્ણન બધું આપી શકું. ભગવાન મહાવીરે જે વર્ણન આપ્યું એ બધું જ વર્ણન આપું હું, અત્યારે તો મારે ભગવાન મહાવીરનું વર્ણન કહેવું પડે છે કેટલુંક તો. કેટલુંક પૂછો તો જવાબમાં ભગવાન મહાવીરે કહેલું તે કહેવું પડે. હા, કેટલુંક મારું છે, પણ કેટલુંક ત્યાંનું હોય.

એટલે એ ચાર ડિગ્રી ખૂટે છે. એ જગતને કંઈ પણ નુકસાન ના કરે એવી એ ચાર ડિગ્રી છે. પણ એ ચાર ડિગ્રી ખૂટે એ છેલ્લું આવરણ છે, સૂક્ષ્મતમ આવરણ છે તે જવાનું બાકી છે. જેના આધારે અહીંથી વસ્તુઓ બધી જણાવી જોઈએ એ મને સમજાય ખરું, પણ એ જણાય નહીં.

આ જગત જે આખું કેવળજ્ઞાનમાં દેખાવું જોઈએ મને, તે દેખાતું નથી. હમણે ઘડી પછી શું થશે તે મને દેખાતું નથી. હું બસમાં જઈશ કે શેમાં જઈશ તેય મને દેખાતું નથી. એ પેલું કેવળજ્ઞાનમાં બધુંય દેખાય. અહીંથી બસમાં જઈશ હું, બસ વચ્ચે રસ્તામાં અથડાશે તેય પણ દેખાય. પણ એમને ખેદ ના હોય. એ પછી દરિયે ડૂબી જાય તોય એમને ખેદ ના હોય. એટલે કેવળજ્ઞાનમાં બધું જગત દેખાય એ અમને દેખાતું નથી અને એની અમે ઉતાવળેય નથી કરતા.

## ચાર અંશ ખૂટ્યા તે ચારિત્રમોહના

**પ્રશ્નકર્તા :** એટલે તમને કેવળજ્ઞાન પ્રાપ્ત કરવામાં ચાર જ અંશ ખૂટે છે ?

**દાદાશ્રી :** તે તમને દેખાતા નથી થોડા ઘણા ?

**પ્રશ્નકર્તા :** નથી દેખાતા. અમને તો દાદા પૂર્ણ દેખાય છે !

**દાદાશ્રી :** આ પટીયા પાડ્યા છે, એ બધું નથી પાડ્યું એમણે ? શેના હારુ પટીયા પાડ્યા ? કોઈ કહેશે, પટીયા પાડવા હારુ તેલ ક્યાંથી

લાવો છો ? આ વાળ કોની પાસે કપાવો છો ? આ વીંટી ક્યાંથી લાવ્યા છો, ચોરીને લાવ્યા છો ? કહેશે.

આ ચારિત્રમોહ જે દેખાય છે તમને, તે ભલે મને એની મૂર્ચ્છા ના હોય, છતાં સામાને દેખાય છે માટે એટલા અંશ બાદ થઈ જાય છે અને મારે ચાર ડિગ્રી ખૂટે છે એ. બિન સ્વાર્થ નહીં, હું મારા સ્વાર્થ હારુ બોલું છું.

અમારે ચાર ડિગ્રી ઈમ્પ્યૉર હોય. જ્ઞાનમાં બહુ ઈમ્પ્યૉરિટી ના હોય, એ વર્તનમાં ઈમ્પ્યૉરિટી હોય. કપડાં, કોટ-બૂટ બધું પહેરીએને, એ બધું વર્તન કહેવાય. પેલું તો આનીય કાળજી ના હોય, એ બૂટ-બૂટ કશાની. પહેરાવનાર મળે તો પહેરે અને ના પહેરાવનાર મળે તો એમને એમ અને આ તો કોઈ ના પહેરાવનાર મળે તો હું મારી મેળે બૂટ ખોળીને પહેરું. હું એમને એમ ના નીકળું એટલો ફેર. પેલાને ના પહેરાવનાર મળે તો ઐસે હી, પહેરાવનાર મળે તો તૈસે હી.

## આંશિક તપ રહ્યું બાકી, તેથી અટક્યું કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** એટલે એ ચાર ડિગ્રીમાં આ દેખીતું આવ્યું ?

**દાદાશ્રી :** આ દેખીતું, બીજા ખાસ જોતા તો કેવળજ્ઞાનને રોકે એવા દોષ છે. લોકોને નુકસાન કરે એવા નહીં. અમનેય દહાડામાં સો-સો ભૂલો થાય છે હજુય પણ, જે ભૂલો તમને કોઈને દેખાય નહીં એવી. કેવળજ્ઞાનને રોકે એવી. આપણે તો કામ સાથે કામ છેને ? આપણે તો મોક્ષે જવું છે. તે કોઈ કહેશે, તમારે ઢીલું રાખવું છે ? ત્યારે કહે, ના, ઢીલેય નહીં ને ઉતાવળેય નહીં. આપણને એવુંય નથી કે આપણે ઉતાવળ છે કોઈ જાતની. ઉતાવળ હોય જ નહીં ને વીતરાગતામાં ?

આ કેવળજ્ઞાનમાં ચાર ડિગ્રી અમારે ખૂટે છે તે અમુક ભાગ નહીં હોવાથી અમને આ જ્ઞાન અટક્યું છે. એ તપ સિવાય જ્ઞાન અટક્યું છે. એ તપ પૂરું થઈ જાય ત્યાર પછી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય, નહીં તો ઉત્પન્ન થાય નહીં.

## ના રહી શકે પૂર્ણ કેવળજ્ઞાન સ્વરૂપમાં, આ કાળના હિસાબે

**પ્રશ્નકર્તા :** ચાર ડિગ્રી તમારી ખૂટવાનું કારણ શું ?

**દાદાશ્રી :** આ કાળને લીધે પૂરું ના થયું. નહીં તો કેવળજ્ઞાન અમારા હાથમાં જ હતું. પણ આ કાળને લઈને પચ્યું નહીં.

જ્ઞાની પુરુષ કેવળજ્ઞાન સ્વરૂપમાં રહેવાના જ આશયમાં હોય. પણ આ કાળને લઈને, કાળને હિસાબે કેવળજ્ઞાન સ્વરૂપમાં અખંડપણે રહી ના શકાય. પણ એમનો આશય કેવો હોય કે નિરંતર કેવળજ્ઞાન સ્વરૂપમાં રહેવું. કારણ કે 'કેવળજ્ઞાન સ્વરૂપ'ને એ 'પોતે' જાણતા હોય. કેવળજ્ઞાન સ્વરૂપ જણાય છે, બીજું જગત જણાતું નથી. આ કાળની એટલી બધી જોશબંધ ઈફેક્ટ છે કે કેવળજ્ઞાન સ્વરૂપમાં રહી શકાય નહીં. જેમ બે ઈંચના પાઈપમાંથી પાણી ફોર્સબંધ આવતું હોય, તો આંગળી રાખે તો ખસી જાય અને અડધા ઈંચની પાઈપમાંથી પાણી આવતું હોય તો આંગળી ના ખસી જાય. એવું આ કાળનું જોશ એટલું બધું છે ! એટલે જ્ઞાની પુરુષનેય સમતુલામાં રહેવા ના દે !

## વર્તે ચૌદસે, પણ દીસે પ્રકાશ પૂનમનો

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, ચૌદસ અને પૂનમમાં આટલો ફેર પડી જાય છે, એમ ?

**દાદાશ્રી :** ઘણો તફાવત. ચૌદસ તો આપણને એવું લાગે એ રીતનું, પણ ઘણો તફાવત. અમારા હાથમાં તો કશું છે જ શું ? એમના હાથમાં જ બધું ! પણ અમને સંતોષ રહે, પૂનમ જેટલો. અમારી શક્તિ પોતાના માટે એટલું કામ કરતી હોય કે પૂનમ અમને થયેલી હોય એવું લાગે.

**પ્રશ્નકર્તા :** દાદા, આખો મોક્ષ અટકી પડ્યો, ચાર માર્કમાં ?

**દાદાશ્રી :** ચાર ખૂટે છે એટલે નાપાસ થયેલા છે, ચાલે નહીં ? ના, એવું ચાલે નહીં. વૈજ્ઞાનિક રીતે ના ચાલે પછી, એ ગામઠી રીતે ચાલે.

એ તો કેવળજ્ઞાનમાં ખૂટે છે. એ ખૂટવાથી બધી બહુ ખોટ આવે

છે. છેલ્લો એક ટકો તો બહુ ખોટવાળો છે, તો ચાર ભેગા થયા કેટલી ખોટવાળો હોય ? અને એની આપણે અત્યારે અહીં જરૂર નથી. આપણે કોઈ કામ અટક્યું નથી.

## ન ખપે પરતંત્રતા કોઈની, ખૂટતા ચાર માર્ક માટે

આખો મોક્ષ અટક્યો છે ચાર માર્કને કારણે. અને એ કાળચક્રના આધારે આ બેસી રહ્યો છું. લોકોનું કલ્યાણ થવાનું હશે, તેથી બેસી રહ્યો. તે અમને નુકસાનેય નથી. લોકોનું કલ્યાણ થાવ. અમે તો મોક્ષમાં જ રહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ચાર માર્ક જ રહી ગયા હતા ને તમારે તો મૂળ વસ્તુ પકડવી હતીને ?

**દાદાશ્રી :** તે પણ એ કંઈ ભૂલ એમની નથી, એ તો કહે કે તમને હમણે પાસ કરી દઈએ. અમારે પેપર જોવામાં ભૂલ થઈ છે. હું કહું, ના બા, એવી તમે માથાકૂટ કરશો નહીં. મને આ વાત સાંભળવાની નવરાશ નથી. તમે માર્ક ઉમેરવાની વાત મારી પાસે કરશો નહીં. હું તો સ્વતંત્ર થયેલો છું. તમે ઉમેરી આપો એટલે મારે પરતંત્ર થવું પડે. હા, એક અમારા ઉપરી આ, સીમંધર સ્વામી !

## આ જગકલ્યાણી પુણ્યૈ, પ્રગટશે પછીના અવતારે

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમે અમને જ્ઞાન આપો છો, અમને રસ્તે ચઢાવો છો એનું કંઈ પુણ્ય બંધાતું હશે કે નહીં તમને ?

**દાદાશ્રી :** બળ્યું ! બંધાશે તે એ જ.

**પ્રશ્નકર્તા :** એ ક્યાં ભોગવશો ? એ ભોગવવું જ પડે ને પાછું, એમાં પાછો એ રૂટ આવીને ઊભો રહેશેને ?

**દાદાશ્રી :** મારું કહેવાનું, ગયા અવતારમાં બંધાયું છે ને, તે તમે આ અવતારમાં જુઓ છો ને ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** એ સાહેબી જોઈ, તે ઓર જ જાતની સાહેબી જુઓ છેને ! પણ ગયા અવતારની આવી સાહેબી દેખાય છે ને, તો આ અવતારનું અમે આવું બાંધીશું તે સાહેબી તમે ઓર જ જાતની જોશો પાછા ! તમે ને તમે જોશો !

**પ્રશ્નકર્તા :** પ્રમાણ પ્રમાણ પ્રમાણ.

## પ્રગટ કરે ભજના, મહીંલા 'દાદા ભગવાન'ની

**દાદાશ્રી :** કેવળજ્ઞાનમાં, પરીક્ષામાં નાપાસ થયો એટલે પછી મારે પરીક્ષા તો આપવી પડશે ને ફરી ? મારે ચાર ડિગ્રી પૂરી કરવી પડશેને ? એટલે હું જ આમ કરીને નમસ્કાર કરું છું. લોકો કહે છે, આ દાદા ભગવાન તમે ? મેં કહ્યું, ના, ભઈ, આ ભાદરણના પટેલ છે, અમે જ્ઞાની પુરુષ છીએ. અને ઉપરી એવા, બીજા ભગવાનોનાય ઉપરી, એ દાદા ભગવાન મહીં છે તે !

મહીં પ્રગટ થયેલું સ્વરૂપ છે તે દાદા ભગવાન છે, આ દાદા ભગવાન ન્હોય. આ દાદા ભગવાન ત્યારે કહેવાત કે ભગવાન મહાવીરના જેવું બને, આત્માના જેવો જ દેહ થઈ ગયો હોત તો આ પણ દાદા ભગવાન કહેવાત, પણ આ અમારી હજુ ખૂટે છે ચાર ડિગ્રી. જો આ ચાર ડિગ્રી પૂરી થઈ જાય તો આ મૂર્તિ આખી ઘડાય, પછી એ દર્શન કરવાના.

પણ મહીં તદ્દન છૂટો પડી ગયો છે. આ દેહથી આત્મા નિરંતર જુદો ને જુદો જ રહે છે, એક ક્ષણવાર ભેગો થયો નથી. પણ છતાંય મારે નમસ્કાર કરવા પડે, ચાર ડિગ્રી ઓછી છે એટલે અને તમનેય કહું છું કે ભાઈ, તમેય દાદા ભગવાનને નમસ્કાર કરો. આ પ્રમાણે કરજો હવે. અને નિરંતર આ બોલવાનું રાખો તમારું આ. ધીસ ઈઝ ધ કૅશ બેન્ક ઑફ ડિવાઈન સૉલ્યુશન ! આવી કૅશ બેન્ક કોઈ વખત નીકળી નથી.

## જગકલ્યાણની ઈચ્છા પૂર્ણ થયે, થશે મારું કામ પૂર્ણ

**પ્રશ્નકર્તા :** તમે શું કરો તો તમને ચાર ડિગ્રી મળી જાય ?

**દાદાશ્રી :** કશું કરવાની જરૂર ના હોય એમાં. આ ફક્ત મારી

ઈચ્છા પૂરી થઈ જાયને એટલે મળી જાય. મારા જેવું સુખ લોક પામો, જગત. અને આ લોકોના સમસ્ત દુઃખો જાવ, એ જે ભાવના છે ને, થોડીક એક પૂરી થઈ જાય. એટલે એય ઈચ્છા પૂરી થઈ ગઈ કે મારું કામ પૂરું થઈ ગયું.

આ ઈચ્છાને લઈને આવરણ છે. ઈચ્છા એ જ આવરણ. આમ અમે ચાર્જમાં નિરીચ્છક છીએ અને આમ ડિસ્ચાર્જમાં ઈચ્છા છે.

**પ્રશ્નકર્તા :** ચાર ડિગ્રી જ્યારે આગળ વધવાનું હશે ત્યારે કેવી રીતે થશે ? એની મેળે, પોતાની મેળે થઈ જાય ?

**દાદાશ્રી :** એ એની મેળે જ થવાનું. સ્વભાવથી હા, એની મેળે જ ઉદય આવવાનો.

**પ્રશ્નકર્તા :** પણ એ ચાર પૂરા કરવા પડશેને ?

**દાદાશ્રી :** મારે પૂરા કરીને શી ઉતાવળ છે ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા, એ જ સાચું છે. તમારે પૂરા કરવાની ઉતાવળ નહીં, એની મેળે જ પૂરા થઈ જવાના. ખબરેય નહીં પડે.

**દાદાશ્રી :** એની મેળે જ પૂરા થઈ જવાના. આ બધું એની મેળે જ ઊભું થયેલું છે. કંઈ મેં આ કશું કર્યું નથી. હું કંઈ પાણી ભરવા જઉં કૂવે અને પાણી પા પા કરું ? અને બેડાં કાઢી લે ને પાવ પાણી ! અરે મૂઆ, એ તો કંઈ રીત છે ?

## અંતરાયો સહજ તૂટતા, પ્રગટશે કેવળજ્ઞાન

છેલ્લું સ્ટેશન કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. કોઈ એ છેલ્લા દરવાજામાં પ્રવેશી શકે નહીં. અમે એ દરવાજો જોયો અને તે મહીં કોણ પેસવા નથી દેતું તેય જોયું.

**પ્રશ્નકર્તા :** એ કોણ પેસવા દેતું નથી ?

**દાદાશ્રી :** પબ્લિકને માટે મોટા મોટા બે સિંહ છે, દાદાને માટે બે

રમકડાં છે. છતાં પેસવા નથી દેતું એટલે શું ? એ અમારો અંતરાય છે, એમનો દોષ નથી. એટલે અંતરાય એની મેળે જ તૂટવા જોઈએ. અમે તોડીએ નહીં, સહજ તૂટવા જોઈએ. લાભાંતરાય, દાનાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય એ બધા અંતરાય એની મેળે તૂટવા જોઈએ. અમારી સહજ દશા હોય. અમારી ક્રિયાવાળી દશા ના હોય.

**પ્રશ્નકર્તા :** એવું ખરું કે આપને જે જ્ઞાન થયું છે અને પછી ચાર ડિગ્રી પૂર્ણ થયા પછી જે પૂર્ણ કેવળજ્ઞાન થશે, એમાં અત્યારના આપની પાસે જે અક્રમ વિજ્ઞાન છે અને પછી જે પૂર્ણ જ્ઞાન આવ્યા પછી જે અક્રમ વિજ્ઞાન થશે, એમાં કોઈ ફેરફાર હશે ખરો ?

**દાદાશ્રી :** કશોય ફેરફાર નહીં. મને તો થઈ ગયેલું જ છે ને ! મારે તો, તીર્થંકરના દર્શન કરવાના જ બાકી. બીજું કશું કરવાનું બાકી નથી. દર્શન કરુંને, એટલે મારે ત્રણસો સાઈઠ થઈ જાય. મારે બીજું અક્રમની કશી જરૂર નથી. અત્યારે તીર્થંકર અહીં આગળ આવે, ને દર્શન કરું તો મારું પૂરું થઈ જાય.

## નાપાસ થયા કેવળજ્ઞાનમાં, તો કામ લાગ્યા સહુને

**પ્રશ્નકર્તા :** આપ આપના જ્ઞાનમાં ભૂત-ભવિષ્યનું કંઈ જોઈ શકો ? કંઈ જાણી શકો ખરા ?

**દાદાશ્રી :** ના, મને એવું જ્ઞાન નથી કે હું જોઈ શકું. હું તો આત્મજ્ઞાન અને કેવળજ્ઞાનની બેની વચ્ચેની સુધીની વાતચીત કરી શકું.

હું એલર્ટ છું, એવરી સેકન્ડ એલર્ટ છું અને એલર્ટ ઈન ત્રણસો છપ્પન ડિગ્રી. ચાર ડિગ્રીમાં એલર્ટ નથી તેને લઈને આ હું નાપાસ થયો તે અહીંયા આવ્યો છું. આ તો હું કેવળજ્ઞાનમાં નાપાસ થયો, તે આ તમારે કામ લાગ્યો, મોનિટર તરીકે. કરોડો અવતારે નથી થાય એવું, આ તો એક્સ્પર્ટ મળ્યાને, તો કામ થઈ જાય. બીજું કશું નહીં. એટલે આપને જે કંઈ કામ કાઢવું હોય તે કઢાય. કાયમનું સુખ જોઈએ છે તોય તે મળે અહીં.

મારી જાતિ જુદી છે આખી, તે આ કેવળજ્ઞાનની જાતિ છે. હું તો આ કેવળજ્ઞાનમાં ફક્ત નાપાસ થયેલો છું એટલું જ. મને એ વાંધો નથી. મને તો એમાં શું ? મને તો એ મોક્ષ વહેલો મળ્યો કે મોડો મળ્યો, મને પોતાને નિરંતર મોક્ષ વર્તે જ છે. મોક્ષ એટલે મુક્તભાવ, ભાવથી મુક્ત. દુનિયાનો કોઈ ભાવ એવો નથી કે જે પ્રવેશ પામે. એ એને જ્ઞાની પુરુષને બાંધે નહીં ભાવથી. દુનિયાનો ભાવ કોઈ પણ બાંધે, લોકો કશું જુએ ને કંઈક બાંધે, એવું અમે ન બાંધીએ, એટલે લોકોને લાભકારી છે. આટલો નાપાસ થયો છું, તે લોકોને લાભ થાય છે.

આવું બન્યું જ નથી વર્લ્ડમાં, આ દસ લાખ વર્ષમાં બન્યું નથી આવું ! ધીસ ઈઝ ધી ફર્સ્ટ ટાઈમ.(આ પહેલી વાર છે.) કારણ કે જે ડિગ્રીએ કેવળજ્ઞાન થાય, તે ડિગ્રીમાં નાપાસ થયેલો માણસ પડી રહેતો નથી. આ હું એકલો જ પડી રહેલો છું, તેનો તમારે ભાગે આવ્યો છું. તમને સમજાય છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, હા, દાદા.

**દાદાશ્રી :** આખા જગતનો ફોડ પાડવા માટે આવ્યો છું. નિમિત્ત છું અને મારે મોક્ષે જવાની ઉતાવળ નથી. હું મોક્ષમાં જ રહું છું, કાયમને માટે. બધાને મોક્ષ હોય, મારે સંપૂર્ણ મોક્ષ હોય.

## અક્રમ જ્ઞાન ઉદય આ, વિક્રમની ટોચે બિરાજે

અક્રમ જ્ઞાન છે ને, તે વિક્રમ ટોચ ઉપર બેઠેલું છે. ત્યારે કહે, જ્ઞાની વિક્રમ ટોચ નહોતા ઉત્પન્ન થતા ? ત્યારે કહે, કેવળજ્ઞાનીઓ જે દેશમાં ઉત્પન્ન થયા ત્યાં શું ના હોય ? પણ કહે છે, વિક્રમ ટોચ ઉપર આ નહોતા ઉત્પન્ન થતા. કારણ કે વિક્રમ ટોચ તો કેવળજ્ઞાનમાં નાપાસ થયેલો હોય તેને એકલાને જ હોય. એ નાપાસ થતા જ નહોતા ને હું એકલો જ નાપાસ થયેલો છું. કેવળજ્ઞાનમાં નાપાસ થયો, કાળના આધીન. એટલે આ વિક્રમ ટોચ મારે એકલાને ભાગે જ આવી છે, નહિતર તો કેવળજ્ઞાન થઈ જ જાય !

જ્ઞાની પુરુષ પોતે કરેક્ટ કહેવાય. કરેક્ટ એટલે બીજી બધી રીતે

તીર્થંકર જેવા કરેક્ટ કહેવાય. ફક્ત બે-ચાર માર્કે નાપાસ થયા, માટે કંઈ ગુનો નથી. નાપાસ થયા માટે કંઈ ગુનો છે ?

## શ્રીમુખે ઝરે નવીન વાણી, જે ન મળે ક્યાંય શાસ્ત્રે

આ જ્ઞાન એ એક અજાયબી છે ને ! જ્ઞાન સર્વજ્ઞના હૃદયમાં હોય, તે અમારા હૃદયમાં છે. સર્વજ્ઞ પદ ઉત્પન્ન થયા વિના એક પણ વસ્તુ કોઈનેય દેખાય નહીં. મને સર્વ વસ્તુ જેમ છે તેમ દેખાય છે. આ જગતનું કોઈ પરમાણુ બાકી નથી, કોઈ તત્ત્વ એવું નથી કે મારા જ્ઞાનની બહાર હોય. જગતના દરેક તત્ત્વોનો જ્ઞાની છું.

અમે આ શાસ્ત્રો કરતા વિશેષ જ્ઞાન બોલીએ બધું. અમારું જ્ઞાન શાસ્ત્રોથી વિશેષ જ્ઞાન હોય. તે બધું કેવળજ્ઞાનના અંશો કહેવાય છે. જે બીજા લોકોને, કોઈને ના દેખાય, એ ભાગ દેખવાથી અમે કહી આપીએ અહીં આગળ.

હું જ્ઞાનસ્વરૂપની બહારે એક સેકન્ડેય નથી રહ્યો, કોઈ વખત. જ્ઞાન સ્વરૂપની બહાર સેકન્ડેય ના રહેવું એનું નામ કેવળજ્ઞાન કહેવાય. કેવળજ્ઞાન એ વસ્તુ જુદી છે અને કેવળજ્ઞાન સ્વરૂપ એ વસ્તુ જુદું છે. કેવળજ્ઞાન એટલે બધા જ જ્ઞેયો ઝળકવા. અમને બધા જ્ઞેયો ઝળક્યાં નથી પણ ઘણા ખરા જ્ઞેયો ઝળક્યા તેથી તો અમારી વાણીમાં તમને નવું નવું સાંભળવાનું મળે કે નવા નવા ઊંડા ઊંડા પોઈન્ટો જાણવા મળે. બધી નવી નવી વાતો અને શાસ્ત્રની બહારની જ બધી વાતો. એ તો કેવળજ્ઞાનના બધા પર્યાય છે, પણ સંપૂર્ણ સ્વરૂપે ઝળક્યું નથી. ચાર ડિગ્રી ઓછું રહ્યું. એટલે હું જ્ઞાની પુરુષ તરીકે રહ્યો છું. તેથી હું મારી જાતને ભગવાન કહેવડાવતો નથી. જો મને પોતાને કેવળજ્ઞાન પ્રગટ થયું હોત તો ભગવાન કહેવાત, પણ આ કાળમાં થાય એવું નથી.

## આત્મજ્ઞાને કારણ સર્વજ્ઞ ને કેવળજ્ઞાને કાર્ય સર્વજ્ઞ

**પ્રશ્નકર્તા :** સર્વજ્ઞ થવા માટે આજની પરિસ્થિતિમાં શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** આત્મા જાણ્યો કે છેલ્લામાં છેલ્લી વાત. આત્મા જાણ્યા પછી તો રહ્યું શું ? ત્યારે કહે, ક્ષાયક સમકિતની ઉપર કેવળજ્ઞાનની નજીક ગયો.

આત્મા જાણ્યાનો અર્થ શું થાય કે ચેતન જાણ્યું. એમાં એક અંશ જાણે તોય બહુ થઈ ગયું ! ચેતન જાણ્યું એટલે (કારણ) સર્વજ્ઞ થયો ! ભગવાન જ થઈ ગયો ! આત્મા જાણવો ને સર્વજ્ઞપદ, બે નજીક નજીકમાં છે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માને સર્વજ્ઞ કીધો ?

**દાદાશ્રી :** સર્વજ્ઞ જ કહેવાય એને. પણ એ તો આત્મા અને કેવળજ્ઞાન એમ બે ભાગ પાડવા હોય ત્યારે વાતચીત કરવી પડે. નહીં તો આત્મા તો આત્મજ્ઞાન થાય ત્યાંથી જ (કારણ) સર્વજ્ઞ કહેવાય, ખરું સર્વજ્ઞ કેવળજ્ઞાન.

આત્માનો જ્ઞાતા 'આત્મજ્ઞાની' કહેવાય, સર્વ તત્ત્વનો જ્ઞાતા 'સર્વજ્ઞ' કહેવાય. સર્વજ્ઞ મોક્ષમાર્ગના નેતા છે. અત્યારે સંપૂર્ણ સર્વજ્ઞ થઈ શકે નહીં. કારણ સર્વજ્ઞ થઈ શકે, કાર્ય સર્વજ્ઞ ના થાય.

**પ્રશ્નકર્તા :** કારણ સર્વજ્ઞ ને કાર્ય સર્વજ્ઞને જરા વિસ્તારથી સમજાવો.

**દાદાશ્રી :** કાર્ય સ્વરૂપ સર્વજ્ઞ એટલે પૂર્ણાહુતિ થઈ. પછી કોઈ જાતનું કારણ જ ઉત્પન્ન ના થાય અને કારણ સ્વરૂપ સર્વજ્ઞ એ આજે કાર્ય સર્વજ્ઞ કહેવાય નહીં, કારણ સર્વજ્ઞ કહેવાય. કારણ કે જ્યારે વિભૂતિ પ્રકાશમાં સર્વજ્ઞ થશે ત્યારે કાર્ય સ્વરૂપ થશે.

આ જગતનો એન્ડ શું? ત્યારે કહે, સર્વજ્ઞ. આ જ્ઞાન પ્રકાશ વધતો વધતો પૂર્ણ પ્રકાશ થાય એટલે સર્વજ્ઞ કહેવાય.

## કારણો સેવાતા સર્વજ્ઞ પદના, થયા કારણ સર્વજ્ઞ

**પ્રશ્નકર્તા :** અંદર આત્મા શુદ્ધ છે એ કારણ સર્વજ્ઞ કહેવાય ?

**દાદાશ્રી :** ના, અંદર આત્મા શુદ્ધ તો આત્મજ્ઞાનીનોય (અજ્ઞાનીનોય)

હોય. કારણ સર્વજ્ઞ તો કોને કહેવાય, એનો આપને દાખલો આપું. અહીંથી એક માણસ કહેશે, હું અમદાવાદ જઉં છું. એવું કહીને આપણે અહીંથી ઊઠ્યો. પછી આપણને બીજો કોઈ પૂછે કે પેલા ભઈ ક્યાં ગયા ? ત્યારે કહીએ, એ તો અમદાવાદ ગયા. આપણે ત્યાં વ્યવહાર આવો છે. હવે ખરી રીતે તો હજુ દાદરના સ્ટેશનેય નથી પહોંચેલા, તોય આપણા લોક કહે છે કે અમદાવાદ ગયા. એને શાથી એમ કહે છે ? એ ખોટું કહે છે ? ત્યારે કહે, ના. એય ખોટું નથી કહેતો, પણ વાત કરેક્ટ છે. ત્યારે કહે, શી રીતે કરેક્ટ છે ? તો કહે, એણે કારણ તો સેવવા માંડ્યા છે એટલે કાર્ય થવાનું જ છે. કાલે થશે પણ થઈ જવાનું છે. એટલે આપણા લોક ખોટાય નથીને ! એ ખોટું નથી. એનાં કારણ સેવવા માંડ્યા માટે એ કાર્ય થશે. એટલે પોતે કારણ સર્વજ્ઞ કેમ કહેવાય છે કે સર્વજ્ઞ થવાના કારણો સેવવા માંડ્યા છે માટે એ સર્વજ્ઞ થશે. ખરેખર સર્વજ્ઞ નથી આજે.

## જ્ઞાની પુરુષ કારણ સર્વજ્ઞ, દાદા ભગવાન કાર્ય સર્વજ્ઞ

**પ્રશ્નકર્તા :** આપના પુસ્તકમાં આપના માટે સર્વજ્ઞ શબ્દનો પ્રયોગ કરેલો છે. હવે અમારી સમજે જ્યારે પૂર્ણ કેવળજ્ઞાની હોય તો જ સર્વજ્ઞ કહેવાય. અત્યારે આ કાળમાં સર્વજ્ઞની એટલે પૂર્ણ કેવળજ્ઞાનીની હસ્તી અત્યારે હોઈ શકે નહીં. તો કયા શબ્દ ભાવમાં આનો પ્રયોગ કર્યો છે ?

**દાદાશ્રી :** મારા માટે નથી લખ્યો, હું તો જ્ઞાની છું. આ કાળમાં સર્વજ્ઞનો જન્મ થતો નથી. પણ આપણે જે સર્વજ્ઞ લખ્યું છે એ દાદા ભગવાનને માટે સર્વજ્ઞ લખ્યું છે, એ સર્વજ્ઞ છે અને અમે (જ્ઞાની) કારણ સર્વજ્ઞ છીએ.

ભગવાને બે પ્રકાર કહ્યા; કાર્ય સર્વજ્ઞ અને કારણ સર્વજ્ઞ. જે કારણો સેવી રહ્યા હોય તે થવાના જ છે, થોડા વખત પછી. કોઈ કોઈ એવા કારણથી જ સર્વજ્ઞ થવામાં સહેજ કચાશ રહેલી છે, પણ કારણ સર્વજ્ઞ, સર્વજ્ઞ થવાના કારણો તો નિરંતર સેવ્યા જ કરે છે. અને કાર્ય સર્વજ્ઞ એટલે સંપૂર્ણ કેવળજ્ઞાન, કંઈ બાકી ના રહે. ત્રણસો સાંઈઠ ડિગ્રી હોય, ત્યારે સર્વજ્ઞ કહેવાય. આ તો અમને ત્રણસો છપ્પન ડિગ્રી છે, ચાર ડિગ્રી ઓછી,

એટલે સર્વજ્ઞ કહેવાય નહીં. સર્વજ્ઞ તો દાદા ભગવાન મહીં પ્રગટ થયા છે, તે સર્વજ્ઞ છે.

એટલે મહીં જે છે તેને સર્વજ્ઞ કહે છે, મને નથી કહેતા. હું અંબાલાલ, એ.એમ.પટેલ છું, 'આ' (દાદા ભગવાન) સર્વજ્ઞ છે. હું સર્વજ્ઞને નમસ્કાર કરું છું, સર્વજ્ઞની ભક્તિ કરું છું. અમુક ટાઈમમાં મારે સર્વજ્ઞ દશામાં રહેવાય છે ખરું અને અમુક ટાઈમ છે તે ફોરેનમાં આવવું પડે છે. એટલે હોમ ડિપાર્ટમેન્ટમાં અમુક ટાઈમ રહેવાય છે પણ આ હું સર્વજ્ઞ કહેવાઉ નહીં. આ તો આપણે સર્વજ્ઞની ભજના ના કરીએ તો આપણે સર્વજ્ઞ થઈ ના શકીએ. એટલે આ જ્ઞાની પુરુષ તો હું ખરો, પણ સર્વજ્ઞ તો નહીં જ. એટલે આપણે આ બધું જુદું પાડીએ છીએ, જુદું કહીએ છીએ. હું કારણ સર્વજ્ઞ કહેવાઉ અને 'એ' છે તે કાર્ય સર્વજ્ઞ. તે મારી ભૂલ એ દેખાડે મહીં. મહીંવાળા મારી ભૂલ દેખાડે.

એ ત્રણસો સાંઈઠવાળા એ કાર્ય સર્વજ્ઞ છે. એટલે મહીંવાળા કાર્ય સર્વજ્ઞ છે પણ અત્યારે અમે કારણ સર્વજ્ઞ છીએ. એટલે આવતે ફેરે અમારું રૂપ મહીંવાળાનું આવશે અને તમારું કારણમાં આવશે.

કોઈ પણ વિદ્યાર્થી હોય, તે વકીલનો અભ્યાસ કરતો હોય, એને કારણ વકીલ કહેવાય અને વકીલ થઈ ગયા પછી કાર્ય વકીલ કહેવાય. અત્યારે કાર્ય વકીલ ના થઈ શકે પણ કારણ વકીલ થઈ શકે, એ જ કહેવા માગીએ છીએ આપણે.

## કારણમાં કાર્યના આરોપના આધારે સર્વજ્ઞ

હું સર્વજ્ઞના કારણોને સેવી રહ્યો છું. હજુ કાર્ય થયું નથી. સર્વજ્ઞ દશામાં આવ્યો નથી પણ કારણ સર્વજ્ઞ કહેવાય. મૂળ સર્વજ્ઞ ના કહેવાય. એ કારણ કરવા માંડ્યું છે, તે કારણ કર્યું એ હિસાબે.

કારણમાં કાર્યનો આરોપ કરેલો છે. કારણમાં કાર્યનો આરોપ એટલે આ અહીંથી છે તે કોઈ કહે, દાદા ભગવાન તો વડોદરે ગયા. હવે તમે નીચે મળ્યા તો કહો કે મને ભેગા થયા હમણે 'દાદા ભગવાન'. ત્યારે

હવે ત્યાં ક્યાં ગયા કહે છે ? વડોદરે ગયા. વડોદરે ગયા એમ કહેવાય પણ હજુ અડધે રસ્તે છે. આ છે એ ક્રિયામાં છે. એટલે કોઝીઝમાં છે એ કરવાના જ, એ થવાનું જ છે. માટે એને 'ગયા' એમ કહીએ છીએ આપણે.

**પ્રશ્નકર્તા :** એમ આ કારણ સર્વજ્ઞ કહેવાય ?

**દાદાશ્રી :** હા, એનું નામ કારણ સર્વજ્ઞ. આ સર્વજ્ઞ થવાના કારણો સેવી રહ્યા છે. હવે એક જ સ્ટેપ બાકી છે, બીજા સ્ટેપે સર્વજ્ઞ થાય.

## કારણ સર્વજ્ઞ, આ કાળે અંતિમ પદ

આ કાળમાં સર્વજ્ઞપદ ઉત્પન્ન થાય એવું નથી. આ કાળ જ વિચિત્ર છે. આ દુષમકાળ છે. આ તો આ પદ ઉત્પન્ન થયું છે તેય અજાયબી છે ! કુદરતની અજાયબી ! નહીં તો આ પદેય ના હોય. આ તો હું ચાર માર્કે નાપાસ થયો, તે તમારે ભાગે આવ્યો. નાપાસ થયેલા કામ લાગી ગયા. અને અક્રમ વિજ્ઞાન આવ્યું હાથમાં, એટલે ઝટપટ આખું કામ નીકળી ગયું. એટલે કારણ સર્વજ્ઞ આ કાળનું બહુ મોટું પદ કહેવાય ! સર્વજ્ઞ પદ આ કાળમાં છે જ નહીં. એનું અસ્તિત્વ જ નથી. સર્વજ્ઞપદ થાય તો મોક્ષ થવો જોઈએ અને આ કાળમાં મોક્ષ છે નહીં. એક અવતારી પદ છે. આ સંસાર તો એક અવતાર સુધી જ બાકી રહે.

આ તો અહીંથી ચાર ડિગ્રી ઓછું, 'કારણ સર્વજ્ઞ' સુધી અહીંથી પહોંચાય એવું છે. આ તો ગામમાં મેઈન સ્ટેશન હોય ને બીજું પરાનું સ્ટેશન હોય. તમે પરાના સ્ટેશનમાં આવી ગયા તો ગામમાં આવ્યા કહેવાય. આ તો અહીંથી કારણ કેવળજ્ઞાન સુધી પહોંચાય એવું છે.

## ભલે નાપાસ થયા પણ કહેવાય કારણ કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** દાદા, આપને માટે પેલા પદમાં લખ્યું છેને, વર્તે છે કેવળજ્ઞાન.

**દાદાશ્રી :** હવે કેવળજ્ઞાન આ કાળમાં થતું નથી અને કવિએ કેવળજ્ઞાન લખ્યું, પણ આપણું કેવળજ્ઞાન કાઢી નખાય એવું નથી. કારણ

કે આપણું કારણ કેવળજ્ઞાન છે. કેવળજ્ઞાનના કારણો સેવી રહ્યો છું. એક ફેરો પરીક્ષા આપીને નાપાસ થયા, માટે કંઈ કેવળજ્ઞાનના કારણો સેવતા નથી એવું નથી.

**પ્રશ્નકર્તા :** પૂર્ણ કેવળજ્ઞાન તો શક્ય નથીને આ સમયમાં ?

**દાદાશ્રી :** ના, શક્ય નથી કેવળજ્ઞાન. કારણ કેવળજ્ઞાન અમને થયેલું છે, કાર્ય કેવળજ્ઞાન ન થયું. એટલે તો અમે આ માસ્તર (મોનિટર) તરીકે રહ્યાને, નહીં તો અમે માસ્તર તરીકે હોઈએ નહીં. અને એ અક્રમ નીકળ્યું, કેવળજ્ઞાનની સત્તા પ્રાપ્ત કરે એવું.

કેવળજ્ઞાનના બે પ્રકાર : કારણ કેવળજ્ઞાન, કાર્ય કેવળજ્ઞાન. ભગવાન મહાવીરને કાર્ય કેવળજ્ઞાન હતું અને અમે કેવળજ્ઞાનના કારણો સેવી રહ્યા છીએ ને કેવળજ્ઞાન આપી રહ્યો છું.

## વર્તે કેવળજ્ઞાન કારણ સ્વરૂપ, નહીં પરિણામ સ્વરૂપ

અમે તો કંઈ ત્રણસો સાઈઠના થયા નથી, ત્રણસો છપ્પનના છીએ. આ જે કવિરાજે વધારે પડતું લખ્યું હોય, તે તો એમનો છે તે ભાવાવેશ છે. કેવળજ્ઞાન સ્વરૂપ અમે નથી થયા. અમે કેવળજ્ઞાનના કારણ સ્વરૂપ છીએ, અમે પરિણામ સ્વરૂપ નથી. આ કેવળજ્ઞાન અમને પરિણામ પામ્યું નથી અને પામે એવુંય નથી આ કાળમાં.

**પ્રશ્નકર્તા :** કારણ અને પરિણામ એ બે વચ્ચેનો ભેદ સમજાવો જરા.

**દાદાશ્રી :** હા, તે કેવળજ્ઞાન જ્યારે પરિણામ પામે ત્યારે જે સ્વરૂપે હું છું, એ સ્વરૂપે જ અત્યારે હોય છે. મને જે સમજમાં આવે છે અગર તો મારા કારણમાં છું, તો સ્વરૂપ બેઉનું એક જ છે પણ એમનાં જ્ઞાનમાં બધું વર્તે છે. હા, આનો પર્યાય, ભૂતકાળના પર્યાય કેટલા થયા અને ભવિષ્યકાળના કેટલા પર્યાય થશે, એ બધું જ્ઞાનમાં વર્ત્યા કરે એટ-એ-ટાઈમ. જ્યારે અમને તે વર્તે નહીં, અમે એનાં કૉઝમાં હોઈએ. પણ સ્વરૂપ જે છે તે સ્વરૂપ એમણે જોયેલું છે એ જ સ્વરૂપ અમે જોયેલું છે.

**પ્રશ્નકર્તા :** આત્માનું ?

**દાદાશ્રી :** આત્માનું જે છેલ્લામાં છેલ્લું સ્વરૂપ, નિરાલંબ સ્વરૂપ, કોઈ પણ અવલંબન ન રહે એ સ્વરૂપ, કેવળજ્ઞાન સ્વરૂપ, તે અમે જોયેલું છે.

મૂળ આત્મા એવી જગ્યા છે કે જ્યાં પુદ્‌ગલ પહોંચતું જ નથી. એની બાઉન્ડરિમાં પુદ્‌ગલ પહોંચતું જ નથી. એ જગ્યા મેં જોયેલી છે એટલે મને આશ્ચર્ય થાયને કે આ કેવી જગ્યા છે ! જ્યાં પુદ્‌ગલ ના પહોંચે એવી જગ્યા છે ! આને આ કાળનું કેવળજ્ઞાન કહીએ તો ચાલે પણ સાચું કેવળજ્ઞાન નહીં, કળિયુગનું ! જેમ-તેમ પાસ થાય એવું, ફૂલ્લી નહીં !

## જોયો આત્મા જ્ઞાનીએ, જે તીર્થંકરોએ જાણ્યો

**પ્રશ્નકર્તા :** એક આપ્તસૂત્ર એવું છે કે મેં તમને જે આત્મા આપ્યો છે એ આત્મા તીર્થંકરોએ જાણ્યો છે, એ મેં મારા દર્શનમાં જોયેલો છે.

**દાદાશ્રી :** આ તો તીર્થંકરોને ધન્ય છે કે એમની શું ઊંડી શોધખોળો છે ! એમાંથી એમણે આત્મા ખોળી કાઢ્યો એ અજાયબી છે ! દેહમાં આત્મા ખોળી કાઢવો, તે સાવ છૂટો એટલે મોટી અજાયબી જ કહેવાયને ! અને તે મેં જોયો પાછો. સાવ છૂટો આત્મા મેં જોયો. તીર્થંકરોએ જે આત્મા જાણ્યો છે, તીર્થંકરોએ જે પરમાત્મા જાણ્યો છે, એ મેં જોયો છે. અને બીજા લોકો વર્ણવી શક્યા નહીં. બીજા લોકો કોઈ પણ જ્ઞાન જોઈ શકે એવી સ્થિતિમાં નથી.

**પ્રશ્નકર્તા :** એનું શું કારણ, દાદા ?

**દાદાશ્રી :** એ બહુ ઊંચું પદ છે. મોક્ષ તો બધાનો થશે, પણ એ પદ જે, આ જે મૂળ આત્મા જોયો છે, એ બહુ ઊંચું પદ છે. એબ્સૉલ્યૂટ જોવાનો. શુદ્ધાત્મા એ એબ્સૉલ્યૂટ આત્મા નથી.

**પ્રશ્નકર્તા :** આત્મા તો એ જોઈ શકે ને ? મોક્ષે જતા પહેલા તો એની સ્થિતિ આવવી જોઈએને ?

**દાદાશ્રી :** એ તો આવી જાય. એનો સ્વભાવ જ એવો છે કે કોઈને કહી ના શકે, પોતે જોઈ શકે, સમજી શકે પણ કોઈને કહી ના શકે. તીર્થંકરો કહી શકે. ત્યારે વીતરાગ હોય એ. આ અમારે એકલાને જ ભાગ આવ્યું છે !

**પ્રશ્નકર્તા :** પણ એ જાતનું વીતરાગપણું બીજાને શું લાભદાયી ?

**દાદાશ્રી :** એ લાભદાયી થાવ કે ના થાવ, એ એમનો દર્શનનો લાભ છે, ખાલી દર્શન જ. એ દર્શન મારી પાસે નથી. એમના જે દર્શન કરવા અને આ દર્શનમાં બહુ ફેર. મેં તો એમણે જે આત્મા જાણ્યો છે તે જ આત્મા મેં જોયો છે. એટલું મારી પાસે છે. બાકી દર્શન તો એમનું, ઓર જ જાતનું ! તમે તે દર્શન કરો તો તમને મોક્ષ ત્યાં ને ત્યાં જ થઈ જાય. પાછું ત્યાંથી પછી આગળ મોક્ષે જવું જ ના પડે, તેથી આ જ્ઞાન આપું છું ને ! હું તમને છતી દૃષ્ટિ કરી આપું, મશીન ફેરવી આપું, પછી આવતા ભવમાં છે તે તીર્થંકર ભેગા થઈ જવાના કે મોક્ષ થઈ ગયો તમારો. એ નિમિત્ત છે છેલ્લું. આ તો લોકોને લાભ કેમ થાય છે કે આ જે મેં આત્મા જોયો છે, એટલે લોકોને લાભ બહુ થાય. એટલે એ વસ્તુસ્થિતિનો લાભ થાય. અમથો અડી જશે તોયે લાભ થાય !

**પ્રશ્નકર્તા :** તમે જોયો કહો એટલે અમારા માટે તો શ્રદ્ધાની વસ્તુ ઊભી થઈને ? નિઃશંક થવાયને, નહીં તો કોઈ કહે નહીં કે અમે જોયો !

**દાદાશ્રી :** કોઈ કહી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** હવે આ જોયો કહેનાર કોઈ મળે ?

**દાદાશ્રી :** જોયો કહેનાર હોય નહીં અને જોયો કહેનાર હોય તો તીર્થંકર હોય કે કાં તો તીર્થંકરના નજીકના હોય.

## કેવળજ્ઞાન થતા, પ્રજ્ઞા જાય સમાઈ

કેવળજ્ઞાન એટલે પ્યૉર પ્રકાશ. અમેય જોયેલો છે પ્યૉર પ્રકાશ. તેથી આ બધું કામ થાય છે, નહીં તો થતું હશે ? અને એ જ પરમાત્મા છે, બીજું કોઈ છે નહીં.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે એ પ્રકાશ અમે જોયો છે પણ જોનાર કોણ એ પ્રકાશ ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા ખરી ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા તો ખરીને ! પ્રજ્ઞા વગર ચાલે જ નહીંને ! જ્યાં સુધી દેહ હોય ત્યાં સુધી પ્રજ્ઞા રહેવાની.

**પ્રશ્નકર્તા :** તો એ દેખાડવાનું કામ પ્રજ્ઞા જ કરે ? એ જોવાનું કામ પ્રજ્ઞાથી જ થાય છે ?

**દાદાશ્રી :** હા, પ્રજ્ઞાથી. કેવળજ્ઞાન થાય અને દેહ હોય તોય સમાઈ જાય એ.

**પ્રશ્નકર્તા :** પછી જ્ઞાન જ રહે ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન જ રહે. ખાલી જ્ઞાન જ રહે, ત્યાં સુધી આ પ્રજ્ઞા. જ્યાં સુધી બીજો ડખો છે, જ્યાં સુધી મિક્ષ્ચર થોડું છે ત્યાં સુધી એ પ્રજ્ઞા.

**પ્રશ્નકર્તા :** દેહ છે તો આ જગતની સાથે એમણે વિચરવું તો પડેને ? તો પછી વ્યવહાર તો ?

**દાદાશ્રી :** એ તો ડિસ્ચાર્જ જ છેને ! એ તો ભમરડો આમ ફર્યા કરે, એમ ફર્યા કરે. વાણીયે છે તો એ પેલા ટેપરેકર્ડની પેઠ નીકળ્યા કરે.

કેવળજ્ઞાન થયા પછી જે નીકળેને તે બધું ખરું ડિસ્ચાર્જ. આપણું જે ડિસ્ચાર્જ છે ને, તે મેલું ડિસ્ચાર્જ છે અને ખરું ડિસ્ચાર્જ ત્યાર પછી, ચોખ્ખેચોખ્ખું ડિસ્ચાર્જ. આ મારુંય ડિસ્ચાર્જ છે. એટલે તો આપણે એક અવતારનું હજુ રહ્યું, એક-બે અવતાર. પેલું તો ચોખ્ખું ડિસ્ચાર્જ. આત્મા જુદો ફર્યા કરે અંદર, આ બહારનો ભમરડોય જુદો ફર્યા કરે. તે નિર્જરારૂપે ફર્યા કરે.

**પ્રશ્નકર્તા :** એમાં ત્યાં પ્રજ્ઞાની કંઈ વાત નથી ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા ભેગી થઈ જાય ત્યારે કેવળજ્ઞાન થાય, નહીં તો થાય નહીં.

પ્રજ્ઞા ભાવને આત્માનો સ્વભાવ ના કહેવાય. પ્રજ્ઞા ભાવ અચંચળ ભાગમાં આવે. પ્રજ્ઞાનું કાર્ય કેવળજ્ઞાન થતાં જ પૂરું થાય છે. માટે તેને આત્મસ્વભાવ ના જ કહી શકાય. કારણ તેમ જો કહેવામાં આવે તો તે તેનો અન્વય ગુણ ગણાય અને અન્વય ગુણ કહીએ તો સિદ્ધક્ષેત્રમાં બિરાજેલા સિદ્ધ ભગવંતોને પણ પ્રજ્ઞા હોય, પણ તેમ નથી હોતું. કારણ ત્યાં તેનું કંઈ જ કાર્ય હોતું નથી. ફુલ્લી ઈન્ડિપેન્ડન્ટ ગવર્મેન્ટનું સ્થાપન થયા પછી ઈન્ટ્રિમ ગવર્મેન્ટ એની મેળે જ ખલાસ થઈ જાય છે, તેવું જ પ્રજ્ઞાનું પણ છે.

## વર્તે જોનારો, જ્ઞેય અને જ્ઞાયકરૂપે

**પ્રશ્નકર્તા :** દાદા આપે જે કહ્યું ને કે મેં આત્મા જોયો છે એ જોનારો કોણ ?

**દાદાશ્રી :** જોયો કહેનારો 'પોતે' જોનારો પણ છે, 'પોતે' જ્ઞાતાય છે. જ્ઞાયકેય છે અને જ્ઞેયે છે, બન્ને છે.

**પ્રશ્નકર્તા :** પોતે જ્ઞેય પણ છે ?

**દાદાશ્રી :** જ્ઞેય છે અને જ્ઞાયકેય છે, બન્ને રીતે છે. જ્યારે જ્ઞાયક રીતે થાય ત્યારે નિરાલંબ હોય, વર્લ્ડનું કોઈ પણ અવલંબન નહીં. એટલે અમને બહુ જ ખરાબ પોઝિશન (સ્થિતિ) આવી પડે તો અમે જ્ઞાયક જ થઈ જઈએ.

**પ્રશ્નકર્તા :** તમે જ્ઞાયક થઈ જાવ એટલે શું ? કેવી રીતે થાવ ?

**દાદાશ્રી :** એટલે મૂળ જે સ્વરૂપ જોયું છે, જે આત્મા જોયો, તે રૂપ જ થઈ જઈએ. અને એ ખરાબ પોઝિશન જાય એટલે જ્યારે તે રૂપ ના થઈએ ત્યારે આ જ્ઞેયરૂપ જ્ઞાની પદે હોઈએ. જ્યારે તમે શું થાવ ?

શુદ્ધાત્મા થઈ જાવ. એટલે તમને શબ્દનું અવલંબન હોય. અમારે શુદ્ધાત્મા ના હોય, મૂળ જે છે તે, વાસ્તવિક. એ જોયા પછી જ વાણી એક્ઝેક્ટ નીકળે, નહીં તો વાણી એક્ઝેક્ટ ના નીકળે.

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધાત્મા શબ્દાવલંબન છે ?

**દાદાશ્રી :** આત્મા શુદ્ધાત્મા છે તે તો સમજવા માટે શબ્દરૂપે છે. તું ગમે તે કરે તોય તું શુદ્ધ જ છું. બાકી આત્મા જ્ઞાનસ્વરૂપી છે. કેવળ એટલે માત્ર જ્ઞાનસ્વરૂપી છે, પ્રકાશ સ્વરૂપી છે. એ સૂક્ષ્મ વસ્તુ છે. શુદ્ધાત્મા તો સ્થૂળ દ્રવ્ય છે. પેલું તો આકાશ જેવું છે. એ તો શુદ્ધાત્મા સ્ટેશને ઉતર્યા પછી સમજાશે. સ્થૂળમાં આવશે, પછી સૂક્ષ્મમાં સમજાશે. કેવળ એટલે ફક્ત જ્ઞાન જ છે, ભેળસેળ નહીં. જ્ઞાન સિવાય બીજું કશું છે નહીં. વિચારો, શબ્દો સ્થૂળ કહેવાય અને એ સૂક્ષ્મ કહેવાય. ભગવાન દરેક વસ્તુને આરપાર જોઈ શકે. સૂક્ષ્મ છે ને સ્થૂળનો અંતરાય ના રહે. જ્યાં સુધી આવરણ છે ત્યાં સુધી અંતરાય છે.

## ઉદયવશ વર્તે પૌદ્ગલિક અંશમાં, આ કાળના હિસાબે

**પ્રશ્નકર્તા :** એટલે એકમાંથી બીજામાં જઈ શકાય આપને, બહુ સહેલાઈથી ?

**દાદાશ્રી :** ઊંડું એવું નહીં, પણ સંપૂર્ણ કેવળજ્ઞાન નથી થયેલું એટલે સંપૂર્ણ કેવળજ્ઞાન વર્તે નહીં. એટલે બીજા અંશમાં વર્તાય એટલે પૌદ્ગલિક અંશમાં વર્તે, પૌદ્ગલિક વર્તે. આ તમને જેટલા કર્મના ઉદય આવે તે દહાડે તમને ઉદયમાં ઘાલી દે. એટલે તમારે ઉદય વશ રહેવું પડે, સ્વવશ ના રહી શકાય. એટલે સ્વવશ થવાનું છે.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** પણ ઉદયવશ રહેવું પડેને ! હજુ જ્યાં સુધી ઉદયો છે, એ તમારે સો હોય તો મારે પાંચ હોય પણ ઉદય હોય ને એટલો ભાગ એ કાચો અને તે આ કાળમાં પૂરો થાય એવો છે નહીં, નહીં તો કેવળજ્ઞાન બહાર પાડત. જોયું ખરું, સમજમાં આવ્યું પણ બહાર પાડી શકાય એવી

સ્થિતિ નથી. બહાર પાડવું એટલે અનુભવમાં આવેલું હોવું જોઈએ. અનુભવમાં આવ્યું નહીં, સમજમાં આવી ગયું. પણ કહેવું પડે, આ શું શોધખોળ છે આવી !

ભગવાન તો કેવળજ્ઞાન સ્વરૂપી છે અને અમે જ્ઞાન સ્વરૂપે રહીએ. અમને સંપૂર્ણ જ્ઞાનમાં નથી આવ્યું કેવળજ્ઞાન, પણ સમજમાં આવેલું છે અને સમજ પૂરેપૂરી સમજાય ત્યારે પછી સંપૂર્ણ જ્ઞાનમાં આવે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનથી આ વાતો કરો છો આપ ?

**દાદાશ્રી :** ના, સંપૂર્ણ કેવળજ્ઞાનથી નહીં, સંપૂર્ણ કેવળદર્શનથી, એટલે સમજપૂર્વક છે બધું. સમજે બધુંય, સંપૂર્ણ જ્ઞાનમાં ના હોય.

## ઉપયોગી વ્યવહારે આ વાતો, કેવળજ્ઞાનથી કહેલી

કેવળજ્ઞાન જેને થયું તે કેવળજ્ઞાનની વાત કહેવા રહ્યા નથી. કારણ કે સંપૂર્ણ વીતરાગ થઈ ગયા અને બીજા બધાને જે જ્ઞાન થયું એ અલૌકિકમાં પેઠેલા નહીં. આ જે અમારી વાત છે ને, તે વ્યવહારમાં બધી કામ લાગે એવી વાતો છે, કારણ કે આ કેવળજ્ઞાનથી કહેલી છે વાતો. સંપૂર્ણ કેવળજ્ઞાનથી નહીં, સંપૂર્ણ કેવળદર્શનથી, જે અત્યાર સુધી લોકોએ કહી નથી તેવી. કેવળજ્ઞાનથી આ કહેલી આ વાત કહેત પણ તે તીર્થંકરો કહી શકે, પણ તે તો કહેવાને માટે એમને નવરાશ જ નહોતી. વીતરાગ, સંપૂર્ણ વીતરાગ ! આ વ્યવહારની વાતોને, તે બહુ કામ લાગે, જેટલું બોલું છું તેટલું. મને કંઈ એમાં અનુભવ થયેલા નથી. ચોપડીની વાત નથી ને બીજા કશાયની વાત નથી. જ્ઞાનમાં જોઈને કહું છું. તરત જ કામ લાગી જાય.

## સર્વે આગમોના ફોડ અહીં, સંપૂર્ણ દર્શનના પ્રતાપે

તમે જે પૂછો તેના જવાબ બધા મળે. આખા વર્લ્ડમાં કોઈ એવો આધ્યાત્મિક પ્રશ્ન નથી કે જેનો અહીં જવાબ ના મળે. પિસ્તાળીસેય આગમના બધા જ જવાબ સંપૂર્ણ ! હા, તો જ ઉકેલ આવે ને ! નિવેડો આવે ને !

**પ્રશ્નકર્તા :** દાદા, આપની પાસે જ્યારથી આવ્યો છું ત્યારથી આપ એક શબ્દકોષ જેવા જ મને દેખાવ છો. જ્યારે કંઈક અમે ગૂંચાઈએ ત્યારે આપની પાસે પૂછવા આવીએ એટલે તરત જ એનો ખુલાસો આપો છો.

**દાદાશ્રી :** બધા ખુલાસા, બધું દર્શન પ્રાપ્ત કરેલું છે. ચોવીસ તીર્થંકરોનું ભેગું દર્શન પ્રાપ્ત કરેલું છે. જેને જે ગૂંચવાડા હોય તેનો ખુલાસો તરત મળશે. તેનું જ્ઞાન થયું નથી પૂર્ણતાએ પણ દર્શન તો છે જ.

## અપૂર્ણ અનુભવ, પણ જ્ઞાની વદે કેવળજ્ઞાનમાં જોઈ

કેવળજ્ઞાન સમજમાં આવી ગયેલું છે, અનુભવમાં નથી આવ્યું. કારણ કે અમારું નાપાસ થયેલું કેવળજ્ઞાન છે. હા, પણ મૂળ તો કેવળજ્ઞાન તો ખરુંને, પાસ કે નાપાસ ! પચ્ચીસ ટકા ઓછા આવ્યા હશે. પણ પોણોસો ટકા તો કેવળજ્ઞાન ખરુંને ! એટલે એમાં જોઈને કહેવાનું, પણ પર્યાયો જો પૂછે તો જાણીને કહેવું પડે.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે 'અમે કેવળજ્ઞાનમાં જોઈને બોલીએ છીએ', તો અત્યારે આ જોવું અને આ બોલવું, બેનો સંબંધ શો છે ?

**દાદાશ્રી :** ટેપરેકર્ડ બોલે છે અને જોનાર જુએ છે, સંબંધ ક્યાં રહ્યો ? એ તો જે 'જ્ઞાની' બોલે, તે જોઈને બોલે છે. 'હું' પોતે કેવળજ્ઞાન સ્વરૂપમાં આવીને કહે ને ઓછો જોઈને બોલું છું ?

તમે અત્યારે જોઈને કહો છોને કે અહીં આ ફલાણા બેઠા છે, આ ફલાણા બેઠા છે, એવું આ 'અમે' કેવળજ્ઞાનમાં જોઈને કહીએ છીએ અને આ બધા તમારા જવાબ આપીએ છીએ. તમારે જે પૂછવું હોય એ પૂછો. આ અહીં યથાર્થ વસ્તુ છે, જેમ છે તેમ જ છે. એમાં કંઈ ફેરફાર ના થાય એવી વાત છે આ. વાસ્તવિકતા એટલે રિયાલિટી. અને આ તદ્દન નવી વસ્તુ છે.

અમે વીસ વર્ષ ઉપર બોલ્યા હોઈએ, તેના એકેએક શબ્દનું એકસ્પ્લેનેશન (ખુલાસા) આપવા આજે તૈયાર હોઈએ. અમે જવાબદાર

છીએ છતાંય પણ કેવળજ્ઞાન નથી અમને. ચાર ડિગ્રી (થિયરેટિકલમાં) ઊણું છે અમારું કેવળજ્ઞાન !

અમારી પ્રતીતિ હંડ્રેડ પરસન્ટ (સો ટકા) હોય, જ્ઞાન છે તે અમારું લગભગ પંચોતેરથી એંસી ટકા હોય. જ્ઞાન એટલે અનુભવ જ્ઞાન. આ જે કેવળજ્ઞાનને રોકે છે, એ વીસ ટકાએ (પ્રેક્ટિકલમાં) રોકે છે અને તેને લઈને આ છે તે અમારું વર્તનમાં એ તમારી જોડે વાતચીત કરી શકીએ છીએ, નહીં તો વાતચીત કરી શકીએ નહીં.

## ન બુદ્ધિથી-યાદથી-પુસ્તકથી, જોઈને નીકળેલા ફોડ

**પ્રશ્નકર્તા :** એક માણસ પ્રશ્ન પૂછે છે, તે ઘડીએ આપ કહો છો કે અમે કેવળજ્ઞાનમાં જોઈને એનો જવાબ આપીએ છીએ, તો આ શબ્દ નીકળ્યા અને પેલું દેખાયું, એ બન્નેને કંઈ કનેક્શન છે ખરું ?

**દાદાશ્રી :** કનેક્શન ખરું જ ને ! 'અમે' જોઈને બોલીએ છીએ, તે જ કનેક્શન.

**પ્રશ્નકર્તા :** એટલે જે જે દેખાય છે, એ શબ્દરૂપે બહાર પડી શકે છે ?

**દાદાશ્રી :** હા, એ દર્શન શું છે, એ શબ્દોથી લોકો સમજી શકે, નહીં તો સમજે શી રીતે ?

**પ્રશ્નકર્તા :** એટલે દર્શન એની જગ્યાએ છે, આ શબ્દો એને કનેક્ટેડ છે ને ?

**દાદાશ્રી :** દર્શન હું (જ્ઞાની) દેખી શકું છું, તમે નથી દેખી શકતા. એ તમને શબ્દોથી સમજાવી શકું કે ત્યાં જુઓ, આવું છે. એક્ઝેક્ટ દેખાય અને આ જે અમે સાયન્ટિસ્ટને જવાબ આપીએ છીએ ને આ બધાને જે જવાબ આપીએ છીએને, તે અમે યાદ રાખેલા નથી. તે કેવળજ્ઞાનમાં જોઈને આપીએ છીએ. એ કેવળજ્ઞાન ભલે પચ્યું નથી પણ એમાં જોવાલાયક છે બધું. એટલે જ ફિટ થાય, ને નહીં તો ફિટ થાય નહીં. કેમ કરીને ફિટ થાય ?

આ તો વિજ્ઞાન છે ! જ્યાંથી તમે પકડો ત્યાંથી તાળો મળે અને રિલેટિવ જ્ઞાનમાં તાળો મળે જ નહીં કોઈ દહાડોયે.

આ બધી કેવળજ્ઞાનમય વાણી છે. કેવળજ્ઞાન કોને કહેવાય ? બુદ્ધિ જ્યાં એન્ડ પામે, મતિજ્ઞાન જ્યાં એન્ડ પામે ત્યાં કેવળજ્ઞાન ઊભું રહેલું છે. એ પ્રકાશ કેવળજ્ઞાનથી જ ઉત્પન્ન થયેલો પ્રકાશ છે !

આ કેવળજ્ઞાનની વાતો ફરી સાંભળવાની નહીં મળે. ફક્ત કેવળજ્ઞાનના અમુક જ જ્ઞેયો અમને દેખાતા નથી. બીજા બધા જ્ઞેય દેખાઈ ગયા છે. તે જ્યારે કાયદો જ નથી તો અમારે એ દિશા બાજુ દૃષ્ટિયે નથી. બાકી આ જે બધા વિગતવાર ફોડ આપીએ છીએ, એ બુદ્ધિથી પરના કેવળજ્ઞાનનો વિષય છે આ. એટલે અજાયબી છે આ કાળની ! ધન્ય છે કે મોઢે બોલ્યાથી જ બધું જ્ઞાન ! પુસ્તક વાંચ્યું નથી અને પુસ્તકની વાત જ નહીં ને !

## દેખ્યા જ્ઞેયો-પર્યાયો તાદૃશ્ય, કેવળજ્ઞાનમાં

ભગવાન કેવળજ્ઞાનને શું કહે છે ? બધા જ્ઞેય અને જ્ઞેયના બધા પર્યાયોને જાણે. તે અમારું આ અમુક જગ્યાએથી અટક્યું. કેવળજ્ઞાન સમજમાં આવ્યું, જાણવામાં ના આવ્યું. પણ તે એનું જ્ઞાન અમુક ફળ સુધી લઈ ગયું. અમુક વસ્તુ એમને એમ ખુલ્લી દેખાયા કરે. આ જે વાત અમે કરીએ છીએને, તે તાદૃશ્ય બધું દેખતા હોય એવી રીતે વાત કરીએ છીએ. અમારો દાખલો તમને ઈટસેલ્ફ નથી કહેતો કે ભઈ, આ તાદૃશ્ય દેખતા હોય તેવી રીતે વાત કરતા હોય ? જાણે હું આ બાજુ જોઈને વાત કરતો હોઉ એવું, અમારો દાખલો એનો પૂરાવો નથી આપતો ?

એક રાણી જો તેરસો રાજા જોડે પૈણી હોયને તો રાજાનું મોઢું ના ચઢેલું હોય. પુરુષને મોઢું ચઢાવતા ના આવડે અને આ તો રાણીઓના મોઢા જુઓ તો ગભરાઈ જાવ, એ મોઢા ચઢેલા જોઈને ! તે દહાડે કેવા મોઢા ચઢેલા હશે અને આ રાજાને કેવી ફસામણ હશે એ અમને આજે દેખાય. તે રાજાના મનમાં વરીઝ (ચિંતા) શું થાય છે તે હઉ દેખાય અમને. આ જેટલી વાતો કરું છું ને, એથીય અનંત ગણી વાતો અમને

તાદૃશ્ય દેખાયા કરે. કેવળજ્ઞાન સુધી પહોંચે છે ને, તે આ બધું એને ખબર પડતી જાય.

હવે આ બધું હું તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કેવા ભેગા થાય છે તે જોઈને કહું છું.

## ઉપયોગ દેતા, જુએ ફિલ્મરૂપ સર્વે પર્યાયો કેવળદર્શનમાં

**પ્રશ્નકર્તા :** આ જે જોઈને બોલવાની વાત છે તે જ્ઞાનમાં દેખાયેલું આપને કે કાયમ જોઈ શકો છો ?

**દાદાશ્રી :** જ્યારે ઉપયોગ દઉ તે ઘડીએ જોવાય. તમે કહો કે 'સત્તર વર્ષે તમે શું કર્યું'તું ?' તો અમને આમ યાદ ના હોય કશું. ઉપયોગ દઉં કે દેખાય, બધું જ દેખાય. શરીરેય શું ક્રિયા કરતું'તું તે હઉ દેખાય અત્યારે. જેમ પહેલાની ફિલમ કાઢીએ ને, એવું દેખાય. અમારું આ કેવળદર્શન કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** જો કેવળદર્શન થયેલું હોય તો બધું જ કહી શકે. આપ પૂર્વભવ કહી શકો ખરા ?

**દાદાશ્રી :** ના, એવું બધું અમને નથી દેખાતું. એ કેવળદર્શનને લાગતું નથી, એ તો બુદ્ધિનો વિષય છે. અમારામાં બુદ્ધિ બિલકુલ ના હોય.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ ના હોય પણ જ્ઞાન તો હોયને ?

**દાદાશ્રી :** જ્ઞાન હોય પણ એ જ્ઞાનની વસ્તુ નથી, એ બુદ્ધિની વાત છે. આ આગલા અવતારોને, તે બુદ્ધિનો વિષય છે, યાદશક્તિનો વિષય છે. અમને તો યાદશક્તિયે ના હોય.

## વર્તમાન પર્યાય દેખે પ્રજ્ઞાથી, ન જરૂર ચિત્ત-મનની

**પ્રશ્નકર્તા :** દાદા, તમે કહો છો કે અમને બુદ્ધિ ને યાદશક્તિ ના હોય, પણ મનની શું સ્થિતિ હોય ? આ ભાઈ આવ્યા એટલે પહેલા વિચાર શરૂ થયા હશેને ?

**દાદાશ્રી :** ના, ના, વિચાર તો નામેય નહીં. કોઈ જાતના વિચાર વગર જ બધી વાત.

**પ્રશ્નકર્તા :** સીધી વિચાર વગર વાત ?

**દાદાશ્રી :** એ ભઈ દેખાય. મંદિરના પથરાનું શું થયું, તે પથરા દેખાય. ફલાણું શું થયું, તરત જ એની વાત.

**પ્રશ્નકર્તા :** તો દેખાવું એટલે ચિત્ત કામ કરતું હશે તે ઘડીએ ?

**દાદાશ્રી :** ના, ના, એ ચિત્ત એ જ શુદ્ધ થઈને પ્રજ્ઞા થઈ ગયેલી, એટલે દેખાય, અને દેખાય એટલે વાત કરીએ એને.

**પ્રશ્નકર્તા :** દેખાય એટલે વાત કરો ?

**દાદાશ્રી :** હં, યાદગીરી અમને ના હોય. મન તો હોય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** જ્યારે આપ યાદ પણ ન કરો કોઈ વસ્તુને... આપને યાદ પણ ન હોય તો એ વસ્તુ આપના દર્શનમાં કઈ રીતે આવે ? દા.ત. એ પથ્થર આપને દેખાણો !

**દાદાશ્રી :** એ મને એમને એમ જ દેખાય. એ આવે એટલે પથરા દેખાય, પેલી ખાણ હઉ દેખાય, ત્યાં કામ કરતા દેખાય, બધું દેખાય. એ ભેગા થયા એટલે, નહીં તો નહીં. અહીંથી ઊઠીને જાય એટલે કશુંય નહીં.

**પ્રશ્નકર્તા :** પાછું ચિત્તનું કામ નથી ?

**દાદાશ્રી :** ના, ના, ચિત્ત તો શુદ્ધ જ થઈ ગયેલું છે. ચિત્ત તો અમે બોલીએ ને, તેની પર એ મોરલીની પેઠ ડોલ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** એટલે હવે ચિત્ત શુદ્ધ થઈ ગયું છે. ચિત્ત બહાર જતું નથી. હવે મન બંધ છે, યાદ છે નહીં કોઈ વસ્તુની. આ ભાઈ આવે છે એટલે આખું બધું અહીં ઊભું થઈ જાય છે.

**દાદાશ્રી :** હા, બધું જ દેખાય.

**પ્રશ્નકર્તા :** એ ચિત્ત ત્યાં નથી જતું પણ વસ્તુ અહીં આવી જાય !

**દાદાશ્રી :** સામે દેખાય બધી, જેમ કેવળજ્ઞાનમાં બધું દેખાયને, એવું બધું દેખાય.

## જ્ઞાનવાક્ય વ્યૂ પોઈન્ટથી પર, કેવળજ્ઞાનની અપેક્ષાએ

**પ્રશ્નકર્તા :** દાદા, પણ આપના આ જે વાક્યો છે, એ જ્ઞાન વાક્યોમાં કોઈ વિરોધાભાસ નથી એટલે બધા નયની ઉપર જ છેને ?

**દાદાશ્રી :** શેની ઉપર છે ?

**પ્રશ્નકર્તા :** નય, આ બધા વ્યૂ પોઈન્ટથી જુએ છે અને આપનું આ વ્યૂ પોઈન્ટથી ઉપરનું છે.

**દાદાશ્રી :** આ તો કેવળજ્ઞાન છે. વ્યૂ પોઈન્ટ તો કેવળજ્ઞાન ના થયું હોય ત્યાં સુધી અને કેવળજ્ઞાન થયું એટલે વ્યૂ પોઈન્ટ જ રહ્યો નહીંને ! ત્રણસો સાઈઠ ડિગ્રી ! હું પોતે ત્રણસો છપ્પનમાં છું પણ આ જ્ઞાન ત્રણસો સાઈઠ છે.

## ન કહેવાય કેવળી આજે, જોખમદારી વીતરાગ માર્ગે

**પ્રશ્નકર્તા :** કેવળી, કેવળજ્ઞાની-તીર્થંકર ભગવાને જે કંઈ કહ્યું અને આપ જે કહો છો એમાં કંઈ ફરક છે ?

**દાદાશ્રી :** હા, એક ફેટ ઓછું અમારું. પેલું સો ફેટનું હોય દૂધ, તો આ નવ્વાણું ફેટનું છે. બીજો ફેર નથી લાંબો. વીતરાગતા બન્નેમાં છે પણ ફેટ ઓછું છે એક. કેવળજ્ઞાની કહેતા હોય ત્યારે તમે પણ મોક્ષે ચાલ્યા જાવ. અત્યારે હું કહું તો મોક્ષે ના જવાય. એક અવતાર તો કરવો પડે, એક અવતાર બાકી રહ્યો. અને આ અમારાથી આ ભવે ના થાય, એટલે અમારું ફેટ એટલું ઓછું ને !

**પ્રશ્નકર્તા :** પણ અત્યારે કેવળી છેય નહીં ને ?

**દાદાશ્રી :** કેવળી હોઈ શકે નહીં. પુસ્તકમાં અમારી જાતને કેવળી લખેલું છે પણ કારણ કેવળી. એટલે કાર્ય કેવળી નથી આ. કારણો સેવી રહ્યા છે, જ્યારે-ત્યારે થશે એ કેવળી.

બાકી કેવળી કહેવાય નહીં અત્યારે. કેવળી કહેનારનેય દોષ છે અને સાંભળનારનોય દોષ છે ને કેવળી થઈ બેઠો હોય તેનેય દોષ છે. આ જોખમદારી છે. વીતરાગોના માર્ગમાં એક વાળ જેટલી ભૂલ નહીં ચાલે, પોલ ના ચાલે, બીજે બધે પોલ ચાલે. કારણ કે આ કાંટો બધો જુદી જાતનો વીતરાગોનો.

તેથી અમે કેવળજ્ઞાનની આરાધના કરીએ છીએ, ને તેથી કારણ સર્વજ્ઞ લખવાનું ને ! જે સર્વજ્ઞ થવાનાં કારણોનું સેવન કર્યા કરે છે.

## 'જોયું' કેવળજ્ઞાન પણ ના પચ્યું, વર્તે અધૂરું

**પ્રશ્નકર્તા :** જે આત્માને સહજ અનુભૂતિ દશા છે, જ્ઞાનીને જે સહજ અનુભૂતિની દશા છે, તો એમાં અનંત પ્રદેશી છે તો એને અમુક જ પ્રદેશોનું કેમ એને અનુભવ થાય છે ?

**દાદાશ્રી :** જેટલો પ્રદેશ ખુલ્લો થયો એટલો અનુભવ થાય. જેમ જેમ પ્રદેશ ખુલ્લા થતા જાય, એટલે કેવળ થતા સુધી તે ખુલ્લા થાય છે. કેવળ એટલે એબ્સૉલ્યૂટ થતા સુધી. હું એબ્સૉલ્યૂટની નજીક છું બિલકુલ. એબ્સૉલ્યૂટ મેં અનુભવેલું છે પણ પચ્યું નથી મને.

અમારું અમને સમજમાં આવે અને તીર્થંકરોને જ્ઞાનમાં દેખાય. જ્ઞાની પુરુષ જોઈને (સમજથી) કહી શકે, જ્યારે તીર્થંકરો જોઈને અને જાણીને (સમજ અને જ્ઞાનથી) કહી શકે.

સર્વજ્ઞના જ્ઞાનમાં કશું બાકી ના રહે. અનંતી બાબત જાણી શકે. એ સર્વજ્ઞના જ્ઞાનમાં જે છે એ અમારી સમજમાં આવી ગયું છે પણ જ્ઞાનમાં નથી આવી ગયું. આ અમારું જ્ઞાન તીર્થંકર કરતા ઓછું છે, ચાર ડિગ્રી. કારણ કે એમને જે દેખાય, એ અમને સમજાય ખરું કે 'આમ આમ હોવું જોઈએ.' પણ જણાય નહીં. જણાય એટલે જ્ઞાનમાં આવવું જોઈએ. તે જાણવાનું બાકી રહ્યું, એટલે અમે જ્ઞાનીમાં અને એમનામાં ફેર રહ્યો.

જ્ઞાની કોનું નામ કહેવાય કે આ દુનિયામાં જે છે, જેનું અસ્તિત્વ 'છે' તેને 'નથી' એવું ના કહે અને જે 'નથી' એને 'છે' ના કહે એનું

નામ જ્ઞાની પુરુષ. જ્ઞાની પુરુષ જવાબદાર કહેવાય. ભગવાન મહાવીરના જેટલી જવાબદારી કહેવાય. કારણ કે ભગવાન મહાવીરથી બહુ ફેર નથી એ. બે-ત્રણ માર્કે નાપાસ થયા પણ તે કંઈ ભગવાન મહાવીરથી ગયા ? એ તો સાત વાગ્યે આપણે દહીંની છાશ કરીને પી જોઈએ, તેને બદલે બે કલાક વધુ એટલે નવ થયા હોય તો ખટાશ ના થઈ જાય ? એવું ! એની એ જ છાશ જરા ખાટી થઈ જાય, ટાઈમિંગ ફરી ગયો તેથી. પણ કેવળજ્ઞાન અમે કંઈ જોયું નથી એવું નથી, જોયેલું જ છે પણ અમારા લક્ષમાં નથી આવતું. સમજમાં છે, સમજાય ખરું, દેખવામાં નથી આવતું. સમજમાં આવેલું પોતે જાણે ખરા પણ તેમાં વર્તી ના શકે.

## સમજમાં પૂર્ણ પણ અનુભવની કચાશ

આત્મા, જે તીર્થંકરોએ કેવળજ્ઞાનમાં જાણ્યો, એ આત્મા મેં જોયો છે. સંપૂર્ણ નિર્ભય બનાવી શકે, સંપૂર્ણ વીતરાગ રાખી શકે, એવો એ આત્મા છે. પણ સંપૂર્ણપણે મને હજી અનુભવાયો નહીં, કારણ કે કેવળજ્ઞાન ન હોવાથી સંપૂર્ણપણે અનુભવાયો નહીં એટલે એટલી કચાશ રહી છે.

મને સમજમાં આવી ગયું, અનુભવમાં ના આવ્યું અને એ મારે ઉતાવળ નથી. એ જો ઉતાવળ કરું તો આ લોકોનું કામ થાય નહીં, અમે એક જાતે ચાલ્યા ગયા તો આ બધું લોક રખડી મરે. આવ્યા છીએ તે આ બધાનું કામ કંઈ થઈ જવા દોને ! હઉ થશે, બે અવતાર પછી આવશે એની મેળે, ક્યાં જવાનું છે હવે આવેલું ? આવેલું કંઈ જતું રહે નહીં અને લોકોના માટે નિમિત્ત છું.

❖ ❖ ❖ ❖ ❖

## (૭.૪)

# કેવળજ્ઞાનની શ્રેણી ચઢાય, આત્મજ્ઞાન પછી

### પંચાજ્ઞા પુરુષાર્થે ને કૃપા પ્રસાદીએ, થશે કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ પાસે જઈને. જ્ઞાની પુરુષ મોક્ષદાતા કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપ જેટલા 'જ્ઞાની' છો તેટલું જ્ઞાન મેળવવા શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** એમની (જ્ઞાનીની) પાસે બેસવું. એમની કૃપા પ્રાપ્ત કરવી. બસ બીજું કશું કરવાનું નથી. 'જ્ઞાની'ની કૃપાથી જ બધું થાય. કૃપાથી 'કેવળજ્ઞાન' થાય.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન આપે તો મળે કે પોતે પુરુષાર્થ કરે તો મળે ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન તો પુરુષાર્થનું ફળ નથી. કેવળજ્ઞાન તો કેવળજ્ઞાનીની કૃપા પ્રસાદી છે, ઈનામ છે. બીજું કશું જ નહીં, પ્રસાદી જ ! પુરુષાર્થથી કશું ના થાય.

અહીં અમે જ્ઞાન આપીએ છીએ, તે એક સમય શુદ્ધ ચિત્તને પામે છે. આ જ્ઞાન કેવળજ્ઞાન થતા સુધી છોડતું નથી, એક સમયની જ જરૂર છે. એક સમય થયું જ નથી જગતને. એક સમય જગતે જોયું જ નથી, સાંભળ્યું જ નથી, આત્મામય થયો નથી. એક સમય થઈ ગયું તો થઈ રહ્યું, કેવળજ્ઞાન સુધી એ છોડે નહીં પછી.

## જ્ઞાનવિધિ રૂપી ઐશ્વર્ય, પમાડે (અંશ) કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનવિધિ છે એ આપે બનાવેલી છે ?

**દાદાશ્રી :** એ ઉદયમાં આવેલી છે. આ અમારું ઐશ્વર્ય છે, એ પ્રગટ થયેલું છે.

**પ્રશ્નકર્તા :** એની અંદર ગજબની શક્તિ છે !

**દાદાશ્રી :** એક્ઝેક્ટ કેવળજ્ઞાન ! આખી જ્ઞાનવિધિ કેવળજ્ઞાન છે ! આ મારી શક્તિ નથી, ઐશ્વર્ય પ્રગટ થયું છે. બે કલાકમાં મોક્ષ આપે એવું ઐશ્વર્ય ! દાદાની જ્ઞાનવિધિ થાય તેનો મોક્ષ થઈ જાય, આત્મજ્ઞાન થઈ જાય. નહીં તો લાખ અવતારેય ઠેકાણું ના પડે.

આ જ્ઞાન ભેદવિજ્ઞાન છે. એ તો મતિજ્ઞાનની ટૉપ ઉપરનું જ્ઞાન છે અને સો ટકા મતિજ્ઞાન એ કેવળજ્ઞાન કહેવાય. એટલે આ લગભગ છન્નું ઉપર સતાણું ટકા હોય છે એટલે એ ભેદવિજ્ઞાન કહેવાય અને સો ટકા એ કેવળજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પછી ભેદજ્ઞાન એ સર્વસ્વ જ્ઞાન એમ કહેવાય ?

**દાદાશ્રી :** ભેદજ્ઞાન એ જ સર્વસ્વ જ્ઞાન અને એ જ કેવળજ્ઞાનનું મોંબારું છે ! એટલે બિલકુલ શુદ્ધ જ્ઞાન એ જ પરમાત્મા છે, બીજું કશું નહીં. દેહધારીરૂપે આવું શરીર પરમાત્માને હોતું નથી, એ નિર્દેહી છે. શુદ્ધ જ્ઞાન સ્વરૂપ છે, કેવળજ્ઞાન સ્વરૂપે છે. એ બીજા સ્વરૂપમાં છે જ નહીં.

ભગવાને તેથી કહેલું કે આત્મજ્ઞાન જાણો. આત્મજ્ઞાન અને 'કેવળજ્ઞાન'માં બહુ લાંબો ફેર જ નથી. આત્મજ્ઞાન જાણ્યું એ 'કારણ કેવળજ્ઞાન' છે ને પેલું 'કાર્ય કેવળજ્ઞાન' છે !

## થયું અંશ કેવળજ્ઞાન, આજ્ઞા પાળ્યે થાય સંપૂર્ણ

આપણને અહીં જ્ઞાન મળેને, આત્મજ્ઞાન, તે પછી અંશ કેવળજ્ઞાન થાય પહેલું. પછી એ અંશ ધીમે ધીમે વધતા વધતા સર્વાંશ થાય.

અંશે અંશે મોક્ષ થતો જ જવાનો, એકદમ મોક્ષ થતો નથી. કેવળજ્ઞાનેય અંશે અંશે થતું જાય છે. કેવળજ્ઞાનેય એકદમ નથી ઝબકતું. એટલે આપણે જ્ઞાન આપ્યા પછી અંશે, બે અંશે કેવળજ્ઞાનમાં અંશો ઉત્પન્ન થાય છે જ. એ અંશ કેવળજ્ઞાન કહેવાય છે.

જેટલા અંશે આત્મસ્વભાવ પ્રગટ થતો જાય તેટલા અંશે કેવળજ્ઞાન પ્રગટ થતું જાય. અમુક ભાગ આવ્યા પછી, ત્યાર પછી સર્વાંશે થાય. સર્વાંશે આત્મસ્વભાવ પ્રગટ થાય ત્યારે સર્વાંશે કેવળજ્ઞાન કહેવાય. એટલે એબ્સૉલ્યૂટ થાય. એબ્સૉલ્યૂટ કેવળજ્ઞાન એ પરમાત્મ પદ છે.

પેલું આંશિક જ્ઞાન એ આંશિક કેવળજ્ઞાન કહેવાય. ત્રણસો છપ્પન ડિગ્રી કે ત્રણસો પાંચ ડિગ્રી એ આંશિક કેવળજ્ઞાન પણ ઉત્પન્ન થાય. મને ત્રણસો છપ્પન અંશે કેવળજ્ઞાન થયેલું છે, ચાર અંશે બાકી છે. અને જેટલું દેખાય છે એટલા કેવળજ્ઞાનના અંશ મને દેખાય છે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન પણ આંશિક હોય ખરું ?

**દાદાશ્રી :** આંશિક એટલે ખરેખર કેવળજ્ઞાન હોતું નથી. આંશિક જ્ઞાન કહીને એને એમ બતાડવામાં આવે છે કે આ માર્ગ, કેવળજ્ઞાન તરફ જ જઈ રહ્યો છે.

આ જ્ઞાન મળ્યું ને આજ્ઞા પાળો છો, ત્યારથી કેવળજ્ઞાનના અંશો ભેગા થવાની શરૂઆત થઈ જાય છે. પછી બે અંશ, ચાર અંશ એમ કરતા કરતા ત્રણસો સાઈઠ અંશ પૂરા થાય, ત્યારે કેવળજ્ઞાન થાય. ત્રણસો છપ્પન અંશ મને રહ્યું. આ તમને અંશો ભેગા થતા થતા ત્રણસો છપ્પન અંશ સુધી જશેને ? રિયલ વ્યૂ પોઈન્ટ અને રિલેટિવ વ્યૂ પોઈન્ટ એ ભાવમાં નિરંતર રહે તે કેવળજ્ઞાન. એ ભાવ પૂરો થયે સંપૂર્ણ કેવળજ્ઞાન થાય.

## ગજબનું પદ આ ! કારણો સેવાય કેવળજ્ઞાનના

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એટલે સહજ આત્મસ્વરૂપનું જ્ઞાન થવું, એ કેવળજ્ઞાનની ભૂમિકા જ થઈ ગઈ ને ?

**દાદાશ્રી :** હા, શરૂઆત થઈ, બિગિનિંગ થઈ ગઈ. અંશે કેવળજ્ઞાન, સર્વાંશ નહીં પણ અંશે કેવળજ્ઞાન અને કેવળજ્ઞાનના કારણો બીજા સેવી રહ્યાં છે. કાર્ય કેવળજ્ઞાન નથી પણ કારણ કેવળજ્ઞાન તો છે જ.

આ કોઈ ગજબનું પદ છે ! દુનિયામાં કલ્પેલું ના હોય એવું પદ છે ! એ પોતાની સ્ત્રીની સાથે રહેવા છતાંય મોક્ષ છે, નહીં તો બધા પરિગ્રહ છોડ્યા વગર આગળ એક પગથિયુંય ના ચઢાય.

## અક્રમ વિજ્ઞાને થયા મુક્ત, આરંભ-પરિગ્રહથી

કૃપાળુદેવે કહ્યું, આત્મા તો જ્ઞાનીના હૃદયમાં છે. ચોપડીઓમાં સ્થૂળ આત્મા છે. એ સ્થૂળ આત્મા કામમાં લાગે નહીં, સૂક્ષ્મતમ આત્મા જોઈએ. જેને કેવળજ્ઞાન કહેવાય એ જોઈએ. એ સૂક્ષ્મતર સુધી તો પહોંચવું જોઈએ ને ? અમે સૂક્ષ્મતર સુધી પહોંચ્યા છીએ. એવું આ વિજ્ઞાન છે. હવે સૂક્ષ્મતમમાં જવાનું બાકી છે. ક્રમિકમાં મોટા સાધુ હોય પણ તોય એક પરિગ્રહ હોય ને, તો એક પરિગ્રહ નહીં છોડે ત્યાં સુધી કૃપાળુદેવે શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** આરંભ-પરિગ્રહથી નિવર્ત્યે...

**દાદાશ્રી :** કૃપાળુદેવે લખ્યું, આરંભ-પરિગ્રહ ના છૂટે તો શ્રુતજ્ઞાન કેવી રીતે થાય અને અવધિજ્ઞાને ક્યારે થઈ રહે ? અને આત્મજ્ઞાન ક્યારે થાય ? અને તમે મહાત્માઓ તો આરંભ-પરિગ્રહની અંદર રમો છો અને કેવળજ્ઞાનની નજીક છો. કેવળજ્ઞાન થયેલું છે પણ પચ્યું નહીં આ.

ભગવાને આ આરંભ-પરિગ્રહની વાત કરી, કે આરંભ-પરિગ્રહ પરિનિવર્ત્યે. તો પરિગ્રહ એટલે આ અમે છોડીએ, આ ત્યાગ કરીએ તો પરિગ્રહ જાય એવું સમજ્યું લોક. હવે આ ત્યાગ કરશે ને મૂર્છા તો રહે છે, તે ઊલટું ઊંધું થયું. આના કરતા સંસારીઓ સારા કે આમને તો મૂર્છાય છે ને પરિગ્રહ બેઉ છે, અને આમને તો પરિગ્રહ છોડ્યા ને મૂર્છા પાર વગરની છે. ક્રોધ-માન-માયા-લોભ જેવી મૂર્છા કોઈ નથી.

હવે જ્ઞાન પછી તમારે મૂર્છા ગઈ એટલે પરિગ્રહો ગયા. ગ્રહ છે તે પરિગ્રહ ક્યારે ના થાય ? મૂર્છા ના હોય તો. ગ્રહો તો છે જ પણ

પરિગ્રહ ના થાય કશું. એને ગ્રહો જ્ઞેયસ્વરૂપ છે. અને આરંભ કોને કહેવાય ? 'હું અકર્તા છું' એ ભાન થયું એટલે આરંભ ગયું.

આરંભ ને પરિગ્રહ બેઉ પરિનિવર્ત્યે થઈ ગયા. એટલે આ કેવળજ્ઞાનના કારણ સેવાય છે, આપણા મહાત્માઓને. આ કંઈ જેવી તેવી વાત નથી, આ તો અજાયબ વસ્તુ છે ! પણ હવે આ બાળકના હાથમાં હીરો આવી ગયો છે.

આ તો અજાયબ જ્ઞાન આપેલું છે. રાતે જ્યારે જાગો ત્યારે હાજર થઈ જાય કે 'હું શુદ્ધાત્મા છું'. તમે જ્યાં કહેશો ત્યાં હાજર થશે અને બહુ મુશ્કેલી આવે તો નિરંતર જાગ્રત રહેશે. બહુ મોટી મુશ્કેલી આવી અને એથી વધારે મુશ્કેલી આવી, બોમ્બ પડવા માંડ્યા તો તો પછી ગુફામાં જ પેસી જશે, કેવળજ્ઞાની જેવી દશા થઈ જશે ! બહાર બોમ્બ પડવા જોઈએ તો કેવળજ્ઞાની જેવી દશા થઈ જાય એવું જ્ઞાન આપેલું છે.

## કંઈક નિર્મળતા હશે, માટે મળ્યા દાદા ભગવાન

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રો તો એમ કહે છે, કેવળજ્ઞાન થાય જ નહીં અત્યારે.

**દાદાશ્રી :** ખરું કહે છે, આ મને જ ના થયું તે ! ચાર અંશે બાકી રહ્યું. ત્રણસો છપ્પને આવીને ઊભું રહ્યું. ત્રણસો સાઈઠ હું ગયેલો, કેવળજ્ઞાન જ થયેલું પણ પચ્યું નહીં. પણ પ્રકાશ ખરો.

કારણ કે આ દુષમકાળનો સ્વભાવ જ એવો છે કે કેવળજ્ઞાન પ્રગટ જ ના થાય અને પ્રગટ થાય તો મોક્ષે જાય, પણ એમ મોક્ષે જાય નહીં, અપ્રગટ રહે. અમારું જ્ઞાન કેવળજ્ઞાન છે પણ અપ્રગટ રહેલું છે. એટલે અમે કહીએ, પચતું નથી કેવળજ્ઞાન.

મેં તમને કેવળજ્ઞાન આપ્યું છે, પણ આ જ્ઞાન પચતું નથી, એટલે તમને થોડા અંશે ઓછું રહેશે. મને ચાર અંશે ઓછું રહે છે, તો તમને એથી વધારે અંશે ઓછું રહે. નથી પચતું તેનો વાંધો શો છે ? આપણું જ્ઞાન કોઈને વાંધો આવે એવું નથી.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ખરા કે અમને ત્રણસોને છપ્પન ડિગ્રીનું જ્ઞાન છે, પરંતુ અમે તમને લોકોને તો ત્રણસો સાઈઠ ડિગ્રીનું આપી દીધું છે, એનો શું અર્થ ?

**દાદાશ્રી :** એનો અર્થ એટલો કે ત્રણસો સાઈઠનું મને હતું પણ પચ્યું નહીં અને ત્રણસો છપ્પન ઉપર આવીને કાંટો ઊભો રહ્યો પાછો. એટલે તમને તો પચ્યું નથી, તે ત્રણસોને સાઈઠ આપ્યું, પણ ત્રણસો વીસ ઉપર આવી ગયું, કોઈને ત્રણસો દસ ઉપર આવી ગયું, પણ ત્રણસોની ઉપર છે બધું અને હતા બસો ઉપર. સો-એકસો દસ એકદમ ઓળંગ્યા છે. વધારે નહીં પણ કંઈક ચોખ્ખો હોય તો દાદા ભગવાન પ્રાપ્ત થાય, નહીં તો દાદા ભગવાન પ્રાપ્ત ના થાય !

## અવળું સમજે પારિણામિકને, 'પાચન' કહીને કર્યું સરળ

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પચ્યું નહીં એટલે શું ?

**દાદાશ્રી :** પરિણામ ના પામ્યું. પચ્યું નહીં એટલું જ. આ ખોરાક પચે તો પરિણામ લોહી થાયને ! એટલે આ બધાને કેવળજ્ઞાન આપું છું પણ પચતું નથી.

**પ્રશ્નકર્તા :** પચતું નથી એટલે એકદમ પરિણામ ન પામે એમ ?

**દાદાશ્રી :** આ કાળના કર્મ એટલા બધાં છે કે એને પાચન થવાનો સંજોગ બાઝતો નથી. જ્ઞાન પચવું જોઈએને ? જ્ઞાન પચવું એટલે પરિણામ પામવું જોઈએ. પચવું તે તો આ લોકોને એમની ભાષામાં શીખવાડીએ છીએ. પરિણામ કહીએ તો ના સમજે. એટલે બધાની ભાષામાં કહીએ છીએ કે મને પચ્યું નહીં એટલે તમનેય પચશે નહીં. હવે પચવું એ શું છે ? મૂળ ભાષામાં અર્થ પારિણામિક છે. પણ પારિણામિક તે તો અવળું સમજે. પચવું કહે એટલે તરત ગેડ બેસી જાય કે હા, આપણને ખીચડી પચતી નથી, એવું આય પચ્યું નથી.

**પ્રશ્નકર્તા :** પણ ધીમે ધીમે પચશેને એ ?

**દાદાશ્રી :** હા, ધીમે ધીમે પચશે. એટલે એક-બે અવતાર થાય ત્યાર

પછી. આ ભૂમિકામાં પચે એવું નથી. ભૂમિકા બદલાય ત્યારે પચે. મહાવિદેહ ક્ષેત્રમાં જાય ત્યારે પચી જાય. એ પચે ત્યારે ફળ આપે.

## પ્રાપ્ત થયું શુદ્ધાત્મા પદ, મૂળ આત્માનું નિઃશંકપણું થતાં

**પ્રશ્નકર્તા :** હવે આ દેહે પ્રકાશ પ્રાપ્ત થઈ શકે આપના જેવો ?

**દાદાશ્રી :** ત્યારે બીજા કયા દેહે થાય ? મનુષ્ય સિવાય બીજા કોઈ દેહે નહીં ને પાછો હિન્દુસ્તાનનો હોવો જોઈએ, હિન્દુસ્તાનનો ! અમારે થયો છે ને પ્રકાશ, એવો જ પ્રકાશ થયો છે. તમને થયો ને પ્રકાશ ? તેય થોડો થોડો દેખાવા માંડ્યોને ? બીજનો ચંદ્રમા ઊગ્યો કે નથી ઊગ્યો ?

**પ્રશ્નકર્તા :** હું મારી જાત માટે કહું એ ઠીક નથી, પરંતુ જે જાણનાર છે એ તો પ્રકાશી જ રહ્યો છે. એ જાણનાર તો પ્રકાશમાન છે, એને કંઈ લેવા જવાનો નથી.

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા છું' એ કેટલો વખત યાદ રહે છે ?

**પ્રશ્નકર્તા :** એક ઘડી પણ વીસરતો નથી.

**દાદાશ્રી :** ત્યારે એ પ્રકાશને તમે જોઈ રહ્યા છો ને તેમાં તદાકાર થઈ રહ્યા છો પાછા. જોઈ રહ્યા એકલાથી ના ચાલે, જે જુઓ તેમાં તદાકાર થવાય. જે એનો આકાર છે તે તદાકાર થઈને ઊભો રહે. એટલે હવે એ જ દિશામાં જઈ રહ્યા છો.

એટલે અમારામાં ને તમારામાં ફેર શો ? 'અમે' 'કેવળજ્ઞાન સ્વરૂપે' રહીએ છીએ અને 'તમે' મહાત્માઓ 'શુદ્ધાત્મા' તરીકે રહો છો. તમને મૂળ આત્માની જે શંકા હતી તે જતી રહી, એટલે બીજી શંકાઓ જતી રહે. શુદ્ધતા માટે નિઃશંકપણું ઉત્પન્ન થાય, ત્યાર પછીનું પદ એટલે 'કેવળજ્ઞાન સ્વરૂપ' 'આપણું' !

## સંપૂર્ણ ભાન પ્રગટ્યે, વર્તે કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** તો આ જ્ઞાનવિધિથી અમને પૂર્ણ જ્ઞાન નથી થતું ?

**દાદાશ્રી :** ના, ભાન થાય છે, જ્ઞાન નથી થતું. એ જે(પોતાનું) ભાન જતું રહ્યું છે, એ ભાન થાય છે એને.

**પ્રશ્નકર્તા :** એ ભાન પછી જ્ઞાન સુધી પરિણમે છે ?

**દાદાશ્રી :** થઈ રહ્યું, ભાન થયું એટલે ખલાસ, કામ પૂરું થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** એટલે એને જ્ઞાનમાં જ આવી ગયું કહેવાય ?

**દાદાશ્રી :** પછી જેટલા માઈલ ઊંધો ચાલ્યો હતો એટલા માઈલ પાછો આવે એટલે થઈ ગયો એકદમ કમ્પ્લીટ.

**પ્રશ્નકર્તા :** એને કહ્યુંને કે ભાન આવ્યું કહેવાય, જ્ઞાન ના કહેવાય, તો ભાનમાં, દર્શનમાં અને જ્ઞાનમાં ફરક શું ?

**દાદાશ્રી :** એ ભાન તો દર્શનથી આગળની વસ્તુ છે. પહેલા દર્શન થાય એટલે પ્રતીતિ પહેલી બેસે કે આ કહે છે એમ જ છું હું. હું ખરેખર આ ચંદુલાલ નથી, એવી એની પ્રતીતિ બેસે, પછી એને ભાન થાય. એનું સંપૂર્ણ ભાન પછી થાય એને.

**પ્રશ્નકર્તા :** એટલે ભાન થાય છે, એને એ પછી હજુ આગળ જ્ઞાન રહ્યું ?

**દાદાશ્રી :** એ ભાન એ જ જ્ઞાનની નિશાની. રોજ રોજ ભાન અંશ જ્ઞાન થતું જાય. જેટલો અનુભવ, અંશ જ્ઞાન, થતો જાય એટલું ભાન થતું જાય. સંપૂર્ણ ભાન પ્રગટ થયું એટલે પછી વર્તનમાં આવે અને વર્તન એ કેવળજ્ઞાન છે.

## તમામ અનુભવ પછી મંડાય, કેવળજ્ઞાનની શ્રેણીઓ

**પ્રશ્નકર્તા :** અમારા માટે અવિનાશી તરફ જવા માટેનો કોઈ સરળ માર્ગ ખરો ?

**દાદાશ્રી :** નહીં, આ કુદરત જ છે તે અવિનાશી તરફ જ આ પ્રવાહ જઈ રહ્યો છે. ચઢ-ઉતર થયા પછી, અનુભવ બધા કરાવ્યા પછી

અવિનાશી તરફ જવાનું છે. અનુભવો કર્યા વગર તો ત્યાં પહોંચવાનું છે નહીં. દરેક જાતના અનુભવ કરવાના છે. કેવળજ્ઞાન એટલે તમામ પ્રકારના અનુભવનું સંગ્રહસ્થાન. એટલે આ બધો જે અનુભવ કરે છે તે કરેક્ટ છે.

'જ્ઞાની પુરુષ' જ્ઞાને કરીને બોલાવે એટલે આત્મા જાગે, પછી લક્ષ ના જાય. લક્ષ બેઠું એટલે અનુભવ, લક્ષ ને પ્રતીતિ રહે. આ લક્ષની મહીં પ્રતીતિ હોય જ. હવે અનુભવ વધતા જવાના. પૂર્ણ અનુભવને કેવળજ્ઞાન કહ્યું.

હવે જે અનુભવ થયોને, પછી અંશ દિવસે દિવસે વધતા જ જાય. પછી ધીમે ધીમે અનુભવ વધતો વધતો કેવળજ્ઞાન સુધી જાય. કેવળજ્ઞાન એ સંપૂર્ણ અનુભવ છે, ત્યાં સુધી આ અનુભવ થયા જ કરે છે.

કેવળજ્ઞાન તો અનુભવની વસ્તુ છે અને એ પોતે જ નિરાલંબ છે ! ને એ કેવળજ્ઞાન જોયેલું હોય. નિરાલંબ જે બને છે, એને કોઈ પણ અવલંબન નથી. કોઈપણ અવલંબન નથી એ કેવળજ્ઞાન.

જ્ઞાનનું સ્વરૂપ સમજ્યા પછી એકદમ પ્રવર્તનમાં ના આવે. સમજ્યા પછી ધીમે ધીમે સત્સંગથી જ્ઞાન-દર્શન વધતું જાય અને ત્યાર પછી પ્રવર્તનમાં આવતું જાય. પ્રવર્તનમાં આવે ત્યારે કેવળ આત્મપ્રવર્તન એનું નામ 'કેવળજ્ઞાન'. દર્શન-જ્ઞાન સિવાય અન્ય કોઈ પ્રવર્તન નહીં, એને 'કેવળજ્ઞાન' કહેવાય.

કેવળજ્ઞાન એટલે હું શુદ્ધાત્મા સિવાય બીજું કંઈ નહીં તેવું શ્રદ્ધામાં આવે, જ્ઞાનમાં આવે ને વર્તનમાં આવે તે કેવળજ્ઞાન.

## શુદ્ધાત્મા કેવળજ્ઞાન થતા, થાશે પરમાત્મા

શુદ્ધાત્મા પદ થયા પછી આગળનું કેવળજ્ઞાન સ્વરૂપ રહે છે, તે છેલ્લું પદ છે. કેવળજ્ઞાન, એબ્સૉલ્યૂટ બીજું કશું છે જ નહીં. અમારે એબ્સૉલ્યૂટ જ્ઞાન સ્વરૂપે છે. તે પૂરું વર્તન નથી. એ જ્ઞાન સ્વરૂપ કેવું હોય તે અમે જોયેલું હોય. બાકી શુદ્ધાત્મા એ તો એક પદ છે, એ છેલ્લા સ્ટેશનના યાર્ડની અંદર આવેલું પરું છે.

**પ્રશ્નકર્તા :** દાદા, શુદ્ધાત્મા પછી પરમાત્મા પદ જ રહ્યું ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા એ જ પરમાત્મા છે, પણ એ આ અહીં આગળ જ્યાં સુધી કેવળજ્ઞાન થયું નથી ત્યાં સુધી શુદ્ધાત્મા. એ પછી કેવળજ્ઞાન થઈ ગયું એટલે થઈ ગયો પરમાત્મા, ફુલ (પૂર્ણ) થઈ ગયો. નિર્વાણ પદને લાયક થઈ ગયો.

## સર્વથા નિજપરિણતિ એ કેવળજ્ઞાન

કેવળજ્ઞાનનું સ્વરૂપ તેને જ કહેવામાં આવે છે કે પુદ્ગલ પરિણતિ બંધ થાય. કોઈ પણ જાતની પુદ્ગલ રમણતા નહીં, નિરંતર પોતાની સ્વભાવિક રમણતા, સ્વભાવની, આત્માની જ નિરંતર રમણતા. પુદ્ગલની સહેજ પણ રમણતા નહીં એ કેવળજ્ઞાન છે. જ્યાં સુધી પુદ્ગલની થોડી ઘણી રમણતા છે, ત્યાં સુધી કેવળજ્ઞાન થયું નથી પણ કેવળદર્શન હોય.

સર્વથા નિજપરિણતિને કેવળજ્ઞાન કહેવામાં આવે છે. અત્યારે કેવળદર્શનમાં નિજપરિણતિ ઉત્પન્ન થઈ છે. જે કેવળજ્ઞાનમાં સંપૂર્ણ થશે. નિજપરિણતિ ઉત્પન્ન થયેલી છે, તે ક્રમે ક્રમે વધ્યા કરશે અને કેવળજ્ઞાન સ્વરૂપમાં પરિણમશે. નિજપરિણતિ એ આત્મભાવના છે, 'હું શુદ્ધાત્મા' એ આત્મભાવના નથી.

કેવળજ્ઞાનનું જે આખરી પગથિયું છે, તેમાં 'સ્વરૂપ'ની જ રમણતા રહે. મોક્ષ તો થઈ જ ગયેલો છે, પણ હવે રમણતા જે થઈ જાય છે તે રમણતા બે પ્રકારની છે : (૧) 'હું શુદ્ધાત્મા છું' તેમ જાણો અને જે નથી ગમતી તેવી રમણતા કરવી પડે છે. બહાર જવાનું ના ગમતું હોય પણ પહેલા સહી કરી આપેલી છે તે રમણતામાં રહેવું પડે. (૨) બીજી સ્વરૂપની રમણતા. બીજા લોકો પહેલી રમણતામાં તન્મયાકાર થઈ જાય, જ્યારે આપણને પણ પહેલા પ્રકારની રમણતા આવે ખરી પણ તેમાં આપણે તન્મયાકાર ના થઈએ.

## નિશ્ચય ચારિત્ર ઉત્પન્ન થયે, છેલ્લે થાય કેવળજ્ઞાન

જ્યાં સુધી 'હું આત્મા છું' એવી શ્રદ્ધા બેઠી છે એટલે સમ્યક્ દર્શન

થયું છે પણ ચારિત્ર ઉત્પન્ન થયું નથી, ત્યાં સુધી કેવળજ્ઞાન ના થાય. જ્યાં સુધી હિસાબ છે ત્યાં સુધી ચારિત્ર ઉત્પન્ન ના થાય.

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓને તો ચારિત્રનો ઉદય થયો છેને ?

**દાદાશ્રી :** હા, થયેલો છે. પણ એ ચારિત્રનો ઉદય કાયમ ના રહે. 'ઉદય થાય ચારિત્રનો વીતરાગ પદવાસ.' પણ પછી 'કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન.' 'કહીએ કેવળજ્ઞાન તે દેહ છતાં નિર્વાણ.' અક્રમ છેને, એટલે આત્માનું ચારિત્ર થાય.

જેટલા મિથ્યાભાસ, સાકારી ભાવો, જે મોહથી સત્યાભાસ હતા હવે એ જે આવે છે એ નથી ગમતા, કેમ કે પોતાના સ્વ-સુખને આંતરે છે, એ પોતાના અંતરાય કર્મો, એ મિથ્યાભાસ ટાળે તો ચારિત્રનો ઉદય થાય. વ્યવહાર ચારિત્રના બહાર તો ઓળા રહ્યા છે, વ્યવહાર ચારિત્ર પણ નથી. આ તો નિશ્ચય ચારિત્ર, એનાથી વીતરાગતા આવતી જાય અને છેલ્લે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય.

## વર્તે પ્રતીતિ અખંડ પણ જ્ઞાન-અનુભવ ખંડિત

**પ્રશ્નકર્તા :** કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન...

**દાદાશ્રી :** હં, હવે પોતાના સ્વભાવનું નિરંતર અખંડ વર્તે જ્ઞાન. નિજસ્વભાવનું એટલે આત્મસ્વભાવનું અખંડ જ્ઞાન વર્તે, કે જ્ઞાતા-દ્રષ્ટા છું. એ જ્ઞાન વર્ત્યા કરે. આખો દહાડો જ્ઞાતા-દ્રષ્ટા તરીકે જ જોયા કરે કે મહીં મન શું કર્યા કરે છે, બુદ્ધિ શું કરે, અહંકાર શું કર્યા કરે છે, એ બધાનો પોતે જ્ઞાતા-દ્રષ્ટા રહે.

આત્મરમણતા નિરંતર અખંડ વર્તે, તે કેવળજ્ઞાન. નિરંતર ના રહી શકે ત્યાં સુધી કેવળજ્ઞાન થવા તરફ ધ્યેય છે, તે સમકિત કહેવાય.

તમને આ નિજસ્વભાવની અખંડ પ્રતીતિ વર્તે છે પણ થોડુંક જ અનુભવે બાકી રહ્યું છે. તેને લીધે આ કેવળજ્ઞાન અટક્યું છે, તે કાળને લઈને પાછું. જો કાળ પેલો હોત તો ના અટકત.

નિજસ્વભાવનું જ્ઞાન તો અત્યારે તમને વર્તે છે પણ ખંડિત વર્તે છે. એટલે અખંડ વર્તે ત્યારે કેવળજ્ઞાન કહેવાય ને આ અંશે કેવળજ્ઞાન કહેવાય. જેટલું ખંડિત એટલું અંશ કેવળજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એનું અખંડ વર્તે.

**દાદાશ્રી :** અખંડ વર્તે. હવે આ બધાને ખંડિત કેમ થાય છે ? અખંડ પ્રતીતિ રહે છે પણ અખંડ જ્ઞાન રહેતું નથી. એનું શું કારણ ? ત્યારે કહે, આ પાછલાં કર્મો એને ગોદા મારે. પ્રતીતિ જાય નહીં પણ જ્ઞાન અને અનુભવ બે જુદી વસ્તુ છે. શું જતું રહે ?

**પ્રશ્નકર્તા :** લક્ષ અને અનુભવ જતું રહે.

**દાદાશ્રી :** હા, એટલે કહે છે કે જો કદી આ કર્મ પૂરા થઈ જાય, પછી એની મેળે કેવળજ્ઞાન થઈ જાય.

## 'હું શુદ્ધાત્મા છું'નું અવલંબન છૂટે, બને નિરાલંબ

કેવળજ્ઞાન એટલે એબ્સૉલ્યૂટ. એને ગુજરાતીમાં કહેવું હોય તો નિરાલંબ. એટલે અમને કોઈ જાતના અવલંબનની જરૂર નહીં. એટલે અમને કશું વસ્તુ અડે નહીં, એ અમારું સ્વરૂપ. જેલમાં બેસાડ્યા તોય પોતે નિરાલંબ, બહાર બેસાડે તોય નિરાલંબ. કારણ કે અક્રમ વિજ્ઞાન છે, ફુલ સ્ટોપ (પૂર્ણવિરામ) વિજ્ઞાન છે, આ કોમા (અલ્પવિરામ) વિજ્ઞાન નથી.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માનું અવલંબન કોને છે, આત્મા તો નિરાલંબ છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞાને. આ શુદ્ધાત્મ પદ પ્રાપ્ત થાય એટલે કેવળજ્ઞાનના અંશની શરૂઆત થાય. સર્વાંશે કેવળજ્ઞાન છે. કેવળજ્ઞાનના અમુક અંશનું ગ્રહણ થાય એટલે આત્મા તદ્દન છૂટો જ દેખાયા કરે, ત્યાર પછી 'એબ્સૉલ્યૂટ' થાય.

શુદ્ધાત્મા થયા એટલે મોક્ષમાં આવ્યા તમે, મોક્ષનો વિઝા મળી ગયો તમને. તમારી ગાડી શરૂઆત થઈ ગઈ, 'હું શુદ્ધાત્મા છું' એ.

શુદ્ધાત્મા અનુભવ થયો. 'હું શુદ્ધાત્મા છું' એ ભાન થયું, એ શબ્દરૂપ ભાન થયેલું છે અને જ્યારે નિરાલંબ થાય, ત્યારે તો કેવળજ્ઞાન કહેવાય છે.

## અમુક પુણ્યશાળીઓને જ સ્કોપ, થશે એ એકાવતારી

**પ્રશ્નકર્તા :** નિરાલંબ સ્થિતિ તો એબ્સૉલ્યૂટ થયા વગર પણ અનુભવ કરાયને ?

**દાદાશ્રી :** ના, એબ્સૉલ્યૂટ થયા પછી જ નિરાલંબ થાય. એટલે એબ્સૉલ્યૂટ શરૂ થયું ત્યાંથી તે સંપૂર્ણ એબ્સૉલ્યૂટ કેવળજ્ઞાન થાય ત્યાં સુધી એબ્સૉલ્યૂટ સ્થિતિ છે. એબ્સૉલ્યૂટની બિગિનિંગ છે અને એન્ડ પણ છે.

નિરાલંબ થવું તે જ કેવળજ્ઞાન જ થતું જવું. એક બાજુ નિરાવરણ અને નિરાલંબ બેઉ સાથે થતું જાય.

**પ્રશ્નકર્તા :** હવે અક્રમમાં ક્રમ ન રહ્યો તો કેવળજ્ઞાનમાં પણ ક્રમ ન રહેવો જોઈએ, કેવળજ્ઞાન થવું જ જોઈએને ?

**દાદાશ્રી :** રહ્યો જ નથી પણ આ નિકાલ તો કરવો પડે ને, જે સંઘરેલો છે.

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીરને પણ આ બધું હતું ?

**દાદાશ્રી :** ના, પણ એમને ત્રણ અવતાર થયા પછી આ થાય, તેને બદલે આ તો એક અવતારી છે. અક્રમ એટલે એક અવતારી. કેવળજ્ઞાન થઈ જ ગયું છે માની લો ને હવે ! પણ એનું શું કામ છે આપણે ? મોઢે બોલવું એ ગુનો છે. ના હોય તે વસ્તુ બોલવી એ ગુનો છે.

સાચી વસ્તુ હોયને, તેના અંતરાય પડેલા હોય એટલે આ સાચી વસ્તુ લોકોને કામ લાગે નહીં. આ તો અમુક જ માણસો, શાસ્ત્રમાં લખ્યું કે સાડા બાર હજાર માણસ એકાવતારી થશે. તે એટલા જ માણસોને માટે સ્કોપ છે. તે ચાર અબજની વસ્તી છે, બોલો !

**પ્રશ્નકર્તા :** કેટલા ? બાર હજાર માણસ ?

**દાદાશ્રી :** સાડા બાર હજાર માણસ એકાવતારી થશે, એટલો સ્કોપ છે. બીજો સ્કોપ જ નથીને ! એટલે આના તો (ટોળાં) ના હોયને, આ તો બધું ગુપ્ત રીતે ચાલ્યા કરે છે.

## કાળ અને કર્મોના હિસાબે અટક્યું, વર્તનરૂપ કેવળજ્ઞાન

કેવળજ્ઞાન આ સત્તા નથી. સત્તા એટલે આચરણરૂપે નહીં આવે, કેવળજ્ઞાન વર્તનરૂપે નહીં આવે, સમજરૂપે આવશે. કારણ કે અત્યારે વર્તનરૂપે કેવળજ્ઞાન બંધ થઈ ગયું છે, આ દુષમકાળનાં નિમિત્તે. ભગવાને ના પાડેલી છે. સમજરૂપે કેવળજ્ઞાન આવશે અને તે પાછું કલાકમાં થઈ જાય એવું છે.

આ દાદાનો સંગ, એ સત્સંગ તો શુદ્ધાત્માનો સંગ, છેલ્લામાં છેલ્લો સંગ અહીં અપાય છે. કેવળજ્ઞાન સિવાય બીજું કશું જ અપાતું નથી. જ્ઞાન તો એનું એ જ રહે, પણ જે પ્રવર્તન રહેવું જોઈએ તે કાળને આધારે રહે નહીં.

અમે તમારી, અમારી અને કેવળી ભગવાનની વચ્ચે બહુ ફેર નથી રાખ્યો. વીતરાગ એટલે મૂળ જગ્યાનું, સ્વરૂપનું જ્ઞાન-દર્શન તે. અમે તમને આખું કેવળજ્ઞાન અને કેવળદર્શન આપીએ છીએ. તે તમને સંપૂર્ણ કેવળદર્શન ઉત્પન્ન થાય છે અને કેવળજ્ઞાન ત્રણસો સાઈઠ ડિગ્રીનું સંપૂર્ણ નથી પચતું, કાળને લીધે. ત્રીજો-ચોથા આરા બેઉ એવા હોય છે કે કેવળજ્ઞાન થતા વાર ન લાગે. જો કદી સહેજે તરત સમતાપૂર્વક સહન કરી લીધું તો કેવળજ્ઞાન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આજે માણસ કેટલું કેટલું સહન કરે તોય કંઈ થતું નથી.

**દાદાશ્રી :** તે દહાડે દેવા નહીંને કોઈ જાતના ! દેવું નામ નહીં, નફો ખરો અને આજે તો પાંચ-પાંચ કરોડ તો દેવા બળ્યાં ! દેવા છેને ? એ બધું શું લઈને આવ્યા છે ? બાકી કેવળજ્ઞાન તો પ્રાપ્ત થયું તમને પણ આ કાળને લઈને ટચ થતું નથી.

**પ્રશ્નકર્તા :** કાળનો એવિડન્સ ખૂટે છે ?

**દાદાશ્રી :** કાળ જોઈએને ! આપણે રાત પડે, બે વાગે ચણા લેવા નીકળીએ તે કોણ આપે ? દહાડે મળે. એ તો એના કાળ પ્રમાણે બધું કામ થાય. અત્યારે વેદાંતે આ ભયંકર કળિયુગ કહ્યો છે ને જૈનોએ દુષમકાળ કહ્યો છે એવા વિચિત્ર કાળમાં આ કેવળજ્ઞાન આપેલું છે. કેવળ આત્મા એનું નામ કેવળજ્ઞાન. આ આત્મા સિવાય કોઈ ભેળવાળી વસ્તુ નથી આમાં. કેવળ નિર્ભેળ આત્મા આપ્યો છે. એ કેવળજ્ઞાન આપેલું છે પણ કેવળજ્ઞાન વર્તવા નથી દેતું. બહારના અંતરાયો તૂટ્યા નથી એટલે કેવળદર્શન સુધી રહે છે આ કાળમાં. બધા અંતરાય તૂટે એવાયે નથી એટલે આ કાળમાં પચે એવું નથી.

ચોથા આરામાં કેવળજ્ઞાન સુધી જઈ શકાતું, અત્યારે ક્ષાયક સમકિત સુધી જઈ શકાય. કૃષ્ણ ભગવાન જે પામ્યા'તા ત્યાં સુધી. એટલે ક્ષાયક સમકિત તમને પ્રાપ્ત થયું એટલે કર્મ બંધાય નહીં હવે. પછી તમે ઑફિસમાં જાવ-આવો, બધું કરો પણ કર્મ બંધાય નહીં, ત્યાં સુધીનો કાળ છે આ. તે જ્ઞાની પુરુષ સો ટકા આપી દે એટલે થઈ ગયું.

આ નિરંતર જાગૃતિ છે. એટલે હવે એ ફુલ ફલેજમાં (સંપૂર્ણ) થશે એને કેવળજ્ઞાન કહેવાય. એટલે આ નિરંતર પ્રતીતિ ઉત્પન્ન થઈ ગઈ. એક ક્ષણ પણ પ્રતીતિ ના જાય, 'હું શુદ્ધાત્મા છું' એ.

**પ્રશ્નકર્તા :** તો તો કેવળજ્ઞાન જ થઈ જાય.

**દાદાશ્રી :** એ તો થઈ જ જશે. આ કેવળજ્ઞાન શાથી અટક્યું છે આ બધાને ? ત્યારે કહે, આ કાળ નડે છે. આ ક્ષેત્ર નથી નડતું પણ આ કાળ નડે છે. તે ભલેને નડે. આપણને ના થાય તો વાંધોય શું છે ? કેવળજ્ઞાન જેવું સુખ વર્તતું હોય તો શું વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** અંશ થયું હોય તોય ઘણું છે.

**દાદાશ્રી :** આ તો અંશ જ બાકી છે.

## તીર્થંકરની ગેરહાજરીએ, અટક્યું કેવળજ્ઞાન

હવે એ તમને આપ્યું તે એબ્સૉલ્યૂટ જ્ઞાન, તેથી તો બીજે દહાડે પ્રગટે થાય, નહીં તો પ્રગટ થાય નહીં. પણ પચતું નથી આ કાળમાં. એટલે મોક્ષે ના જવાય.

**પ્રશ્નકર્તા :** પાચન થતું નથી, કારણ કે કૅપેસિટી નથી ને આપ્યું તેથી ?

**દાદાશ્રી :** કાળની વિચિત્રતા છે ને કર્મો બહુ છે. એટલે આ કાળના આધારે નિયમ જ એવો છે કે આ કાળમાં પાસ થવાતું નથી, આ કાળમાં છેલ્લી હદે જવાતું નથી. આ કાળની વિચિત્રતા છે આ ક્ષેત્રમાં, તેથી અમારે અટક્યું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અટકી જાય ખરું એમ ? આ કાળને હિસાબે ?

**દાદાશ્રી :** ના, કર્મો પૂરા થતાં નથી. એવાં ખીચોખીચ કર્મ લાવ્યો છે ને, તે પૂરાં થાય એમ નથી. કારણ કે કોમ્પ્રેસ કરી કરીને લાવેલો છે.

એના કર્મ એટલા બધા છે કે આ જેમ રૂને પ્રેસ કરી કરીને બાંધેને ગાંસડી, તે એવા પ્રેસ થયેલા કર્મ છે આ લોકોના. તે સવારના મોટર લઈને નીકળ્યો હોય ને આખો દહાડો મોટરમાં ફરે તોય કર્મ પૂરા થતા નથી તો ચાલીને જાય ત્યારે ક્યારે પૂરા થાય ? નર્યા કર્મોની સિલકો. ઢગલાબંધ લાવ્યો છે કર્મો. એટલા બધા કર્મોનો સજ્જડ ભરાવો છે કે કર્મો પૂરા થાય જ નહીં.

હવે જ્યારથી આ જ્ઞાન પ્રગટ થાય ત્યારથી આ જ્ઞાન નિર્વિકલ્પ જ્ઞાન હોવાથી, કેવળજ્ઞાનના અંશો ભેળા જ કર્યા કરે એ. જ્યારે અંશો ભેગા થતા થતા ત્રણસો સાઈઠ અંશ થાય એટલે પૂર્ણાહુતિ થઈ ગઈ, પણ ત્રણસો સાઈઠ અંશ થતા સુધી ટાઈમ લે એવું છે. ઘણા કર્મો બધા ફાવે એવા વીંટીને આવેલા છે, તે હિસાબ તો ચૂકતે કરવો પડશે ને ?

અને આ કાળેય તીર્થંકરો નહીં ને ! તીર્થંકરો હોયને ત્યારે તો તીર્થંકરને જોતાની સાથે જ સંપૂર્ણ થઈ જાય, ખાલી દર્શન કરતાની સાથે

જ ! આ જ્ઞાન હું આપું છુંને, તે હાજરી જ ખૂટે છે. બીજું કશું ખૂટતું નથી. આજે અહીં તીર્થંકર સાહેબ આવ્યા તો આ તમને બધાને કેવળજ્ઞાન થઈ જાય. કેવળી થઈ જાય એટલે સુધીનું જ્ઞાન હું આપું છું. આ કેવળજ્ઞાન જ તમને આપું છું. હવે તમારે તીર્થંકરના દર્શન કરવાના બાકી રહ્યા. અહીં તૈયાર થઈ ગયેલો હોય માલ, દર્શન કરો અને થઈ જાય.

## તીર્થંકરના માત્ર દર્શને જ, ઊભી થાય છેલ્લી કક્ષા

**પ્રશ્નકર્તા :** આ બધા આપણા મહાત્માઓ જે છે, એ ઉપરની કક્ષાએ પહોંચી શકશે ને ?

**દાદાશ્રી :** એ તો જ્યારે-ત્યારે પહોંચે જ છૂટકો છે, બીજું કશું નહીં. આ કક્ષા ક્યારે મળે, કે તીર્થંકરને જુઓ ને દર્શન કરો કે તે કક્ષા થઈ જ જાય. ખાલી દર્શનથી જ કક્ષાઓ ઊભી થાય છે. ઉપરની કક્ષાઓ ખાલી દર્શનથી જ, એમની સ્થિરતા જુએ, એમનો પ્રેમ જુએ, બધી ઊભી થઈ જાય. તે કંઈ શાસ્ત્રની બનાવેલી બનેલી નથી. આ તો જોવાથી જ થઈ જાય છે. હવે છેલ્લું, અત્યારે અહીં તીર્થંકર આવે તો તમને બધાને કેવળજ્ઞાન થઈ જાય. એવું બને નહીં અને કેવળજ્ઞાન થાય નહીં, કારણ કે એવો કાળ છે નહીં. ચોથો આરો થાય નહીં ને દહાડો વળે નહીં.

**પ્રશ્નકર્તા :** ત્યાં સુધી બીજનો ચંદ્રમા થાય તોય ઘણું છે.

**દાદાશ્રી :** આ કાળમાં તો પણ ઘણું થઈ ગયું, આ તો અંશ જ બાકી રહ્યું છે. કારણ કે ચિંતા ના થાય તો એ કેવું કેવળજ્ઞાન થયું ? કેટલું બાકી હશે ?

**પ્રશ્નકર્તા :** અત્યારે દેહ હોવા છતાં આપણે મુક્તતા અનુભવતા હોઈએ તો મૃત્યુ પામ્યા પછી મોક્ષે જવાય ?

**દાદાશ્રી :** ના, આ કાળે આ ક્ષેત્રે મોક્ષે ના જાય અને સંપૂર્ણ મુક્તિ ના હોય. સંપૂર્ણ મુક્તિ કોને કહેવામાં આવે ? કેવળજ્ઞાનને. કેવળમાં અંશે બાકી હોય એટલી મુક્તિ ઓછી હોય. છતાં મુક્તપણે એનું સુખ તો એને પૂરું વર્તતું હોય. કેવળજ્ઞાન થયા પછી જ સંપૂર્ણ મુક્તિ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ ચાર અંશની પૂર્તિ માટે મહાવિદેહ ક્ષેત્રમાં જવું પડે કે અહીંયા થાય ?

**દાદાશ્રી :** જવું જ પડે ને ! મહાવિદેહ ક્ષેત્રમાં તો જવું પડશે. કારણ કે અહીંથી સીધું થાય એવું નથી. કારણ કે કેવળજ્ઞાન પ્રાપ્ત કરેલો મનુષ્ય જોઈએ, એના ખાલી દર્શનથી જ મુક્તિ ! એ છેલ્લા દર્શન કરવાના બાકી રહી ગયા. લોક કહેશે, બધેય જાત્રા ફરી આવ્યા પણ રણછોડજી તો બાકી રહી ગયા, એવું નહીં ? રણછોડજીની જાત્રા પૂરી કરે ત્યારે જાત્રા પૂરી થઈ કહેવાય. એવું અહીં આગળ અમારી પાસે છેલ્લા દર્શન છે, પણ આની આગળ એક દર્શન રહ્યા, જો એ દર્શન થાય તો મુક્તિ થઈ જાય. એ દર્શન અહીં થવાના નથી, આ ભૂમિકામાં નથી.

## ‘લોક’ના સર્વે જ્ઞેયો, દેખાય કેવળજ્ઞાનમાં

**પ્રશ્નકર્તા :** એ ક્ષેત્રે કેવળજ્ઞાન થાય તો આપણને ખબર પડે ?

**દાદાશ્રી :** હા, કેમ ના ખબર પડે ? કેવળજ્ઞાન થાય એટલે આપણને ખબર કેમ ન પડે ? પોતે આખી દુનિયા જોઈ શકે એટ-એ-ટાઈમ. જ્યાં બેસે ત્યાં આખી દુનિયા જોઈ શકે.

**પ્રશ્નકર્તા :** બ્રહ્માંડની બધી વસ્તુ કેવી રીતે દેખાય ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા થયો એટલે બધા જ્ઞેયો દેખાય.

**પ્રશ્નકર્તા :** તીર્થંકરો સિદ્ધક્ષેત્રનું જે વર્ણન કરે છે, એ જ્ઞાનીઓને બધું દેખાતું હશે ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન થયા પછી બધું દેખાય.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન એટલે લોકાલોકનું સ્વરૂપ દેખાય એ ?

**દાદાશ્રી :** લોકાલોકનું સ્વરૂપ દેખાય એ વાત સાચી છે. લોક અને અલોક, એના ઉપરથી લોકાલોક બન્યું. કોને લોક વિભાગ કહે છે કે જેમાં જ્ઞેય વસ્તુઓ છે અને અલોકમાં જ્ઞેય વસ્તુ નથી. અલોકમાં આકાશ એકલું

જ છે. એટલે આમાં લોકમાં જ્ઞેય છે, માટે એ જ્ઞેયને જ્ઞાતા જોઈ શકે છે. અને અલોકમાં કશું જોવાનું છે નહીં, એટલે પછી ત્યાં આગળ(પ્રકાશ) જઈ શકતો નથી.

આત્મા જ્યારે સંપૂર્ણ થાય છે ત્યારે છેલ્લી દશામાં હોય છે. ત્યારે આત્મા દેહથી છૂટો થાય છે તે આખા લોકમાં ફરી વળે છે, આખો લોક પ્રકાશમાન થઈ જાય છે. તે આખા જગતની બધી જ ચીજ દેખાય. દેહમાં હોવા છતાંય આ તો દેખાય, એને કેવળજ્ઞાન કહેવાય છે. કેવળજ્ઞાન એટલે શું ? એબ્સૉલ્યૂટ જ્ઞાન. બધું જ દેખાય. આ નથી દેખાતું એનું કારણ ? આવરણ, આપણાં ઊભાં કરેલાં આવરણ !

હવે ધીમે ધીમે બધું દેખાશે. પહેલી ભૂલો દેખાશે. ભૂલો ભાંગશે તેમ આગળ જવાશે, મલ્ટિપ્લિકેશનથી પાછું. એક શક્તિ વધતી જશે, કેવી રીતે ? મલ્ટિપ્લિકેશનથી. આજે બે શક્તિ ઉત્પન્ન થશે, કાલે બેની ચાર થશે, ચોકુ ચોકુ સોળ થશે. સોળ ગુણ્યા સોળ એટલે બસ્સો છપ્પન, એવી રીતે. ભભૂકે જ...

## ડિસ્ચાર્જ રસો તૂટશે, ત્યારે જ્ઞાન પ્રગટ થતું જશે

અને મૂળ વસ્તુ શું છે તે સમજતા થઈ ગયા. શુદ્ધાત્માને, આત્મા ને સંયોગો તો મહાવીર ભગવાન એકલાને જ દેખાતા હતા, બીજા કોઈને કેવળજ્ઞાન સિવાય દેખાય નહીં. તે તમને દેખાતા થઈ ગયા !

**પ્રશ્નકર્તા :** તો તો અમારામાંય છે તે કેવળજ્ઞાન સ્વરૂપ જ કહેવાયને ?

**દાદાશ્રી :** એ જ છે ને !

**પ્રશ્નકર્તા :** તો પછી એ જ્ઞાન બહાર કેમ નથી નીકળતું ?

**દાદાશ્રી :** બહાર શેનું નીકળે પણ ? હજુ તો ગલીપચીઓ થાય છેને ? જેટલી ગલીપચી થાય તેટલું જ્ઞાન આવરાય. આ ડિસ્ચાર્જના રસો જેમ જેમ તૂટશે, તેમ તેમ પેલું કેવળજ્ઞાન સ્વરૂપ પ્રગટ થતું જશે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન થવા શું મહેનત કરવી પડે ?

**દાદાશ્રી :** ના, આ તો સહજ માર્ગ હોય. નો લૉ લૉ હોય. મહેનતથી કેવળ ના થાય. સહજ હોય, અપ્રયત્ન દશા આવવી જોઈએ.

## હવે જોવું પોતાને, કેવળજ્ઞાન સ્વરૂપથી

**પ્રશ્નકર્તા :** 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એમ વધારે બોલીએ તો વાંધો છે ?

**દાદાશ્રી :** કશો વાંધો નહીં, પણ શબ્દરૂપે બોલવાનો અર્થ નહીં. સમજીને બોલવું સારું. જ્યાં સુધી અશુદ્ધ બાબત આવે ને તે વખતે મહીં પરિણામ ઊંચાનીચાં થઈ જાય ત્યાં સુધી 'હું શુદ્ધાત્મા છું' બોલવું સારું. પછી આગળની શ્રેણીમાં 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એમ બોલાય. આ નિર્વિકલ્પ જ્ઞાન છે એટલે 'કેવળજ્ઞાન સ્વરૂપ છું' એવું બોલવામાં વાંધો નથી. એવું દહાડામાં પાંચ-દસ વખત બોલવું અને પોતાને કેવળજ્ઞાન સ્વરૂપથી જોવું ઘણા વખત.

કેવળજ્ઞાન સ્વરૂપ કેવું દેખાય ? આખા દેહમાં આકાશ જેટલો જ ભાગ પોતાનો દેખાય. આકાશ જ ખાલી દેખાય, બીજું કશું દેખાય નહીં, કોઈ મૂર્ત વસ્તુ એમાં ના હોય. આમ ધીમે ધીમે અભ્યાસ કરતા જવાનું છે. અનાદિકાળના અન્-અભ્યાસને 'જ્ઞાની પુરુષ'ના કહેવાથી અભ્યાસ થતો જાય. અભ્યાસ થયો એટલે શુદ્ધ થઈ ગયું !

ગુણોની ભજના કરે તો સ્થિરતા રહે. આ મારું સ્વરૂપ છે અને આ ન્હોય, આ જે થાય છે એ મારું સ્વરૂપ ન્હોય, એવું બોલો તોય ઊંચાનીચાં પરિણામ બંધ થઈ જાય, અસર ના કરે. આત્મા શું છે, એના ગુણ સહિત બોલવું, જોવું, ત્યારે એ પ્રકાશમાન થાય.

## જાગૃતિ સંપૂર્ણ થયે, થાય કેવળજ્ઞાન

આ જ્ઞાનનો અર્થ શું છે ? જાગૃતિ. આપણી આ આત્મજાગૃતિ છે અને એનું ફળ કેવળજ્ઞાન છે. નિરંતર જાગૃતિ રહેવી જોઈએ. એક સેકન્ડ

પણ અજાગૃતિ રહે એ ચાલે નહીં. સંપૂર્ણ જાગૃતિ ના રહે પણ અમુક અંશે નિરંતર હોય ! સંપૂર્ણ જાગૃતિ થાય ત્યારે કેવળજ્ઞાન કહેવાય, સંપૂર્ણ અને નિરંતર ! આ તમને અપૂર્ણ ને નિરંતર એ જાગૃતિ શરૂ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અપૂર્ણ અને નિરંતર જાગૃતિ એ ના સમજાયું.

**દાદાશ્રી :** એટલે કેવળજ્ઞાન નહીં, પૂર્ણ હોત તો કેવળજ્ઞાન કહેવાત. એટલે તમારે હવે પુરુષાર્થ કરવાનો રહ્યો, તમે પુરુષ થયા માટે. તો હવે તમે પુરુષાર્થ કરો. જેટલી આજ્ઞા પાળો એટલી મહીં જાગૃતિ વધતી જાય, પૂર્ણતા ઉત્પન્ન થતી જાય. જ્યાં જાગૃતિ પહોંચી એ જ આત્મા નજીક પહોંચ્યા. જેટલું નજીક ગયા એટલું અજવાળું વધારે, એટલો પ્રકાશ થતો જાય.

**પ્રશ્નકર્તા :** એવી રીતે જાગૃતિ હવે જેમ જેમ વર્તતી જાય, તેમ તેમ જ્ઞાતા-દ્રષ્ટાપણું પણ વધતું હોય ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટાપણું જાગૃતિના આધીન છે, બુદ્ધિના આધીન નથી. જગત બુદ્ધિના આધીન છે. બુદ્ધિ ને જાગૃતિ બે જુદી વસ્તુ છે. જાગૃતિ છેવટે પૂર્ણ થાય ત્યારે કેવળજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** જેમ આ ટેપરેકર્ડ બધા અવાજોને વીતરાગ ભાવે ગ્રહણ કરી શકે છે, એવું જેમ જાગૃતિ વધતી જાય, તેમ તેમ પ્રત્યેક પર્યાયોને જોઈ શકે એવું બને ?

**દાદાશ્રી :** બધું જોઈ શકે. જાગૃતિ જ આત્મા છે.

**પ્રશ્નકર્તા :** જાગૃતિને જોનારો આત્મા કે જાગૃતિ પોતે આત્મા છે ?

**દાદાશ્રી :** જાગૃતિ પોતે જ આત્મા છે. આત્મા કોઈ બીજી વસ્તુ નથી, જાગૃતિ જ.

તમને જાગૃતિ તો આવી છે. હવે જાગૃતિ વધતી વધતી વધતી કેવળજ્ઞાનને પામશે. કેવળજ્ઞાન એટલે ફુલ સ્કોપની જાગૃતિ. પેલી આ અમુક હદમાં પાતળી થઈ ગઈ, નિરંતર જાગૃતિ એટલે કેવળદર્શન થયું

કહેવાય, પણ ફુલ સ્કોપમાં થાય એટલે કેવળજ્ઞાન કહેવાય. જાગૃતિ એ છે તે પૂર્ણત્વે પહોંચે એનું નામ કેવળજ્ઞાન. પછી તેથી આગળ સ્ટેશન નથી. આ જ છેલ્લું સ્ટેશન છે.

જાગૃતિ એ જ જ્ઞાન છે ને સંપૂર્ણ જાગૃતિ એનું નામ કેવળજ્ઞાન. તમામ પ્રકારની જાગૃતિ, અણુએ અણુ, પરમાણુએ પરમાણુની જાગૃતિ એનું નામ કેવળજ્ઞાન. કેવળજ્ઞાનનું જે આખરી પગથિયું છે, તેમાં કેવળ સ્વરૂપની જ રમણતા રહે.

સંપૂર્ણ જાગૃતિ એ કેવળજ્ઞાન છે અને કેવળજ્ઞાન એ ખુદ પરમાત્મા છે અને એ ખુદ પરમાત્માની સાથે અમે વાતોચીતો કરીએ છીએ નિરંતર અને તમે બધા અમારી જોડે બેઠા, પછી દુઃખ હોય કોઈને ? ખુદ પરમાત્મા કોઈ દહાડો પ્રગટ થતા નથી, ચોવીસ તીર્થંકરો સિવાય ખુદ પરમાત્મા પ્રગટ થયેલા નથી !

## ઉપયોગ ઉપયોગમાં એ વિજ્ઞાન સ્વરૂપ

મેં જે જ્ઞાન આપ્યું, તે તમને દર્શનમાં પરિણામ પામ્યું. હવે જ્ઞાન છે તે અમારી જોડે બેસશો તેમ તેમ તેટલા અંશે વધતું જશે, તેમ શુદ્ધ ઉપયોગ ઉત્પન્ન થશે. જેટલો શુદ્ધ ઉપયોગ ઉત્પન્ન થયો એટલું જ્ઞાન છે. એ શુદ્ધ ઉપયોગ સંપૂર્ણ વર્ત્યો નિરંતર, એનું નામ કેવળજ્ઞાન ! સંપૂર્ણ શુદ્ધ ઉપયોગ તે કેવળજ્ઞાન કહ્યું છે. એને શુદ્ધ ઉપયોગમાંથી કેવળજ્ઞાનના બીજ રોપાયા, અંશ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. એ સર્વાંશ થતા ટાઈમ લાગે, સૌ-સૌના પુરુષાર્થ પ્રમાણે. જે અમારી આજ્ઞામાં રહે એને સંપૂર્ણ શુદ્ધ ઉપયોગ કહેવામાં આવે છે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે અમારે ઉપયોગ ઉપયોગમાં રહે, એટલે એમાં બે ઉપયોગ થયા તો કયો ઉપયોગ કયા ઉપયોગમાં રહે ?

**દાદાશ્રી :** પહેલો ઉપયોગ એટલે જે શુદ્ધ ઉપયોગ છે તે. એ ઉપયોગ એટલે પોતાની જાતને શુદ્ધ જોવી, બીજાને શુદ્ધ જોવા, આજ્ઞામાં રહેવું એ બધું શુદ્ધ ઉપયોગ કહેવાય અને એ શુદ્ધ ઉપયોગની ઉપરેય

ઉપયોગ રાખે કે શુદ્ધ ઉપયોગ કેવો વર્તે છે, એ કેવળજ્ઞાન કહેવાય. પહેલો શુદ્ધ ઉપયોગ કહેવાય ને ઉપયોગ ઉપયોગમાં એ કેવળજ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** એ ઉપયોગ જ્ઞાન સ્વરૂપ કહેવાય ?

**દાદાશ્રી :** શુદ્ધ ઉપયોગ જ્ઞાન સ્વરૂપ કહેવાય અને ઉપયોગ ઉપયોગમાં એ વિજ્ઞાન સ્વરૂપ કહેવાય, કેવળજ્ઞાન સ્વરૂપ કહેવાય. શુદ્ધ ઉપયોગની જે જાગૃતિ છે તેની ઉપરેય જાગૃતિ એ કેવળજ્ઞાનની જાગૃતિ છે, છેલ્લી જાગૃતિ છે. 'જ્ઞાની'ની જાગૃતિ એ શુદ્ધ ઉપયોગ કહેવાય અને તેના ઉપરની જાગૃતિ એ કેવળજ્ઞાનનો ઉપયોગ કહેવાય. અમને જાગૃતિ પરની જાગૃતિ રહે, પણ જેવી તીર્થંકરની રહે એટલી બધી ના રહે.

**પ્રશ્નકર્તા :** અંતઃકરણની ક્રિયામાં જે વખતે ઉપયોગ રહે છે, જ્ઞેય-જ્ઞાતા સંબંધ રહે છે, તે વખતે પોતે જ્ઞાતા ને અંતઃકરણ જ્ઞેય રહે, એમાંય પાછું કેવળજ્ઞાનમાં ઉપયોગ રહે ?

**દાદાશ્રી :** આ જ્ઞેય-જ્ઞાતા સંબંધના ઉપયોગને પેલો ઉપયોગ 'જાણે' કે કેટલો ઉપયોગ કાચો પડ્યો, કેટલો પાકો થયો. તીર્થંકરોને જ્ઞેય-જ્ઞાતા ઉપરેય ઉપયોગ હોય, 'કેવળ' બધું હોય.

**પ્રશ્નકર્તા :** એટલે કેવળજ્ઞાનમાં જ્ઞેયથી છૂટું પડી ગયું કહેવાય ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાનમાં જ્ઞેયથી છૂટું જ હોય. પણ જ્ઞેય-જ્ઞાતાવાળા સંબંધમાં જ્ઞેયની જોડે છૂટું નથી પડતું, એને સંબંધ રહ્યો છે અને સંબંધને જાણે છે કે આવો સંબંધ છે.

ઉપયોગ ઉપયોગમાં રહે એટલે જાગૃતિ જાગૃતિમાં જ રહે, બહાર ના ખેંચે. બહાર જે દેખાય તે સહેજાસહેજ દેખાય.

## સર્વાંશ વીતરાગતાએ, પ્રગટે સંપૂર્ણ કેવળજ્ઞાન

બહારનું તો તમે જોશો એ જુદી વાત છે, પણ તમારા જ અંદરનું તમે બધું જોયા કરશો તે વખતે તમે કેવળજ્ઞાન સત્તામાં હશો. પણ અંશ કેવળજ્ઞાન થાય, સર્વાંશ નહીં.

જેટલો વખત તમે જ્ઞાયક રહો એટલો વખત તમે ભગવાન, એટલો વખત કેવળજ્ઞાનના અંશો ભેગા થાય.

વીતરાગ થવાની શરૂઆતથી માંડીને વીતરાગ થવાના એન્ડ સુધી વીતરાગ થતા થતા થતા આગળ વધી અને સર્વાંશે વીતરાગ થાય ત્યારે કેવળજ્ઞાન થાય. કેવળજ્ઞાન પહેલું થાય નહીં, અંશે વીતરાગ થતો થતો થતો થતો જેટલા અંશે વીતરાગ થયો, એટલા અંશે કેવળજ્ઞાન થયું. કેવળજ્ઞાનેય એટલા અંશે ગણાય. પછી સંપૂર્ણ કેવળજ્ઞાન ક્યારે ગણાય કે સર્વાંશે વીતરાગ થાય ત્યારે સંપૂર્ણ કેવળજ્ઞાન થાય.

## પાંચ આજ્ઞા પાલને, પમાશે કેવળજ્ઞાન નિઃશંક

તમારે હજી મારી આજ્ઞા પાળવાની છે. જેટલી આજ્ઞા પાળો તેટલા કેવળજ્ઞાન સ્વરૂપ થાઓ.

આ પાંચ વાક્યો જ એ કેવળજ્ઞાનના યથાર્થ સાધનો છે. એ સાધનોથી કામ લીધું કે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય. આ સંસાર નડતો નથી. આ પાંચ વાક્યો ને સંસારને લેવાદેવા નથી.

આત્મજ્ઞાન અને જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે વર્તાય એટલે પછી કેવળજ્ઞાન થાય. કેવળજ્ઞાન પામવું એ જ્ઞાની મળે પછી કંઈ બહુ છેટું નથી, નહીં તો કરોડો વર્ષ, કરોડો અવતારેય નથી.

**પ્રશ્નકર્તા :** કૃપાળુદેવની બૂકમાં વાંચ્યું હતું કે સત્સંગ કરશો તો કેવળજ્ઞાન નજીક છે.

**દાદાશ્રી :** એ ખરું કહેવાય, સાચું લખ્યું છે. આપણે કેવળજ્ઞાનની બહુ ઉતાવળ ના કરવી. આજે છે તે રૌદ્રધ્યાન-આર્તધ્યાન ના થાય એની ઉતાવળ કરવી.

**પ્રશ્નકર્તા :** અત્યારે જે જરૂરી હોય તે જ પહેલા કરાય ને ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન તો એની મેળે સામું આવે છે. એને લેવા જવું પડતું નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, એ બોજો હલકો કરવા આપને અરજ કરી છે.

**દાદાશ્રી :** એ બરોબર છે. બોજો તમારે રાખવાનો નહીં. એ તો એની મેળે સામું જ આવવાનું હવે. આ આજ્ઞા પાળોને, એ પદ સામું આવવાનું. મારે ચોખ્ખું કહી દેવું જોઈએને કે શું છે આ ! કરેક્ટનેસ તો આવવી જોઈએને ? કેવળજ્ઞાન ! એબ્સૉલ્યૂટ !

## વ્યવસ્થિતનું પૂર્ણ જ્ઞાન, એનું નામ કેવળજ્ઞાન

જગતના લોક કહે છે કે 'કેવળજ્ઞાન' કરવાની ચીજ છે. ના, એ તો જાણવાની ચીજ છે. કરવાની ચીજ તો કુદરત ચલાવી રહી છે. કરવું એ જ ભ્રાંતિ છે. આ શક્તિ કેટલી જાહોજલાલીથી તમારા માટે કરી રહી છે ! એ શક્તિને તો ઓળખો. આ તો 'વ્યવસ્થિત' શક્તિનું કામ છે.

જો કદી અમારું આપેલું 'વ્યવસ્થિત' એક્ઝેક્ટ સમજે, તો આ બાજુ કેવળજ્ઞાન થાય એવું છે. જેટલી સમજ બેઠી અને ફિટ થઈ ગઈ અને એની પેલી બાજુ કેવળજ્ઞાન સામું થાય એવું છે. એ અમારી ફુલ (પૂર્ણ) સમજમાં આવ્યા પછી અમે આપેલું છે અને અમારી આ કેટલાય અવતારની શોધખોળ છે.

વ્યવસ્થિત તો બહુ મોટી વસ્તુ છે. વ્યવસ્થિત સમજવું ને એક બાજુ કેવળજ્ઞાન થવું, બે સાથે થાય છે. એટલે આ વ્યવસ્થિત પૂરેપૂરું સમજવું જોઈએ. વ્યવસ્થિત સમજાઈ ગયું કે કલ્યાણ થઈ ગયું. વ્યવસ્થિત પૂરું સમજાય તે દહાડે કેવળજ્ઞાન થઈને ઊભું રહ્યું હોય. વ્યવસ્થિતનું પૂર્ણ જ્ઞાન એનું નામ કેવળજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતનું પૂર્ણ જ્ઞાન એનું નામ કેવળજ્ઞાન ?

**દાદાશ્રી :** હા, કેવળજ્ઞાન. આ બધું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે, અવસ્થા માત્ર કુદરતી રચના છે, તેવું જ્યારે ફિટ થશે ત્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થશે.

## સમજતા સમજતા છેલ્લું વ્યવસ્થિત, કરાવશે કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** સો ટકા વ્યવસ્થિતમાં આવીએ ત્યારે આ કર્તાપણું જાય ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત સો ટકા એક્ઝેક્ટ સમજમાં આવી જાય તો કેવળજ્ઞાન થાય. ત્યાં સુધી જેટલી સમજણ પડે એટલું કેવળજ્ઞાન ખુલ્લું થાય ધીમે ધીમે. વ્યવસ્થિત બુદ્ધિથી સમજાય એવું નથી, દર્શનથી સમજાય તેવું છે.

આ જગતમાં કશું આવડતું ના હોય ને 'વ્યવસ્થિત છે' એવું સમજાય તેને કેવળજ્ઞાન થઈ ગયું છે એમ કહેવાય. આ વ્યવસ્થિત વ્યવસ્થિત જ છે પણ વ્યવસ્થિત સમજાવું જોઈએ, અનુભવમાં આવવું જોઈએ. અને આ વ્યવસ્થિત સમજાઈ જાય ને, પછી કશું સમજવા જેવું રહ્યું જ નહીં. વ્યવસ્થિત પૂરેપૂરું સમજી જાય, તે સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટા રહી શકે.

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત બરોબર સમજાય તો કેવળજ્ઞાન છે' એ જરાક વધારે સમજાવો.

**દાદાશ્રી :** આ વ્યવસ્થિત જેટલું સમજાયને એટલા કેવળજ્ઞાનના અંશ ખુલ્લા થઈ જાય. અને જેટલું સમજાય પછી એ સાઈડમાં જોવાનું જ ના રહે. જે જ્ઞાનમાં કંઈ જોવાનું બાકી ના રહે, એ કેવળજ્ઞાન કહેવાય. એટલે જ્યારે આખું રિલેટિવ જ્ઞાન ઊડી જાય છે ને, એ કેવળજ્ઞાન બધું કમ્પ્લીટ થઈ ગયેલું હોય એક બાજુ.

એ વ્યવસ્થિત એટલે સુધી સમજતા સમજતા જવાનું છે કે છેલ્લું વ્યવસ્થિત, કેવળજ્ઞાન ઊભું કરશે ! આ વ્યવસ્થિત અમારી શોધખોળ એવી સુંદર છે ! આ અજાયબ શોધખોળ છે ! આ વ્યવસ્થિત તો સમજાઈ ગયું છે ને, પૂરેપૂરું ?

## સંપૂર્ણ વ્યવસ્થિત સમજાયે, થાશે પૂર્ણાહુતિ

**પ્રશ્નકર્તા :** પૂરેપૂરું તો સમજ્યો કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** જેમ જેમ વ્યવસ્થિતના પર્યાયો સમજાતા જશે, જેટલા વધારે પર્યાય સમજાય એટલો વધારે લાભ થાય. આ વ્યવસ્થિત બધાને સમજાય ખરું, પણ સહુ સહુની ગરણી, જાગૃતિ પ્રમાણે. પછી સંપૂર્ણ પર્યાય સમજાઈ જાય તો તે દહાડે કેવળજ્ઞાન થયેલું હોય ! મારેય ચાર ડિગ્રીના પર્યાય ખૂટે. એટલે 'વ્યવસ્થિત' સમજવા જેવી વસ્તુ છે.

જેટલી રોંગ માન્યતાઓ ખસે એટલી જાગૃતિ વધે અને એટલું જ 'વ્યવસ્થિત' સમજાય એને. જેમ વ્યવસ્થિત સમજાતું જાય, એમ પાછી જાગૃતિ વધતી જાય અને સંપૂર્ણ વ્યવસ્થિત સમજાશે ત્યારે પૂર્ણાહુતિ ! પણ 'વ્યવસ્થિત' એકદમ સમજાય નહીં.

આપણો એક-એક શબ્દ સમજી જાયને, એક જ સાચો શબ્દ જો સારી રીતે સમજી જાયને તો ઠેઠ કેવળજ્ઞાન સુધી લઈ જાય એમ છે, પણ સમજવો જોઈએ.

આ વ્યવસ્થિત સમજાયું ને, એ તો હજુ સ્થૂળ સમજેલું છે. હજુ સૂક્ષ્મ વ્યવસ્થિત આખું સમજવાનું છે, પછી સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ. વ્યવસ્થિત પૂરું સમજાય એટલે કેવળજ્ઞાન થાય.

## બુદ્ધિ-અહંકાર નિર્મૂળ થયે, દેખાશે કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** તમે કહ્યું છે કે કેવળજ્ઞાન પામવા માટે અબુધ થવાની જરૂર છે. અબુધ થયા વગર કેવળજ્ઞાન ઉત્પન્ન ન થાય.

**દાદાશ્રી :** કેવળજ્ઞાન ન થાય, એ સાચી વાત છે. કારણ કે કેવળજ્ઞાન એ સંપૂર્ણ દશા છે મૂળ પ્રકાશની. ત્યારે મૂળ પ્રકાશ એ બુદ્ધિથી જુદો છે. જેમાં અહંકાર નામેય નથી એ પ્રકાશ અને આ અહંકારી જ્ઞાન એ બુદ્ધિ.

**પ્રશ્નકર્તા :** હવે અબુધ થવાનું ?

**દાદાશ્રી :** ના, અબુધ તો એ જ્ઞાન લીધા પછી સ્વાભાવિક થયા જ કરે. જ્યારે બુદ્ધિ બિલકુલ વપરાશે નહીં, અહંકાર નિર્મૂળ થશે, ત્યારે

આખું 'કેવળજ્ઞાન' દેખાયા કરશે. અમારે બુદ્ધિ વાપરવાની નહીં, અમે 'અબુધ' છીએ.

## પુદ્‌ગલનું આકર્ષણ ખલાસ થયે, પમાશે કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** પ્રત્યેક પુદ્‌ગલનું આકર્ષણ સર્વથા જતું રહે ત્યારે કેવળજ્ઞાન થાય કે અહંકાર જાય ત્યારે કેવળજ્ઞાન થાય ?

**દાદાશ્રી :** જીવતો અહંકાર જાય ત્યાર પછી ડિસ્ચાર્જ અહંકાર રહે. એ મડદાલ અહંકાર છે, એ જીવંત નથી. પણ મડદાલ અહંકાર છે ત્યાં સુધી શરીર કાર્ય કરી શકે. એ જ્યારે જાય એટલે આકર્ષણ બધું જતું રહે, ત્યારે કેવળજ્ઞાન થાય. દેહ હોય પણ પોતાને આકર્ષણ ના હોય, કોઈપણ પ્રકારનું આકર્ષણ !

**પ્રશ્નકર્તા :** આકર્ષણ એ પુદ્‌ગલનો ગુણ કહેવાય ?

**દાદાશ્રી :** હા, આકર્ષણ એ પુદ્‌ગલનો ગુણ કહેવાય.

**પ્રશ્નકર્તા :** જેનો અહંકાર ગયો હોય, તેને પુદ્‌ગલનું આકર્ષણ રહે ?

**દાદાશ્રી :** એને પોતાને ના રહે, પણ પુદ્‌ગલને પુદ્‌ગલનું આકર્ષણ રહે. આ તને અહંકાર ગયેલો હોય તો તને ના અડે પણ ચંદુને રહે, પુદ્‌ગલને પુદ્‌ગલનું આકર્ષણ રહે. જ્યાં સુધી એમાંથી રસ ખેંચાઈ ગયો નથી ત્યાં સુધી નવો રસ ઉત્પન્ન થતો નથી ને જૂના રસનો નિવેડો લાવી નાખે. નવો રસ ઉત્પન્ન થતો હોય ત્યાં આગળ સંસાર. કોઝિઝ ને ઈફેક્ટ બન્ને સાથે હોય એનું નામ સંસાર. આ તો ઈફેક્ટ જ છે ખાલી. એમાં કોઝિઝ ના હોય, નિકાલી બાબત હોય આ.

**પ્રશ્નકર્તા :** પછી પુદ્‌ગલને પુદ્‌ગલનું આકર્ષણ ના હોય ?

**દાદાશ્રી :** એય ના હોય. પેલું આકર્ષણ તો તમને નથી, પણ પુદ્‌ગલને પુદ્‌ગલનું આકર્ષણ રહ્યું છે. એ તમારે જતું રહે ત્યારે કેવળજ્ઞાન થાય. અમારે ચાર અંશ ખૂટે છે એટલે ચાર અંશનું અમારે હોય. બાકી બીજું કશું આકર્ષણ અમારે હોય નહીં.

## આત્મજ્ઞાન પછી છદ્મસ્થ, કેવળી એ વિદેહી, નિર્વાણે મહાવિદેહી

**પ્રશ્નકર્તા :** આત્માની ત્રણ અવસ્થાઓ કીધી કે એક છદ્મસ્થ અવસ્થા, બીજી વિદેહી અવસ્થા અને ત્રીજી મહાવિદેહી, આવી જે ત્રણ અવસ્થાઓ જે કીધી છે, એ જરા એનું આપ વર્ણન કરો.

**દાદાશ્રી :** જ્યાં સુધી કેવળજ્ઞાન ઉત્પન્ન ના થાયને ત્યાં સુધી છદ્‌મસ્થ અવસ્થા કહેવાય બધી.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન થતાં સુધી ?

**દાદાશ્રી :** હા, કેવળજ્ઞાન થયું એ વિદેહી અવસ્થા અને મુક્ત થયો એ મહાવિદેહી. અને મહાવિદેહ તો બીજું ક્ષેત્ર છે. આ આના અર્થ આવા બધા કરવા નહીં, આના આવા અર્થની જરૂર જ નહીં. મહાવિદેહી એટલે શું ? મુક્ત થઈ ગયો અહીંથી.

**પ્રશ્નકર્તા :** મુક્ત થઈ ગયો !

**દાદાશ્રી :** દેહથી. વિદેહ એટલે દેહ સાથે મોક્ષ, તે તીર્થંકર ભગવાન બને કે કેવળી.

## છદ્મસ્થને ફાઈલોના નિકાલ થયે આવે ઉકેલ

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રમાં એમ કહેવાય છે કે છદ્‌મસ્થને, કેવળીને અને તીર્થંકર ભગવાનને જ્ઞાન તો સાત તત્ત્વનું પૂરેપૂરું છે. છતાંય છદ્‌મસ્થને શુદ્ધ જ્ઞાન છે, તો એમને અને કેવળી ભગવાનને શુદ્ધ જ્ઞાન છે એમાં કેટલો ફરક પડી જાય પછી ?

**દાદાશ્રી :** ફરક પડી જાયને ! પેલાને છદ્‌મસ્થ એટલે એની ક્રિયા કેવળજ્ઞાનમય થઈ નથી, એની ફાઈલો છે બધી.

**પ્રશ્નકર્તા :** તત્ત્વનું દર્શન તો સરખું થયું ?

**દાદાશ્રી :** તત્ત્વનું દર્શન ભલે હોય.

**પ્રશ્નકર્તા :** જીવાદિ સાત તત્ત્વો તો સરખા જાણ્યા ?

**દાદાશ્રી :** હા, પણ જ્યાં સુધી ઈચ્છા છે બધાને ચૂકવવાની ત્યાં સુધી કશું વળે નહીં ને ! ત્યાં સુધી છદ્‌મસ્થ દશા થાય પછી.

**પ્રશ્નકર્તા :** પણ છદ્‌મસ્થનું તો શ્રુતજ્ઞાન છે ને ?

**દાદાશ્રી :** હા, શ્રુતજ્ઞાનનો વાંધો નહીં. શ્રુતજ્ઞાન કેવળજ્ઞાનમાં જ પરિણામ પામે.

**પ્રશ્નકર્તા :** દર્શન તો સરખું જ થાય ને ?

**દાદાશ્રી :** હા, એનો એ અનુભવ સરખો હોય.

**પ્રશ્નકર્તા :** અનુભવ સરખો હોય ને, તો પછી આનંદ સરખો જ મળેને ?

**દાદાશ્રી :** આનંદેય મળે પણ થોડી ફાઈલો છે ને, તે ના લેવા દે અને પેલાને ફાઈલ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે છદ્મસ્થને ફાઈલ રહે ને ?

**દાદાશ્રી :** બહુ ફાઈલો હોય.

**પ્રશ્નકર્તા :** તો આપણે છદ્મસ્થ પરિસ્થિતિ જ પ્રાપ્ત કરી શકીએને ? દેહ ધારણ કરવાથી સંપૂર્ણ નિરાકાર પરિસ્થિતિ તો ના થઈ શકેને ?

**દાદાશ્રી :** ના, સંપૂર્ણ શી રીતે થઈ શકે ? ફાઈલોનો નિકાલ થઈ જાય તો ઉકેલ આવે.

## ચારિત્રમોહ પૂરો થયે, થાય કેવળજ્ઞાન

તીર્થંકરોએ ડિસ્ચાર્જ મોહને ચારિત્રમોહ કહ્યો. કેવળજ્ઞાન થાય ત્યારે મોહ છૂટેલા હોય, બેઉ-દર્શનમોહ ને ચારિત્રમોહ. મહાવીર સ્વામીને કેવળજ્ઞાન થતા સુધી ચારિત્રમોહ હતો.

**પ્રશ્નકર્તા :** દાદા, તો પછી ચારિત્રમોહ તો ઠેઠ તીર્થંકર હોય ત્યાં સુધી રહેવાનો જ ને ?

**દાદાશ્રી :** ઠેઠ સુધી ચારિત્રમોહ જ છે. ચારિત્રમોહ બંધ થાય ત્યારે કેવળજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** ચારિત્રમોહ પૂરો થાય, અંતર તપ પૂરું થાય ને પછી કેવળજ્ઞાન થાય ?

**દાદાશ્રી :** એ પછી કેવળજ્ઞાન થાય. ત્યાં સુધી એને ક્ષીણમોહ કહેવાય છે. પછી કેવળજ્ઞાન થોડા કાળ પછી થાય.

ક્ષીણમોહમાંય ચારિત્રમોહ રહી ગયો હોય. આમ ક્ષીણમોહ કહેવાતો હોય બારમા ગુંઠાણાને પણ મહીં ચારિત્રમોહ હોય. કેવળજ્ઞાન સિવાય ચારિત્રમોહ પૂરો ના થાય.

જ્યાં સુધી ચારિત્રમોહ છે ત્યાં સુધી મુક્તિ ના થાય. ચારિત્રમોહ પૂર્ણ થયે કેવળજ્ઞાન થાય. એટલે થોડો કાળ રહે ને પછી મુક્તિ થાય.

❖ ❖ ❖ ❖ ❖

## દાદા ભગવાન પ્રરુપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

# સંપર્કસૂત્ર

## દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯)૨૭૫૪૦૪૦૮

**રાજકોટ :** **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૨૭૪૧૧૧૩૯૩

**વડોદરા :** **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** (૦૨૬૫) ૨૪૧૪૧૪૨

**ભુજ :** **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**ગોધરા :** **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

---

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **વડોદરા** | : ૯૮૨૫૦ ૩૨૯૦૧ |
| **સુરેન્દ્રનગર** | : ૯૮૭૯૨ ૩૨૮૭૭ | **ભરૂચ** | : ૯૪૨૮૩ ૨૬૯૭૨ |
| **જામનગર** | : ૯૩૨૭૬ ૧૬૫૬૧ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **અંજાર** | : ૯૫૭૪૦ ૦૮૧૨૬ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીધામ** | : ૯૫૭૪૦ ૦૮૧૨૪ | **મોરબી** | : ૯૬૨૪૧ ૨૪૧૨૪ |
| **ભૂજ** | : ૯૯૨૪૩ ૪૩૭૬૪ | **મુંબઈ** | : ૯૩૨૩૫૨૮૯૦૧ |
| **ગોધરા** | : ૯૯૨૪૩ ૪૩૪૬૮ | **દિલ્હી** | : ૯૩૧૦૦ ૨૨૩૫૦ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૫૭૪૦ ૦૮૨૯૯ | **કોલકત્તા** | : ૦૩૩ - ૩૨૯૩૩૮૮૫ |

---

**U.S.A. :** **Dada Bhagwan Vignan Institute** :
100, SW Redbud Lane, Topeka, Kansas 66606
**Tel. :** +1 877-505-DADA (3232) ,
**Email :** info@us.dadabhagwan.org

**U.K. :** +44 330-111-DADA (3232)
**Kenya** : +254 722 722 063
**Australia :** +61 421127947
**UAE** : +971 557316937
**Singapore** : +65 81129229
**New Zealand :** +64 21 0376434

**Website : www.dadabhagwan.org**

# આપ્તવાણી, મારો જ આત્મા !

આપ્તવાણીને વ્યવહારથી પોતાનો આત્મા માનજો. મહીં ઊંડા ઊતરો તો આ આપ્તવાણીની મહીં આખા અજ્ઞાનની શરૂઆતથી માંડીને કેવળજ્ઞાન સુધીના ફોડ છે. આ જગત બહુ ઊંડું છે અને આપણે ત્યાં બધો ફોડ પડેલો છે. જગત કેવી રીતે ચાલે છે, તમારે કેટલું કરવાનું ને તમારે કેટલું નહીં કરવાનું, ચાર્જ કેટલું થાય છે, ડિસ્ચાર્જ કેટલું થાય છે, ચાર્જ કેવી રીતે અટકે છે, કેવી રીતે સંસાર ચાલુ થાય છે, કેવી રીતે મુક્તિ થાય એ બધું લખેલું છે. હરેક વસ્તુ આવી ગઈ છે આમાં. પછી મૂળ આત્મા કેવો છે, એ બધું લખ્યું છે. અને આ સાદી-સરળ ગુજરાતી ભાષામાં, એમાં પારિભાષિક શબ્દો નહીં, એક્ઝેક્ટ ભાષામાં અને કલ્યાણકારી છે. એટલે આમાં બધો જ માર્ગ બતાવી દીધેલો છે. કંઈ બાકી રાખ્યું નથી. આખા જગતના કલ્યાણ માટે છે આ !

-દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા

## દાદા ભગવાનના
## અસીમ જય જયકાર હો

ISBN 978-81-89725-98-3
9 788189 725983
₹ 70 Printed in India